

# فتاوى رحيمية

# ફતાવા રહીમિય્યહ

## ભાગ પહેલો

હઝરત મૌલાના હાફિઝ કારી મુફ્તી

સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી (રહ્મ) રાંદેરી સાહબ

પ્રકાશક

મક્તબએ રહીમિય્યહ

મુન્શી સ્ટ્રીટ, રાંદેર, સુરત.

પીન કોડ નં. ૩૯૫ ૦૦૫




**અગર તમે જાણતા ન હોય તો જાણકારોને પુછી લો. (કુર્આને હકીમ)**

આપ (સલ.)નું ફર્માન છે :- ઈલ્મ તે ખઝાનો છે જેની ચાવીઓ સવાલ છે. સવાલ કરો કે એમાં ચાર માણસોને સવાબ મળે છે. (૧) સવાલ કરનારને (૨) જવાબ આપનાર આલિમને (૩) મસ્અલો સાંભળનારને (૪) તેને જે એઓથી મહબ્બત રાખતો હોય. (અહયાઉલ ઉલૂમ ભાગ-૧

# فتاویٰ رحیمیہ

# ફતાવા રહીમિય્યહ

## ભાગ પહેલો

**હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી**
**સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી (સુમ્મ) રાંદેરી સાહબ**

-: પ્રકાશક :-
**મકતબા રહીમિય્યહ**
મુન્શી સ્ટ્રીટ, રાંદેર-સુરત.
પીનકોડ નં. ૩૯૫૦૦૫.

# પ્રસ્તાવના

**હમ્દ અને સલાત પછી** તે કરીમો કારસાઝ અને હકીમો બેનિયાઝના હઝારો શુક્ર અદા કરીએ છીએ કે તેણે પોતે જ પસંદ કરેલા **"દીને-ઈસ્લામ"** ના અહકામો અને આજ્ઞાઓ દર્શાવતા આ **"ફતાવએ રહીમિય્યહ"** ના પ્રકાશનની અમને તૌફીક આપી, અને એ રીતે ગુજરાતી દીની સાહિત્યમાં એક અણમોલ અને વિશ્વાસપાત્ર પુસ્તકનો ઉમેરો કરવા અમને ભાગ્યશાળી બનાવ્યા. અલ્હમ્દુ-લિલ્લાહ, **અલ્લાહુમ્મ લકલ હમ્દુ શુક્રંવ વ લકલ મન્નુ ફઝલહ**

### ફત્વાઓની અગત્યતા

ખુલ્લી વાત છે કે જે શખ્સ પોતાને મુસલમાન કહેવડાવતો હોય તે કદી પણ શરઈ આજ્ઞાઓથી (ફત્વાઓથી) બેપરવા રહી શકતો નથી. ભલે પછી તે દીની અને દુન્યવી દષ્ટિએ ગમે તેટલા ઉચ્ચ દરજ્જે બિરાજમાન કેમ ન હોય! કારણ કે ઈબાદાત, મુઆમલાત, અખ્લાક અને અકાઈદ તથા અઅમાલ વિગેરે સંબંધી પ્રત્યેક મુસ્લિમની ઝિન્દગીમાં એવા સેંકડો પ્રશ્નો અને પ્રસંગો ઉપસ્થિત થતા જ રહે છે કે જેમાં તેને દીની માર્ગદર્શન મળવવું જ પડે છે! અને તેણે એવા પ્રસંગે હઝરાતે મુફતિયાને કિરામના મોહતાજ બનવું જ પડે છે કેમકે દરેક જણ પોતાના વ્યવસાય અને પ્રવૃત્તિઓમાંથી એટલી ફુરસત અને આવડત કયાંથી લાવે કે તે પોતાની સામે ઉપસ્થિત થએલા પ્રશ્નો વિષે કુર્આન અને હદીસ તથા ફિકહનું અવલોકન કરીને તેનો શરઈ ઉકેલ સમજી કે શોધી શકે.

ખરેખર મુસ્લિમ કૌમ પર મુફતી સાહિબોનો આ મહાન ઉપકાર છે કે તેમણે મુસ્લિમ જીવનની પ્રત્યેક દિશા અને દરેક-દરેક ઉપસ્થિત થતી પરિસ્થિતિ વિષે શરઈ ઉકેલ અને આજ્ઞાઓ શોધીને તેમને સંકલિત કરી દીધી! અને તેવી પરિસ્થિતિઓમાંથી પસાર થતા હઝારો-લાખો સાઈલો (પ્રશ્નકારો) ને તહકીક મુસીબતમાંથી બચાવી લીધા.

### મુબારક ખિદમત

આ શરઈ આજ્ઞાએ બતાવવાની(અર્થાત મુફતી તરીકેની) સેવા સૌ પ્રથમ સરવરે કાઈનાત હુઝુરે અકદસ(સલ.) એ બજાવી, જેમકે હદીસોમાં આવે છે કે હુઝુરે અકરમ (સલ.) સમક્ષ અમુક એવા પ્રશ્નો પણ આવ્યા કે જેમનો જવાબ આપ (સલ.) જાણતા ન હતા. જેથી આપ ખામોશ રહયા, અને પછી તરત જ હઝરત જિબ્રાઈલ(અલ.) આપ (સલ.) ની ખિદમતમાં હાઝિર થયા, તો આપ(સલ.) એ તે પ્રશ્નો તેમની સમક્ષ મુકીને જવાબ માંગ્યો. પરંતુ હઝરત જિબ્રાઈલ (અલ.) પણ બોલી ઉઠયા કે એ પ્રશ્નોના જવાબ અંગે મારો હાલ પણ આપ જેવો જ છે. પરંતુ આપ થોડી રાહ જુઓ. હું હમણાં જ રબ્બુલ ઈઝઝતની બારગાહમાંથી જવાબ લઈને હાઝિર થાઉં છું.

આપ (સલ.) પછી ફત્વા અંગેની એ મહાન સેવા હઝરતે સહાબએ કિરામ (રઝી.) એ બજાવી. જેમાં **હઝરત ઉમર** (રઝી.), **હઝરત અલી** (રઝી.), **હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ**(રઝી.), ઉમ્મુલ મુઅમિનીન **હઝરત આઈશા સિદ્દીકહ**(રઝી.) **હઝરત ઝૈદ બિન સાબિત** (રઝી.), **હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ** (રઝી.) અને **હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર** (રઝી.) ની સેવાઓ સૌથી વિશેષ છે.

તેમના પછી એ સિલસિલો તાબિઈન, તબ્એ તાબિઈન, ઉલમાએ કિરામ અને ફુકહાએ ઈઝામ દ્વારા એક ચિરાગથી બીજો ચિરાગ સળગે તે ક્રમે સતત ચાલુ રહયો અને હકતઆલાના ફઝલો કરમથી કયામત સુધી ચાલુ રહેશે ઈન્શાઅલ્લાહ.

આ ઉપરથી સમજી શકાય છે કે મુફતીના સ્થાન અને પદની મહત્તા કેવી અને કેટલી

અધિક છે! ઉલમાએ કિરામના વર્તુળમાં મુફતી બનવાનું કામ બહું જ વધારે મુશ્કિલ, વિકટ અને અતિ મહત્વનું સમજવામાં આવ્યું છે! **કારણકે 'ફિકહ'ના એક સરખા દેખાતા લાખો પેટા નિયમો, અને તેમની સાથે સંબંધ ધરાવતા અહકામોમાં રહેલા નજીવા ફર્કને પરિણામે આજ્ઞાના ફર્કને સમજવા માટે બહું જ ગેહરા અને અગાધ ઈલ્મની ઝરૂરત હોય છે.** જે દરેક આલિમ અને દરેક મુદર્રિસના કાબૂની વાત નથી. જયાં સુધી મુફતીને ફિકહ સાથે સંપૂર્ણ મુનાસિબત (ગાઢ સંબંધ) ન હોય, અને શરઈ મસાઈલમાં બારીક દ્રષ્ટિ ધરાવતો ન હોય, બુદ્ધિ અને પ્રતિભામાં ખાસ પ્રકારની સલાહિય્યત, અને હદયમાં શાસ્ત્રજ્ઞાનનો માદ્દો ન હોય, ત્યાં સુધી તેનું ફત્વો આપવાનું કાર્ય સંતોષકારક ગણી શકાતું નથી.

અલ્હમ્દુલિલ્લાહ સુમ્મ અલ્હમ્દુલિલ્લાહ કે હમારા **મોહતરમ મુફતી હઝરત મવ્લાના સય્યિદ અબ્દુર્રહીમ સાહબ લાજપુરી**માં ઉપરોક્ત ખુબીઓ સારા પ્રમાણમાં હોવા સાથે ખૌફે-ખુદા, અનુભવ દિર્ઘ દ્રષ્ટિ, સહનશિલતા, સજ્જનતા, તવાઝુઅ, વકાર, તકવો, સંજીદગી, ફર્ઝ-ભાન અને બુલંદ કિરદારી જેવા મહાન ગુણો પણ વ્યાપક પ્રમાણમાં મૌજૂદ છે. વળી આપના ફતાવાઓ સંખ્યાબંધ કિતાબોના હવાલાઓથી સજજ હોય છે. અને ખુબી આ છે કે પ્રશ્નકારની મરઝી કે ઈચ્છા વિરૂધ્ધ જવાબ હોય તો પણ ફત્વો સપ્રમાણ હોવાને લીધે તેને સંતોષ થયા વગર રહેતો નથી.

બહરહાલ **પૈગામ**ના પ્રથમ અંકથી જ ફત્વા કોલમ માટે હઝરત મુફતી સાહબ મવસૂફની સેવાઓ મેળવવા બદલ હું મને પોતાને ભાગ્યશાળી સમજું છું. અને હઝરત મુફતી સાહબ તથા અલ્લાહ રબ્બુલ ઈઝઝતનો શુક્રિયહ અદા કરૂ છું, મારે કહેવું જોઈએ કે માત્ર હું જ હઝરત મુફતી સાહબનો ઋણી નથી, બલ્કે સઘળા ગુર્જર મુસ્લિમો પણ આપના એહસાન મંદ છે. કારણકે આપના ફત્વાઓ દ્વારા મળતા દીની માર્ગદર્શનથી ગુર્જર મુસ્લિમો અને તેમની ભાવી પ્રજા પણ એનો લાભ ઉઠાવ્યા વિના રહી શકશે નહી.

**"ફતાવા-રહીમિય્યહ"**ના પ્રથમ ભાગમાં **ઈમાન, ઈલ્મ, તહારત** અને **સલાત (જનાઈઝ તથા ઈસાલે સવાબ)**ના પ્રકરણોને સ્પર્શતા ૧૮૭ ફત્વાઓ પ્રગટ થયા છે. (આ ત્રીજા એડીશનમાં ૨૧૬ ફત્વાઓ પ્રગટ થયા છે) હવે એના બીજા ભાગનું ત્રીજું એડીશન જે પ્રગટ થઈ રહ્યું છે તેમાં **ઝકાત, રોઝા, હજ્જ, મસાજિદ, નિકાહ, તલાક, ઈદ્દત, રઝાઅત, ઉઝહિય્યહ, ઝબાઈહ, મીરાસ, રદ્દે બિદઆત** વિગેરે પ્રકરણો સાથે સંબંધ ધરાવતા ફત્વાઓ પ્રગટ થશે, ઈન્શા અલ્લાહ.

'ફતાવા રહીમિય્યહ'ના (પહેલા એડીશનના) આ પ્રકાશન કાર્યામાં મોહતરમ(મર્હુમ) મવ્લાના **ઈબ્રાહીમ આદમ સાહબ,** પય્ગામના વ્યવસ્થાપક **કાઝી અબ્દુરહીમ 'મુન્સિફ'** સાહબ, તાજ પ્રિન્ટીંગ પ્રેસના સંચાલકો, મોહરતરમ મુન્શી હાજી અબ્દુલ હય સાહબ, તથા જે જે સાહિબોએ અમને સાથ સહકાર આપ્યો છે તેમને ખુદાપાક બન્ને જહાનમાં સારો બદલો આપે. અને એમની આ ખિદમતને એમના હકમાં સદકએ જારિયહ બનાવી કબૂલ ફર્માવી નજાતનો ઝરીઓ બનાવે, આમીન.

અંતમાં અમે દેશ-પરદેશના ઈલ્મ-પ્રેમી ધનવાનોને અપીલ કરીએ છીએ કે તેઓ આ અતિ મહત્વના દીની પ્રકાશનને મોટી સંખ્યામાં ખરીદી મસ્જિદો, મદ્રસાઓ, અન્જુમનો તથા ગરીબ મુસ્લિમોને ભેટ આપીને સવાબે દારૈન હાસિલ કરે.

અમે ફરી એક વાર તે રહીમો-કરીમ સર્વ શકિતમાન રબ્બુલ આલમીનનો શુક્ર ગુઝારીએ છીએ અને દુઆ કરીએ છીએ કે તે આ પ્રકાશનને લોકપ્રિય બનાવે, કબૂલ ફરમાવે, અને મુસ્લિમોને એનાથી વધુને વધુ ફૈઝયાબ બનાવે, આમીન. ફતાવાના અવલોકકોને કોઈ ભૂલ જણાય તો સુધારી લેશે અને ઉમ્મીદ છે કે અમને જાણ કરી આભારી કરશે એ જ વિનંતી.

વિશ્વાસુ

નાચીઝ **ઈસાભાઈ ઈબ્રાહીમ (મર્હુમ)**

તંત્રી - પયગામ કાવી ડી. ભરૂચ

# તહદીસે નેઅમત

**અલ્હમ્દુ લિલ્લાહિ વકફા વ સલામુન અલા ઈબાદિહિ-લ્લઝીન-સ્તફા.**

**અમ્મા બઅદ**

હું હક જલ્લ શાનુહુનો અન્હદ શુક્ર ગુઝાર છું કે તેણે મને તાલિબે ઈલ્મીના ઝમાનાથી જ જયારે કોઈનેય પોતાના ભાવીના ભલા બુરાનું બરાબર ભાન હોતું નથી. બેશુમાર નેઅમતો અને નવાઝિશો ઉપરાંત આ હદીસ કે 'મંય્યુરિદિ લ્લાહુ બિહી ખય્રંય્યુવફફિકહુ ફી-દ્દીન'' યઅની જેના સાથે અલ્લાહ તઆલા ભલાઈનો ઈરાદો કરે છે તેને દીનની ''ફિકહ'' અને ''સમજ'' અર્પે છે. યઅની તેને ઈલ્મ અને તફકકુહ ફિદ્દીનથી નવાઝે છે. (સહીહ બુખારી ભાગ ૧ પાનું ૧૬) અને હદીસ 'ખય્રૂલ-ઈબાદતિ અલ ફિકહુ' બેહતરીન ઈબાદત ફિકહ છે. (અહયાઉલ-ઉલૂમ ભાગ ૧ પાનુ ૧૩) તથા આ હદીસ કે ''લિકુલ્લિ શય્ઈન ઈમાદુન વ ઈમાદુ હાઝ-દ્દીનિ અલ ફિકહુ'' યઅની દરેક વસ્તુને માટે એક સ્થંભ હોય છે અને આ દીનનો સ્થંભ ફિકહ છે. (ફતાવા સિરાજિય્યહ ૧૫૮) (અહયાઉલ-ઉલુમ ભાગ ૧ પાનું ૧૩)

અને આ હદીસ કે 'યૂઝનુ યવ્મલ કિયામતિ મિદાદુલ ઉલમાઈ મઅ દમિશ્શુહદાઈ ફયુતરજ્જહુ મિદાદુલ ઉલમાઈ અલા દમિશ્શુહદાઅ, યઅની કયામતના દિવસે આલિમ અને મુફતીના લખાણની રોશનાઈ (સિયાહી) શહીદના ખૂન (લોહી)ના સાથે તોલાશે તો રોશનાઈ દરજામાં વધી જશે. (ફતાવા સિરાજિય્યહ પાનું ૧૫૮)

તબ્રાનીએ રિવાયત કરી છે કે - આપ (સલ.)એ ફરમાવ્યું કે ફિકહની મજલિસમાં શરીક થવું સાઠ (૬૦) વર્ષની ઈબાદતથી અફઝલ છે.

ફતાવા સિરાજિય્યહમાં હદીસ બયાન કરી છે કે દીનની વાતો સીખવામાં એક દિવસ ગુઝારવો ખુદાના નઝદીક દસ હઝાર વર્ષોની ઈબાદતથી અફઝલ છે. (ફતાવા સિરાજિય્યહ પાનું ૧૫૮)

અને હઝરત ઉમરે ફારૂક (રઝિ.) ફરમાવે છે કે હઝાર રાતો જાગનારા રોઝદાર આબિદોનું મરવું એક આલિમ મુફતીની મૌતથી કમ છે જે ખુદા તઆલાના હલાલ - હરામના અહકામ ઝાહિર કરે છે. (અહયાઉલ ઉલુમ ભાગ ૧ પાનું ૧૬)

બહર હાલ આ એક મહાન નેઅમતની સઆદત અર્પી કે મારા દિલો-દિમાગમાં ''ફિકહ'' જેવા અતિ મહત્વના વિષય પ્રત્યે શૌક અને દિલચસ્પી ઉત્પન્ન ફરમાવી. તદ્ ઉપરાંત ''ફત્વા નવેસી''ના મુબારક અને મહત્વના ફનને સમજવા અને તેને પાત્ર બનવા માટે ઝરૂરી એવા ઉલૂમ સીખવાના અસ્બાબો પણ તેણે જ પૈદા કર્યા અને પછી તેમાં સફળતા મેળવવાની તૌફીક અને તકો પણ તેણે જ અર્પી, અલ્હમ્દુ લિલ્લાહ.

અને માહિરીને ઉલૂમે શરઈય્યહ

(૧) હઝરત મૌલાના મુહમ્મદ હુસૈન રાંદેરી સા. (રહ.) બાનીએ જામેઅહ હુસૈનિયહ (રાંદેર).

(૨) હઝરત મૌલાના મુફતી સય્યિદ મહદી હસન સા. (રહ.) મુફતીએ રાંદેર અને સદર મુફતી દારૂલ ઉલૂમ દેવબંદ.

(૩) હઝરત મૌલાના અહમદ નૂર સાહબ (રહ.) શૈખુલ હદીસ જામેઅહ હુસૈનિયહ (રાંદેર).

(૪) હઝરત મૌલાના મુફતી મહમૂદુલ હસન અજમેરી (રહ.) સદર મુદર્રિસ જામેઅહ હુસૈનિયહ (રાંદેર)

(૫) હઝરત મૌલાના મુહિબ્બુલ્લાહ સાહબ (મદ્દ ઝિલ્લુહુ) મુદર્રિસ જામેઅહ હુસૈનિયહ (રાંદેર)

(૬) હઝરત મૌલાના કારી અબ્દુસ્સત્તાર લખ્નવી (રહ.) મુદર્રિસ મદ્રસા (લાજપુર)

(૭) હઝરત મૌલાના કારી મુહમ્મદ ઉમર થાનવી (મદ્દ ઝિલ્લુહુ) મુદર્રિસ જામેઅહ હુસૈનિયહ (રાંદેર)

(૮) ઉસ્તાઝુલ ઉલમા હઝરત મૌલાના અન્વર શાહ સાહબ કશ્મીરી (રહ.)ની શાર્ગિર્દીનો શર્ફ પણ હાસિલ થયો છે જયારે કે હઝરત શાહ સાહબ (કુદ્દિસ સિર્રૂહુ) દેવબંદ છોડી પહેલી વખત રાંદેર તશ્રીફ લાવ્યા હતા તો આશરે એક માસ સુધી કિયામ રહ્યો હતો તે સમયે હઝરત મૌલાના ઈબ્રાહીમ સાહબ (રહ.) (મોહતમિમ જામેઅહ) ની દરખાસ્ત પર બે સબકો પઢાવ્વાનું મંઝુર ફર્માવ્યું હતું. મારી અને મૌલાના મુહમ્મદ સઈદ રાંદેરી (રહ.) (મર્હુમ) વાળી જમાઅત હઝરત શાહ સાહબની કિયામગાહ (મેહ-માન ખાના) પર જઈ સબક પઢતી હતી જેથી અમારી જમાઅતને હઝરત શાહ સાહબ (રહ.)થી ઈલ્મી ફૈઝ હાસિલ કરવાની સઆદત પણ નસીબ થઈ. 'ઝાલિક ફઝ્લુલ્લાહિ યુઅતીહી મંય્યશાઅ'

### શફીક ઉસ્તાઝ (રહ.) ની યાદ

મારા મુહતરમ ઉસ્તાઝ હઝરત મવ્લાના મુહમ્મદ હુસૈન રાંદેરી (રહ.) (વફાત ૧૩૫૧ હિ.) નવસારીની જામિઅ મસ્જિદની ઈમામત છોડાવીને મને રાંદેર લઈ આવ્યા, અને બળી જામેઅ મસ્જિદની ઈમામતનો બંદોબસ્ત કરી પોતાના 'જામિઅહ હુસૈનિય્યહ'માં મારી દીની તઅલીમની વ્યવસ્થા કરી, એટલું જ નહીં પણ આપને પુછવામાં આવતા 'ફત્વા' (દીની સવાલો) પણ મને આપી દેતા, અને હું તેમના જવાબો ઉર્દુમાં લખીને આપની ખિદમતમાં પેશ કરતો! આપ જવાબો વાંચીને ખુશ થતા અને તેના ઉપર તસ્દીકની મુહર મારીને મારી હોસ્લા અફઝાઈ ફરમાવતા ! કદી - કદી મારી રાયથી ઈખ્તિલાફ કરીને જવાબમાં મારી દલીલો સાંભળતા અને ખુશ થતા, તે સમયે તો મને કંઈ સમજ પડી નહીં પણ પાછળથી જણાયું કે મોહતરમ ઉસ્તાઝ (રહ.)ની ખુદા દાદ ફિરાસતે કારી, આલિમ અને ફત્વા નવેસીની ખિદમત લેવા માટે મારી પસંદગી કરી લીધી હતી. અને વાસ્તવમાં એ બધી કારરવાઈ દ્વારા આપ મારી તરબિયત ફરમાવી રહ્યા હતા. હક તઆલા આપની બાલ-બાલ મગ્ફિરત ફર્માવી, આપના દરજાઓ બુલંદ ફરમાવે, અને દીને ઈસ્લામની સેવા પુરા ઈખ્લાસથી બજાવ્વાની મને તવ્ફીક આપે. મારી લગઝિશોને માફ કરે, અને મારી આ નાચીઝ ખિદમતને કબૂલ ફર્માવી મારી નજાતનો ઝરીઓ બનાવે, આમીન બિહુરમતિ સય્યિદિલ મુર્સલીન (સલ.)

### ફતાવા નવેસીની તૌફીક અને મહાન નેઅમત

એમ તો અહકરે આપેલા કેટલાય ફત્વાઓ તેમની નોંધ નહીં રાખવાના પરિણામે 'મુસ્તફતીઓ' (ફત્વા પુછનારાઓ) ની પાસે મૌજુદ હશે અથવા તેમના દુર્લક્ષના પ્રતાપે અરક્ષિત બની ગયા હશે, અફસોસ માત્ર આટલો છે કે જો એ ફત્વાઓ વ્યવસ્થિતપણે સંગ્રહાયા હોત તો મુસ્લિમો એનાથી લાભ ઉઠાવી શકત. એ ઉપરાંત કેટલાય ફત્વાઓ **હમ્દર્દ સુરત, આઝાદ સુરત, જમાઅત - સુરત પય્ગામ - કાવી, મુજાહિદ - સુરત, હયાત - સુરત** જેવા નામવર પેપરો તથા માસિકોમાં પ્રગટ થઈ ચુકયા છે. અને કેટલાક ફત્વા એવા છે કે જેમની નોંધ રાખવામાં આવેલા મારી પાસે સુરક્ષિત છે, જે છઠા તથા સાતમા ભાગમાં આવશે ઈન્શા અલ્લાહ.

અલ્હમ્દુ લિલ્લાહ આજે એ વાતની અન્હદ ખુશી છે કે મારા સંખ્યા બંધ ફતાવા પાંચ પુસ્તકોમાં મહફુઝ થઈ ગયા છે અને આપ સમક્ષ આવી ગયા છે.

ઈ સઆદત બઝોરે બાઝુ નેસ્ત
તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ

એ પ્રકાશનોથી મુસ્લિમો ખૂબ જ લાભ ઉઠાવ્તા રહે એવી દુઆ સિવાય હું બીજું શું કહી શકું ? હવે ખરી રીતે તો મુસ્લિમોએ આ ઈસ્લામી તઅલીમ તરફ લક્ષ આપવું જોઈએ કે "એક નેક કાર્યનું સર્જન થાય અને પછી તે જેટલી હદે વિસ્તૃત બને અને તેનાથી જે - જે લોકો ફૈઝયાબ થઈ સવાબના મુસ્તહિક બને તેમના જેટલો જ સવાબ તેના બાની અને તેના સર્જનમાં સહાય કરનારાં સહાયકો વિગેરેને મળે છે. આપ (સલ) નું ફરમાન છે કે ઈલ્મ તે ખઝાનો છે જેની ચાવી સવાલ છે. માટે ઈલ્મ વિષે સવાલ કરો કે તેમાં ચાર માણસોને સવાબ મળે છે. (૧) પૂછનાર (૨) મુફતી (૩) સાંભળનાર (વાંચનાર) (૪) જે તેમની સાથે મહબ્બત રાખે છે. (અહયાઉલ ઉલુમ ભાગ ૧ પાનું ૧૬)

એ દ્રષ્ટિએ જોતાં આ પ્રકાશનોનો જેટલોય ફેલાવો થશે તે અનુસાર સવાબના મુસ્તહિક એ ફત્વા પુછનારા ભાઈઓ, મુફતી, તેના પ્રકાશકો, પ્રકાશકોના સહાયકો, વાંચકો, પ્રચારકો અને અમલ કરનારાઓ થશે, ઈન્શા અલ્લાહ.

ઈલ્મે ફિકહની અને તેને ફેલાવવાની હદીસોમાં બહું જ ફઝીલતો આવી છે. એક હદીસમાં છે કે 'ફકીહુન વાહિદુન અશદ્દૂ અલ-શયતાનિ મિન અલ્ફિ આબિદિન' યઅની બેશક એક ફકીહ હઝાર આબિદ (ઈબાદત ગુઝારો) થી વધારે શૈતાન પર ભારી હોય છે. (તિર્મિઝી ભાગ ૨ પાનું-૯૩) કારણ કે આબિદ પોતે નફો ઉઠાવે છે અને ફકીહ લોકોને ફિકહની તઅલીમ આપે છે એ રીતે લોકોમાં ફિકહની તઅલીમ પ્રચારવા અને પ્રસારવાની પણ બહું જ ફઝીલતો છે.

**ફત્વા નવેસીની મુશ્કેલીઓ**

મુફતીએ પોતાની જવાબદારીનું ભાન રાખીને માત્ર હક તઆલાની રઝામંદીના ખ્યાલથી ફત્વાઓના જવાબો લખતી વખતે બધા જ પેહલુઓ પર નઝર રાખવી પડે છે. અનેક કિતાબોનું અવલોકન, કલ્બી ઈત્મીનાન તથા દિમાગી તવાઝુન કાયમ રાખીને એક હલ (ઉકેલ-જવાબ) તૈયાર કરવાનો હોય છે.

બહર હાલ આ પુસ્તકના પ્રકાશનથી મારી લાંબા સમયની તમન્ના પૂર્ણ થઈ, અલ્હમ્દુ લિલ્લાહ, મારા મોહતરમ મિત્ર (મર્હુમ) મુન્શી ઈસાભાઈ સાહબે આ "ફતાવા રહીમિય્યહ"ના પહેલા એડીશનના પ્રકાશનમાં સાથ આપીને કોમની એક શ્રેષ્ઠ સેવા બજાવી, કૌમે પણ એને મોટા પ્રમાણમાં ખરીદીને હિમ્મત અફઝાઈ કરી, એને પોતાની શક્તિ મુજબ ખરીદીને પોતાના મર્હુમોના ઈસાલે સવાબ અને સદકએ જારિયહની નિય્યતથી વહેંચી, ઘણાં ભાઈઓને પણ અમલની તવ્ફીક નસીબ થઈ અને સદકએ જારિયહના ખરા હકદાર બંન્યા. જઝાહુમુલ્લાહ.

હક તઆલા મોહતરમ (મર્હુમ) મુન્શી સાહબને પણ આ સેવા અને સાહસનો બેહતરીન અજર આપે, આ "ફતાવા સંગ્રહ"ને કબુલ અને મકબૂલ ફરમાવે અને વાંચકોને અમલની તવ્ફીક આપે અને જે તાલિબે ઈલ્મો અને મિત્રોએ ફતાવા નકલ કરવામાં મને મદદ કરી છે અને કરતા રહે છે તે સૌને પરવરદિગારે આલમ બન્નેવ જહાનમાં અજરે અઝીમ અતા ફર્માવે. આમીન.

અહકર
**સય્યિદ અબ્દુ-રહીમ** ગફરલ્લાહુ લહુ વલિવાલિદય્હિ
(ખતીબ જામેઅ મસ્જિદ મુન્શી સ્ટ્રીટ, રાંદેર.)
૧૦ મી જમા. અવ્વલ ૧૪૦૫ હિજરી
મુતાબિક ૧ ફેબ્રુઆરી ૮૫ ઈસ્વી

# મુફતીએ ગુજરાત

**હઝરત મવ્લાના મુફતી સય્યિદ અબ્દુર્‌રહીમ લાજપુરી સાહબ**
**દામત બરકાતુહુમનો**

## ટુંક પરિચય

મોહતરમ હઝરત મુફતી સાહબની શખ્સિયત ઈસ્લામી તઅલીમાતના અમલી નમુનારૂપ હોવા છતાં શોહરત અને નુમાઈશથી દૂર, ખામોશ, ગુમનામ અને યકસૂ ઝિંદગીની આદી છે.

આપના પરિચય માટે ફતાવાનો આ સંગ્રહ જ કાફી હતો પણ પયગામના વાંચકોની ફરમાઈશ અને ઈસ્રાર હતો કે આપનો ટુંક પરિચય તો હોવું જ જોઈએ. આ ફરમાઈશ જોતાં 'ફૂલ નહી તો ફૂલની પાંખડી' પર અમલ કરતાં વાંચકોની ખ્વાહિશ અનુસાર અત્રે ટુંક પરિચય રજુ કરૂં છું. હક તો આ છે કે :-

'સફીના ચાહયે ઈસ બહરે બેકરાંકે લિયે'

**નસબ નામુ** :-હઝરત મુફતી સાહબને જે પ્રમાણે અલ્લાહ તઆલાએ ઈલ્મો અમલ, હિફઝે કુર્આન, કિર્અત, તજવીદ, હજ્જે બય્તુલ્લાહની દૌલતથી નવાઝયા છે, ખૂસુસિયત એ પણ છે કે આપને ખાન્દાની શરાફત પણ અતા ફર્માવી છે. આપનું નસબનામું ૨૬ વાસ્તાથી મહબૂબે સુબ્હાની સય્યિદિના અબ્દુલ કાદિર જીલાની (રહ.)ને મળે છે. એની સોનેરી કળી જુઓ. મવ્લાના હાફિઝ કારી મુફતી સય્યિદ **અબ્દુર્રહીમ** કાદરી , ઈબ્ને સય્યિદ **અબ્દુલ કરીમ**, ઈબ્ને સય્યિદ **ઈબ્રાહીમ**, ઈબ્ને સય્યિદ **અબ્દુર્રહીમ**, ઈબ્ને સય્યિદ **મુહમ્મદ ફકીરૂલ્લાહ** ઈબ્ને સય્યિદ **આબિદ મિયાં**, ઈબ્ને સય્યિદ **દરવેશ**, ઈબ્ને સય્યિદ **મુહમ્મદ ફકીરૂલ્લાહ**, ઈબ્ને સય્યિદ **પીર મુહમ્મદ**, ઈબ્ને સય્યિદ **રૂકનુદ્દીન યુસુફ** ઈબ્ને સય્યિદ **હુસામુદ્દીન નન્નામિયાં**, ઈબ્ને સય્યિદ **હસન**, ઈબ્ને સય્યિદ **નિઝામુદીન સુલેમાન**, ઈબ્ને સય્યિદ **અબ્દુલ ફત્હ ઈસ્હાક**, ઈબ્ને સય્યિદ **અબુ મુહમ્મદ**, ઈબ્ને સય્યિદ **અલાઉદ્દીન આદમ**, ઈબ્ને સય્યિદ **ઈબ્રાહીમ** , ઈબ્ને સય્યિદ **મુસા કુત્બુદ્દીન**, ઈબ્ને સય્યિદ **હાશિમ**, ઈબ્ને સય્યિદ **ગિયાસુદ્દીન કાસિમ**, ઈબ્ને સય્યિદ **સાલિહ**, ઈબ્ને સય્યિદ **ફત્હુલ્લાહ**, ઈબ્ને સય્યિદ **નસ્રૂલ્લાહ**, ઈબ્ને સય્યિદ **દાવુદ**, ઈબ્ને સય્યિદ **સિદ્દીક**, ઈબ્ને સય્યિદિનલ **કુતુબ અબુ મુહમ્મદ અબ્દુલ ખાલિક**, ઈબને **સય્યિદિનલ ઈમામુલ મુરશિદુલ અનામ, શૈખુલ ઈન્સ વલ્જાન, સુલ્તાનુલ અવ્લિયા સુબ્હાની મહયુદ્દીન સય્યિદ અબ્દુલ કાદિર જીલાની અલ્હસની વલ્હુસૈની કદ્દસલ્લાહુ સિર્રહુ વ નવ્વરલ્લાહુ ઝરીહહુ.**

### બચપણ, શિક્ષણ અને તઅલીમ

શવ્વાલ ૧૩૨૧ હિજરી, ઈસ્વી સન ૧૯૦૩ માં આપનો જન્મ થયો. આપે નાનપણમાં પોતાના દાદા હઝરત મૌલાના સય્યિદ ઈબ્રાહીમ સાહબ (રહ.) (વફાત ૪ રબી. આખર ૧૩૨૯ હિજરી) પાસે પ્રાથમિક દીની તઅલીમ શરૂ કરી હતી. દાદાની વફાત પછી વાલિદે મોહતરમ પાસે તઅલીમી સિલ્સિલો ચાલુ કર્યો અને મોહતરમ હઝરત કાકા મૌલાના સય્યિદ અ. હય કાઝી (રહ.) પાસે જોત-જોતામાં કુર્આને મજીદ ખત્મ કર્યું. એ દરમિયાન આપના ઉપર ઘરના કામકાજ, ખેતર વિગેરેની

દેખ-રેખની પણ જવાબદારી હતી. સાથે - સાથે સ્કુલમાં બાળપોથી અને પહેલી ચોપડી સુધીનો અભ્યાસ પણ થઈ ચુકયો હતો.

### બચપણનો એક લતીફો

આપને કુશ્તીનો શોખ થયો. તે એટલી હદે પહોંચ્યો કે આપે પોતાનો એક **'અખાડો'** બનાવી લીધો. (જેના ચિન્હો આજ પર્યંત લાજપુરમાં મૌજુદ છે, પંદર-વીસ છોકરાઓ શાર્ગિદ બન્યા. જેમાં આફ્રિકન છોકરાઓ પણ હતા! કુશ્તીના દાવ - પેચ પોતે જ સોચ્યા હતા! એક-બે વખત રાંદેર આવી અત્રેના અખાડાઓનો મન્ઝર જોગો હતો, સીખવાનો મૌકો મળ્યો ન હતો. પણ બેઠક મારતા અને દંડ પીલવાનો અમલ જારી રાખ્યો હતો અને શાર્ગિદોને પણ સીખાડતા.

**લતીફો :-** એક સમયે ઈદના મૌકા પર લાજપુરના રહીશ અહમદ રાંદેરી લાજપુર આવ્યા હતા, જેઓ રહીમ બખ્શ પહેલવાનના શાર્ગિદ હતા, તેમણે જયારે સાંભળ્યું કે લાજપુરમાં અખાડો છે અને અબ્દુ-ર્રહીમ ઉસ્તાદ છે, તો છોકરાઓને કહેવા લાગ્યા કે 'એ કયાંનો પહેલવાન આવી ગયો, એક વખતે પણ અખાડામાં તો ઉતર્યો નથી, અને પહેલવાન બની ગયો.' તમારા ઉસ્તાદને કહો કે મારી સાથે કુશ્તી લડે. એ વાત છોકરાઓથી જયારે આપે સાંભળી તો ગભરાયા, કેમકે ખરેખર આપ ઉસ્તાદ પાસે પહેલવાની સીખ્યા ન હતા, ગભરાવાનું કારણ આ પણ હતું કે જો હારી જવાય તો પોતાના શાર્ગિદો સામે શરમિન્દગી થાય. હવે શાર્ગિદોને શું જવાબ આપવો? આપે શાર્ગિદોને ફરમાવ્યું કે ખુદાના ફઝલો-કરમથી તમારામાં એવા-એવા દાવ - પેચ જાણનારા યુવાનો છે કે જેઓ એમનો મુકાબલો કરી શકે છે, અને હરાવી શકે છે. અને જયારે બધા શાર્ગિદો હારી જાય ત્યાર પછી જ ઉસ્તાદનો વારો આવે છે. જેથી તમો પૈકી વારા-ફરતી એક-એક જણ કુશ્તી લડો, જુઓ તમારામાં આ આફ્રિકનો ઘણાં જ મઝબુત છે.તમો ઝરૂર એને પટકી દેશો. આપે કુશ્તીથી બચવા માટે આ માર્ગ લીધો હતો, પરંતુ પેલા ભાઈની ડંફાશો સાંભળીને કોઈ એક શાર્ગિદ પણ તૈયાર થયો નહીં. હવે જો હઝરત મુફતી સાહબ ઈન્કાર કરે છે તો પણ મુસીબત, અને કુશ્તી લડે છે તો પણ મુસીબત, આપ ખુબ જ પરેશાન થયા પણ કોઈ માર્ગ હતો જ નહીં. આપે ખુદા પાસે દુઆ કરી કે યા અલ્લાહ તુ જ મારી ઈઝ્ઝત અને લાજ રાખી લે. અને કુશ્તી લડવા તૈયાર થઈ ગયા. આપ લંગોટ બાંધીને અખાડામાં ઉતર્યા. અહમદે અજીબ પૈન્રાં શરૂ કર્યા. વાંરવાર જાંગો પર ઝોર - ઝોરથી હાથ મારીને આપને પ્રભાવિત કરવાના પ્રયાસો કર્યા. પણ આપે તક જોઈને તેની ગરદનમાં હાથ નાખી તેનું શરીર પોતાના પીઠ ઉપર લઈને એટલા ઝોરથી આંચકો મારી અખાડા બહાર ફેંકયો કે તે ગરીબ ઉઠી શકયો નહી, અને પોતાની હાર સ્વીકારી લીધી. એ રીતે હક તઆલાએ આપને પોતાના સાથીઓ તથા શાર્ગિદોમાં શરમિન્દહ થવાથી બચાવી લીધા, અને આપની દુઆ હક તઆલાએ કબૂલ ફરમાવી.

**હિફઝની તઅલીમ અને શાદી :-** આપની વય પંદર વર્ષની હતી ત્યારે આપ મોહતરમ કાકા હાફિઝ સય્યિદ હુસામુદ્દીન સાહબના મશ્વેરાથી રાંદેર પહોંચી ગયા. અને દારૂલ ઉલૂમ અશરફિયહમાં કાકાની જ પાસે સન ૧૩૩૯ માં હાફિઝ થયા. તે વખતે આપના મોહરતમ વાલિદ સા. મદ્દઝિલ્લુહુએ પોતાના ફોયાય ભાઈ હઝરત મૌલાના સય્યિદ અબ્દુલ હય કાઝી (રહ.)ના વડીલ પુત્રી મોહતરમહ ફાતિમા બેગમ સાહિબહ સાથે શાદી નકકી કરી દીધી . આપના ખુસર (સસ્રા) ઘલાં (ઝિ.સુરત)માં રહેતા હતા. મદ્રસામાં સદર મુદર્રિસ અને મસ્જિદમાં પેશ ઈમામ હતા. ૨૬ મી રજબ હિજરી સન ૧૩૩૯ ના નવસારીથી બરાત ઘલાં પહોંચી, હઝરત મવ્લાના મુફતી મરગૂબ અહમદ સાહબ

લાજપુરી (રહ.) ના બયાન પછી નિકાહ ખ્વાની થઈ.

**ફારસીની તઅલીમ** :- હઝરત વાલિદ સાહબ મર્હૂમ ઝિલ્લુહુંના પ્રયાસોથી મોઠવાડમાં મદ્રસએ મુહમ્મદિયહની સ્થાપના થઈ, અને મોહતરમ વાલિદ સાહબે તેમાં સદર મુદર્રિસ તરીકે કામ શરૂ કર્યું. હઝરત મુફતી સાહબે ત્યાં મવ. મુસા ભય્યાત તથા યુસુફ મેમન વિગેરે મિત્રો સાથે નવસારીની શાહી જામેઅ મસ્જિદની ઈમામતની જવાબદારી સહિત ફારસી કિતાબો પઢવાનું શરૂ કર્યું. ગુલિસ્તાં, બોસ્તાં વિગેરે કિતાબો પૂર્ણ કરી.

**મન્સબે ઈમામત** :- અલ્લાહ તઆલાએ હઝરત મુફતી સાહબને કિર્અત અને તજવીદના ફનમાં પણ કમાલ અતા ફર્માવ્યો હતો. જેથી નવસારી વાસીઓએ નવસારીની શાહી જુમ્અહ મસ્જિદના પેશ ઈમામ તરીકે નિયુક્ત કરી લીધા હતા.

નમાઝીઓ અને ટ્રસ્ટીઓને આપની કિર્અત બહું જ પસંદ આવી, યુવાની હતી, અવાઝમાં બળ તથા કુદરતી ખુશ ઈલ્હાની હોવાને લીધે ખૂબ જ આકર્ષણ હતું. પરિણામે સમગ્ર નવસારીમાં કિર્અતની ખ્યાતી થઈ ગઈ. દૂર-દૂરના મહોલ્લાવાળાઓ પણ ત્યાં જુમ્અહ મસ્જિદમાં નમાઝ પઢવા આવ્વા લાગ્યા. ત્યાં સુધી કે એ ખ્યાતિ આસ-પાસ પ્રસરતાં જુમ્અહને દિવસે આસ-પાસથી પણ મોટા પ્રમાણમાં લોકો આવતા. તે દરમિયાન આપે ફારસી કોર્સ પૂર્ણ કરી લીધો હતો. એટલું જ નહીં પણ પોતાના વાલિદે મોહતરમ પાસે અરબીની પ્રાથમિક કિતાબો પઢવાનું પણ શરૂ કરી દીધું હતું.

તે દરમિયાન આપના બહેન મોહતરમહ ફાતિમા બીબીની શાદીના પ્રસંગે વઅઝ માટે રાંદેરથી **ફાઝિલે ગુજરાત હઝરત મવ્લાના મુહમ્મદ હુસૈન સાહબ (રહ.)** બાનીએ મદ્રસએ મુહમ્મદિયહ હાલ (જામિઅહ હુસૈનિયહ રાંદેર)ને આમંત્રણ આપી બોલાવવામાં આવ્યા. જામેઅહના નાઝિમ મોહતરમ હાફિઝ અહમદ મોટા સાહબ (રહ.) પણ આપની સાથે હતા. વઅઝ અને નિકાહ ખ્વાની પછી આપને ફરમાવ્યું કે ફજરની નમાઝ જુમ્અહ મસ્જિદમાં તમારી પાછળ પઢવી છે માટે સાથે લઈ જજો. અમે પણ સાંભળીએ તો ખરા કે આપ કેવું પઢો છો? આપે કહ્યું કે હઝરત જુમ્અહ મસ્જિદ ઘણે દૂર છે, તકલીફ થશે. પરંતુ હઝરતે માન્યું નહીં અને સાફ કહી દીધું કે મકસદ આપની કિર્અત સાંભળવી છે. હઝરતે ત્યાં જ નમાઝ પઢી અને ઈશરાક પછી આપને મહબ્બતથી ચિમ્ટી ગયા, મુબારક બાદ આપીને ફરમાવ્યું કે માશા અલ્લાહ આપ ખૂબ પઢો છો. અહીંયા શું પડી રહ્યા છો, તમારા માટે રાંદેર યોગ્ય છે. આપે અર્ઝ કરી કે હઝરત ! રાંદેર તો ઈલ્મનું મરકઝ છે અને હું તો માત્ર હાફિઝ છું. તો હઝરતે ફરમાવ્યું કે તમે ત્યાં આવો તો ખરા ! બધું જ થઈ જશે. ત્યાં આપણો મદ્રસો છે, આલિમ પણ થઈ જશો અને સનદી કારી પણ બની જશો. કેમ કે ત્યાં આપણા મદ્રસામાં ફનના માહિર **કારી મુહમ્મદ ઉમર થાન્વી** છે.

બહર હાલ મૌલાના મુહમ્મદ હુસૈન સાહબે આપના વાલિદ સાહબને રાઝી કરી લીધા અને આપ રાંદેર આવ્વા રાઝી થયા. ત્યાં મોટી જુમ્અહ મસ્જિદના મુતવલ્લી જ. હાજી ગુલાબ ખાન સાહબને ઈમામની ઝરૂરત હતી ત્યાં આપને જુમ્અહની નમાઝ પઢાવ્વા બોલાવ્યા. ખુદ હઝરત મૌલાના મુહમ્મદ હુસૈન સાહબ પણ ત્યાં જ નમાઝ પઢયા. હક તઆલાના ફઝ્લો-કરમથી આપને ઈમામત માટે આપની શર્તો મુજબ પસંદ કરી લીધા. આપે નવસારી જઈ ઈમામતનું રાઝીનામું આપ્યું. મુતવલ્લી હમીદમિયાં સાહબ તથા ટ્રસ્ટીઓ છોડવા રાઝી થતા ન હતા પરંતુ આપે તેમને એમ કહીને રાઝી કરી લીધા કે હું ઈલ્મી તરક્કી કરવા ઈચ્છું છું. પણ તેઓ આ શર્તે રાઝી થયા કે તમારી જગ્યાએ

તમારા વાલિદ સાહબને નિયુક્ત કરી જાઓ. આપે એ વાત માન્ય રાખી અને રાઝીનામું મંઝુર કરાવ્યું. અલ્ગર્ઝ આપ ઝીકઅદહ ૧૩૪૩ હિજરી સન ૧૯૨૫ ઈસ્વીએ રાંદેર આવી ગયા.

જ્યારે આપે નવસારીની શાહી જુમ્અહ મસ્જિદની ઈમામતનું રાઝીનામું આપ્યું તો ચોતરફ શોર મચી ગયો. એના પ્રત્યાઘાતો અખ્બારોના પાનાઓ ઉપર પણ ચમકી ગયા જેમ કે ગુજરાતી "ખિલાફત" પેપર પોતાના તા. ૨૨ મી મે ૧૯૨૫ ના અંકમાં મુંબઈથી લખે છે કે :-

**નવસારી જામિઅ મસ્જિદના પેશ ઈમામનું રાઝીનામું**

ભરોસાપાત્ર સાધન દ્વારા ખબર મળી છે કે નવસારીની શાહી જામિઅ મસ્જિદના પેશ ઈમામ જનાબ હાફિઝ સય્યિદ અબ્દુર્રહીમ બિન મવ્લાના અબ્દુલ કરીમ લાજપુરી પોતાની જગ્યાનુ રાઝીનામું આપી કોઈ જગ્યાએ પઢવા જનાર છે. ખરેખર આવી બાહોશ અને નાની વય છતાં દીની મસાઈલમાં પ્રવિણ વ્યકિત બીજી મળવી મુશ્કિલ છે, પરંતુ સાથે-સાથે મારે બે શબ્દો નવસારી નિવાસી ભોળી મુસ્લિમ પ્રજાને કહેવા રહ્યા, તેઓએ અંધકારમાં રહી આવા બાહોશ માણસની જોઈએ તેવી કદર કરી નહીં. ખરેખર મવ્લાના શૈખ સઅદી (રહ.)ના શબ્દોમાં કહું તો **"કદર નેઅમત બઅદ અઝ ઝવાલ"** ના સુત્ર અનુસાર પાછળથી એમની ખોટ મઅલુમ પડશે. ખુદા એમને ઈલ્મ મેળવ્વામાં તેમની ઈચ્છા પરિપુર્ણ કરે. હાફિઝ સાહબના રાઝીનામાથી એમનું મિત્રમંડળ વિગેરે મુસ્લિમો ઘણાં જ નારાઝ થયા. પરંતુ જ્યારે તેમની જાણમાં આવ્યું કે તેઓ આગળ પઢવા જનાર છે તે જાણી સર્વ બારગાહે ઈલાહી સર્વ શક્તિમાન ખુદાની દરગાહમાં દુઆ ગુઝારવા લાગ્યા કે ખુદા એમની ઈચ્છા પરિપૂર્ણ કરે. આમીન.

**બે રાંદેરી બુઝુર્ગોની દુઆ**

રાંદેરથી સય્યિદ અબ્દુ-ર્રહમાન મખ્ખીવાલા અને શૈખ સદ્દુસાહબ કાપડના વ્યાપારાર્થે નવસારી આવ્યા કરતા હતા. તેઓ આપની કિર્અત સાંભળીને ખુશ થતા હતા. એક દિવસે ઈશાની નમાઝ પછી તેમને સહેનમાં બેઠેલા જોઈને હઝરત મુફતી સાહબ પણ તેમની પાસે જઈને બેઠા, તેમની ખબર પુછી, તેઓ કહેવા લાગ્યા કે અમે હમણાં જ દુઆ કરી છે કે "યા અલ્લાહ ! આ ઈમામને અમારી રાંદેરની મોટી મસ્જિદમાં મોકલી આપ." એ સાંભળીને હઝરત મુફતી સાહબ દિલમાંને દિલમાં કહેવા લાગ્યા કે એ કેવી રીતે શકય છે? રાંદેર જેવા સ્થળે મારા જેવો માણસ કેવી રીતે ઈમામ બની શકે છે? એ બનાવ પછી અમુક દિવસે આપ રાંદેરની તે જ મોટી મસ્જિદના ઈમામ તરીકે નિયુકત થયા. જેનું ઝાહિરી કારણ ઉપર આવી ચૂકયું છે.

**કિર્અત તથા અરબી તઅલીમ :-** ત્યાર બાદ હઝરત મુફતી સાહબે રાંદેર જામિઅહ હુસૈનિયહમાં ઈમામત સાથે તઅલીમી સિલ્સિલો શરૂ કર્યો. અને તજવીદ (કિર્અતના ફન) નો કોર્સ પૂર્ણ કરી લીધો, હિજરી સન ૧૩૪૫ માં કારીની સનદ પ્રાપ્ત કરી. શરૂઆતના અમુક મહીના મદ્રસા તરફથી થએલી ખાવાની વ્યવસ્થાનો ઉપયોગ કર્યો. પણ આપની તબીઅતે ગવારા કર્યું નહીં. જેથી આપે હોટલમાં પોતાની ખાવાની વ્યવસ્થા કરી લીધી અને પછી ઘરની વ્યવસ્થા કરી અહલિયા મોહતરમહને બોલાવી લીધાં.એ રીતે છ વર્ષ પઢતા રહ્યા, અને હિજરી સન ૧૩૪૯ માં આપે આલિમની સનદ પ્રાપ્ત કરી લીધી.

એ અંગે જણાવવાનું કે ઉપરોક્ત જામેઅહના ચૌદમાં વાર્ષિક જલ્સામાં કે જે હઝરત અલ્લામહ **અન્વરશાહ કશ્મીરી** (રહ.)ના પ્રમુખ પદે યોજાયો હતો. તે જલ્સાના રિપોર્ટમાં હઝરત **મૌલાના મુહમ્મદ હુસૈન સાહબ** (રહ.) ફર્માવે છે કે :- મવ્લવી સય્યિદ હાફિઝ અબ્દુ-ર્રહીમ લાજપુરી

કે જેઓ છ વર્ષથી મદ્રસામાં કેળવણી લઈ રહ્યા છે તેમની શરૂઆતથી છેવટ સુધીની અરબી તઅલીમ એ જ મદ્રસામાં થઈ છે. કિર્અતની સનદ પણ એ જ મદ્રસામાંથી પ્રાપ્ત કરી ચૂકયા છે. ઘણાં જ સાલેહ અને ચતુર તાલિબે ઈલ્મ છે. હક તઆલા તેમની ઉમર અને ઈલ્મમાં બરકત આપી ગુજરાતને તેમનાથી લાભ પહોંચાડે. (હમ્દર્દ તારીખ ૧૬, જાન્યુઆરી ૧૯૩૧)

ઉપરોક્ત જલ્સામાં શય્ખુલ ઈસ્લામ **હઝરત મવ્લાના સય્યિદ હુસૈન અહમદ મદની** (રહ.) પણ શરીક હતા.

સનદ પ્રાપ્ત કર્યા પછી ડર્બનની સુરતી મસ્જિદ માટે જનાબ યુસુફ કુવાડયા સાહબે મવ્લાના મુહમ્મદ હુસૈન (રહ.)ને આપ માટે લખ્યું, પણ આપે મંઝુર રાખ્યું નહીં, રંગૂનથી જનાબ હાજી દાવુદ અને જનાબ હાજી બનુ સમજુ પધાર્યા તો તેમણે રંગૂનની જુમ્અહ મસ્જિદની ઈમામત માટે હઝરત મૌલાના મુહમ્મદ હુસૈન (રહ.) મારફતે કોશિશ ફરમાવી પરંતુ આપે ત્યાં જવાનું પણ કબૂલ રાખ્યું નહીં.

આપને નવસારીની જામિઅ મસ્જિદની ઈમામતના સમયથી જ ફિકહના મસાઈલ સાથે ખૂબ જ દિલચસ્પી હતી. રાંદેરમાં પણ આપે તઅલીમના સમયથી જ ફતાવાનું કાર્ય આરંભી દીધું હતું. રીત આ હતી કે આપના શફીક ઉસ્તાઝ હઝરત મવ્લાના મુહમ્મદ હુસૈન સાહબ (રહ.) જામેઅહમાં આવેલા ઉર્દુ-ગુજરાતી ફત્વાઓ આપને સોંપતા, આપ કિતાબોનું અવલોકન કરીને હવાલા સાથે બધાના જવાબો લખતા, અને પછી મવ્લાના (રહ.) સામે રજુ કરતા હતા. હઝરત મવ્લાના (રહ.) આપના જવાબોથી બહું જ ખુશ થતા અને દુઆઓ આપતા રહેતા. એ દરમિયાન તજવીદના ઉસ્તાઝ એક મહીનાની રજા ઉપર ગયા, તેમની જગ્યાએ પઢાવ્વા માટે આપના ઉસ્તાઝ હઝરત મવ્લાના (રહ.) સાહબે આપને નિયુક્ત કર્યા. પરંતુ આપે ફત્વા લખવાની જવાબદારીને લીધે માત્ર દોઢ કલાક કામ આપવા સ્વીકાર્યું. આ નિમણુંક તા. ૫-૮-૩૨ ના રોજ થઈ હતી.

જો કે એના પગાર માટે હઝરત ઉસ્તાદ (રહ.)એ આપને ખૂબ જ આગ્રહ કર્યો હતો. પરંતુ આપે મન્ઝુર રાખ્યું નહીં. અને છ માસ સુધી વગર પગારે એ સેવા બજાવી. તે સમયે તજવીદ કલાસમાં આપને મોટી જમાઅત સોંપવામાં આવી હતી. જેમાં મર્હુમ કારી **ઈબ્રાહીમ ટિકલી** સાહબ, (મુહાજિરે મદની) મૌલાના કારી **મુહમ્મદ નુરગત** સાહબ, મવ્લાના કારી **અહમદ દેસાઈ** સાહબ, મવ્લાના **અહમદ સબાત** સાહબ, મવ્લાના **અહમદુલ્લાહ સાહબ**, મવ્લાના **સુલેમાન પટેલ** સાહબ, મવ્લાના **મુહમ્મદ શરીફ બુખારી** સાહબ, મવ્લાના **મુહંમદ હનીફ અફ્રિકી** સાહબ વિગેરે આજની પ્રતિષ્ઠિત અને સુવિખ્યાત શખ્સિયતોને આપના શાગિર્દ થવાનું સૌજન્ય પ્રાપ્ત થયું. આપની મહબ્બત સાથેની પઢાઈની ખૂબી આ હતી કે તજવીદ કલાસના ઉસ્તાદ રજા પુરી કરીને આવી ગયા, પછી પણ ઉપરોક્ત તલબાઓએ હઝરત મવ્લાના (રહ.) પાસે માંગણી કરી કે હવે તો અમે હઝરત મુફતી સાહબ પાસે જ પઢીશું. હઝરત ઉસ્તાદ (રહ.) એ કિતાબો પુર્ણ કરાવ્વાની આપને સૂચના ફરમાવી અને આપે તે આજ્ઞા પર અમલ કરી ફત્વાના કામ સાથે તજવીદની તઅલીમનું કાર્ય પણ જારી રાખ્યું !

હઝરત મુફતી સાહબ વિષે આ વાત સ્પષ્ટ થઈ ચુકી છે કે આપ તાલિબે ઈલ્મીના સમયથી ફતાવા લખવામાં પ્રવૃત્ત હતા. એ ઉપરાંત આપ અમુક ફતાવા અંગે સ્પષ્ટતા અને ચોખવટ મેળવવા હકીમુલ ઉમ્મત હઝરત મવ્લાના **અશ્રફઅલી સાહબ થાન્વી** (કુદ્દિસ સિર્રૂહુ) સાથે પણ પત્ર-વ્યવહાર કરતા રહ્યા હતા, અલ્હમ્દુ લિલ્લાહ, હઝરત થાન્વી (રહ.) દરેક મસ્અલામાં આપની તહકીકની તસ્દીક

કરી ફરમાવતા કે **"મેં ભી ઈસ્સે મુત્તફિક હું."**

હિજરી સન ૧૩૫૦ માં મોટી મસ્જિદના મુતવલ્લી ખાન કુંપની વાલા જનાબ હાજી ગુલાબખાન સાહબ જયારે થાના ભવન તશરીફ લઈ ગયા તો હઝરત મુફતી સાહબે હાજી સાહબ મવ્સૂફ સાથે હઝરત થાન્વી (રહ.) પર બૈઅતની દરખાસ્ત કરતો પત્ર મોકલ્યો. જેનો જવાબ હઝરત હકીમુલ ઉમ્મતે નીચે પ્રમાણે મોકલ્યો.

મૌલાના દામત બરકાતુહુમ !

અસ્સલામુ અલય્કુમ ખિદમતસે ઉઝર નહી મગર મખ્દૂમિયતકી સલાહિય્યત અપને અંદર નહી પાતા ઔર નફઅ ઈસ પર મૌકુફ ભી નહી. અસલ ચીઝ ઈત્તિબાઅ હે અહકામકા ઔર મશ્વિરહકા, સો અહકામ મા શા અલ્લાહ આપ મુજસે ઝયાદહ જાન્તે હેં ઔર મશ્વિરહકે લિયે મેં હાઝિરં હું જબસે આપ ફરમાએં.

વસ્સલામ, દુઆગો વ દુઆજો અશ્રફ અલી

જયારે એ બરકતવંતો પત્ર હઝરત મુફતી સાહબે પોતાના ઉસ્તાદ **હઝરત મવ્લાના મુહમ્મદ હુસૈન રાંદેરી સાહબ (રહ.) ને બતાવ્યો તો મુબારક બાદ આપતાં ફરમાવ્યું કે "આવી સનદ તો અમારી પાસે પણ નથી."**

## આપની ફકીહાના દૃષ્ટિ

સન ૧૩૫૧ હિજરીમાં રાંદેરના એક મશ્હુર હાજી સાહબની વફાત પછી તેમનું વીલ જોવામાં આવ્યું, જે ઉલમાએ કિરામના મશ્વિરાથી તૈયાર કરવામાં આવ્યું હતું. હઝરત મુફતી સાહબે વીલનામાની બે આઈટમો પર વાંધો ઉઠાવ્યો. આપના ઉસ્તાઝ (રહ.) એ એક વાતમાં પોતાની સંમતિ આપી. પણ આપના બીજા વાંધા સામે ઈખ્તિલાફ વ્યક્ત કર્યો. તે વાત આ હતી કે હાજી સાહબના પ્રથમ બીવી વફાત પામ્યા હતાં, તેમનાથી અવ્લાદ પણ હતી. મર્હુમે બીજી બીવી સાથે નિકાહ કર્યા હતા. વીલનામામાં મર્હુમ હાજી સાહબે લખ્યું હતું કે "મર્હુમા બીવીની મિલ્કતમાં મારો જેટલો હિસ્સો લાગે છે તે મારે લેવો નથી." હાલાંકે એટલું લખવાથી તેમનો હક નષ્ટ થતો નથી. અને હાજી સાહબની વફાત પછી એમના હિસ્સામાંથી બીજી બીવી બે આનીના હકદાર થાય છે જેથી હઝરત મુફતી સાહબે વાંધો ઉઠાવ્યો કે હાજી સાહબના એટલા લખવાથી કે મારે લેવો નથી. તેમનો

હક રદ થયો નથી બલ્કે હાજી સાહબ તેના માલિક છે, અને તેમાંથી બીજા પત્નિ બે આનીના હકદાર થાય છે. હાં, જો એમ લખ્યું હોત કે મારો હક મેં ફલાણા-ફલાણા (દાખલા તરીકે અવ્લાદ) ને આપી દીધો છે તો તેમનો હક બાકી રહત નહીં અને જેને આપ્યો હોત તે હકદાર થાત. ખેર, આપની એ રાય સાથે આપના મોહતરમ અને શફીક ઉસ્તાઝ સંમત થઈ શકયા નહીં અને હઝરત મુફ્તીએ અ'ઝમ મૌલાના મુહમ્મદ કિફાયતુલ્લાહ સાહબ (રહ.)ને પરિસ્થિતિ લખી જણાવી જવાબ માંગ્યો. હઝરત મુફ્તીએ અ'ઝમ (રહ.) વતનની આઝાદીની જંગમાં ભાગ લેવાના કારણે તે સમયે "ન્યુ સેન્ટ્રલ જેલ મુલ્તાન"માં કૈદ હતા, ત્યાંથી જવાબ લખી મોકલ્યો કે **"બેશક હાજી સાહબનો હક રદ થયો નથી, તેઓ તેના બદસ્તુર માલિક છે, અને નવા બીવી તેમાંથી બે આની હિસ્સો પામશે."**

ઉપરોક્ત બનાવથી હઝરત મવ્લાના મુહમ્મદ હુસૈન સાહબ (રહ.)ના દિલમાં પોતાના શાર્ગિદે રશીદ હઝરત મુફ્તી લાજપુરી સાહબની વકઅત ખૂબ જ વધી ગઈ, ત્યાર પછી જે પણ સવાલ આવતો તેમાં આપની રાય ઝરૂર લેતા.

### આપનો એક મહત્વપૂર્ણ ફત્વો

ઈસ્વી સન ૧૯૩૬ માં રાંદેરની કિનારા મસ્જિદના નવસર્જન વખતે બય્તુલ ખલા (સંડાસ)ના પાઈપ સંબંધી મુતવલ્લી હાજી બન્નુ કાપડયા સાહબે હઝરત મુફ્તી સાહબને મસ્અલો પુછયો. આપે જગ્યા જોઈને ઈજાઝત આપી દીધી. હઝરત મુફ્તી સાહબના નીચે લખેલા જવાબ ઉપરથી પ્રશ્ન સમજી શકાશે.

**અલ્જવાબ** - આ કુવાની જગ્યા કે જેમાં બય્તુલ ખલાનો પાઈપ દાખિલ કરવાનું વિચારણા હેઠળ છે તે **'મસ્જિદ'** તથા **'સહને મસ્જિદ'** થી ખારિજ છે, અહિંયા મસ્જિદ તૈયાર થતાં સુધી કામ ચલાવ તોર પર ફર્ઝ નમાઝ બાજમાઅત અદા કરવામાં આવી, અને કદી-કદી લોકો સુન્નત વિગેરે પઢી લિયા કરે છે. તેથી એ જગ્યા શરઈ મસ્જિદમાં દાખિલ થઈ જતી નથી. માટે એ બેકાર કુવામાં ઝરૂરતને લીધે બય્તુલ ખલાનો પાઈપ નાંખવામાં આવે તો જાઈઝ છે. એનાથી મસ્જિદની બેહુરમતી થશે નહીં. ફક્ત અલ્લાહ વધુ જાણકાર છે.

(સહી) **સય્યિદ અબ્દુર્રહીમ લાજપુરી** ગુફિરલહુ.
રાંદેર, શવ્વાલ હિજરી ૧૩૫૪

ઉપરોક્ત ફત્વા પછી મુતવલ્લી સાહબે કામ કરી લીધું. કામ પૂર્ણ થઈ ચુકયા પછી અમુક લોકોએ વિરૂદ્ધતા કરી અને એક સ્થાનિક મુફ્તી સાહબને બોલાવીને જગ્યા બતાવી, અને નાજાઈઝ હોવાનો ફત્વો લખાવ્યો, અને તે ફત્વો **"હમ્દર્દ"** અખ્બારમાં પ્રગટ કરાવ્યો.

જયારે એ નાજાઈઝ હોવાનો ફત્વો અખ્બાર હમ્દર્દમાં પ્રગટ થઈ ગયો તો ચોતરફથી મુતવલ્લી પર મલામત શરૂ થઈ ગઈ. મુતવલ્લી સાહબ ગભરાયા અને હઝરત મુફ્તી સાહબ પાસે આવ્યા. કહેવા લાગ્યા કે આપે તો જાઈઝ હોવાનો ફત્વો આપ્યો પણ **"હમ્દર્દ"** માં તો (એ કૃત્ય) નાજાઈઝ અને હરામ હોવાનો ફત્વો પ્રગટ થયો છે. હવે હું શું કરૂં ? શું એને તોડી નાખું ? એના ઉપર બહું જ ખર્ચ થયો છે, વિગેરે. હઝરત મુફ્તી સાહબે તેમને આશ્વાસન આપ્યું કે ગભરાશો નહીં. તમે જે કામ કર્યું છે તે ગલત નથી. એના વિષે હું નકશો બનાવીને, સવાલ લખી દિલ્હી વિગેરેથી જવાબ મંગાવું છું. પછી આપે નકશો બનાવ્યો અને સવાલ લખીને દિલ્હી મોકલ્યો. ત્યાંથી નીચે મુજબ જવાબ આવ્યો.

"આ સહીહ નથી કે મસ્જિદના ઈહાતામાં જે જગ્યા આવેલી હોય તે મસ્જિદનો હુકમ ધરાવે છે. અને આ પણ સહીહ નથી કે જે જગ્યા પર કામ ચલાવ ઝરૂરતને લીધે નમાઝ અદા કરવામાં આવે તે મસ્જિદ બની જાય. પુછેલી સુરતમાં જો કુવામાં નાપાકીનો રસ્તો કરવાથી બીજી કોઈ ખરાબી અને નુકસાન નથી તો આ કારણો કે એ જગ્યા મસ્જિદના ઈહાતામાં છે અથવા એના ઉપર કામ ચલાવ જમાઅત થઈ છે, જાઈઝ હોવામાં અંતરાય રૂપ નથી. ફકત.

**મુહંમદ કિફાયતુલ્લાહ** કાનલ્લાહુ લહુ **દિલ્હી.**

(૨) જવાબ સહીહ છે, મેં જગ્યા જોઈ છે. તે જગ્યા શરઈ મસ્જિદથી તદ્દન ખારિજ છે.

સય્યિદ મેહદી હસન ગુફિરલહુ,

(૩) જવાબ સહીહ છે. બન્દાએ મસ્જિદ અને ઈખ્તિલાફી જગ્યાને જોઈ, એ જગ્યા મસ્જિદથી ખારિજછે. નાલુ થવામાં કંઈ વાંધો નથી.

અહકર અહમદ અશરફ રાંદેરી ગુફિરલહુ.

(૪) જવાબ સહીહ છે. બન્દાએ મઝકૂર મસ્જિદ અને જગ્યા જોઈ અને પરિસ્થિતિની પુરી તપાસ કરી, તે જગ્યા કે જેના વિષે નમાઝીઓમાં મતભેદ પૈદા થયો છે, મસ્જિદની હદથી ખારિજ છે. એને શરઈ મસ્જિદની હદમાં દાખિલ ઠેરાવ્વું ઝબરદસ્તી છે.

**સય્યિદ અબ્દુ-ર્રહીમ લાજપુરી** ગુફિરલહુ

ઈમામ મોટી જામિઅ મસ્જિદ **રાંદેર.**

**હઝરત મુફ્તી સય્યિદ મેહદી હસન સાહબ (રહ.) નો**

**તાઈદી મુસ્તકિલ ફત્વો**

એક **સહને મસ્જિદ** હોય છે . એક **ફિનાએ-મસ્જિદ, ફિનાએ-મસ્જિદ** તે ખાલી જગ્યા હોય છે જેમાં મસ્જિદની ઝરૂરિયાત પુરી કરવામાં આવે છે. ઉરફન ઈહાતએ મસ્જિદમાં જેટલી જગ્યા હોય છે તેમાં **મસ્જિદ, સહને મસ્જિદ, ફિનાએ મસ્જિદ** વિગેરે ઉપરાંત બધું જ હોય છે તેમાં **ગુસલખાનુ, પેશાબખાનુ, સંડાસ, વુઝુ કરવાની જગ્યા, હોઝ, જોડા ઉતારવાની જગ્યા, પાણીના માટલાં** રાખવાની જગ્યા, **મસ્જિદનો સામાન રાખવાની** જગ્યા વિગેરે, બધું જ **ઈહાતએ મસ્જિદ**માં હોય છે. પરંતુ એ બધા પર શરઈ મસ્જિદના અહકામો જારી થતા નથી. શરઈ મસ્જિદની હદથી જેટલી જગ્યા ખારિજ હોય છે, તે મસ્જિદ નથી, બલ્કે મસ્જિદની ઝરૂરિયાત અને વ્યવસ્થા માટે હોય છે. જયારે મહોલ્લાવાળાઓ, બાની, (પડતર ઝમીનનો) અસ્લી માલિક પડતર ઝમીનને મસ્જિદની વિશાળતા માટે મસ્જિદમાં મેળવી દે તો તે પણ મસ્જિદ થઈ જશે. સવાલમાં જે જગ્યાએથી પાઈપ નાખીને કુવા સુધી પહોંચાડવામાં આવી છે તે સાથેના નકશા મુજબ શરઈ મસ્જિદની હદથી ખારિજ અને 'ફિનાએ મસ્જિદ'માં દાખિલ છે, સહને મસ્જિદ સાથે તેનો કશો જ સંબંધ નથી. 'સહને મસ્જિદ' ફુકહાઓના નઝદીક મસ્જિદ છે. "સહન" તે છે જે ખુલ્લી જગ્યા હોય છે. જેને ગરમીની મસ્જિદ (મસ્જિદે સૈફી) અથવા **'ખારજી મસ્જિદ'** કહેવામાં આવે છે. જયાં જોડા ઉતારે છે, જયાં ગુસલખાનું અથવા સન્ડાસ બન્યું છે. એ બધું **'સહને મસ્જિદ'** થી ખારિજ જગ્યા છે.

માટે પુછેલી સૂરતમાં એ પાઈપને એ કુવા સુધી પહોંચાડવામાં કંઈ જ વાંધો નથી, એમાં મસ્જિદની બેહુરમતી નથી, એમાં મસ્જિદને નાપાક કરવું નથી ! એમાં મસ્જિદમાં નાપાકીને જારી કરવું નથી. કેમકે એ જગ્યા નકશા મુજબ મસ્જિદથી ખારિજ છે એટલા માટે તો ત્યાં બેસો ઉઠો

છો, વાતો કરો છો, બીડી વિગેરે પીઓ છો, અને એ પહેલાં ત્યાં ગુસલખાનું પણ હતું જેમકે સવાલમાં વર્ણવ્યું છે. કોઈ જગ્યાએ નવાફિલ વિગેરે પઢવાથી તે જગ્યા મસ્જિદ થતી નથી. તે જ પ્રમાણે કોઈ ઉઝરને લીધે કોઈ ખારિજે મસ્જિદ જગ્યામાં જમાઅતથી નમાઝ પઢવાથી તે જગ્યા મસ્જિદ થતી નથી. જયારે નિય્યત આ છે કે ઉઝર જતો રહેતાં તે જગ્યાને છોડી દઈશું અને સવાલમાં એ વાત છે જ કે મસ્જિદને મસ્જિદ બનાવવા માટે શહીદ કરી દેવાને લીધે અમુક દિવસ એ જગ્યાએ જમાઅતથી નમાઝ પઢયા અને જયારે મસ્જિદ બની ગઈ તો તે જગ્યાને છોડી દીધી. એ સુરતમાં એના ઉપર મસ્જિદના અહકામ જારી નથી અને તે જગ્યા મસ્જિદ નથી. (આ પછી અરબીમાં હવાલા લખ્યા છે.) મેં પોતે પણ નકશા ઉપરાંત એ જગ્યાને જોઈ છે કે મઝકૂર કુવો અને પાઈપ વિગેરે ફિનાએ મસ્જિદમાં છે, જે મસ્જિદની હદથી ખારિજ છે. સહને મસ્જિદમાં દાખિલ નથી કે જેથી નાજાઈઝ થાય. અલ્લાહ વધુ જાણનાર છે.

(સહી) **સય્યિદ મેહદી હસન ગુફિરલહુ**

**મુફતીએ રાંદેર-સુરત** ૧૯, ફેબ્રુઆરી ૧૯૩૬ ઈસ્વી

(૧) જવાબ સહીહ છે. બન્દાએ પહેલાં આ જગ્યાને કેટલીય વખતે જોઈ, અને હમણાં પણ જોઈ છે. મસ્જિદથી ખારિજ છે.

બન્દા અહમદ નૂર, મુદર્રિસ જામિઅહ હુસૈનિયહ રાંદેર.

(૨) " " " આ જગ્યાને બન્દાએ જોઈ છે. એ જગ્યા મસ્જિદની હદથી બાહર છે, એને મસ્જિદની હદમાં દાખિલ ઠરાવવું ઝબરદસ્તી છે. ફકત અલ્લાહ વધુ જાણનાર છે. સય્યિદ અબ્દુ-રહીમ લાજપુરી રાંદેર

(૩) " " " બન્દા અબ્દુ-ર્રહીમ (સાદિક) ગુફિરલહુ "

(૪) " " " શબ્બીર અહમદ ઉસ્માની અફલ્લાહુ અન્હુ, ડાભેલ, જી. સુરત

(૫) " " " સય્યિદ મુહમ્મદ ઈદરીસ ગુફિરલહુ ડાભેલ.

(૬) " " " બન્દા મુહમંદ બદ્રે આલમ અફલ્લાહુ અન્હુ.

(૭) " " " અહમદ ગુફિરલહુ મોહતમિમ મદ્રસએ જામિઅહ ઈસ્લામિયહ ડાભેલ.

(૮) " " " ઈસ્માઈલ બિન મુહમ્મદ બિસ્મિલ્લાહ અફલ્લાહુ અન્હુમા જામેઅહ ડાભેલ.

(૯) " " " સય્યિદ શરફુદ્દીન ગુફિરલહુ મુદર્રિસ જામેઅહ હુસૈનિયહ - રાંદેર.

(૧૦) " " " અબ્દુ-ર્રહમાન કાનલ્લાહુ લહુ

(૧૧) " " " અહકર અબ્દુલ કરીમ ઉફિય અન્હુ ખાન્કાહે ઈમ્દાદિય્યહ થાના ભવન

૨૨ ઝિલ્હજ હિજરી ૧૩૫૪

(૧૨) " " " ઝફર અહમદ અફલ્લાહુ અન્હુ " "

(૧૩) " " " અશ્રફ અલી ઉફિય અન્હુ " "

ઉપરોકત સહીઓ વાળો ફત્વો જયારે **'મુસ્લિમ ગુજરાત'** માં પ્રગટ થયો ત્યાર પછી મુતવલ્લી સાહબના મુખાલિફોની ઝુબાનો બંધ થઈ

**હઝરત મુફતી સાહબના એક ઈશ્કાલ પર**

**હઝરત મુફતીએ અ'ઝમ (રહ.)ની ચોખવટ**

જનાબ મવ્લાના સય્યિદ મુહમ્મદ જઅફર અલી સાહબે **'તઅલીમુલ ઈસ્લામ'**ના મુકાબલામાં **તઅલીમુલ મુસ્લિમીન**ના ચાર ભાગ ઉર્દૂમાં લખ્યા હતા, આપના મુહતરમ ઉસ્તાઝ હઝરત મવ્લાના મુહમ્મદ હુસૈન સાહબ (રહ.)એ પોતાનો આ નિયમ રાખ્યો હતો કે હઝરત મુફતી સાહબે લખેલા ફત્વામાં કંઈ વાંધો જણાતો તો તે ઉપર પરસ્પર દલીલો કર્યા પછી તે દલીલો સાથે હઝરત મુફતીએ અ'ઝમ (રહ.)ને ખુલાસો પુછવામાં આવતો અને ત્યાંથી હઝરત મુફતી સાહબનો જવાબ સહીહ હોવાનો જવાબ મળતો જેથી ઉસ્તાઝ (રહ.)ની ખુશીનો પાર રહેતો નહીં. હવે એમ બન્યું કે હઝરત ઉસ્તાઝ (રહ.)એ **'તઅલીમુલ મુસ્લિમીન'** પર ટીકાત્મક દ્રષ્ટિપાત કરવાનું કામ હઝરત મુફતી સાહબને સોંપ્યું. હઝરત મુફતી સાહબે તેમાં જે જે ભુલો હતી તે કિતાબોના હવાલા અને તેની અરબી ઈબારતો સહિત ઉર્દુમાં કિતાબી સુરતમાં મુરત્તબ કરી દીધી. તેના ચોથા ભાગમાં મુસાફિરની નમાઝ બાબત મસ્અલો હતો કેઃ-

"કસરવાલી નમાઝમેં મુસાફિર કસ્દન અગર ચાર (રકઅત) પઢે તો અગર દુસ્રી રકઅત પર કઅદહ કર લિયા તો આખિરમેં સજદએ સહવ કર લેનેસે નમાઝ હો જાએગી.

(ભાગ ૪ પેજ ૬૫)

હઝરત મુફતી સાહબનો એઅતિરાઝ આ હતો કે "કસ્દન ચાર રકઅત પઢવાની સુરતમાં સજદએ સહવ કાફી થતો નથી. 'સજદએ સહવ' કરે કે નહીં કરે, એ સુરતમાં નમાઝ દોહરાવવી વાજિબ થઈ જાય છે. હાં, જો ભુલથી ચાર રકઅત પઢી હોય તો સહવનો સજદો કાફી થઈ જાય છે! હઝરત મુફતી સાહબ ફરમાવતા હતા કે મેં એ જ મસ્અલો તઅલીમુલ ઈસ્લામમાં જોયો તો ત્યાં પણ એ મસ્અલો સ્પષ્ટ નથી. ગલત ફહમી થવાનો સંભવ છે. તેમાં આ પ્રમાણે લખ્યું છે કે :-

"અગર દુસ્રી રકઅત પર કઅદહ કર લિયા હે તો આખિરમેં સજદએ સહવ કર લેનેસે નમાઝ હો જાએગી લેકીન કસ્દન ઐસા કરનેસે ગુનેહગાર હોગા ઔર ભૂલસે હો ગયા તો ગુનાહ ભી નહીં. (ભાગ ૪ પેજ ૪૪)

ઉપરોક્ત લખાણમાં પણ કસ્દન એવું કરવાની સુરતમાં નમાઝ ફરીથી પઢવાની સ્પષ્ટતા થઈ નથી. આપે બન્નેવ કિતાબોની ઈબારતો હઝરત મુફતીએ અ'ઝમ મવ્લાના કિફાયતુલ્લાહ સાહબની ખિદમતમાં પેશ કરી. ત્યાંથી એનો જવાબ નીચે મુજબ આવ્યો :-

"તઅલીમુલ ઈસ્લામકી ઈબારતમેં સજદએ સહવ કર લેનેકે બાવુજૂદ અમદકી સુરતમેં ગુનેહગાર હોનેકા હુકમ મવ્જૂદ હય. જિસ્કા મત્લબ યેહી હય કે નમાઝ વાજિબુલ ઈઆદહ હે. અગર્ચે વુજૂબે ઈઆદહકી તસ્રીહસે વોહ ઈબારત ભી કાસિર હે, તા હમ જિત્ની ઈબારત હે વોહ ગલત નહીં હય, અલ્બત્ત તઅલીમુલ મુસ્લિમીનકી ઈબારત મખ્દૂશ હય."

મુહમ્મદ કિફાયતુલ્લાહ અફા અન્હુ રબ્બુહુ

(ન્યુ સેન્ટ્રલ જેલ-મુલ્તાન.)

**પરચુરણ બાબતો**

(૧) ૧૦ રજબ હિજરી સન ૧૩૫૧ માં આપના શફીક ઉસ્તાઝ હઝરત મવ્લાના મુહમ્મદ

હુસૈન સાહબની વફાત થઈ. (નવ્વરલ્લાહુ મર્કદહુ) તે પછી આપ **"હમ્દર્દ"** અખ્બારમાં ફત્વા આપતા રહયા. કોઈ યોગ્ય કારણસર આપે તે કામ છોડી દીધું અને હઝરત ઉસ્તાઝ (રહ.)ના **"ફતાવએ હુસૈનિયહ"** પર નઝરે સાની કરવાની જરૂરત જણાતાં પોતાના ઉસ્તાઝનું જ કામ સમજી આપે નઝરે સાની કરી, અને સુધારા-વધારા તથા કિતાબોના હવાલા વિગેરેથી તેને શણગારીને હઝરત મવ્લાના ઈબ્રાહીમ સાહબની ખિદમતમાં પેશ કર્યો, જેનો મુસવદ્દો મર્હુમ મવ્લાના શમ્સુદ્દીન સાહબ બળોદવીએ તૈયાર કર્યો, અને ત્યાર પછી તેનું બીજું એડીશન પ્રગટ થયું.

(૨) ઈસ્વી સન ૧૯૩૭ થી ૪૪ સુધી મદ્રસએ અન્જુમને ઈસ્લામ રાંદેરમાં આપે માત્ર ૨૨॥ રૂપીઆના પગારથી સદર મુદર્રિસનું કામ કર્યું. હિફ્ઝ અને તજવીદ ઉપરાંત દીનિયાત, સીરત અને કિર્અતની જવાબદારી પણ સંભાળી. એ અરસામાં ૧૩ છોકરા અને બે છોકરીઓ આપના હાથે હાફિઝે કુર્આન પણ થયાં. એમાં વધુ ભાગે ઘણી નાની ઉમરના છોકરા ઓ નાઝિરા કુર્આન પઢવા વગર જ હાફિઝ થયા છે. તેમાંના એક હાફિઝ અબ્દુ-ર્રશીદખાન ફકત ૮॥ વર્ષની ઉમરે હાફિઝ થઈ ગયા હતા.

(૩) આપે ૧૯૪૭ માં એમ. એમ. પી. હાઈસ્કુલમાં તજવીદ કલાસમાં ૯૫ રૂપિયા ના પગારથી ગ્રેજયુએટ સ્કેલ પર નોકરી કરી હતી, જે વકફથી ત્યાં તજવીદ કલાસ ચાલુ કર્યો હતો તે ખતમ થઈ જવાથી તેને બંધ કરવો પડયો, અને પગારના (૧૨૦૦) રૂપીઆ તથા બીજી અમુક રકમ મિત્રો પાસેથી કરઝે લઈ આપે સુરતમાં **'અત્તારિસ્તાન'** નામની દુકાન ખોલી. એ કલાસ દરમિયાન જામિઅહ હુસૈનિયહ - રાંદેરના તજવીદના મુદર્રિસ અને અમારા મિત્ર મોહતરમ મવ્લાના કારી મુહમ્મદ જાડા સાહબ તથા (મર્હુમ) કારી મૌલ્વી ઈસ્માઈલ બળાભાઈ દીવાવી તથા કારી યાકુબભાઈ ટંકારવીને આપે કિર્અતની સનદો આપી હતી. (એઓ જામેઅહના મોહતમિમ સાહબના મશ્વેરાથી એમ. એમ. પી.માં તઅલીમ લેવા આવતા હતા.)

(૪) ઈસ્વી સન ૧૯૩૫ માં મર્હુમ મુન્શી અબ્દુલ જબ્બાર અમીન સાહબે સુરતથી **"આઝાદ"** નામનું સાપ્તાહિક કાઢયું હતું તેમાં પણ તે જીવંત રહયું ત્યાં સુધી તેમના આગ્રહથી આપ ફત્વા આપતા રહયા.

(૫) ઈસ્વી સન ૧૯૫૦ માં જનાબ અબ્દુલ કાદિર મીર સાહબના **'જમાઅત'** અખ્બારમાં પણ તેની ઝિન્દગી સુધી આપ ફત્વા આપતા રહ્યા છે.

(૬) ઈસ્વી સન ૧૯૫૩ થી **'પય્ગામ'** માસિકમાં તેના પ્રથમ અંકથી જ આપના ફતાવા ચાલુ થયા છે. જે ફતાવાનો પહેલો ભાગ આજે આપના હાથમાં છે. અલ્હમ્દુ લિલ્લાહ. (ત્યાર પછી મુજાહિદમાં લાંબી મુદ્દત ફતાવા ચાલુ રહ્યા અને હાલ હયાત સુરતમાં ૧૯ વર્ષથી ચાલુ છે.)

(૭) એ ઉપરાંત નવસારી, રાંદેર વિગેરે સ્થળોએથી અનેક રિવાજો અને બિદઅતો, જેવી કે સહને મસ્જિદમાં જનાઝહની નમાઝ પઢવી, તરાવીહમાં ઈજતિમાઈ દુઆ માંગવી, ઈદના ખુત્બા પછી ઈજતિમાઈ દુઆ માંગવી વિગેરેને કાઢતાં આપે ખૂબ જ સહન કરેલું અને ખુબ જ મકકમતા દાખવવી પડેલી.

(૮) આપના ઘરમાં પર્દાની સખત પાબંદી છે. જે આજ-કાલના માહોલમાં બહું જ મકકમતા હોય તો જ રહી શકે છે!

(૯) એ ઉપરાંત આપના અંદર ઈખ્લાસ, નરમી, હમ્દર્દી, ખૂશ અખ્લાકી અને મહેમાન નવાઝી વિગેરે સદ્ગુણો એટલા સ્પષ્ટ છે કે આપની સ્વભાવિક ટેવ બની ગયા છે. જેનો પરિચય આપના

સહેવાસ અને સમાગમમાં આવેલી સેંકડો, હઝારો વ્યક્તિઓ કરી ચૂકી છે અને કરી રહી છે!

(૧૦) આપને આશ્ચર્ય થશે કે આપની આર્થિક સ્થિતિ ઠીક નહી હોવા છતાં તાલિબે ઈલ્મીના ઝમાનાથી આજ સુધીની લગભગ ચાલીસથી પીસ્તાલીસ વર્ષની ફતાવા લખવાની ખાલિસ દીની અને મહત્વની સેવાનો આપે કોઈ પાસેથી કોઈ બદલો લીધો નથી! બલ્કે જે અખ્બારોમાં ફતાવા પ્રગટ થતા તેના વિકાસ માટે આપ જ કંઈક ભોગ આપતા રહ્યા છે ! (અને હાલમાં પણ એ જ મુજબ જારી છે)

આહ! સમયનો અભાવ છે અને હઝરત મુફતી સાહબના મહાન વ્યક્તિત્વના વસંત પુષ્પો બેશુમાર છે, અને આ એક હકીકત છે કે મારી નિગાહનો પાલવ તંગ છે. પચ્ચીસ વર્ષના લાંબા ગાળામાં આપના વ્યક્તિત્વનો મને થયેલો પરિચય ન તો વર્ણવી શકાય છે, ન તેનો સાર આપી શકાય છે. આ તો આપના અમુક જ જીવન-પ્રસંગોનો અવ્યવસ્થિત "તઝકિરો" છે, એને "પરિચય" નું નામ આપવું પણ યોગ્ય નથી. કારણ કે મારા જેવો અલ્પજ્ઞાની આપનો પરિચય કરાવ્વાને પાત્ર જ નથી કેમ કે,

દામાને નિગાહ તંગ ગુલે હુસ્ને તૂ બિસ્યાર
ગુલ્ચીને બહારે તુ ઝે દામાં ગિલા દારદ.

આખિરમાં બરકતના તોર પર તે બુઝુર્ગોના મુબારક નામો પેશ કરવામાં આવે છે જેમનાથી હઝરત મુફતી સાહબે ફૈઝ હાસિલ કર્યો, એઓ હઝરત મુફતી સાહબના ઉસ્તાઝો છે. ફતાવા રહીમિય્યહથી ફૈઝ હાસિલ કરનારા સાહિબોને નાચીઝની ગુઝારિશ છે કે હઝરત મુફતી સાહબ તથા આપના ઉસ્તાઝો તથા નાચીઝને તથા નવા મુરત્તિબને દુઆઓમાં ફરામોશ ન કરશો.

(૧) હઝરત મૌલાના અન્વર શાહ સાહબ કશ્મીરી (રહ.)

(૨) હઝરત અલ્હાજ મૌલાના મુહમ્મદ હુસૈન સાહબ રાંદેરી (રહ.)

(૩) હઝરત અલ્હાજ મૌલાના મુફતી સય્યિદ મહદી હસન સાહબ (રહ.)
સદર મુફતી દારૂલ ઉલૂમ-દેવબંદ

(૪) હઝરત મૌલાના અહમદ નૂર સાહબ (રહ.)

(૫) હઝરત મૌલાના મુફતી મહમૂદુલ હસન સાહબ અજમેરી (રહ.)

(૬) હઝરત મૌલાના મુહિબ્બુલ્લાહ સાહબ (રહ.)

(૭) હઝરત મૌલાના કારી અબ્દુ-સ્સત્તાર લખ્નવી સાહબ (રહ.)

(૮) હઝરત મૌલાના કારી મુહમ્મદ ઉમર થાન્વી સાહબ (રહ.)

એ જ આશાનો ઉમ્મીદવાર
નાચીઝ
**મર્હુમ ઈસાભાઈ ઈબ્રાહીમ (રહ.)**
તંત્રી પય્ગામ-કાવી

**(૧) ફતાવા રહીમિય્યહ વિષે સય્યિદુલ મિલ્લત હઝરતુલ અલ્લામ મૌલાના સય્યિદ મુહમ્મદ મિયાં સાહબનો અભિપ્રાય**

અહકર ઈન ફતાવાકે મુતાલઅહસે મુશરર્ફ ઔર મુસ્તફીદ હુવા, અગર અહકરકી તસ્દીક કોઈ વઝન રખતી હે તો અહકર ઈન તમામ ફતાવાકી તસ્દીક કરતા હે, બઅઝ જવાબાત કુછ તવીલ હેં, બઅઝને મઝમૂન યા રિસાલેકી સુરત ઈખ્તિયાર કર લી હે મગર જો કુછ લિખા ગયા હે વોહ પુરી તહકીકસે લિખા ગયા હે. મઅલૂમ હોતા હે મૌલાનાકા ઝહન ફિકહએ અહનાફકે સાંચેમેં ઢલ ગયા હે. આપકા કલમ જો જવાબ લિખતા હે વો ફિકહકે મુતાબિક નિહાયત સહીહ હોતા હે. અલ્લાહ તઆલા ઈન ફતાવાકે નફઅકો આમ ઔર દાઈમ ફરમાયે, હઝરત મુફતી સાહબકો ઉસ્કે અજરે અઝીમસે નવાઝે, આમીન.

**(૨) ઉસ્તાઝિયુલ મુકર્રમ હઝરતુલ અલ્લામ મૌલાના મુહિબ્બુલ્લાહ સાહબ (મદ્દઝિલ્લુહુલ આલી) નો મુબારક અભિપ્રાય**

'ફતાવા રહીમિય્યહ'કી ઝાહિરી ઔર બાતિની ખૂબિયાં મુલાહિઝહ કરકે દિલ બાગ-બાગ હો ગયા ઔર બે ઈખ્તિયાર આપકે લિયે દરબારે ખુદાવંદીમેં ઝબાનસે દુઆએ જઝાએ ખૈર નિકલી ઔર આઈન્દહ જિલ્દોંકે લિયે ઈશ્તિયાક ઔર બઢ ગયા, ખુદા આપકો ઈસ દીની ખિદમતકે લિયે હયાતે ખિઝર અતા ફર્માએ, આમીન. ફકત વસ્સલામ, બંદા-મુહિબ્બુલ્લાહ ગુફિરલહુ-બાંગલા દેશ

૨૯ જુલાઈ ૧૯૭૪ ઈસ્વી.

**ફિકએ હન્ફી વિષે અશઆર**

**કહયે તો કુછ સુનાઉં મેં અહવાલે વાકેઈ**

**અઝ કૌસર ભારતી, (રહ.) (નવસારી) સુરત.** (હાલ ડયુઝબરી-યુ. કે.)

તઅરીફ સબસે પેહલે ખુદાકી બયાં કરૂં
જિત્ને હેં નામ ઉસ્કે મેં વિર્દે ઝબાં કરૂં
કુર્બાન જાન કર દું મુહમ્મદકે નામ પર
પઢ લું દુરૂદ હઝરતે ખૈરૂલ અનામ પર
વાબસ્તહ રેહ ચુકા હું મેં ચારોં ઈમામસે
રખતા હું બેપનાહ અકીદત તમામસે
યું તો હરેક ઈમામકી ફિકહી ઝબાન હે
લેકિન મેરે ઈમામકી કુછ ઔર શાન હે
મેરે ઈમામ ઈલ્મે ફિકહકે હે રાઝ દાં
યઅની અબૂ હનીફહ હે ઈલ્મે ફિકહકી જાં
દૌરે સહાબા દેખા, હુએ આપ તાબેઈ
કહિયે તો કુછ સુનાઉં મેં અહવાલે વાકેઈ
ઈલ્મે ફિકહકો આપ હી લાયે વુજૂદમેં
ખટકે હંય આપ બારહા ચશ્મે હસૂદમેં
ઈલ્મે ફિકહકી નોકે પલકકો દિયા સંવાર
ઈલ્મે ફિકહ પે આપકે એહસાન હેં હઝાર

હઝરત અબૂ હનીફહ પે રહમત તમામ હો
રૂહે અબૂ હનીફહ કો મેરા સલામ હો
અસ્સીમેં જબ હુઈ થી વિલાદત ઈમામકી
કિસ્કો ખબર થી આપકે ઉંચે મકામકી
એકસો પચાસમેં હુઈ જબ આપકી વફાત
તબ વકતે ગુસ્લ કેહને લગે (૧) કાઝિયુલ કુઝાત
"રહમત હો તુમને રોઝે રખે તીસ સાલ તક
સોયે નહી થે રાતકો ચાલીસ સાલ તક

**કુન્યત અબૂ હનીફહ થી, નોઅમાન નામ થા**
**દુનિયાકો જિસ પે ફખ્ર, વો મેરા ઈમામ થા**

(૧) કાઝિયુલ કુઝાત હસન ઈબ્ને અમારહએ આપને ગુસલ આપતી વખતે ફર્માવ્યું કે તમારા ઉપર ખુદાની રહમત થાજો, તમોએ ત્રીસ વર્ષ સુધી લગાતાર રોઝા રાખ્યા અને ચાલીસ વર્ષ સુધી લગાતાર રાત્રે સુતા નહી અને ઈબાદતમાં તમામ રાતો ગુઝારી દીધી.

અબ આઈયે ઈસ ઈલ્મકા મકસદ બયાં કરૂં
તઅરીફે ઈલ્મ, મઅખઝો ગાયત અયાં કરૂં
લફઝે (૨) ફિકહકે મઅના કિસી શૈ કા જાનના
(૩) અહકામે શર્અ જો ભી હેં ઉન્કો પેહચાનના
અબ ઈસ્કે બાદ સુનિયે ઝરા મોહતરમ અઝીઝ
ઈલ્મે ફિકહકે મઅખઝો મમ્બઅ હેં ચાર ચીઝ
કુર્આન ઔર હદીસ હે ઈસ્કે લિયે અસાસ
ઈજમાઅ ઉસ્કે બાદ હે આખિરમેં હે કયાસ
હય મુજતહિદકે વાસ્તે યે સૂરતે જવાઝ
હર ફર્દ ઈજતિહાદકા હોતા નહી મજાઝ
મઅખઝકે બાદ કીજયે ગાયત મુલાહિઝા
ઈલ્મે ફિકહકી કીજયે ઈનાયત મુલાહિઝા
ગાયત હુસૂલે ઈલ્મસે રહમત કરીબ હો
દોનોં જહાંમેં હમકો સઆદત નસીબ હો
ઈલ્મે ફિકહસે ફહમે મસાઈલકા હો શુઉર
સંગે ફિકહસે જામે જહાલત હો ચૂર-ચૂર
અય દોસ્ત ઈસ્સે બઢકે હો બરકતકી ચીઝ કયા
ઈસ્સે ઝિયાદહ ચાહિયે મેરે અઝીઝ કયા
ઈલ્મે ફિકહકી અબ મેં ફઝીલત બયાં કરૂં
ઉસ્કી અહમિયતકી હકીકત બયાં કરૂં
ઈલ્મે ફિકહકે મઅના તહારતકી ઝિંદગી
ઈલ્મે ફિકહકા મન્શા નફાસતકી ઝિંદગી
ઈલ્મે ફિકહકા નામ ફઝીલતકી ઝિંદગી
ઈસ ઈલ્મસે મુરાદ શરીઅતકી ઝિંદગી

**ઈલ્મે ફિકહ અતિય્યએ ખય્રૂલ કુરૂન હેં**
**ફરમાયા આપને કે યે દીકા (૪) સુતૂન હેં**

---

(૨) ઈલ્મે ફિકહની તઅરીફ :- ફિકહનો અર્થ કોઈ વસ્તુનું જાણવું છે.

(૩) ઈમામ સુયુતી (રહ.)એ ફિકહની તઅરીફ એમ કરી છે, ફિકહ એટલે શરીઅતના તે અહકામો જે ઈજતિહાદથી જાણવા મળે.

(૪) બય્હકી અને દારે કુત્નીએ રિવાયત કરી છે કે હુઝૂર (સલ.) એ ફરમાવ્યું કે 'લિકુલ્લિ શય્ઈન ઈમાદુન, વ ઈમાદુ હાઝ-દ્દીનિ અલ્ફિકહુ' અર્થાતઃ- દરેક વસ્તુ માટે એક સ્થંભ હોય છે, અને આ દીનનો સ્થંભ ફિકહ છે.

ઈલ્મે ફિકહકી જબકે હો ઈત્ની અહમિયત
ઝાહિર હે મોહતરમ ભી હો મુફતીકી શખ્સિયત
મુફતીકી હસ્તીમેં નહીં ગુન્જાઈશે કલામ
ઈસ શખ્સિયતકે વાસ્તે લાઝિમ હે એહતેરામ
કરતે હેં "બય્હકી" યે રિવાયત હદીસસે
સાબિત હે યું ફકીહકી અઝમત હદીસસે
(૫) ફરમાયા આપને કે ફિકહકા યે રાઝદાં
આબિદ હઝારસે ભી હે શૈતાન પર ગિરાં"
આબિદસે નફઅકી નહીં હોતી કોઈ ઉમ્મીદ
મુફતીસે લોગ હોતે હેં હરરોઝ મુસ્તફીદ
અબ એક હદીસ ઔર સુનાઉંગા આપકો
મુફતીકી શાન આજ દિખાઉંગા આપકો
મઅલુમ ભી હે સરવરે આલમને કયા કહા
આયા હે યે હદીસમેં ફરમાને મુસ્તફા
"જો રોશ્નાઈ આતી હે ફત્વેકે કામમેં
ખૂને શહીદસે હે વો ઊંચે મકામમેં"
સિર્ફ ઈસ હદીસ હી કો ઝરા આપ લીજિયે
ઈત્ની સી બાતસે ઝરા અંદાઝા કીજિયે
કુદરતને ખુદ હિબહ કિયા મુફતીકો દબ્દબા
મેં કયા બતાઉં આપકો મુફતીકા મર્તબા
**આખિરમેં મેરી આપસે ઈત્ની હે ઈલ્તિજા**
**"કૌસર' કે હકમેં આપ ઝરા કીજિયે દુઆ**

---

(૫) બય્હકી અને દારે કુત્નીએ રિવાયત કરી છે કે હુઝૂરે ફરમાવ્યું છે કે :-
ફકીહુન વાહિદુન અશદદુ અલ-શ્શય્તાનિ મિન અલ્ફિ આબિદિન.
અર્થાતઃ- એક ફકીહ શય્તાન ઉપર હઝાર આબિદ કરતાં વધુ ભારે છે.

# ઈલ્તિમાસ

**બિસ્મિલ્લાહિ-રંહમાનિ-રંહીમ**

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિહિ વઅસ્હાબિહિ વઅહલિ બય્તિહિ અજમઈન**

હમ્દો સલાત બાદ ! **હઝરત મૌલાના હાફિઝ કારી મુફતી સય્યિદ અબ્દુર્રહીમ કાદરી સાહબ લાજપુરી સુમ્મ રાંદેરીના "ફતાવા રહીમિય્યહ"** ભાગ 'પહેલા' અને 'બીજા'નું ગુજરાતીનું પ્રથમ એડીશન છેક ૧૯૬૪ માં પ્રગટ થયું હતું. પાછલા આ ૨૦ વર્ષના લાંબા ગાળામાં આ ફતાવા રહીમિય્યહના ઉર્દુમાં પાંચ-પાંચ ભાગો અને અંગ્રેઝીના ત્રણ-ત્રણ ભાગો પ્રગટ થઈ ગયા. અને તેઓની માંગ અને મકબૂલિયતના કારણે તેના અનેક એડીશનો પણ થઈ ચુકયા છે.

આ દરમિયાન ગુજરાતી એડીશનની નકલો કયારનિય ખતમ થઈ ચુકી હતી. જેથી તેની માંગની આવાઝો પણ સમગ્ર મુસ્લિમ ગુજરાતી આલમથી અવર-નવર ઉઠતી રહી હતી. એટલે ટુંકા સાધનો છતાં ગુજરાતી ફતાવાનો ત્રીજો-ચોથો અને પાંચમો ભાગ એક પછી એક પ્રગટ કરવો પડયો હતો.

છેલ્લા પાંચમા ભાગમાં અમે ફતાવા ચાહકોથી વાયદો કર્યો હતો કે ફતાવાના પહેલા અને બીજા ભાગનું બીજું એડીશન પણ ટુંક સમયમાં પ્રગટ કરીશું.

કુદકેને ભૂસ્કે વધતા જતા કાગળના ભાવો અને માઝા મુકતી છપાઈ, બાઈન્ડિંગ વિગેરે મઝદુરી છતાં ખુદાવંદે કરીમનો અઝહદ એહસાન અને અપાર આભાર છે કે તેણે ફતાવાનો પહેલો ભાગ ફરી તૈયાર કરવાની અમને તૌફીક અને શકિત આપી. **અલ્હમ્દુ લિલ્લાહ**

આ બીજા એડીશનમાં જયાં અનેક સુધારા કરાયા છે ત્યાં અગત્યના અનેક ફતાવાના વધારા પણ કરાયા છે.

(પ્રસ્તાવના-ટુંક પરિચય-અનુક્રમણિકા વિગેરેના ૩૬ પાના છે.)

આ બીજા અને ત્રીજા એડીશનની નવી તરતીબ, નવી અનુક્રમણિકા, બાબોની દુરૂસ્તી. કાગળની ખરીદી, છપાઈ, પ્રુફ રેડીંગ માટે પ્રેસના આંટા-ફેરા મતલબ કે ફતાવાની છપાઈને લગતી તમામ સેવાઓ **અઝીઝમ મૌલ્વી હાફિઝ યુસુફ મુસા ભડકોદ્રાવાલા** (ઉસ્તાદ મદ્રસએ રહીમિય્યહ તજવીદુલ કુર્આન-રાંદેર) સાહબે ઘણી ખંત, મહેનત અને તકલીફ ઉઠાવી અંજામ આપી છે.

અલ્લાહ મવસૂફને સદકએ જારિયહના આ કાર્યમાં ભાગીદાર બનાવી અજરે અઝીમ અતા ફર્માવે. આમીન.

સય્યિદ અબ્દુલ હક કાદરી (તંત્રી હયાત-સુરત)
તા. ૧૦ જમાદિ.-અવ્વલ ૧૪૦૫ હિજરી

# અનુક્રમણિકા

## ફતાવા રહીમિય્યહ ભાગ-૧

# કિતાબુલ ઈમાન વલ્અકાઈદ

### ગૈર મુસ્લિમો પાસે તવ્હીદ વિરૂદ્ધ મન્તર પઢાવી ઈલાજ કરાવ્વા બાબત

(૧) સવાલ :-આંખમાં દુ:ખાવો થવો, શિતળા નિકળવું, હાથ-પગ રહી જાય અથવા બહારની શિકાયત થઈ જાય તો બિન મુસ્લિમ પાસે જે તવ્હીદ વિરૂદ્ધ મન્તર પઢી દમ કરે છે તેની પાસે જવું અને મન્તર પઢાવી દમ કરાવ્વું જાઈઝ છે કે નહી ? ઘણા લોકોને ફાયદો થાય છે.

જવાબ :-જયારે ખાત્રી છે કે મન્તરના શબ્દો અને મઝમૂન તવ્હીદ વિરૂદ્ધ અને શિર્કિય્યહ છે તો તેના પાસે અમલ કરાવ્વું નાજાઈઝ છે. ફાયદો થાય છે એ હક હોવાની દલીલ નથી. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.)ની બીવીએ ફરમાવ્યું કે પહેલાં જયારે પણ મારી આંખો દુ:ખતી તો ફલાણા યહુદીની પાસે જતી હતી. તે ઝાડી આપતો અને તરત જ આરામ થઈ જતું. હ. અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) એ ફરમાવ્યું કે એ શૈતાનની હરકત હતી. તે પોતાના હાથથી આંખને ખોતરતો હતો. જયારે તે ઝાડવામાં આવતી તો ખોતરવું બંધ કરતો હતો. તમને આ વાત કાફી છે કે જે શબ્દો હઝરત (સલ.) પઢયા કરતા હતા તે જ પઢયા કરો, તે શબ્દો આ છે. **અઝહિબિલ બ'સ, રબ્બન્નાસિ વશ્ફિ અન્ત-શ્શાફી લા શિફાઅ ઈલ્લા શિફાઉક શિફાઅન લા યુગાદિરૂ સકમન.** (અર્થ) હે લોકોના પરવરદિગાર ! બીમારી દુર કરી દે અને શિફા બખ્શ, શિફા આપનાર ફકત તુ જ છે. હકીકતમાં શિફા તારા તરફથી જ છે. એવી શિફા આપ કે બીમારીનું નામો-નિશાન રહે નહી. (તલ્બીસે ઈબ્લીસ ઈબ્ને જવ્ઝી પાનું ૩૬૮) (અબુદાઉદ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અહલે બિદઅતની કુફ્રબાઝીનો સંતોષકારક ખુલાસો.

(૨) સવાલ :-મૌલાના રશીદ અહમદ ગંગોહી, મૌલાના કાસિમ નાનોત્વી, મૌલાના ખલીલ અહમદ અંબેટવી, મૌ. અશ્રફઅલી થાન્વી (રહ.) વિગેરે આલિમોને કેટલાક કહેવાતા મૌલ્વીઓ કાફિર, મુર્તદ, બેઈમાન, બદઅકીદા, જહન્નમી અને લઅનતી વિગેરે કહે છે અને આમ કહેવા તથા એમના ઉપર લઅનત કરવાની લોકોને તઅલીમ આપે છે અને કહે છે કે જેઓ એમને કાફિર નહી માને અને બુરા નહી કહે તે મુસલમાન નથી. આ બાબતમાં કુર્આન અને હદીસની રોશનીથી ખુલાસો કરશો.

જવાબ :-અહલે હકને બદનામ કરવાની નાપાક કોશિશ અને તેમના તરફથી લોકોના દિલોમાં નફરત ઉત્પન્ન કરવાની નાજાઈઝ હરકત કોઈ નવી વાત નથી. હમેશથી અહલે બાતિલ અને નફસ-પરસ્તોનો તરીકો રહ્યો છે.

પય્ગમ્બર હઝરત નૂહ (અલ.) ને ગુમ્રાહ બતાવવામાં આવ્યા. અને સંગસાર (પત્થર મારી હલાક કરી દેવું) કરવાનું કહ્યું.

પય્ગમ્બર હઝરત હૂદ (અલ.) ને બેવકૂફ અને જુઠા કહેવામાં આવ્યા.

" હઝરત સાલેહ (અલ.) અને એમના સાથીઓને મન્હૂસ ઠેરવ્યા.

" હઝરત લૂત (અલ.) ને શહર બદર (તડી પાર) કરવાની ધમકી આપી.

" હઝરત શુએબ (અલ.)ને કહ્યું અમારા દીનમાં આવી જાઓ, નહી તો તમને અને તમારા સાથીઓને શહેર બહાર કાઢી મુકીશું.

" હઝરત ઈબ્રાહીમ (અલ.)ને ગુનેહગાર ઠેરવી આગમાં નાંખ્યા.

પેગમ્બર હઝરત મુસા (અલ.) ઉપર ઝિના વિગેરેની તોહમત મુકી.

" હઝરત ઈસા (અલ.) ને જુઠા નબી ઠેરવી વાજિબુલ કત્લ ઠેરવ્યા.તેમની માં પર ઝિનાની તોહમત મુકી અને તેમના હવારીઓ (સાથીઓ)ને મન્હૂસ કહ્યા અને સંગસાર કરવાની ધમકી આપી.

" હઝરત ઝકરિય્યહ (અલ.) અને હઝરત યહયા (અલ.) ને કત્લ કરી નાંખ્યા.

બધા નબીઓના સરદાર ખાતિમુલ અંબિયા હઝરત મુહમ્મદ (સલ.)ને પાગલ અને જુઠા ઠેરવ્યા અને ઘણી જ તકલીફો આપી . આપે ફરમાવ્યું કે જેટલી ઈઝા મને પહોંચાડવામાં આવી તેટલી કોઈ નબીને પહોંચાડવામાં આવી નથી.

ઉલમાએ રબ્બાની, નબીઓ (અલ.) ના સાચા વારસદારો છે. માટે એમને પણ કંઈક ભાગ મળવો જોઈતો હતો. આપ (સલ.)નું ફરમાન છે કે લોકોમાં સૌથી વધુ આઝમાઈશમાં મુકાનાર નબીઓ છે. પછી તે લોકો જેઓ તેમના પછી દરજ્જો ધરાવે છે. પછી તે કે જે તેમના પછી અફઝલ છે. મઝકૂર ફરમાન મુજબ પહેલા ત્રણેવ ખલીફાઓ (રદિ.)ને રાફઝીઓએ અહલે બય્તના દુશ્મન બતાવી કાફિર ઠેરવ્યા અને હઝરત અલી (રદિ.) ને ખારજીઓએ કાફિર બતાવ્યા. અને હઝરત ઈબ્ને અબ્બાસ પર નફસના પૂજારીઓએ કુર્આન શરીફની ખોટી તફસીર કરવાનો આરોપ મુકયો.

હઝરત ઈમામ ઝૈનુલ આબિદીન (રદિ.) માટે કહેવામાં આવ્યું કે મુર્તિપૂજકો જેવી વાતો કરે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.) ને મક્કાર અને મુનાફિક કહેવામાં આવ્યા.

હઝરત ખ્વાજા હસન બસરી (રહ.) પર તકદીરના ઈન્કારી હોવાનો આરોપ મુકયો.

હઝરત ઈમામ અ'ઝમ (રહ.)ને ગુમ્રાહ અને ઉમ્મતના દુશ્મન અને ઉમ્મતના શય્તાન કહેવામાં આવ્યા અને તેમને કત્લ કરવાને ૭૦ જિહાદથી અફઝલ બતાવ્યું.

હઝરત ઈમામ માલિક (રહ.) નફસના પૂજારીઓના ઝુલ્મથી લાંબા સમય સુધી જમાઅત અને જુમ્અહની નમાઝ માટે ઘરથી બહાર જઈ શકયા નહીં અને તેમને સખ્ત માર મારવામાં આવ્યા.

હઝરત ઇમામ શાફેઈ (રહ.) ને "અઝરૂ મિન ઈબ્લીસ" (શય્તાનથી વધુ નુકસાન પહોંચાડનાર) નો ખિતાબ આપવામાં આવ્યો અને એવી તોહમત મુકી કે લોકો ફિટકાર વરસાવતા અને ગાળો ભાંડતા.

હઝરત ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ (રહ.) ને હક વાત કહેવા બદલ જેલમાં દરરોઝ એટલો માર પડતો કે બેહોશ થઈ જતા, લોકો તમાચા મારતા અને મોં પર થુકતા.

હઝરત ઝુન્નુન મિસ્રી (રહ.)ના ગળામાં તૌક અને પગોમાં બેડીઓ પહેરાવી મિસરથી કાઢી મુકયા હતા.

હઝરત મોહંમદ બલ્ખી (રહ.) ના ગળામાં રસ્સી નાંખી શહેરમાં ફેરવી શહેરથી બહાર હાંકી કાઢયા.

હઝરત ઈમામ નસઈ (રહ.) બિદઅતીઓના હાથથી ખાનએ કઅબામાં શહીદ થયા.

હઝરત બાયઝીદ બુસ્તામી (રહ.) ના ફરમાનો અને અહવાલોને શરીઅત વિરૂદ્ધ બતાવ્યા.

હઝરત ઈમામ ગઝાલી (રહ.)ની કિતાબોને બાળી મુકવું ફર્ઝ અને આપના ઉપર લઅનત વરસાવ્વી સવાબનું કામ બતાવ્યું.

હઝરત ઈમામ અબુબક્ર નાબ્લૂસી (રહ.) ની ખાલ ખેંચી લેવામાં આવી .

હઝરત જુનૈદ બગદાદી (રહ.), હઝરત તાજુદ્દીન સુબ્કી (રહ.), હઝરત ઈમામ બુખારી (રહ.), હઝરત મુજદ્દિદ અલ્ફે સાની (રહ.), હઝરત શિબ્લી (રહ.) ઉપર કુફ્રનો ફત્વો લગાવ્વામાં આવ્યો અને એમની સોહબતમાં બેસવાને ગુનોહ બતાવ્યો.

હઝરત શૈખ મુહયુદ્દીન ઈબ્ને અરબી (રહ.) વિષે કહેવામાં આવ્યું કે "કુફરૂહુ અશદ્દુ મિન કુફરિલ યહુદિ વન્નસારા" તેમનું કુફ્ર યહુદ અને નસારાના કુફ્રથી પણ વધુ સંગીન છે.

અહલે સુન્નતના ઈમામ હઝરત અબૂલ હસન અશ્અરી (રહ.) ને ચોખ્ખા શબ્દોમાં કાફિર અને મુલ્હિદ (નાસ્તિક) કહેવામાં આવ્યા.

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) નફસના પૂજારીઓના ઝુલ્મથી હિજરત કરવા પર મજબૂર થયા. આ સિલ્સિલાની કડી ૧૪ મી સદીના બિદઅતીઓ છે. જેઓ તવ્હીદના મુબલ્લિગો અને સુન્નતના રક્ષકો, સાચા અકીદા ધરાવનાર બુઝુર્ગો, હઝરત મૌલાના રશીદ અહમદ ગંગોહી (રહ.), હઝરત મૌ. કાસિમ નાનોત્વી (રહ.), હઝરત મવ. ખલીલ અહમદ મુહાજિરે મદની (રહ.), હઝરત મવ. શાહ અશ્રફ અલી થાન્વી (રહ.) વિગેરે બુઝુર્ગ આલિમોને પોતાના પેટની ખાતિર કાફિર, મુલ્હિદ બતાવે છે.

મઝકુર બુઝુર્ગો તવ્હીદ, રિસાલત, હશ્ર, નશ્ર, જન્નત, દોઝખ, ખત્મે નુબુવ્વત વિગેરે દીનની ઝરૂરી બાબતો ઉપર ખુદાના ફઝલથી ઈમાન ધરાવતા હતા. અને અહલે સુન્નત વલ્જમાઅત હતા. ઉસૂલ અને એઅતિકાદિય્યાતમાં હઝરત ઈમામ અબુલ હસન અશ્અરી (રહ.) અને હઝરત ઈમામ અબુ મન્સૂર માતુરીદીના તાબેદાર હતા અને ફુરૂઈય્યાતમાં હઝરત ઈમામ અઅઝમ (રહ.) ના મુકલ્લિદ હતા. અને ચિશ્તિય્યહ, નકશબંદિય્યહ, સહરવર્દિય્યહ સિલ્સિલાથી નિસ્બત ધરાવતા હતા. બાકમાલ અને બાકરામત, સુન્નતના તાબેદાર અને સાચા આશિકે રસૂલ બુઝુર્ગ હતા. એમના ફતાવા અને એમની કિતાબો તથા મુરીદોના અમલ એ વાતની સાક્ષી આપે છે. હઝારો ઉલમાએ કામિલીન અને લાખો મુસલમાન એમના મુરીદ હતા. હિંદ અને હિંદ બહારના કરોડો મુસલમાન એમને પોતાના મઝહબી પેશ્વા અને દીની રહબર સમજતા હતા, અને સમજે છે.

હદીસમાં છે કે જે મુર્દાને નેક અને પરહેઝગાર લોકો ભલાઈથી યાદ કરે અને ઈમાનની શહાદત આપે તેઓ માટે જન્નત વાજિબ થઈ જાય છે. (બુખારી શરીફ ભાગ ૧ પાનું ૧૮૩) એઓ ખરેખર અવ્લિયાએ કિરામ અને નબીઓના સાચા વારસદાર અને નાઈબે રસૂલ હતા અને હદીસ **"અશ્શય્ખુ ફી કવ્મિહી કન્નબિય્યિ ફી ઉમ્મતિહી"** ના ખરા મિસ્દાક હતા. એમનું આખું જીવન કાલ-લ્લાહ અને કાલ-ર્રસૂલ, તબ્લીગે ઈસ્લામ અને દીને મતીનની સેવામાં પસાર થયું છે. અને ફતાવાની શાહી હદીસની રૂએ શહીદોના લોહીથી વધુ વઝન અને માન ધરાવે છે, એવા મહાન બુઝુર્ગોને કાફિર અને જહન્નમી, લઅનતી માનવું પોતાની આકિબત ખરાબ કરવા સમાન છે.

હદીસ શરીફમાં છે કે, માણસ કોઈને કાફિર કહે અને હકીકતમાં તેની અંદર કુફ્રની વાત ન હોય તો કહેનાર તરફ કુફ્ર પાછું ફરે છે. એટલે કે તે પોતે જ કાફિર થઈ જાય છે. આપ (સલ.) નો ઈર્શાદ છે કે જે વાત તમારા ભાઈની ઝબાનથી નિકળે તો જ્યાં સુધી તેના અર્થ

સારા નિકળી શકે ત્યાં સુધી તેને બાતિલ પર લાગુ પાડવાનો પ્રયત્ન ન કરવો જોઈએ. (દુર્રે મન્સુર) એ જ પ્રમાણે શર્હે ફિકહે અકબરમાં ફુકહા ફરમાવે છે કે જે મસ્અલો કુફ્રની સાથે સંબંધ ધરાવતો હોય તો જયારે તેમાં (૯૯)નવ્વાણું એહતેમાલ (સંભવ) કુફ્રના હોય. અને માત્ર એક એહતેમાલ(સંભવ) કુફ્રની નફી (ઈન્કાર)કરતો હોય તો મુફતી અને કાઝીને જોઈએ કે તે જ કુફ્ર નહી સાબિત કરનાર સંભવ પર અમલ કરે અને કુફ્રનો ફત્વો ન આપે.

મઝકુર બુઝુર્ગોએ પોતાની હયાતીમાં ઝબાની અને લેખિત વારંવાર એઅલાન કર્યું છે કે અહલે બિદઅત કહે છે તેવા અમારા અકીદા નથી. બલ્કે અમો આવા ઈસ્લામ વિરૂદ્ધ એઅતેકાદ રાખનારને કાફિર સમજીએ છીએ.

### (૧) જુઓ હઝરત ગંગોહી (રહ.)નો ખુલાસો

સવાલ :- કયા ફર્માતે હેં ઉલ્માએ દીન ઈસ મસ્અલેમેં કે ઝાતે બારી તઆલા અઝઝ ઈસ્મુહુ મત્તુફ બસિફતે કિઝબ (જૂઠ) હે યા નહી ? ઔર ખુદાએ તઆલા જૂઠ બોલતા હે યા નહી. ઔર જો શખ્સ ખુદાએ તઆલાકો યેહ સમજે કે વો જૂઠ બોલતા હે, વો કૈસા હે? બય્યિનુ તુજરૂ !

### (૨) હઝરત મૌલાના ગંગોહી (રહ.) નો ખુલાસો

અલ્જવાબ :- ઝાતે પાક હક તઆલા જલ્લ જલાલુહુકી પાક વ મુનઝઝહ હે, ઈસ્સે કે મુત્તસિફ બસિફતે કિઝબ (જૂઠ) કિયા જાએ, મઆઝલ્લાહુ, તઆલા ! ઉસ્કે કલામમેં હરગિઝ-હરગિઝ શાઈબએ કિઝબ (જૂઠ) નહી હે "કાલલ્લાહુ તઆલા વમન અસ્દકુ મિનલ્લાહિ કીલા." જો શખ્સ હક તઆલાકી નિસ્બત યે અકીદા રખ્ખે યા ઝબાનસે કહે કે વોહ કિઝબ (જૂઠ)બોલતા હે વો કત્અન કાફિર હે, મલ્ઉન હે, મુખાલિફ કુરઆન વ હદીસકા ઔર ઈજમાએ ઉમ્મતકા હે. વોહ હરગિઝ મોમિન નહી. (ફતાવા રશીદિય્યહ ભાગ-૧ પાનું-૧૮)

### (૨) હઝરત મૌલાના કાસિમ નાનોત્વી (રહ.) નો ખુલાસો

"ઈમતિનાઅ બિલ્ગય્રમેં કિસે કલામ હે અપના દીનો-ઈમાન હે, બાદ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ કિસી ઔર નબીકે હોનેકા એહતેમાલ નહી. જો ઈસ્મેં તઅમ્મુલ કરે, ઉસ્કો કાફિર સમજતા હું. (મુનાઝરહ અજીબહ પાનું ૧૦૩)

### (૩) હઝરત મૌલાના ખલીલ અહમદ સા. અંબેટવી (રહ.)નો ખુલાસો

મેં ઔર મેરે અસાતિઝહ એૈસે શખ્સકો કાફિર વ મૂર્તદ વ મલ્ઉન જાનતે હેં. જો શય્તાન અલય્હિલ લઅન કિયા! કિસી મખ્લૂકકો ભી જનાબે રસુલુલ્લાહ સ. અ. વ. સે ઈલ્મમેં ઝયાદા કહે....(અસ્સહાબુલ મિદરાર પાનું ૪૯ તસ્નીફ મવ. મુરતઝા હસન.)

### (૪) હઝરત થાન્વી (રહ.)નો હિફઝુલ ઈમાનવાળી ઈબારત બાબત ખુલાસો

મેંને યેહ ખબીસ મઝમૂન (ગૈબનો ઈલ્મ જેટલો આપ (સલ.)ને હતો તેટલો દરેક બચ્ચાને અને દરેક પાગલને બલ્કે જાનવરને પણ છે. (નઉઝુ બિલ્લાહ, નઊઝુ બિલ્લાહ.) કિસી કિતાબમેં નહી લિખ્ખા ઔર લિખ્ના તો દર કિનાર મેરે કલ્બમેં ભી ઈસ મઝમૂનકા કભી ખત્રહ નહી ગુઝરા.

જો શખ્સ એૈસા એઅતેકાદ રખ્ખે યા બિલા એઅતેકાદ સરાહતન યા ઈશારતન યે બાત કરે મેં ઉસ શખ્સકો ખારિજ અઝ ઈસ્લામ સમજતા હું. (બસ્તુલ બનાન પાનું ૧૦)

તો પણ અહલે બિદઅત પેટની ખાતિર આમ જ ગાતા ફરે છે કે નહી તેઓનો આ જ

અકીદો હતો અને તેઓના લખાણોનો આ જ મત્લબ થાય છે, માટે કાફિર છે. અને એમના કુફ્રમાં શક કરે તે પણ કાફિર છે.!!

હદીસ શરીફમાં છે કે હઝરત ઉસામહ (રદી.) એ લડાઈના મૈદાનમાં એક કાફિર ઉપર હુમ્લો કરી દીધો. તેણે તરત જ 'લા ઈલાહ' પઢી દીધું પરંતુ હઝરત ઉસામહ (રદિ.) એ તેને કત્લ કરી નાખ્યો. જયારે આપ (સલ.) ને ખબર પડી તો હઝરત ઉસામહ (રદિ.) ને ફર્માવ્યું કે 'લાઈલાહ' પઢવા પછી તેને કેમ કત્લ કર્યો? જવાબ આપ્યો હુઝુર! તેણે ફલાણા-ફલાણાને શહીદ કરી નાખ્યાં હતા. અને જયારે મેં હુમ્લો કર્યો તો ડરી જઈ જીવ બચાવ્વાની ખાતિર કલિમો પઢી લીધો. દિલથી કલિમો પઢયો ન હતો. આપ (સલ.) એ ફરમાવ્યું કે તમે તેનું દિલ ચીરીને જોઈ લીધું કે દિલથી કલિમો પઢયો છે કે બીકથી ? અને ફરમાવ્યું કે કયામતના દિવસે જયારે તેના તરફથી કલિમએ તવ્હીદ મુદ્દઈ બનીને આવશે તો તમે શું જવાબ આપશો? હઝરત ઉસામહ (રદિ.)એ અર્ઝ કરી કે હુઝુર મારા માટે મગફિરતની દુઆ કરો, તેના જવાબમાં પણ આપ વારંવાર એ જ ફરમાવતા રહયા કે કયામતના દિવસે જયારે તેના તરફથી કલિમએ તવ્હીદ મુદ્દઈ બનીને આવશે તો તમે શું જવાબ આપશો ? હઝરત ઉસામહ (રદી.) કહેતા હતા કે મેં વારંવાર હુઝુર (સલ.)નો આ ઈર્શાદ સાંભળી તમન્ના કરી કે કાશ ! હું આજે જ મુસલમાન થયો હોત તો મારૂં નવું ઈસ્લામ આ ગુનાહને મિટાવી દેત. (બુખારી તથા મુસ્લિમ)

આ બનાવથી બિદઅતીઓએ ઈબ્રત હાસિલ કરવી જોઈએ અને મુસલમાનોને કાફિર, મુર્તદ બનાવ્વાની નાપાક કોશિષથી રોકાઈ જવું જોઈએ.

ગાળો ભાંડવાની ટેવ મુનાફિકની નિશાની છે, અને બદગોઈ, તબર્રાબાઝી રાફઝીઓનો તરીકો છે અને મઝહબી પેશ્વાઓને ઈઝા આપવી અને કતલ કરવા યહૂદીઓની સુન્નત છે. ઈસ્લામી તરીકો નથી. બિદઅતીઓ ઈસ્લામી તઅલીમથી છડે ચોક વિરૂદ્ધ જઈ રહયા છે, જેની શહાદત હદીસો અને ફિકહની રિવાયતો આપી રહી છે.

બની ઈસ્રાઈલે ૪૩ નબીઓને દિવસના આગલા ભાગમાં શહીદ કરી દીધા અને તે જ દિવસના પાછલા ભાગમાં ૧૧૨ આબિદોને કત્લ કરી નાંખ્યા હતા.

ફતાવા હદીસિય્યહમાં છે કે મુસ્લિમ તેમજ બિન મુસ્લિમ ઉપર જેની મૌત કુફ્ર ઉપર થવાની જાણ ન હોય, લઅનત કરવી મના છે. (પાનું ૨૩૧)

એક વખત અબૂ બુરદહનો ઝિક્ર આવ્યો તો લોકો લઅનત, મલામત કરવા લાગ્યા, ઈબ્ને અબ્ન (રહ.) ખામોશ રહયા. પૂછવામાં આવ્યું કે તમે શા માટે બુરાઈ કરતા નથી ? ફરમાવ્યું કે કયામતના દિવસે નામએ અઅમાલમાં પણ બે વાતો હશે. એક 'લા ઈલાહ ઈલ્લલાહ' અને બીજું ફલાણા-ફલાણા ઉપર લઅનત કરી. મને એ જ પસંદ છે કે મારા નામએ અઅમાલમાં કલિમો નિકળે, બીજું ન નિકળે. (અહયાઉલ ઉલૂમ ભાગ-૩ પાનું ૬૯)

હઝરત રાબિઅહ બસરિયહ (રહ.) કદાપી શય્તાનને પણ બુરો કહેતા ન હતાં. અને ફરમાવ્તા હતાં કે જેટલો સમય આ નકામા કાર્યમાં ગુમાવ્વામાં આવે એટલો સમય અગર મહબૂબના ઝિક્રમાં પરોવાએલા રહીએ તો કેટલો લાભ થાય.

આપ (સલ.)એ ફરમાવ્યું કે જયારે કોઈ માણસ તમારામાંનો મરણ પામે તો તેને છોડી દો અને તેની ગીબત ન કરો. (અબૂ દાઉદ ભાગ-૨ પાનું ૩૨૩) અને ફર્માવ્યું તમારા મુર્દાના સદગુણો વર્ણવો અને તેમની બુરાઈથી ઝબાન રોકો. (અબૂ દાઉદ ભાગ-૨ પાનું-૩૨૩) અને ફરમાવ્યું

કે જે લોકો મરણ પામ્યા છે તેમને ગાળો નહીં આપો કારણ કે જે અમલો તેઓએ કર્યા છે જા તેની જઝા અને સઝાએ પહોંચી ગયા છે. (બુખારી શરીફ ભાગ-૧ પાનું-૧૮૭)

અહયાઉલ ઉલૂમમાં રિવાયત છે કે મુર્દાઓને ભલાઈથી યાદ કરો. કારણ કે અગર તેઓ જન્નતી હશે તો તેમની બુરાઈ કરવાથી તમે ગુનેહગાર થશો, અને અગર જહન્નમી હશે તો તેમને માટે એટલી બુરાઈ બસ છે.

આપ (સલ.) એ ફરમાવ્યું કે મુર્દાઓને ગાળો આપો નહીં કે જેનાથી જીવતાઓને ઈઝા પહોંચે. (અહયાઉલ ઉલૂમ ભાગ-૩ પાનું-૬૯) કારણ કે મુર્દાની બુરાઈ કરવાથી તેના જીવતા લાગતા વળગતાઓને ઈઝા પહોંચે છે.

એક માણસ વખતો વખત ''તબ્બત યદા અબી લહબ''ની સૂરત પઢયા કરતો હતો. જો કે અબુ લહબ કાફિર હતો. પણ હુઝૂર (સલ.) ના કાકા હોવાની સગાઈ ધરાવતો હતો. મઝકુર સુરતમાં તેની બુરાઈ છે. આપ (સલ.)ને આ માણસનું ઘડી-ઘડી આ સૂરત પઢવું અને અબૂ લહબની ઐબ ઝબાન પર લાવ્વી ખરાબ લાગ્યું. આપ (સલ.)એ તેને ફરમાવ્યું તને આ સૂરત સિવાય બીજી યાદ નથી?

બદ્રની લડાઈમાં જે મુશ્રિકો માર્યા ગયા છે તેમને પણ ગાળો આપવી મના છે. આપ (સલ.)નું ફરમાન છે કે તેમને ગાળો ન આપો કારણ કે જે કંઈ તમે તેમને કહો છો તે તેમને લાગતું નથી. જીવતાઓને ઈઝા થાય છે. ખબરદાર ! બુરૂં કહેવું કમીનાપણું છે.

(અહયાઉલ ઉલૂમ ભાગ-૩ પાનું-૬૮)

મદીનહમાં રઈસુલ મુનાફિકીન અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય જેનો નિફાક ઝાહિર અને ઈઝા આપવી ખુલ્લી વાત હતી. પરતું જયારે તે મરણ પામે છે ત્યારે આપ (સલ.) તેના પુત્રને કફન માટે પોતાનો મુબારક કુર્તો અર્પણ કરે છે. જનાઝહની નમાઝ પઢાવે છે. તેનુ માથું પોતાના ગુંથણ મુબારક પર મુકે છે. અને તેના મોઢામાં થુક મુબારક નાંખે છે. આ પ્રમાણે જહન્નમથી બચાવવા અને જન્નતી બનાવવાની પૂરી કોશિષ ફરમાવે છે. અને તેના જીવતા લાગતા વળગતાઓને ખુશ કરે છે. જયારે આજના બિદઅતી મૌલ્વીઓ સાચા મુસલમાન અને મહાન બુર્ઝુગો અને મઝહબી પેશ્વાઓને કાફિર, મુર્તદ, જહન્નમી અને લઅનતી વિગેરે બતાવે છે.

**બેબી તફાવુતે રાહ અઝ કુજા-સ્ત તા બકુજા**

અલ્લાહ પાક એમને નેક હિદાયત આપે, અને સાચા મુસલમાનોને કાફિર બનાવ્વાના બદલે કમ્ઝોર ઈમાનવાળા મુસલમાનોને શુદ્ધ અને મુર્તદ થવાથી બચાવ્વા કોશિષ કરે. આમીન, સુમ્મ આમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મુકાલિમા (સંવાદ)માં કુફ્રિયહ કલિમાતનું હોવું.**

(૩) સવાલ :- જલ્સાઓમાં મુકાલમા (વાદ-વિવાદ) કરવામાં આવે છે, બે છોકરાઓમાંથી એક છોકરો પોતાને કાફિર ઝાહિર કરે છે. લિબાસ પણ તેવો હેટ વિગેરે પહેરે છે. જો કે અકીદો તેવો હોતો નથી. જલ્સામાં દિલચસ્પી પૈદા કરવા અથવા તઅલીમ આપવાના હેતુએ આમ કરવામાં આવે છે, કાફિર બનેલો છોકરો કહે છે કે હું ખુદાને માનતો નથી, ખુદાને માનવું હિમાકત છે વિગેરે કાફિરાના કલિમાત કહે છે. જવાબ આપનાર છોકરો તેને અય કાફિરકા બચ્ચા ! મરદૂદ! વિગેરે કહે છે, આવી રીતે મુકાલમો કરવામાં કાંઈ વાંધો છે ?

જવાબ :- ઝરૂરતન કોઈ મુન્કિરે ખુદા અને મુખાલિફે ઈસ્લામનો કુફ્રિયહ કૌલ અને અકીદો નકલ કરી શકાય છે કે ફલાણો આમ કહે છે અને ફલાણાની આવી માન્યતા છે. અને હુકમ બયાન કરવાના હેતુએ કહી શકાય છે કે આમ કહેવું કુફ્ર છે અને આમ કહેવું કુફ્ર નથી, તેમજ હાલાતે ઈકરાહ અને સખ્ત તરીન ખવ્ફની હાલતમાં દિલથી ઈમાન પર કાઈમ રહી માત્ર ઝબાનથી કલિમાતે કુફ્ર બોલવાની ઈજાઝત છે, હક તઆલા ફરમાવે છે :- "મન કફર બિલ્લાહિ મિમ બઅદિ ઈમાનિહી ઈલ્લા મન ઉકરિહ વકલ્બુહુ મુત્મઈન્નુમ બિલ ઈમાન" (સૂરએ નહલ) એ સિવાય અલા સબીલિલ ઈખ્તિયાર, હંસી મઝાકમાં અથવા તઅલીમી મકસદે બેતહાશા ઝબાનથી કલિમાતે કુફ્ર અદા કરવું, અને ઢોંગ ખાતર કાફિરાના અને ફાસિકાના પોશાક પહેરવું પોતાને ગૈર મુસ્લિમ ઝાહિર કરવું જેમ કે સવાલમાં મઝકુર છે, જો કે અકીદો તેવો ન હોય જાઈઝ નથી. હરામ છે, કેટલીક સૂરતોમાં કુફ્રનો અંદેશો પણ છે. મા લા બુદ્દ મિન્હુમાં છે 'અગર કસે કલિમએ કુફ્ર અમદન ગુફત લેકીન એઅતેકાદ બકુફ્ર ન કર્દ, બઅઝે ઉલમા ગુફતા અન્દ કે કાફિર ન શવદ કે ન કુફ્ર અઝ એઅતેકાદ તઅલ્લુક દારદ વ બઅઝે ગુફતા અન્દ કાફિર શવદ કે રઝા અસ્ત બકુફ્ર.'

અને મજમૂઅએ ફતાવામાં છે "કલિમએ કુફ્ર બોલના અમદન અગરચે એઅતેકાદ ઉસ પર ન હો કુફ્ર હે". (ભાગ-૨ પાનું ૩૬૦)

અને ઈમામે રબ્બાની હઝરત મવ. રશીદ અહમદ મુહદ્દિસે ગંગોહી (રહ.)ને પુછવામાં આવ્યું કે હઝરત હમારા અકીદા ફલ્સફી મસાઈલ પર નહીં હે, સિર્ફ ઝબાનસે ઈન્કો પઢતે હેં, ઈસમેં કયા હર્જ હે ?'

આપે ફરમાવ્યું અવ્વલ તો ઝબાનસે કલિમએ કુફ્ર વ શિર્કકા નિકાલ્ના ઔર ઉન્કો દલાઈલસે સાબિત કરના, ઉસ્કે એઅતેરાઝકો દફઅ કરના ખૂદ દલીલ અકીદેકી હે, ઔર અગર બિલ્ફર્ઝ અકીદહ ન હો તબ ભી હરામ ઓર મૂજિબે ગઝબે ખુદાવંદી હે, મસલન કોઈ શખ્સ તુમકો ગધા, સુવ્વર કહે યા કોઈ મુગલ્લઝ ગાલી દે તો ઝાહિર હે કે વોહ શખ્સ અકીદહ નહીં રખતા કે તુમ ગધે, સુવ્વર યા ઐસે હો જૈસા વોહ ગાલીસે તુમ્હેં બતા રહા હે. સિર્ફ ઝબાન હી ઝબાનસે કેહ રહા હે; મગર બતાવ તો સહી તુમ્હેં ઉસ પર ગુસ્સા આએગા યા નહીં ? ઝરૂર આએગા, પસ ઐસે કલિમાતે કુફ્ર વ શિર્કકો સમજો કે ઝરૂર મૂજિબે ગઝબે ખુદાવંદી હોંગે. કયું કે હક તઆલાકી ઝાત હયાદારસે હયાદાર મુસલમાનસે ભી ઝયાદહ ગય્યૂર હે. (તઝકિરતુ-ર્રશીદ ભાગ ૧ પાનું ૯૪)

સારાંશ કે મઝકૂર તરીકો જાઈઝ નથી. તજી દેવા લાયક છે. તઅલીમ એના ઉપર મૌકૂફ નથી. તેના જાઈઝ તરીકા ઘણાં છે.

મુસલમાનને કાફિર બચ્ચા કહેવું પણ જાઈઝ નથી. ફતાવા કાઝીખાનમાં છે 'ઈમ્રઅતુન કાલત લિવલદિહા' અય કાફિર બચ્ચા, કાલ અકસરૂલ ઉલમાઈ લા યકૂનુ હાઝા કુફ્રન વ કાલ બઅઝુહુમ યકૂનુ કુફ્રન (ભાગ ૪ પાનું ૮૮૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બરેલ્વીઓની બેફામ બેલગામી.

(૪) સવાલ :- અહીં (જામનગર-સૌરાષ્ટ્ર)માં રઝાખાની મઝહબવાળા એવો પ્રચાર કરે છે કે દેવબંદના ઉલમા તથા તબ્લીગી જમાઅત કાફિર અને ઈસ્લામથી ખારિજ છે, અને તેઓને સહાય કરનારા તથા સારા અને નેક માનનારા પણ કાફિર અને ઈસ્લામથી ખારિજ છે, એ રીતે પ્રચાર કરે છે.

ઉપર મુજબ દેવબંદના ઉલમા અને તબ્લીગી જમાઅતને મુસલમાન તથા સારા અને નેક સમજનારા અને તેમને સહાય કરનારા કેવા મુસલમાનો છે ? અને એ વિષે ખુદા-રસૂલનુ શું ફરમાન

છે ? જણાવશો.

જવાબ :- રઝાખાનીઓનો આ પ્રચાર ખોટો અને ગુમ્રાહ કરનારો છે. ઉલમાએ દેવબંદ તથા તબ્લીગી જમાઅત ઉપર રઝાખાનીઓ જે આરોપ મૂકે છે તેનાથી તેઓ તદ્દન મુક્ત અને બિલ્કુલ પાક છે. તેઓ ખરા મુસલમાન, સાચા અહલે સુન્નત વલ્જમાઅત અને પાકા હનફિયુલ મઝહબ છે. ખુદાની તવ્હીદ અને રસુલની રિસાલતના મુબલ્લિગ, સુન્નત તરીકાના મુહાફિઝ અને ખરા વારિસુલ અંબિયા છે. કુર્આન, હદીસ અને ફિકહની ખિદમતમાં પોતાની ઝિંદગી વકફ કરી છે. યુનિવર્સિટી દારૂલ ઉલૂમ દેવબંદના ફૈઝ પામેલા લાખો આલિમો, હાફિઝો, કારીઓ, મુફસ્સિરો, મુહદ્દિસો, સૂફીઓ, મુફતીઓ અને મુબલ્લિગો દુનિયાના દરેક મુલ્કો અને દરેક શહેરો અને ગામોના ખુણે-ખુણામાં ઈસ્લામની તબ્લીગ અને દીનો-મઝહબની ઈશાઅત (પ્રચાર) કરી રહયા છે.

### ઉલ્માએ દેવબંદની ઈલ્મી કલમી ખિદમતો.

તફસીરમાં (૧) મુશ્કિલાતુલ કુર્આન, (૨) બયાનુલ કુર્આન, (૩) ફવાઈદે ઉસ્માની (૪) તફસીરે મવાહિબુ-ર્રહમાન (૫) તર્જુમએ તફસીરે મઝહરી (૬) તફસીરે માજિદી (ઉર્દુ-અંગ્રેઝી) (૭) તર્જુમા તફસીરે ઈબ્ને કસીર (૮) ખુલાસતુ-ત્તફાસીર (૯) તફસીર મૌલાના સઈદ અહમદ દહેલ્વી (૧૦) મઆરિફુલ કુર્આન ઈદ્રીસી (૧૧) મઆરિફુલ કુર્આન મુફતી મુ. શફીઅ ઉસ્માની, (૧૨) કસસુલ કુર્આન વિગેરે વિગેરે

હદીસમાં (૧) ફૈઝુલ બારી શર્હે સહીહ બુખારી (૨) ફત્હે મુલ્હિમ શર્હે સહીહ મુસ્લિમ (૩) અર્ફે શઝી શર્હે જામેઅ તિરમિઝી (૪) કવ્કબુદદુરી શર્હે જામેઅ તિરમિઝી (૫) બઝલુલ મજહુદ શર્હે અબૂદાઉદ (૬) અવ્જઝુલ મસાલિક શર્હે મુઅત્તા ઈમામ માલિક (૭) તઅલીકુ-સ્સબીહ શર્હે મિશ્કાતુલ મસાબીહ (૮) લામિઉદ્દરારી શર્હે બુખારી (૯) એઅલાઉ-સ્સુનન (૧૦) આસારૂ-સ્સુનન (૧૧) મઆરિફુ સ્સુનન શર્હે જામેઅ તિમિઝી (૧૨) અમાનિયુલ અહબાર શર્હે મઆનિયુલ આસાર (તહાવી) (૧૩) તર્જુમાનુ-સ્સુન્નહ (૧૪) મઆરિફુલ હદીસ (૧૫) અન્વારૂલ બારી શર્હે બુખારી (૧૬) મઆરિફે મદનિય્યહ (૧૭) ઈઝાહુલ બુખારી (૧૮) અન્વારે મહમૂદ શર્હે અબૂ દાવુદ વિગેરે વિગેરે.

ફિકહમાં (૧) મજમુઆ ફતાવા (૨) ફતાવા રશીદિય્યહ (૩) ફતાવા દારૂલ ઉલૂમ કદીમ (૮ ભાગો) (૪) ફતાવા દારૂલ ઉલૂમ મુદલ્લલ વ મુકમ્મલ (૧૦ ભાગો) (૫) ઈમ્દાદુલ ફતાવા (૬ ભાગો) (૬) કિફાયતુલ મુફતી (૯ ભાગ) (૭) ઈલ્મુલ ફિકહ (૮) ઈમ્દાદુલ અહકામ (૯) અહસનુલ ફતાવા (૧૦) નિઝામુલ ફતાવા (૧૧) બહેશ્તી ઝેવર (૧૧ ભાગો) (૧૨) ફતાવા રહીમિય્યહ ઉર્દુ (૭ ભાગો) અંગ્રેઝી (૩ ભાગો) ગુજરાતી (૫ ભાગો) (૧૩) ફતાવા મઝાહિરૂલ ઉલૂમ વિગેરે વિગેરે.

અરબી ઉર્દુ કિતાબોથી અજમ અને અરબ, મકકા-મદીના, ઈરાક-શામ, મિસર અને બગ્દાદ વિગેરેના ઉલમા ફૈઝ હાસિલ કરી રહ્યા છે.

તદ ઉપરાંત હિંદુસ્તાનમાં સેંકડો મદ્રસા અને દારૂલ ઉલૂમો છે જેમકે દારૂલ દેવબંદ, મઝાહિરૂલ ઉલૂમ સહારનપુર, નદવતુલ ઉલ્મા લખનૌ, મદ્રસા મિફતાહુલ ઉલૂમ જલાલાબાદ, મદ્રસા શાહી મુરાદાબાદ, મદ્રસા ઈમ્દાદિયહ-મુરાદાબાદ, મદ્રસા અમીનિય્યહ દેહલી, મદ્રસા ફતેહપુરી દેહલી, જામેઅતુર્રશાદ અ'ઝમગઢ, મમ્બઉલ ઉલૂમ ગુલાવ્ટી, મદ્રસા ઝિયાઉલ ઉલૂમ માની કલાં જોનપુર, રિયાઝુલ ઉલૂમ ખેતા સરાઈ જોનપુર, મદ્રસા કાશિફુલ ઉલૂમ ઓરંગાબાદ, અશ્રફુલ મદારિસ હરદોઈ, મદ્રસા જામિઅહ અરબિય્યહ અહયાઉલ ઉલૂમ મુબારકપુર, અરબિય્યહ જામિઅહ ઈસ્લામિય્યહ કાનપુર, મદ્રસા રહમાનિયહ હાપુર, મદ્રસા જામેઅહ અશરફિય્યહ થાના ભવન, સબીલુર્રશાદ-બેંગ્લોર-જામેઅહ અરબિય્યહ હથોરા, જિલા બાંદા,

મદ્રસા મઅહદે મિલ્લત-માલે ગાંવ, મદ્રસા જામેઅહ હુસૈનિયહ રાંદેર, મદ્રસા અશરફિયહ રાંદેર, મદ્રસા જામેઅહ ઈસ્લામિય્યહ તઅલીમુદ્દીન ડાભેલ, મદ્રસા ફલાહે દારૈન તડકેશ્વર, માટલીવાલા દારૂલ ઉલૂમ ભરૂચ, દારૂલ ઉલૂમ કંથારીઆ, મહમૂદ નગર, ઈમ્દાદુલ ઉલૂમ વડાલી, મદ્રસા જામેઅહ અરબિય્યહ તઅલીમુલ ઈસ્લામ, આણંદ, દારૂલ ઉલૂમ બળોદા, દારૂલ ઉલૂમ-છાપી, તઅલીમુલ મુસ્લિમીન-લુણાવાડા, દારૂલ ઉલૂમ-રામપુરા-સુરત વિગેરે વિગેરે.

**અને મકતબો તો બેશુમાર છે.**

આ તે ઈસ્લામી રોશન ખિદમાત અને દીની સઆદત અને ખુદાઈ ઈન્આમો છે કે જેનાથી રઝાખાનીઓ મહરૂમ છે, તેઓ આ મહાન ઈસ્લામી ખિદમતનો દાખલો પેશ કરી શક્તા નથી **(હાતૂ બુર્હાનકુમ ઈન કુન્તુમ સાદિકીન)** ખરેખર ! **ઈસઆદત બઝોરે બાઝુ નેસ્ત, તા ન બખ્શદ ખુદાએ બખ્શિન્દહ.**

આવા ખુદાના નેક અને મકબૂલ બંદાઓ અને દીનના સાચા ખાદિમો અને નાઈબે રસૂલને કાફિર સમજવું અને ઈસ્લામથી ખારિજ માનવું જહાલત, બેદીની, ઈસ્લામ દુશ્મની અને ગુમ્રાહીની દલીલ છે, અને પોતાની આકિબત ખરાબ કરવું છે.

અને તબ્લીગી જમાઅત પણ પોતાની રાહત અને આરામ તજી ઘરબાર, બાલ-બચ્ચા, દુકાનો, ખેતીવાડી ધંધો-રોઝગાર છોડી પોતાનું ખાઈ, ગાંઠના ખર્ચે નાની મોટી સફર કરી સફરની તકલીફો ઉઠાવી તબ્લીગે દીનની અહમ ખિદમત (જે દર અસલ ખુદાના પયગંબરોનું કામ હતું)બજાવી રહી છે, જે મોટામાં મોટી નેકીનું કામ છે અવામ નાવાકિફ મુસલમાનોને કલિમએ તૌહીદ અને કલિમએ શહાદત વિગેરે જેના ઉપર ઈસ્લામનો દારોમદાર છે.) સહીહ પઢતાં શીખવે છે. અર્થ બતાવે છે, બેનમાઝીઓને નમાઝી અને નામના નમાઝીઓને ખરા નમાઝી બનાવે છે ઈસ્લામી અખ્લાક, પરહેઝગારી, પાકીઝગી, અલ્લાહના હકો, બંદાઓના હકો, મા બાપની ખિદમત, મોટાની તઅઝીમ, નાના સાથે પ્રેમના વર્તાવની તઅલીમ આપે છે. એનાથી મોટું બીજુ નેકીનું કામ શું હોઈ શકે છે ? ખુદાપાક પણ એવા નેક લોકોના વખાણ કરે છે. ફર્માવે છે કે :- **વ મન અહસનુ કવ્લમ મિમ્મન દઆ ઈલલ્લાહિ વ અમિલ સાલિહા.**

અર્થાત :- એમનાથી સારી કોની વાત હોય છે કે જે ખુદાની તરફ બોલાવે છે અને પોતે પણ સારા અમલ કરે છે. (સુરએ હામીમ સજદહ)

અને ઈરશાદે ખુદાવંદી છે. :- વલ્તકુમ મિન્કુમ ઉમ્મતુંય યદઊન ઈલલ ખય્રિ વ યઅમુરૂન બિલ્મઅરૂફિ વ યન્હવ્ન અનિલ મુન્કરિ વઉલાઈક હુમુલ મુફલિહુન.

અર્થાત :-તમારામાં એક જમાઅત એવી હોવી ઝરૂરી છે કે (લોકોને) ભલાઈ તરફ બોલાવતી રહે અને નેકીના કામો કરવા કહે અને બુરા કામોથી રોકતી રહે. (હકીકત)માં એઓ સંપૂર્ણ કામયાબ થશે. (સૂરએ આલે ઈમ્રાન)

આવા દીનના ખાદિમો (જેમની પ્રશંસા (વખાણ) ખુદા કરે છે) તથા એમને સહાય કરનારા અને સારા માનનારાઓને કાફિર કહેનારા અને ઈસ્લામથી ખારિજ કરનારા ઈસ્લામના દુશ્મન અને મુસલમાનોના બુરૂં ચાહનારા તેમના દીન ઈમાનના ડાકુ છે, અને ફરમાને નબવીની રૂએ પોતે જ કાફિર અને ઈસ્લામથી ખારિજ થઈ જાય છે. આપનું ફરમાન છે. લા યરમી રજુલન રજુલુન બિલ્ફુસૂકિ વલા યરમીહિ બિલ્કુફિ, ઈલ્લા ઈર્તદ્દત અલયહિ ઈલ્લમ યકુન સાહિબુહુ કઝાલિક.'

અર્થાત :- જે શખ્સ કોઈ માણસ પર ફાસિક અને કાફિર હોવાનો આરોપ મુકે છે, જો

તે તેવો નથી તો તેનું એ કહેવું તેના જ ઉપર લાગુ પડશે, એટલે તે કહેનાર પોતે જ (ફાસિક અને કાફિર) થઈ જશે. (મિશ્કાત શરીફ પાનું ૪૧૧)

આપ (સલ.)નું બીજું ફરમાન છે કે 'મન દઆ રજુલન બિલ્કુફ્રિ, અવ કાલ અદુવ્વલ્લાહિ વલય્સ કઝાલિક ઈલ્લા હાર અલયહિ.

(અર્થાત) જે શખ્સ કોઈને કાફિર અથવા ખુદાનો દુશ્મન કહે અને તે એવો નથી તો કથન પોતે જ કાફિર અને ખુદાનો દુશ્મન કહેનાર ઉપર લાગુ પડશે, એટલે કહેનાર થઈ જશે. (મિશ્કાત શરીફ પાનું ૪૧૧)

હદીસની કિતાબોમાં છે કે હઝરત ઉસામહ (રદિ.) એ મૈદાને જંગમાં એક કાફિર ઉપર હમ્લો કરી દીધો તેણે તરત જ લા ઈલાહ ઈલ્લલ્લાહ" પઢી લીધું, પરંતુ હઝરત ઉસામહ (રદી.) એ તેનું કામ તમામ કરી નાખ્યું.

જયારે આપ (સલ.)ને ખબર પડી તો હઝરત ઉસામહ (રદિ.) ને ફરમાવ્યું કે "લા ઈલાહ ઈલ્લલાહ" પઢવા પછી કેમ કત્લ કરી નાખ્યો ? કહ્યું યા રસુલલ્લાહ ! તેણે અમુક સહાબાને શહીદ કરી નાંખ્યા, પછી જયારે મેં તેના પર હમ્લો કર્યો તો મરી જવાના ભયે કલિમો પઢી લીધો. આપ (સલ.) એ ફર્માવ્યું તેં તેના દિલને ચીરીને જોઈ લીધું ? કે તેણે કલિમો સાચા દિલથી પઢયો નથી ? ઉસામહ ! કયામતના દિવસે જયારે કલિમએ તવ્હીદ "લાઈલાહ ઈલ્લલ્લાહ" મુદ્દઈ (વાદી) બનીને આવશે તો તું શું જવાબ આપશે ? હઝ. ઉસામહ (રદિ.)એ અરઝ કરી યા રસૂલલ્લાહ ! મારા માટે મગ્ફિરતની દુઆ ફરમાવો ! તેના જવાબમાં પણ વારંવાર આપ એજ ફર્માવતા રહ્યા કે કયામતના દિવસે "કલિમએ તવ્હીદ" ને શું જવાબ આપીશ ? હઝ. ઉસામહ (રદિ.)આ જોઈ તમન્ના કરવા લાગ્યા કે કાશ ! હું આજે જ મુસલમાન થયો હોત તો આ ગુનોહ ઈસ્લામની હાલતમાં નહીં ગણાંત અને મારું નવું ઈસ્લામ આ ગુનાહને ધોઈ નાંખત ! (મુસ્લિમ શરીફ વિગેરે)

આ બનાવથી રઝાખાનીઓએ સબક લેવો જોઈએ અને મુસલમાનોને કાફિર મુર્તદ બનાવ્વાની નાપાક કોશિશથી રોકાઈ જવું જોઈએ.

ગરઝ કે દીનના ખાદિમો અને તબ્લીગી ખિદમત અંજામ દેનારાઓ નેક અને ખરા મુસલમાનો છે, એમને સહાય કરવી અને સારા માનવું ઈમાનદાર હોવાની દલીલ છે. ખુદાપાક એવા નેકીના કામ કરનારની મદદ અને સહાય કરવાનો કુર્આન શરીફમાં હુકમ આપે છે, :- "વતઆવનુ અલલ બિર્રિ વત્તક્વા"

(અર્થાત) નેકી અને પરહેઝગારીના કામોમાં મદદ કરો. (સૂરએ માઈદહ)

ખુદાપાક જેમના વખાણ કરે છે અને જેમની મદદ અને સહાય કરવા ફરમાવે છે તેમને અને તેમને સહાય કરનારાઓને કાફિર કહેનારા અને ઈસ્લામથી ખારિજ માનનારા ખુદા અને તેના રસૂલ (સલ.) ના નાફરમાન, ઈસ્લામ અને અહલે ઈસ્લામના દુશ્મન, આપ (સલ.) ના તબ્લીગી મિશનને ધોકો પહોંચાડનાર અને આયતે કરીમહ "વ કઝાલિક જઅલ્ના લિકુલ્લિ નબિય્યિન અદુવ્વન શયાતીનલ ઈન્સિ વલ્જિન્નિ."

(અર્થાત) અને એવી જ રીતે અમે દરેક નબીના દુશ્મન ઘણાં શય્તાનો પૈદા કર્યા, ઈન્સાન તેમજ જિન્નાતમાંથી જેઓ અમુકને ધોકો આપવા માટે ખોટો પ્રચાર કરે છે. (સૂરએ અન્આમ)

અને હદીસે નબવી 'ઝલ્લૂ ફઅઝલ્લૂ'

(અર્થાત) પોતે ગુમ્રાહ થશે અને બીજાઓને પણ ગુમ્રાહ કરશે (બુખારી - મુસ્લિમ) ના ખરા મિસ્દાક છે. ખુદાપાક હિદાયત અને નેક તૌફીક આપે. (આમીન) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ગય્રૂલ્લાહથી મદદ માંગવી.**

(પ) સવાલ :-ઈમામ હુસૈન (અલ.)થી "યા હુસૈન ઈમ્દાદ કુન, યા હુસૈન અગિસ્ની" કહી પુકારી મદદ માંગવી, રોઝી અને અવ્લાદ ચાહવી જાઈઝ છે કે નહીં ?

હમારે ત્યાં દર અગ્યારમી તારીખે અમુક માણસો જમા થઈ લખેલા વઝીફાનો ઝિક્ર બધા સાથે જ કરે છે. અને કહે છે કે એ તો વસીલો પકડવાનો તરીકો છે. વઝીફો આ છે :- **"ઈમ્દાદ કુન ઈમ્દાદ કુન અઝ હર બલા આઝાદ કુન, દર દીનો દુન્યા શાદ કુન, યા ગવ્સુલ અઅઝમ દસ્તગીર યા હઝરતે ગવ્સ અગિસ્ની બિઈઝનિલ્લાહિ - યા હઝરતે શેખ મુહયુદ્દીન મુશ્કિલ કુશા બિલ ખય્રિ"** આ રીતે પઢવું જાઈઝ છે ?

જવાબ :-હઝરત ઈમામ હુસૈન (અલ.)ને આવી રીતે પુકારી મદદ માંગવાની અને મઝકુર વઝીફો પઢવાની શરઅન ઈજાઝત નથી, મના છે. વસીલો જાઈઝ છે, પણ તેનો આ તરીકો નથી. મઝકુર તરીકો જારી રહેવાથી બીજાઓના અકીદાઓ પણ ખરાબ થવાનો સંભવ છે, માટે એ વઝીફાને તજી દેવું ઝરૂરી છે. ખુદા સિવાય બીજાથી અવ્લાદ માંગવી. બીમાર માટે શિફા તલબ કરવી, અહલે કુબૂરથી રોઝી માંગવી, મુકદ્દમા (કેસ)માં કામ્યાબ કરવાની દરખાસ્ત કરવી જાઈઝ નથી, મુશ્રિકાના ફેઅલ છે.

અલ્લાહ તઆલાએ બંદાઓને તઅલીમ આપી છે કે કહો **"ઈય્યાક નઅબુદુ વ ઈય્યાક નસ્તઈન"** અર્થાત :-હે અલ્લાહ ! અમે ખાસ તારી જ ઈબાદત કરીએ છીએ અને ખાસ તારાથી જ મદદ ચાહીએ છીએ. જયારે ઈબાદત અને ઈસ્તિઆનત (મદદ માંગવી) કુર્આનથી અલ્લાહને જ માટે ખાસ થઈ છે તો બીજાથી અવ્લાદ અને રોઝી, તંદુરસ્તી વિગેરેની દરખાસ્ત કરવી કેમ જાઈઝ થઈ શકે ? એટલા જ માટે રસૂલે મકબૂલ (સ. અ. વ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ને વસિય્યત કરી કે, **વઈઝા સઅલ્ત ફસ્અલિલ્લાહ, વઈઝસ્તઅન્ત ફસ્તઈન બિલ્લાહ.** (અર્થ) જયારે તમારે સવાલ કરવો હોય તો અલ્લાહથી કરજો અને મદદ માંગવી હોય તો અલ્લાહથી માંગજો. (મિશ્કાત શરીફ પનું-૪પ૩)

હઝરત ગવ્સુલ અઅઝમ (રહ.) મઝકુર હદીસ નકલ કરી ફરમાવે છે કે "દરેક ઈમાનદારને જોઈએ કે આ હદીસને પોતાના દિલનો આયનો બનાવી લે, અને પોતાના શરીર, લિબાસ, વાતચીત વિગેરે દરેક બાબતોમાં એના પર અમલ કરે." (કુતુહુલ ગય્બ મકાલા ૪ર) અને ફરમાવે છે કે જે માણસ ઝરૂરતના વખતે (અલ્લાહને છોડી) લોકોથી માંગે છે, તે અલ્લાહની સિફતો અને તેની કુદરતથી નાવાકિફ છે." (મકાલા-૪૩) અને ફર્માવે છે કે :-"અફસોસ તારા પર તને શરમ નથી કે ખુદા સિવાય બીજાઓથી માંગે છે હાલાંકે તે બીજાઓ કરતાં વધુ નઝદીક છે." (અલ્ફતહુ-ર્રબ્બાની મજલિસ ૩૮ પાનું ર૫૯) અને ફરમાવ્યું કે "ઓ મખ્લુકને ખુદાનો સાથી સમજનાર અને દિલથી તેમના (મખ્લુકના) ઉપર મુતવજજેહ થનાર, માખ્લુકથી એઅરાઝ કર, કારણ કે ન તો તેમનાથી નુકશાન છે, ન તો ફાયદો, ને તો અતા કરવું છે, ન મહરૂમ કરવું, પોતાના દિલનાં સાથે છુપી રહેલા શિર્ક સહિત તવ્હીદે હકનો દાવેદાર નહીં બન, એનાથી તને કાંઈ મળશે નહીં. (હવાલો મઝકુર) આપે વફાત વખતે પણ પોતાના ફરઝંદ હઝરત અબ્દુલ વહહાબ (રહ.)ને વસિય્યત ફરમાવી હતી કે "તમામ હાજતો અલ્લાહને હવાલે કરશો અને તેનાથી જ માંગશો" (મલ્ફુઝાત

૬૬૪) મુહદિસ અલ્લામહ મુહંમદ તાહિર (રહ.) એ પણ ખુલાસો કર્યો છે કે "એ કોઈ અહલે ઈસ્લામના આલિમના નઝદીક જાઈઝ નથી કારણકે ઈબાદત અને તલબે હાજત તથા મદદ માંગવી ફક્ત અલ્લાહનો જ હક છે." (મજમઉલ બિહાર ભાગ ૨ પાનું ૩૭)

અને હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે કે, "જે કોઈ માણસ પોતાની હાજતરવાઈ માટે અજમેર જાય અથવા સૈયદ સાલાર મસ્ઉદ ગાઝી (રહ.) ના મઝાર ઉપર અથવા એ જ પ્રમાણે બીજી જગ્યાએ જઈ મુરાદ માંગે યકીનન તેણે ખુદાપાકનો બહુ મોટો ગુનોહ કર્યો. એવો ગુનોહ જે ઝીના અને નાહક ખૂન કરવાથી પણ મોટો છે, શું તે પેલા મુશ્રિકોના જેવો નથી ? જે પોતે બનાવેલી ચીઝોની પુજા કરે છે, અને જે લાત તથા ઉઝ્ઝા જેવા બુતોને પોતાની હાજતો માટે પુકારે છે. (તફહીમાત ભાગ ૨ પા.૪૫)

વળી પોતાની મશહુર કિતાબ "હુજ્જતુલ્લાહિલ બાલિગહ" માં ફરમાવે છે કે :-શિર્કના કામોમાંથી આ પણ છે કે તે લોકો પોતાની હાજતોમાં ગયરૂલ્લાહથી મદદ માંગતા હતા. દાખલા તરીકે બીમારની શિફા માટે, નાદારની માલદારી માટે અને તેમના માટે નઝરો માંનતા હતા. અને તે નઝરોના લીધે પોતાની હાજત પુરી થવાની ઉમ્મીદ રાખતા હતા. અને બરકત હાસિલ કરવાના હેતુએ તેમના (ગય્રૂલ્લાહના) નામોના વઝીફા પઢતા હતા. તો અલ્લાહ પાકે તેમના ઉપર લાઝિમ કરી દીધું કે તેઓ પોતાની નમાઝની અંદર આમ કહ્યા કરે **"ઈય્યાક નઅબુદુ વ ઈય્યાક નસ્તઈન"** (ખુદાવંદા ! અમે તારી જ ઈબાદત કરીએ છીએ અને તારાથી જ મદદ માંગીએ છીએ)

અને અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે :- **"લા તદઉ મઅલ્લાહિ અહદા."** (અલ્લાહની સાથે બીજા કોઈને નહી પુકારો. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ પાનું ૬૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રઝાખાનીઓની રહમત વર્ષા (નફરત અને ધિક્કારના સ્વરૂપમાં)

(૬) સવાલ :- હાલમાં ભરૂચ મુકામે રઝાખાની ફિર્કાની કોન્ફરન્સ થઈ, તેમાં રઝાખાની ફિર્કાના મૌલ્વીઓ હશ્મતઅલી વિગેરેએ ઉલમાએ દેવબંદને ગાળો ભાંડી. કાફિર, મુર્તદ અને ઈસ્લામથી ખારિજ બતાવ્યા, અને કહેવામાં આવ્યું કે ખરા અહલે સુન્નત વલ્-જમાઅત તો અમે જ છીએ, દેવબંદીઓ નથી વિગેરે ઘણી બાબતો બયાન કરી છે. પુછવાનું એ કે બરેલ્વી આલિમો ઉલમાએ દેવબંદની શા માટે મુખાલિફત કરે છે? એનો ખુલાસો કરશો. ઘણા લોકો ગુંચવણમાં છે.

જવાબ :- અહલે હક અને સાહિએ કમાલને બદનામ કરવાની નાપાક કોશિષ અને તેમના તરફથી લોકોના દિલોમાં નફરત પૈદા કરવાની નાજાઈઝ હરકત હમેશાથી અહલે બાતિલ અને નફસ પરસ્તોની આદત રહી છે.

બાતિલ પરસ્તોએ પયગમ્બરોને બદનામ કર્યા અને ગુનેહગાર ઠેરવ્યા, પહેલા ત્રણ ખલીફા (રદી.) ને અહલે બૈતના દુશ્મન બતાવી કાફિર ઠેરવ્યા.

ચોથા ખલીફા હઝરત અલી (રદી.)ને ખારજીઆએ કાફિર બતાવ્યા. હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) પર કુર્આન શરીફની ખોટી તફસીર બયાન કરવાનો આરોપ મુકયો.

હઝરત ઈમામે અઅઝમ અબુ હનીફા (રહ.) ને ગુમરાહ અને ઉમ્મતના દુશ્મન અને ઉમ્મતના શયતાન કહેવામાં આવ્યા, એમને કત્લ કરવાને સિત્તેર (૭૦) જિહાદથી અફઝલ બતાવ્યું ! હઝરત ઈમામ શાફિઈ(રહ.)ને "અઝર્રુ મિન ઈબ્લીસ" (ઈબ્લીસથી વધુ નુકસાન પહોંચાડનાર) નો ખિતાબ અપાયો.

હઝરત શય્ખે અકબર મુહયુદ્દીન ઈબ્ને અરબી (રહ.) વિષે કહેવાયું કે "કુફરૂહુ તશ્દુદ મિન કુફ્રિલ યહુદિ વન્નસારા (અર્થાત)તેમનું કુફ્ર યહુદ અને નસારાના કુફ્રથી પણ વધુ સખ્ત છે. આ સિલ્સિલાની કડી ૧૪ મી સદીના બિદઅતીઓ (તબર્રાઈ ફિર્કો)છે. જેઓ તૌહીદે બારી તઆલાના ખરા મુબલ્લિગ અને સુન્નતે રસુલ (સલ.) ના સહીહ મુહાફિઝ દેવબંદી બુઝુર્ગોને નફસ અને પેટની ખાતિર કાફિર, મુર્તદ બનાવતા ફરે છે. ખુદાપાક એમને હિદાયત આપે. આમીન.

એમની મુખલિફતનું મુખ્ય કારણ હસદ અને અદેખાઈ છે, અને એ શય્તાનની સુન્નત (તરીકો) છે, શય્તાને હઝરત આદમ (અલ.)નો માન મરતબો જોઈ અદેખાઈ કરી, તેમની અને તેમની અવ્લાદની દુશ્મની માટે કમર કસી લીધી. હઝરત અબુ હાઝિમ (રહ.) ફરમાવે છે કે તેમનાથી મોટા આલિમની અંદર કીળા (જીવડા) કાઢે છે. એટલા માટે કે તે લોકો નફરત કરી તેમને છોડી દે. (અલ્ઈલ્મ વલ્ઉલમા પાનું ૨૩૮)

હઝરત યહયા ઈબ્ને મુઈન (રહ.)ની સામે જયારે કહેવામાં આવ્યું કે ફલાણો આલિમ હઝરત ઈમામે અઅઝમ અબુ હનીફા (રહ.)ની બદગોઈ કરે છે તો આપ ફરમાવતા,.

(૧) હસદુલ ફતા ઈઝાલમ યનાલુ સઅયહુ ફલ્કવ્મું અઅદાઉલ્લ હુ વ ખસુમુહ-અર્થાત :- લોકો તેમના એટલા માટે દુશ્મન બની ગયા છે કે ઈલ્મો કમાલમાં તેમની બરાબરી કરી શકતા નથી.

(૨) કઝરાઈરિલ હસનાઈ કુલ્લન લિવજહિહા હસદંવ વ બગ્યન ઈન્નહુ લઝમીમુ અર્થાત :-એની મિસાલ ખુબસુરત સોકણો જેવી છે. તેમને તેમની સોકણો હસદથી બદસુરત બતાવે છે,એ જ બાબત અહીં પણ છે. ઉલમાએ દેવબંદ ખુદાપાકની મહેરબાનીથી ઈલ્મો અમલ અને તકવા, તહારત, તબ્લીગે દીન અને ખિદમતે કુર્આનો હદીસ તથા રાજકારણમાં જે કમાલના માલિક છે. તેની એક પણ મિસાલ મુખાલિફ જમાઅતમાં મળી શકતી નથી. "હાતૂ બુરહાનકુમ ઈન્કુન્તુમ સાદિકીન."

જુઓ હદીસની મશ્હુર કિતાબો (૧) "સહીહ બુખારી" ની અરબી શરહ ફય્ઝુલ બારી (કર્તા :હઝરતઅલ્લામહ અન્વર શાહ સાહબ (રહ.) (૨) "સહીહ મુસ્લિમની" અરબી શર્હ "ફત્હુલ મુલ્હિમ" (કર્તા :- અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની (રહ.) (૩) "તિર્મિઝી શરીફની અરબી શર્હ "અરફે શઝી" (કર્તા :- હઝરત અલ્લામહ અન્વર શાહ સાહબ (રહ.) (૪) બીજી અરબી શર્હ "કવ્કબુદ્દુરી"(કર્તા :- હઝરત અલ્લામહ રશીદ અહમદ ગંગોહી (રહ.) (૫) અબૂદાઉદ "શરીફ" ની અરબી શર્હ "બઝલુલ મજહુદ (કર્તા :- હઝરત અલ્લામહ ખલીલ અહમદ અંબેટવી મુહાજિરે મદની (રહ.) (૬) "મિશ્કાત શરીફ"ની અરબી શર્હ અત્તઅલીકુ-સ્સબીહ (કર્તા :-હઝરત મવ્લાના મુહમ્મદ ઈદ્રીસ કાંધલ્વી (રહ.) (૭) મુઅત્તા ઈમામ મુહમ્મદ'ની અરબી શર્હ "અત્તઅલીકુલ મુમજજદ" (કર્તા :- હઝરત અલ્લામહ અબ્દુલહય (રહ.)

એ ઉપરાંત 'હિદાયહ' કન્ઝુદ-દકાઈક, શર્હે વિકાયહ નૂરૂલ ઈઝાહ શર્હે નિકાયહ ઝાદુલ ફકીર વિ. વિ. ફિકહ અને હદીસની કિતાબોની શર્હ અને હાશયહ અને મુસ્તકિલ (એકલી) અરબી કિતાબો અરબીમાં રચી બહાર પાડવાનો શર્ફ ઉલ્માએ દેવબંદને હાસિલ છે.

**ઝાલિક ફઝલુ-લ્લાહિ યુઅતિહિ મંય્યશાઅ.**

(જેનાથી રઝાખાની બરેલ્વી ફિર્કો તદ્દન મહરૂમ છે) મઝકુર અરબી કિતાબોથી અરબ અને અજમના ઈસ્લામી મુલ્કો ફૈઝયાબ થઈ રહયા છે. દારૂલ ઉલૂમ દેવબંદના શય્ખુલ હદીસ શય્ખુલ અરબિ વલ્અજમ મવ. સૈ. હુસૈન અહમદ મદની (રહ.) રવ્ઝએ રસૂલે મકબૂલ (સલ.)ના નિકટમાં

મસ્જિદે નબવીમાં બેસી વર્ષો પર્યંત અરબોને કાલ-લ્લાહ અને કાલ-રસુલનો દર્સ (સબક) આપતા રહયા છે.

ઈ સઆદત બઝોરે બાઝુ નેસ્ત
તા ન બખ્શંદ ખુદાએ બખ્શિન્દહ

ઉપરોક્ત ખુદાઈ ઈન્આમો અને નેઅમતો રઝાખાની જોઈ શકતા નથી. ઉલ્માએ દેવબંદની સાથે મુખાલિફતનું મુખ્ય કારણ આ જ છે.

એમનો દાવો કે ખરા અહલે સુન્નત અમે જ છીએ, બીજા નથી. અબુ આમિરના દઅવા જેવો છે. અબૂ આમિરને અરબમાં પેશ્વા અને મોટા લીડર બનવાનો ચસ્કો હતો. પરંતુ આપ (સલ.)ના મુકાબલામાં એવા ટરપુંજયાની શી ગણત્રી ? તેણે હસદમાં આવી કહયું કે હું ખરા મિલ્લતે હનીફ અને દીને ઈબ્રાહીમ ઉપર છું અને આપ (સલ.) જે દીને ઈબ્રાહીમ પેશ કરી રહ્યા છે, અસલ મિલ્લતે હનીફ નથી. આવી રીતે ખોટો પ્રચાર કરી લોકોને બદગુમાન કર્યા. ઠેર ઠેર આપ (સલ.)નો મુકાબલો કર્યો. ઈઝા અને તકલીફ આપી. મદીનએ મુનવ્વરહમાં મુનાફિકોને ભમાવી મસ્જિદે કુવ્વતે ઈસ્લામ (મસ્જિદે કુબા)ના મુકાબલામાં પોતાની મત્લબ પૂરી કરવા મસ્જિદના નામે એક મકાનની સ્થાપના કરાવી. આપ (સલ.)ને વહી દ્વારા ખબર મળતાં તે મસ્જિદને બરબાદ કરવાનો હુકમ આપ્યો. સહાબાએ તેને આગ લગાડી ફુંકી દીધી હતી. એ મસ્જિદ મસ્જિદે ઝિરારના નામથી મશ્હુર છે. કુર્આનમાં એનો ઝિક્ર મવ્જૂદ છે.

અલ્લાહ તઆલા ફરમાવે છે :- અને કેટલાક એવા માણસો જેઓએ એક મસ્જિદ ઈસ્લામ અને મુસલમાનોને નુકશાન પહોંચાડવા અને ખોટી માન્યતા (અકીદો) ફેલાવવા તથા મુસલમાનોમાં ફાટફુટ પડાવવા અને તેના માટે જે પ્રથમથી જ અલ્લાહ અને તેના રસૂલ (સલ.)ની વિરૂદ્ધતા કરી રહયા છે (અબુ આમિર) ને મૌકો આપવા બનાવી છે અને સોગંદો ખાશે કે અમે તો એના વડે માત્ર ભલાઈ ઈચ્છી હતી પણ ખુદા શાહિદ છે કે તેઓ તદન જૂઠા છે. (સુરએ તવબહ)

આવી જ રીતે મુસલમાનોમાં ફુટ અને નાઈત્તિફાકી પૈદા કરવા અને પોતાની મત્લબ પૂર્ણ કરવા માટે અહલે હકના મુકાબલામાં રઝાખાનીઓએ જમાઅતની સ્થાપના કરી છે. એ સિવાય બીજો કોઈ હેતુ મારી સમજમાં આવતો નથી. વલ્લાહુ અઅલમુ બિસ્સવાબ.

દેવબંદી જમાઅત ઉસુલ અને અકાઈદમાં હઝરત ઈમામ અબુલ હસન અશ્અરી અને હઝરત ઈમામ અબુ મન્સુર માતુરીદી (રહ.)ની અનુયાયી અને ફુરૂઆતમાં હઝરત ઈમામ અબુ અઅઝમ અબુ હનીફહ (રહ.)ની પૈરવ છે. અને પીરી-મુરીદી તેમજ તસવ્વુફમાં ચિશ્તિય્યહ, કાદિરિય્યહ, નકશબંદિય્યહ, સહરવરદિય્યહ સિલસિલાની નિસ્બત ધરાવે છે. અને ખરા અહલે સુન્નતવલ જમાઅત છે. એમના અમલો અને તસ્નીફો (કિતાબો) એની સાક્ષી આપે છે.

અહલે સુન્નત વલ્જમાઅતની ઓળખ શું ? હઝરત ગવ્સે અઅઝમ ફર્માવે છે. ફસ્સુન્નતુ મા સન્નહુ રસુલુલ્લાહિ (સલ.) વલ્જમાઅતુ મત્તફક અલયહિ અસ્હાબુ રસુલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફી ખિલાફતિલ અઈમ્મતિલ અર્બઅતિ.... અર્થાત :-સુન્નત તે તરીકો છે જેના ઉપર અલ્લાહના રસુલ (સલ.) ચાલતા હતા અને જમાઅત તે તરીકો છે જેના ઉપર સહાબા (રદિ.) ચારેવ ખુલફાએ રાશિદીન (રદિ.)ના મુબારક ઝમાનામાં મુત્તફિક (એકમત) હતા.

(ગુન્યતુત્તાલિબીન મઅ ઝુબ્દતુસ્સાલિકિન પાનું. ૧૪૨)

મઝકુર તરીકાની અનુયાયી અને એને પ્રચલિત કરનાર કઈ જમાઅત છે ? દેવબંદી કે રઝાખાની?

વાંચકો ઈન્સાફ કરે.

ઉલમાએ દેવબંદી સામે ઉસ્વએ હસનહ છે. કારણ કે ફરમાને ખુદાવંદી છે **લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઉસ્વતુન હસનહ.** ત્યારે રઝાખાની મઝહબની બુન્યાદ ખિલાફે સુન્નત અને બે અસલ બાપ-દાદાના રસ્મો રિવાજ ઉપર છે અને મસ્નુન તરીકાના મુકાબલામાં બિદઅતોને ઉત્તેજન આપે છે.

કુર્આન શરીફમાં ગુમરાહ કૌમો વિષે ઠેર-ઠેર ફરમાવ્વામાં આવ્યું છે.

**વ ઈઝા કીલ લહુમુ-ત્તબિઉ મા અન્ઝલલ્લાહુ કાલૂ બલ નત્તબિઉ મા વજદના અલયહિ આબાઅના.**

અર્થાત :- અને જયારે તેઓને કહેવામાં આવે છે કે, ખુદાએ જે હુકમ આપ્યો છે તે ઉપર ચાલો તો કહે છે કે ના, અમે તો તે તરીકા પર ચાલીશું જેના ઉપર અમે અમારા બાપ-દાદાને જોયા છે.

જયારે દેવબંદી જમાઅત સુન્નત વિરૂધ્ધ બેઅસલ બાપ-દાદાના રીત-રિવાજોને માનતી નથી. અને સખ્ત મુખાલિફત કરે છે, ત્યારે રઝાખાની બિદઅતી જમાઅત તેમની નિંદા કરે છે. હઝરત ગવ્સે અઅઝમ (રહ.) ફરમાવે છે :-ફઅલામતુ અહલિલ બિદઅતિ અલ્વકીઅતુ ફી અહલિલ અસ્રિ....અર્થાતઃ- અહલે બિદઅતની નિશાની એ છે કે હદીસ અને તઆમુલે સહાબહ પર અમલ કરનારની ગીબત અને નિંદા કરે છે. (ગુન્યતુ-ત્તાલિબીન પાનું ૧૪૩).

ઉમર ખય્યામે એક ફારસી રૂબાઈમાં એવા ગુમ્રાહોને જવાબ આપી દીધો છે.

અર્થાત :-અમુક માણસો જહાલત અને નાદાનીથી પોતાને આલિમ સમજે છે. જયારે તેઓ આલિમ નથી હોતા, પોતાના ગધેડાપણાથી તે સાહેબોને જે એમના જેવા ગધેડા નથી, કાફિર જાણે છે.

### રઝાખાનીઓની કુફ્રબાઝીનો નમુનો

**જુઓ ! રઝાખાની, બરેલ્વીઓની કુફ્રબાઝી અને કાફિરસાઝી કેટલી કેટલી હદો વટાવે છે !**

**વાંચો ! સમજો! અને ખુદ જ ફેસ્લો કરો કે મુસલમાનોમાં હવે મુસલમાન બાકી જ કોણ ? કેટલા રહી જાય છે ? અને વિચાર કરો કે એ બરેલ્વી હિસાબે ખુદ તમે આ વાંચનાર પણ હવે મુસલમાન રહો છો કે ?**

રઝાખાની બરેલ્વી નઝરે ફકત દેવબંદીઓ જ કાફિર નથી, જુઓ ! જાણે લગભગ તમામ ઈસ્લામિસ્તાન જ કાફિરોથી ભરપુર છે. જેટલો મહાન અને અગ્રેસર મુસલમાન તેટલો જ તે નકકી કાફિર ! ફેહરિસ્તો નીચે વાંચો, એ કુફ્રસાઝીની નિશાન બાઝીથી કોણ-કોણ બચી શકયું છે ? અલ્લામહ ઈકબાલ, મવ. શૌકત અલી,મવ. મુહમ્મદ અલી, કાઈદે અઅઝમ, મવ. આઝાદ, હકીમ અજમલખાન, ડો. અન્સારી, સર સય્યિદ અહમદ, ખ્વાજા હસન નિઝામી વગયરહ-અને એમાં એક પણ દેવબંદી નથી ! છતાં બધા જ કાફિરો છે !

એટલું જ નહીં પણ કોંગ્રેસ, મુસ્લિમ લીગ, ખિલાફત કમીટી, તબ્લીગી જમાઅત, નદ્વતુલ ઉલ્મા, મજલિસે અહરાર, ખુદ્દામે કઅબહ, ખુદ્દામુલ હરમૈન, સીરત કમીટી, નમાઝી ફૌજ વિગેરે સંસ્થાઓ પણ બદ દીનો અને બેઈમાનોએ બનાવી છે.

**જુઓ ! એ રઝાખાનીઓ અને બરેલ્વીઓએ ઈસ્લામિસ્તાનમાં સર્જેલું**
**વિશાળ કાફિરિસ્તાન**

(એમના પુસ્તકોના હવાલા સહિત વાંચો)

**મુર્તદ દેવબંદી મહમુદ હસન (શૈખુલ હિંદ)** (સત્તર બા અદબ, સવાલાતે દીનિય્યહ ઈમાનિય્યહ પાનું-૫૬ કર્તા :-હશ્મત અલીખાં)

**મુર્તદ ગંગોહી** (તજાનુબે અહલિ-સ્સુન્નહ અન અહલિલ ફિત્નહ પાનું-૨૪૫ લેખક અબુ-ત્તાહિર ઉબૈદુલ બરકાત મુહમ્મદ તય્યિબ સિદ્દીકી કાદરી બરકાતી દાનાપુરી) (હશ્મત અલીખાં વિગેરે મોટા મોટા બરેલ્વી આલિમોની સહીઓ છે)

**મુર્તદ થાનવી** (તજાનુબે અહલિ-સ્સુન્નહ.....પાનું ૨૩૭)

**મુર્તદ નાનોત્વી, બાનીએ મદ્રસા દેવબંદ** (તજાનુબે અહલિ-સ્સુન્નહ-પાનું-૧૭૩)

**મુર્તદ અંભેટવી** (તજાનુબે અહલિ-સ્સુન્નહ......પાનું-૨૬૮)

**મુર્તદ હુસૈન અહમદ મદની** (અજમલુ-અન્વારિ-રઝા પાનું-૨૯ કર્તા હશ્મત અલીખાં)

**મુર્તદ શબ્બીર અહમદ દેવબંદી** (સત્તર બા અદબ.....પાનું-૫૬)

**મુર્તદ અ. શકુર એડીટર "અન્નજમ"** (તજાનુબે અહલિ-સ્સુન્નહ......પાનું-૧૯૦)

**મુર્તદ અબૂલ કલામ** (તજાનુબે અહલિ-સ્સુન્નહ.....પાનું-૧૭૬)

**મુર્તદ સનાઉલ્લાહ અમૃતસરી** (તજાનુબે અહલિ-સ્સુન્નહ......પાનું - ૨૪૭)

**મુર્તદ અ. માજિદ દરિયાબાદી** ( " " " " ૧૩૭)

**મુર્તદ હસન નિઝામી** ( " " " " ૧૭૬)

**મુર્તદ મુર્તઝા હસન દરભંગી** ( " " " " ૨૩૭)

**મુર્તદ મુહમ્મદ અલી એમ. એ.** ( " " " " ૨૨૫)

**મુર્તદ ઈનાયતુલ્લાહ** ( " " " " ૧૭૬)

**મુર્તદ કાઈદે અ'ઝમ** (સત્તર.........................પાનું ૧૧૦)

**ઈબ્ને સઊદ મર્દુદ** ( " " " " ૩૩)

**મુર્તદ ઝફર અહમદ થાન્વી** ( " " " " ૧૦૧)

**મુર્તદ ઝફર અલી ખાન** ( " " " " ૨૮)

મઝહરૂદ્દીનકા **કુફ્ર** વાઝેહ (મુસ્લિમ લીગકી ઝરીન બખ્યાદરી પાનું નં.-૭ કર્તા અવ્લાદે રસૂલ મુહમ્મદ મિયાં કાદરી-બરકાતી-મારેહરવી)

**ગૈર મુકલ્લિદ,** મુર્તદોંકા પેશ્વા ઈબ્રાહીમ સિયાલકોટી (સત્તર...........પાનું ૨૮)

સર સય્યિદ અહમદખાન (તજાનુબ.........પાનું ૮૬)

**મુર્તદે અકફર સર સય્યિદ અહમદખાન** માટે લખ્યું છે કે, "પીરે નેચરકે વઝીરાને નેચરિય્યત ઔર મુશીરાને દહરિય્યત ઔર મુબલ્લિગીને ઝિન્દીકિય્યત થે, જિન્કે નામ યે હંય:-

**નવ્વાબ મહદી અલી ખાન, નવાબ અઅઝમ યારજંગ, મૌલ્વી ચિરાગ અલીખાન, નવાબ ઈન્તિસાર જંગ, મૌલ્વી મુશ્તાક હુસૈન, મૌલ્વી અલ્તાફ હુસૈન હાલી.**

**શમ્સુલ ઉલમા મૌલ્વી ઝકાઉલ્લાહ, મૌલ્વી મહદી હસન, સૈયદ મહમૂદખાન, શિબ્લી નુઅમાની અઅઝમગઢી, ડિપ્ટી નઝીર અહમદખાન** (તજાનુબ પાનું-૮૬-૮૭)

**સોશિયાલિસ્ટ, કોમ્યૂનિસ્ટ, નેશનાલિસ્ટ, યૂનિયનિસ્ટ**

વગય્રિહ ફિર્કહાએ દહરિય્યહ જુમલા મુર્તદ્દીન (સત્તર પાનું ૪) મુર્તદ્દીને દેવબંદિય્યહ, વ મુલ્હિદીને ચકળાલવિય્યહ વ ઝનાદિકએ ખાકસારિય્યહ, વ બેદ્દીનાને લીગિય્યહ, વગય્રહુમ કુફ્ફાર વ અશરાર. - (તજાનુબ પાનું-૨૮૦)

**કાઈદે અ'ઝમ** વિષે લખ્યું છે કે "બહુકમે શરીઅત, મિ. જિન્નહ અપને ઈન અકાઈદે કુફ્રિય્યહ કત્ઈય્યહ, યકીનિય્યહકી બિના પર કત્અન મુર્તદ ઔર ખારિજ અઝ ઈસ્લામ હય ઔર જો શખ્સ ઉસ્કે ઈન કુફ્રોં પર મુત્તલિઅ હોનેકે બાદ ઉસ્કો મુસલમાન જાને. યા ઉસે કાફિર ન માને યા ઉસ્કે કાફિર, મુર્તદ હોનેમેં શક રખ્ખે, યા ઉસ્કો કાફિર કેહનેમેં તવકકુફ (ઢીલ કરે) વો ભી કાફિર મુર્તદ." - (**તજાનુબ** પાનું-૧૨૨)

વધુ કાફિરોઃ-હઝરત મવ. ઈસ્માઈલ શહીદ (રહ.), હઝરત મવ. અતાઉલ્લાહ બુખારી, હઝરત મવ. અહમદ સઈદ દહેલ્વી (કહરૂલ કાદિર અલલ કુફ્ફારિલ લયાડિર પાનું - ૪ લેખક મુહમ્મદ તય્યિબ દાનાપુરી બરેલ્વી)

**મવ. મુહમંદ અલી** ઉપર કુર્આનને જુઠાડવા, અંબિયાની તૌહીન કરવા, તમામ પય્ગમ્બરો-ફરિશ્તાઓને ગાળો આપવા, કુફ્ર-શિર્ક અને બુતપરસ્તીની ઈજાઝત આપવા, તમામ શરીઅતોને બાતિલ ઠેરવ્વા, મુસલમાનો બલ્કે આખી દુન્યાને કાફિર બનાવવાની ખ્વાહિશ રાખવા, ઈસ્લામના હક હોવાની ખાત્રી ન હોવા, ગાંધીજીને ખુદા માન્વા અને સરાહતન ખુદા કહેવા વિ. વિ. આક્ષેપો મૂકી લખ્યું છે કે "ઉસ્કે કુફ્રમેં શક ભી રખ્ખે વો ખુદ કાફિર હોગા."

(કહરૂલ કહહાર પાનું ૪૧ઃ- લેખક **મવ. હશ્મતઅલી**)

"જો શખ્સ અહરારિયોં (મૌ. હઝરત શાહ સય્યિદ અતાઉલ્લાહ બુખારી (રહ.), હઝ. મૌ. હબીબુ-ર્રહમાન લુધ્યાન્વી (રહ.) વિગેરે) કે ઈન નાપાક અક્વાલે મલ્ઉનહ પર મુત્તલિઅ હોનેકે બઅદ ભી ઈન્કે કાઈલીનકે કત્ઈ યકીની કાફિર મુર્તદ હોનેમેં શક રખ્ખે, યા ઉન્કો કાફિર, મુર્તદ કેહનેમેં તવકકુફ (ઢીલ) કરે, વો ભી બહુકમે શરીઅત કત્અન યકીનન "કાફિર મુર્તદ હય." (**તજાનુબ** પાનું ૧૭૭)

**નજદીયો, વહાબીઓ, દેવબન્દીયો, ગૈર મુકલ્લિદો, નેચરીયો, રાફઝીયો, ચકળાલવીયો, કાદયાનીયો, ગાંધવીયો, સુલ્હે કુલ્લીયો, કોંગ્રેસીયો, લીગીયો, ખારજીયો. બાબીયો, બહાઈયો, ખાકસારીયો, અહરારીયો.** ઔર કુફ્ફાર વ મુશરિકીન વ મુર્તદ્દીન ઔર ઈસ્લામકે જુમ્લા નએ ઔર પુરાને મુખાલિફીનકી સુહબતસે બચાએ." (**ફતાવા** અહલિ સ્સુનન લિહદમિલ ફિતન પાનું-૧૪ મુરત્તિબ નાઝિમ જમાઅતે અહલે સુન્નત મારેહરા)

મુસ્લિમ-લીગ સંબંધી લખે છે કેઃ- "લીગ મુસલમાનોંકો મુલ્હિદ વ બેદીન બનાના ચાહતી હય." (**અલ્જવાબાતુસ્સનિય્યહ** અલા ઝુહાઈ સ્સવાલાતિ-લ્લિગિય્યહ પાનું ૨૧ કર્તા હશ્મત અલીખાં)

લીગ વિષે બીજી કિતાબમાં લખે છે કેઃ- "લીગકા નમ્રૂદી આતિશ કદહ કિત્ને મુસલમાનોંકો ભસ્મ કર ચૂકા ઔર કિત્નોંકો ખાકિસ્તર કર રહા હય." (**અશ્કે રવાં** કર્તાઃ- મુહમ્મદ શરીફુલ હક અમ્જદી (પાનું-૮૩)

મૌલ્વી હશ્મતઅલીએ પોતાની કિતાબ "કહરૂલ કહહાર અલા ઉસૂલિલ ગાંધ્વીયતિલ કુફ્ફાર"માં મવ. મુહમ્મદ અલી, મવ. શવ્કતઅલી અને મવ. અબ્દુલબારી લખનવીને "કત્અન, યકીનન ગુમ્રાહ અને બદદીન બલ્કે અલલ ઉમૂમ કુફ્ફાર મુર્તદ્દીન" લખ્યા છે. અને એ જ પુસ્તકના પાના ૬૩-૬૪ ઉપર હકીમ અજમલખાન, ડો. અન્સારી, શેઠ છોટાની, મર્હુમ મી. મહમુદ ખત્રી અને ખિલાફત કમીટીના સભ્યોને જુદાં-જુદાં વીસ રીતે કાફિર અને મુર્તદ ઠેરવ્યા છે અને મવ. અબ્દુલ કદીર બદાયુની, મવ. અબ્દુલ માજિદ બદાયુની, મવ. આઝાદ સુબ્હાની, મુફ્તી કિફાયતુલ્લાહ તથા મવ. અહમદ સઈદને પણ બદ દીન બતાવ્યા છે. (ઝફરૂલ ઈસ્લામ, ભાગ ૨ પાનું ૧૨, ૧૩, ૧૫)

**રઝાખાનીઓ નીચલી સંસ્થાઓને મુર્તદોએ બનાવેલી સંસ્થાઓ માને છે 'મુસ્લિમ એજ્યુકેશન કોન્ફરન્સ, નદવતુલ ઉલમા, ખુદ્દામે કઅબહ ખિલાફત કમીટી, જમ્ઈય્યતુલ ઉલમાએ હિન્દ, ખુદ્દામુલ હરમૈન, ઈત્તિહાદે મિલ્લત, મજલિસે અહરાર, મુસ્લિમ લીગ, ઈત્તિહાદ કોન્ફરન્સ, મુસ્લિમ આઝાદ કોન્ફરન્સ, નવજવાન કોન્ફરન્સ, નમાઝી ફૌજ, જમ્ઈય્યતે તબ્લીગે ઈસ્લામ (અમ્બાલા), સીરત કમીટી પટ્ટી (પટ્ટી જિ.લાહોર), અમારતે શરઈય્યહ બિહાર શરીફ), ઓલ પાર્ટીઝ કોન્ફરન્સ** વગય્રહ કમીટીયાં ઈસી મકસદકે લિયે કુફ્રએ નયાચિરહને અપની નેચરિય્યત ફેલાને... કે લિયે ઘળી હંય. **તજાનુબ** (પાનું ૯૦)

મવ. મુહમ્મદ અલીને **લાલા મુહમ્મદઅલી**, મવ. શવ્કતઅલીને **પંડિત શવ્કત અલી**. ખિલાફત કમીટીને **હલાકત કમીટી**, સીરત કમીટીને **બદ સીરત કમીટી**, મુસ્લિમ લીગને **મુઝલિમ લીગ** ના તિરસ્કાર ભર્યા અણ ઈસ્લામી નામો આ રઝાખાની સુરમાઓએ આપ્યા છે.

**ઉન બેઈમાનોંને ઈન અવામ મુસ્લિમકે ફાંસ્નેકે લિયે ઈસ્લાહે કૌમકે નામસે કૌમી અસબિય્યતકો આળ બનાકર-**

કપળે બુન્ને વાલોંકી મોમિન કોન્ફરન્સ, જમઈય્યતુલ મુ'મિનીન, જમ્ઈય્યતુલ અન્સાર, રૂઈ ધકનેવાલોંકી જમ્ઈય્યતુલ મન્સૂર, કપળે સીનેવાલોંકી જમઈય્યતુલ ઈદ્રિસિય્યહ, કસ્સાબોંકી જમ્ઈય્યતુલ કુરૈશ, સબ્ઝી ફરોશોંકી જમ્ઈય્યતુ-રાઈન. પઠાનોંકી અફગાન કોન્ફરન્સ, મેમનોકી મેમન કોન્ફરન્સ, મુસ્લિમ ખત્રીયોંકી ખત્રી કોન્ફરન્સ, અબ્બાસિયોંકી જમ્ઈય્યતે આલે અબ્બાસ, કંબુહોંકી આલ ઈન્ડિયા કંબૂહ કોન્ફરન્સ, પંજાબિયોંકી આલ ઈન્ડિયા પંજાબી કોન્ફરન્સ વગૈરહ કમીટીયાં ખુદ ઘળી, યા અપને દામ ઉફતાદોંસે ઘળવાઈ. (તજાનુબ પાનું ૯૧)

આ રઝાખાની મૌલ્વીઓને માનનારા ભાઈઓ ખિલાફત અને લીગના કાઈદોને મુસલમાનો માનતા આવ્યા છે. તેઓ હવે તજદીદે ઈમાન અને તજદીદે નિકાહ કરશે કે? અને આજ સુધીની ઈબાદતો અને ઔલાદનું શું? સહીહ કે બાતિલ? જાઈઝ કે નાજાઈઝ ? હરામ કે હલાલ? ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### હુઝુરે અકરમ (સલ.)ની કબ્ર મુબારકની ઝિયારત વિષે

(૭) સવાલઃ- હુઝુર (સલ.)ની કબ્ર મુબારકની ઝિયારત માટે મદીના શરીફ જવા બાબત ઉલમાએ દેવબંદની શી માન્યતા છે? સાંભળ્યું છે કે નાજાઈઝ અને શિર્ક માને છે, માટે ખુલાસો કરશો.

મદીના શરીફ જનાર માણસ હુઝુર (સલ.)ની કબર મુબારકની ઝિયારતની નિય્યત કરે કે મસ્જિદે નબવીની? ઉલમાએ દેવબંદના નઝદીક બન્નેવમાં બહેતર શું છે? ખુલાસો કરશો.

જવાબઃ- આપ (સલ.)ના રવ્ઝએ અતહરને માટે ઘણી જ બુઝુર્ગી અને શર્ફ પ્રાપ્ત છે. કારણ કે આપ (સલ.)નું પવિત્ર જિસમ તેના અંદર મવ્જુદ છે. એટલું જ નહી બલ્કે આપ (સલ.) બનફસે

નફીસ (ઝાતે પોતે) જીવતા તેની અંદર બિરાજમાન છે.

હદીસ શરીફમાં છે કે આપ (સલ.) પોતાની કબર શરીફમાં હયાત છે. અને આપ (સલ.)ને રિઝક પણ અપાય છે. જુઓ હકીમુલ ઉમ્મત મવ. અશરફઅલી સાહબ થાન્વી (રહ.)ની કિતાબ (અલ્હુબૂર પાનું ૧૪૯)

આપ (સલ.)ની કબર શરીફનો તે ભાગ જે આપ (સલ.)ના શરીર મુબારક સાથે લાગી રહ્યો છે તે કઅબા શરીફ તથા અર્શ અને કુર્સી કરતાં પણ અફઝલ છે. (જુઓ હઝરત મવ્લાના ખલીલ અહમદ અંભેટવી સુમ્મલ મદની (રહ.), મુસન્નિફે બરાહીને કાતિઅહની કિતાબ અત્તસ્દીકાત પાનું ૬)

નોટઃ- મઝકુર કિતાબ ઉપર હઝરત શય્ખુલ હિન્દ (રહ.) તથા હઝરત શાહ અશરફ અલી થાન્વી (રહ.) તથા હઝરત મવ્લાના અઝીઝુ-ર્રહમાન (રહ.) મુફતિયે દેવબંદ તથા હઝરત મુફતિયે અઅઝમ મવ. મુહમ્મદ કિફાયતુલ્લાહ (રહ.) વિગેરે ઘણાં ઉલ્માએ દેવબંદના દસ્તખત મવજુદ છે.

ટુંકમાં એ કે આપ (સલ.)ની કબ્ર શરીફની બુઝુર્ગી બાબત અમારી માન્યતા તે જ છે જે હઝરત ઈમામ તાજુદ્દીન સુબ્કી (રહ.)ની છે કે તે કઈ જન્નત છે જે આપ (સલ.)ની કબર શરીફથી અફઝલ હશે? આપ (સલ.)ની કબર મુબારક જન્નતથી જ નહીં બલ્કે દરેક જગ્યાથી ઉચ્ચ અને અફઝલ છે જો એમ કહેવામાં આવે કે કબર મુબારકનો જે ભાગ આપ (સલ.)ના પવિત્ર જિસમ સાથે લાગેલો છે તે અર્શથી પણ અફઝલ છે. તો પણ કોઈ મોમિનને એમાં કહેવા જેવું રહેતું નથી (મદારિજુ-ન્નુબુવ્વત ભાગ ૨ પાનું ૫૭૮)

સારાંશ કે આપ (સલ.)ની કબર શરીફની ઝિયારત અફઝલુલ મુસ્તહબ્બાત છે. બલ્કે વાજિબના નઝદીક છે. બહું ફઝીલત અને ઘણાં સવાબનું કામ છે. આપ (સલ.)નો ઈર્શાદ છે કે જેણે હજ્જ કરી પણ મારી ઝિયારત માટે નહીં આવ્યો તેણે મારી સાથે ઘણી બેમુરૂવ્વતી કરી.

અને ફરમાવ્યું કે જે મારી કબરની ઝિયારત કરશે તેને માટે મારી શફાઅત ઝરૂરી છે.

અને ફરમાવ્યું છે કે જેણે મારી વફાત પછી મારી ઝિયારત કરી તો જાણે તેણે મારી ઝિન્દગીમાં મારી ઝિયારત કરી. (મરાકિલ ફલાહ પાનું ૧૫૦) વિગેરે. માટે હૈસિયત હોવા છતાં આપ (સલ.)ની ઝિયારત માટે મદીનહ મુનવ્વરહ નહીં જાય તો મોટી ફઝીલત અને ઘણી બરકતોથી મહરૂમ રહેશે અને બદનસીબ ગણાંશે.

અને ઈન્કારની રાહે ત્યાં હાજર ન થવું બદ બખ્તી, બદ નસીબી તથા સખ્ત દિલીના દલીલ છે. ઉઝરના કારણે નહીં જઈ શકે તેના માટે કોઈ પ્રકારનો ઈલ્ઝામ નથી.

દેવબંદીઓના મહાન આલિમ અને બુઝુર્ગ હઝરત મવ. ખલીલ અહમદ સાહબ અંભેટવી સુમ્મલ મદની (રહ.) લખે છે કેઃ-

"અમારા નઝદીક અને અમારા મશાઈખના નઝદીક સય્યિદુલ મુર્સલીન (સલ.)ની કબર શરીફની ઝિયારત ઉચ્ચ દરજાની નઝદીકી અને બહું સવાબ તથા મરતબો પ્રાપ્ત કરવા માટે સાધનરૂપ છે બલ્કે વાજિબના નઝદીક છે." (અત્તસ્દીકાત પાનું-૫)

રહ્યો નિય્યતનો સવાલ, તો મઝકુર કિતાબમાં હઝરત મવ. ખલીલ અહમદ (રહ.) લખે છે કે "સફર સમયે આપ (સલ.)ની ઝિયારતની નિય્યત કરે અને સાથે મસ્જિદે નબવી તથા બીજી મુબારક જગ્યાઓની ઝિયારતની નિય્યત કરે. બેહતર એ જ છે જે હઝરત ઈબ્ને હુમામ (રહ.)એ ફરમાવ્યું છે કે ખાલિસ કબર શરીફની ઝિયારતની નિય્યત કરે, પછી જયારે ત્યાં હાઝરી થઈ જશે

તો મસ્જિદે નબવીની પણ ઝિયારત થઈ જશે અને એમાં આપ (સલ.)ની વધુ તઅઝીમ છે. એનું સમર્થન આપ (સલ.)ના ઈરશાદથી થઈ રહ્યું છે કે જે ઝિયારત માટે આવ્યો અને ઝિયારત વગર કોઈ ગર્ઝ તેને લાવી ન હોય તો મારા ઉપર હક છે કે કિયામતના દિવસે હું તેનો શફાઅત કરનાર બનું. (અત્તસ્દીકાત પાનું ૫)

અને હઝરત મવ. રશીદ અહમદ ગંગોહી (રહ.) રવ્ઝએ પાકની ઝયારતની ઘણી ફઝીલતો બયાન કરવા પછી હિદાયત આપે છે કે "જ્યારે મદીના શરીફનો ઈરાદો કરે તો બેહતર એ છે કે પાક કબરની ઝિયારતની નિય્યત કરીને જાય. (ઝુબ્દતુલ મનાસિક પાનું ૫૮)

અને હઝરત શૈખુલ ઈસ્લામ મવ. હુસૈન અહમદ મદની (રહમતુલ્લાહિ અલય્હિ) શૈખુલ હદીસ દારૂલ ઉલૂમ દેવબંદ ફરમાવે છેઃ-

"મદીનહ મુનવ્વરહની હાઝરી માત્ર જનાબ સરવરે કાઈનાત (સલ.)ની ઝિયારત અને આપ (સલ.)નો વસીલો પકડવાની ગરઝથી હોવી જોઈએ."

(મકાતૂબાતે શૈખુલ ઈસ્લામ ભાગ-૧ પાનું ૧૨૯-૧૩૦)

## શું સફરનો મહીનો મન્હુસ છે?

(૮) સવાલઃ- ઔરતોનો ખ્યાલ અને માન્યતા એ છે કે સફરનો મહીનો અને ખાસ કરીને પહેલા ૧૩ દિવસો મન્હુસ અને નામુબારક છે, એ દિવસો દરમિયાન શાદી, મંગ્ની અને સફર કરવી જોઈએ નહી. ઉપરોક્ત બાબતો કરવાથી નુકસાન થાય છે, શું આ અકીદો દુરૂસ્ત છે ?

જવાબઃ- મઝકુર ખ્યાલો અને અકીદાઓ ઈસ્લામી તઅલીમાતના ખિલાફ છે. જાહિલિયતના ઝમાનામાં લોકો માહે સફરને મન્હુસ સમજતા હતા. નબીએ કરીમ (સ.અ.વ.)એ એ વિચારોને સખ્ત શબ્દોમાં રદ કર્યા છે. હકીકતમાં સમય, દિવસ, મહીનો કે તારીખ મન્હુસ હોતાં નથી. નહુસત (મન્હુસપણું) બંદાઓના કામો અને અમલોના આધારે છે. જે ઝમાનાને બંદાઓએ ઈબાદતમાં મશ્ગુલ રાખ્યો તે ઝમાનો તેમના હકમાં મુબારક હોય છે. અને જે સમયને ગુનાહોના કામોમાં ગુઝાર્યો તે તેમના માટે મન્હુસ છે. હકીકતમાં મુબારક ઈબાદતો છે. અને મન્હુસ ગુનાહો છે. મત્લબ કે માહે સફર મન્હુસ નથી. પરંતુ મન્હુસ આપણાં ખરાબ કર્મો અને અણઈસ્લામી અકીદાઓ છે, એ સર્વેને તજવું અને એનાથી તવ્બહ કરવું ઝરૂરી છે. માહે સફર અને એ માસના પહેલા ૧૩ દિવસને મન્હુસ સમજી શાદી, મંગ્ની, સફર વિગેરે કામોથી અટકી જવું સખ્ત ગુનાહનું કામ છે.

નિસાબુલ એહતેસાબમાં છે કે કોઈ માણસ સફરના ઈરાદે ઘરથી નિકળે અને કાગડાના બોલનો અવાઝ સાંભળી સફર કરવાથી અટકી જાય તો અમુક બુઝુર્ગોના નઝદીક તે માણસ કાફિર ગણાય છે. (મજાલિસુલ-અબ્રાર-મજલિસ ૩૯ પાનું ૨૪૮)

આપ (સ.અ.વ.)એ જાહિલિય્યત (ઈસ્લામ પહેલાંના) બાતિલ અકીદાઓને રદ કરતાં ફરમાવ્યુંઃ-

**'લા અદવા'** છુત-છાત કાંઈ નથી, એટલે એકની બીમારી બીજાને લાગી જાય છે, એ માન્યતા ખોટી છે, અને ફરમાવ્યું **'વલા તિયરત'** બદફાલી પણ કોઈ ચીઝ નથી, એટલે સામેથી બિલાડી અથવા ઔરત યા કાંણો માણસ આવી જાય તો કામ થશે નહી એવો અકીદો બાતિલ છે. 'વત્તિયરતુ શિર્કુન''- (ત્રણ વાર) **બદફાલી શિર્કનું કામ છે. બદફાલી શિર્કનું કામ છે. બદફાલી શિર્કનું કામ છે.**

ફરમાવ્યુંઃ- **'વલા હામ્મત'** એટલે ઉલ્લુની નહુસત પણ કોઈ વસ્તુ નથી. મુશ્રિકોનો અકીદો હતો કે જ્યાં ઉલ્લુ બોલે છે તે ઘર બરબાદ થઈ જાય છે. માટે આપ (સલ.) એ **'વલા હામ્મત'**

ફરમાવી મઝકુર અકીદો પણ બાતિલ ઠેરવ્યો. પછી ફરમાવ્યું **'વલા સફર'** સફર માસની નહુસત વિગેરે પણ કોઈ ચીઝ નથી. (બુખારી ભાગ ૨ પાનું ૮૫૭) મુશ્રિકો સફર માસને ૧૩ તારીખ સુધી મન્હુસ સમજતા હતા તેથી આપ (સ.અ.વ.) એ તરદીદ ફરમાવી, ''અફસોસ! મુસલમાન ઈસ્લામ અને પયગમ્બરના ફરમાન વિરૂદ્ધ મુશ્રિકોના અકીદાનું પાલન કરી રહ્યા છે.''

એ જ પ્રમાણે ઔરત, ઘોડા અને ઘરની નહુસતનો પણ અકીદો બાતિલ છે. એવા દરેક વિચારો મુશ્રિકાના છે, ઈસ્લામી નથી. ગૈર મુસ્લિમોની સાથે રહેણી-કરણીથી જાહિલોમાં ખાસ કરી ઔરતોમાં ઈસ્લામ વિરૂદ્ધ આવા વિચારો ઘુસી ગયા છે. હુકમાનો મશ્હુર મકુલો છે. **'અલ્કબાઈહુ મુતઅદ્દિયતુન વત્તબાઈઉ મુતસર્રિકતુન'** - ખરાબ વાતો ફેલ્નારી છે, અને લોકોની તબીઅતો ચોર છે કે ખરાબ વાતો જલ્દીથી કબુલ કરી લે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સફર મહીનાનો છેલ્લો બુધ મન્હુસ છે?

(૯) સવાલઃ- સફર માસના છેલ્લા અઠવાડિયાના બુધને જે છેલ્લા બુધ તરીકે ઉજવ્વામાં આવે છે અને સ્કુલો-મદ્રસાઓમાં રજા પાડવામાં આવે છે. તથા એ દિવસને ખુશીનો દિવસ તરીકે મનાવ્વામાં આવે છે. તેની કાંઈ અસલિયત છે? એમ કહેવાય છે કે આપ (સ. અ. વ.) સફર માસના છેલ્લા બુધે બીમારીથી શિફા હાસિલ કરી, ગુસલ ફરમાવી સેર કરવા ગયા હતા. માટે મુસલમાનોએ એ વિષે ખુશી મનાવ્વી જોઈએ. શું એ બાબત ખરી છે? ખાસ કરીને બરેલ્વી ખ્યાલના મુસલમાનો છેલ્લા બુધને બહું માને છે.

જવાબઃ- મઝકુર બાબતો બિલ્કુલ બેઅસલ અને દલીલ વિનાની છે. મુસલમાનોએ છેલ્લા બુધ તરીકે ખુશીનો દિવસ મનાવ્વો જાઈઝ નથી. શમ્સુ-ત્તવારીખ વિગેરેમાં છે કે ૨૬ મી સફર (સન હિ. ૧૧) પીરના દિવસે આપ (સ.અ.વ.)એ લોકોને રૂમીઓથી જિહાદ કરવાનો હુકમ આપ્યો. અને ૨૭ મી સફર મંગળના દિવસે હઝરત ઉસામહ ઈબ્ને ઝૈદ (રદિ.)ને સેનાપતિ મુકર્રર કર્યા અને ૨૮ મી સફર બુધના દિવસે બીમારીની હાલતમાં પોતાના હાથ મુબારકથી ઝંડો તૈયાર કરી, હઝરત ઉસામહ (રદી.)ને આપ્યો. હજુ લશ્કર રવાના થયું ન હતું કે આપની બીમારીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યુ. આ સમાચારથી મુસલમાનોમાં ગભરાટ ફેલાયો અને તે જ દિવસે ઈશાના ટાઈમથી આપ (સ.અ.વ.)એ હઝરત અબુબકર (રદિ.)ને નમાઝ પઢાવવા મુકર્રર કરી દીધા. (શમસુ-ત્તવારીખ ભાગ ૨ પાનું ૧૦૦૯)

આથી સાબિત થાય છે કે ૨૮ મી સફર બુધના દિવસથી આપ (સ.અ.વ.)ની બીમારી વધી ગઈ હતી. અને એ જ દિવસે માહે સફરનો છેલ્લો બુધ હતો. એ દિવસ મુસલમાનો માટે ખુશીનો તો નથી જ, અલ્બત્ત યહુદી વિગેરે માટે ખુશીનો દિવસ બની શકે છે. એ દિવસને તહેવારનો દિવસ ઠેરવ્વો, ખુશી મનાવવી, મદ્રેસા વિગેરેમાં રજા રાખવી, એ સૌ ખિલાફે શરઅ અને નાજાઈઝ છે, બરેલ્વી ખ્યાલના ભાઈઓ એ દિવસને કેમ મહત્વ આપે છે એ સમજાતું નથી, તેમના મહાન બુઝુર્ગ મૌલ્વી અહમદ રઝાખાન સાહિબ તો છેલ્લા બુધને માનતા નથી. જુઓ અહકામે શરીઅતમાં નીચેનો સવાલ જવાબઃ-

સવાલઃ- કયા ફરમાતે હૈં ઉલ્માએ દીન ઈસ અમ્રમેં કે સફરકે અખીર ચહાર શમ્બહકે મુતઅલ્લિક અવામમેં મશ્હુર હે કે ઉસ રોઝ હઝરત (સ.અ.વ.) ને મરઝસે સિહહત પાઈ થી, બિના બર ઈસ્કે ઉસ રોઝ ખાના, શીરીંની વગૈરહ તકસીમ કરતે હૈં ઔર જંગલકી સેરકો જાતે હૈં.... લિહાઝા અસલ ઈસ્કી શરઅમેં સાબિત હે કે નહી?

અલ્જવાબ :- આખિરી ચહાર શમ્બહકી કોઈ અસલ નહીં. ન ઉસ દિન સિહતયાબીએ હુઝુરે સય્યિદે આલમ (સ. અ. વ.) કા કોઈ સુબૂત, બલ્કે મરઝે અકદસ જિસ્મેં વફાતે મુબારક હુઈ ઉસ્કી ઈબ્તિદા (શરૂઆત) ઈસી દિનસે બતાઈ જાતી હે. ફકત વલ્લાહુ તઆલા અઅલમ, (અહકામે શરીઅત ભાગ ૨, પાનું-૫૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**અરબી ઈબારતને ટુકડે-ટુકડે પઢવું-પઢાવવું કુફ્ર છે?**

(૧૦) સવાલ :- એક ઉર્દુ પત્રિકામાં લખ્યું છે કે કેટલાક મદ્રસાઓમાં જોવામાં અને સાંભળવામાં પણ આવ્યું છે કે કલિમએ **"લા ઈલાહ ઈલ્લલ્લાહ"** ટુકડે-ટુકડે બાળકોને પઢાવ્વામાં આવે છે. એટલે એક બાળક "લા ઈલાહ" કહી ચુપ થઈ જાય છે ત્યારે બીજા બાળકો એક રાગથી બોલે છે. પછી તે બાળક "ઈલ્લલ્લાહ" બોલે છે, ત્યારે બીજા બાળકો "ઈલ્લલ્લાહ" કહે છે. આવી રીતની પઢાઈ કુફ્ર છે? જવાબ આપી આભારી કરશો.

જવાબ :- આવી રીતે બાળકોનું પઢવું કુફ્ર નથી ઝરૂરત પુરતું જાઈઝ છે. એ તિલાવત નથી. યાદ કરવુ-કરાવ્વું મકસૂદ (હેતુ) છે. બાળકોને પઢાવ્તી વખતે "કુલ અઊઝુ" કહી અટકી જાય છે, પછી "બિરબ્બિ-ન્નાસ" બોલે છે. તેમજ "વમા મુહમ્મદુન" કહી અટકી જાય છે. પછી "ઈલ્લા રસૂલ" બોલાવે છે. એ ઝરૂરત પુરતું જાઈઝ છે, મના નથી. ફુકહા લખે છે કે ઉસ્તાની હૈઝની હાલતમાં એક-એક શબ્દ ઉપર અટકી અને શ્વાસ તોડી પઢાવી શકે છે. અગર ટુકડે-ટુકડે પઢાવવું કુફ્ર હોત તો ફુકહા કદી એની ઈજાઝત આપત નહીં. ફતાવા આલમગીરીમાં છે કે **'વઈઝા હાઝતિલ મુઅલ્લિમતુ ફયમ્બગી લહા અન તુઅલ્લિમ-સ્સિબ્યાન કલિમતન-કલિમતન વ તુકત્તિઅ બય્નલ કલિમતય્નિ.** અર્થાત :-મુઅલ્લિમહ (ઉસ્તાની ) હૈઝની હાલતમાં બાળકોને એક-એક શબ્દ શીખવે (એટલે ટુકડે-ટુકડે પઢાવે.) અને બે શબ્દોની વચ્ચે અટકી જાય એટલે શ્વાસ તોડી દે. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું-૩૮) (શામી ભાગ-૧ પાનું-૨૭૦) પરંતુ જયારે બાળકો "લા ઈલાહ ઈલ્લલ્લાહ" પુંરૂ પઢવા લાયક થઈ જાય ત્યારે ટુકડે-ટુકડે પઢાવે નહીં. પુંરૂ પઢાવે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**રસૂલુલ્લાહ (સલ.)ના રવ્ઝહ મુબારકની ઝિયારત કરવા વિષે**

(૧૧) સવાલ :-શું ગૈર મુકલ્લિદોના નઝદીક આપ (સલ.)ની મઝાર મુબારકની ઝિયારત માટે મદીનએ મુનવ્વરહની સફર કરવી જાઈઝ નથી? અગર એ હકીકત બરાબર હોય તો કિતાબના હવાલા સહિત જવાબ આપશો, અને એ બારામાં ઉલમાએ દેવબંદની માન્યતા શું છે? જાઈઝ માને છે કે નાજાઈઝ?

જવાબ :-હા, ગૈર મુકલ્લિદો આપ (સલ.)ના રવ્ઝએ અત્હરની ઝિયારત માટે મદીનએ મુનવ્વરહની સફર કરવાને જાઈઝ માનતા નથી, એમના મઝહબી પેશ્વા મવ્લાના નુરૂલ હસન સાહબની કિતાબ 'અર્ફુલ જાદી'માં છે કે

વ વજહે મનઅ અઝ ઝિયારત ખ્વાહ કુબૂરે અંબિયા બાશદ યા ગૈરે ઈશાં દલીલ બર જવાઝે આં અઝ કિતાબ યા સુન્નત યા ઈજમાઅ યા કિયાસ કાઈમ નેસ્ત વ અઝ સલફ સાબિત ન શુદહ. (પાનું ૨૫૭)

ઉલ્માએ દેવબંદની માન્યતા એ નથી, ઉલમાએ દેવબંદની માન્યતા એ છે કે આપ (સલ.)ના મઝાર મુબારકની ઝિયારત અફઝલુલ મુસ્તહબ્બાત બલ્કે કરીબુલ વાજિબ છે, અને બહું ફઝીલત અને ઘણાં સવાબનું કામ છે. ઉલ્માએ દેવબંદના મહાન આલિમ અને બુઝુર્ગ હઝરત મવ. ખલીલ

અહમદ સાહબ અંબેટવી સુમ્મલ મદની (રહ.) લખે છે કે અમારા નઝદીક અને અમારા મશાઈખના નઝદીક સય્યિદુલ મુર્સલીન (સલ.)ની કબ્ર શરીફની ઝિયારત ઉચ્ચ દરજાની નઝદીકી અને ઘણો સવાબ તથા મરતબો પ્રાપ્ત કરવા માટે સાધનરૂપ છે, બલ્કે વાજિબના નઝદીક છે. અને લખે છે કે સફર સમયે આપ (સલ.)ના ઝિયારતની નિય્યત કરે, અને સાથે મસ્જિદે નબવી તથા બીજી મુબારક જગ્યાઓની ઝિયારતની નિય્યત કરે. બેહતર એ જ છે કે ખાલિસ કબ્ર શરીફની ઝિયારતની નિય્યત કરે. પછી જયારે ત્યાં હાજરી થઈ જશે તો મસ્જિદે નબવીના પણ ઝિયારત થઈ જશે અને એમાં આપ (સલ.)ની વધુ તઅઝીમ છે. એનું સમર્થન આપ (સલ.)ના ઈર્શાદથી થઈ રહ્યું છે કે જે ઝિયારત માટે આવ્યો અને ઝિયારત વગર કોઈ ગર્ઝ તેને લાવી ન હોય તો મારા ઉપર હક છે કે કિયામતના દિવસે હું તેનો શફાઅત કરનાર બનું. (અત્તસ્દીકાત પાનું - ૫)

અને બીજા મહાન બુઝુર્ગ હઝરત મવ. રશીદ અહમદ ગંગોહી (રહ.) રવ્ઝએ પાકની ઝિયારતની ઘણી ફઝીલતો બયાન કરવા પછી હિદાયત આપે છે કે "જયારે મદીના શરીફનો ઈરાદો કરે તો બહેતર એ છે કે પાક કબ્રની ઝિયારતની નિય્યત કરીને જાય" (ઝુબ્દતુલ મનાસિક પાનું ૫૮)

અને ત્રીજા મહાન બુઝુર્ગ શય્ખુલ ઈસ્લામ હઝરત મવ. હુસૈન અહમદ મદની (રહ.) ફરમાવે છે કે :-

"મદીનએ મુનવ્વરહની હાઝરી માત્ર જનાબે સરવરે કાઈનાત અલયહિ-સ્સલામની ઝિયારત અને આપના તવસ્સુલ (વસીલા) ના હેતુથી થવી જોઈએ" એ જ કારણે મારા નઝદીક એ જ છે કે હજજથી પહેલાં મદીનહ મુન્નવરહ જવું જોઈએ, અને આપ (સલ.) ના તવસુલ્લથી 'હજજ' તથા 'ઉમ્રહ' ની કબુલિયતની નેઅમત પ્રાપ્ત કરવાની કોશિષ કરવી જોઈએ. મસ્જિદની નિય્યત ચાહે તબ્અન કરી લેવામાં આવે, પરંતુ બેહતર એ જ છે કે માત્ર જનાબે રસૂલુલ્લાહ (સલ.) ની ઝિયારતની નિય્યત કરવામાં આવે કે જેથી "લા તહમિલુહુ ઈલ્લા ઝિયારતી" (ન ઉભારે તેને સફર માટે પણ મારી ઝિયારત) વાળી રિવાયત પર અમલ થઈ જાય. (મકતૂબ નંબર ૪૫ જિલ્દ પહેલી પેજ ૧૨૯, ૧૩૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુલ ઈલ્મ

### સ્ત્રી કેળવણી વિષે

(૧૨) સવાલઃ- મુસ્લિમ છોકરીઓને અંગ્રેઝી ભણાવવા માટે શરીઅતમાં શું હુકમ છે?

જવાબ :- અંગ્રેઝીમાં સરનામું લખી શકે એટલું શીખવવામાં વાંધો નથી. એથી વધારે શીખવવું, અંગ્રેઝી સ્કુલો અને કોલેજોની તઅલીમ અપાવ્વી, ડિગ્રીઓ પ્રાપ્ત કરાવ્વી જાઈઝ નથી. અનુભવ બતાવે છે કે મઝકુર તઅલીમથી મઝહબી અકીદાઓ, ઈસ્લામી અખ્લાક અને આદતો બગડી જાય છે. આઝાદી, બેશરમી અને બેહયાઈ વધી જાય છે, જેમકે અકબર ઈલાહઆબાદીએ કહ્યું છે. :-

**નઝર ઉન્કી રહી કાલિજમેં બસ ઈલ્મી ફવાઈદ પર,**
**ગિરા કી ચુપકે ચુપકે બિજલિયાં દીની અકાઈદ પર.**

હઝરત શૈખુલ હિંદ મૌલાના મહમુદુલ હસન (રહ.) નો ઈરશાદ છે કે " અગર અંગ્રેઝી તઅલીમકા આખિરી અસર યેહી હે જો ઉમુમન દેખા ગયા હે કે લોગ નસ્રાનિય્યતકે રંગમે રંગ જાએં, યા મુલહિદાના ગુસ્તાખિયોંસે અપને મઝહબ ઔર મઝહબવાલોંકા મઝાક ઉળાએં, યા હુકુમતે વકતકી પરસ્તિશ કરને લગેં તો ઐસી તઅલીમ પાનેસે એક મુસલમાનકે લીએ જાહિલ રેહના હી અચ્છા હે ! " (ખુત્બએ સદારત જલ્સએ ઈફતિતાહિય્યહ મુસ્લિમ નેશનલ યુનિવર્સિટી અલીગઢ ઈ. સ. ૧૯૨૦) અને હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના થાન્વી (રહ.) ફરમાવે છે કે :- આજકલ તઅલીમે જદીદકે મુતઅલ્લિક ઉલ્મા પર એઅતેરાઝ કિયા જાતા હે કે યેહ લોગ તઅલીમે જદીદસે રોકતે હેં ઔર ઉસ્કો નાજાઈઝ બતલાતે હેં. હાલાંકે મેં બકસમ કેહતા હું કે અગર તઅલીમે જદીદકે યે આસાર ન હોતે જો અલલ ઉમૂમ ઈસ વકત ઉસ પર મુરત્તબ હો રહે હેં તો ઉલમા ઈસસે હરગિઝ મના ન કરતે, લેકિન અબ દેખ લીજએ કે કયા હાલત હો રહી હે ! જિસ કદર જદીદ તઅલીમ યાફતા હેં બઈસ્નિાએ શાઝો નાદિર ઉન્કો ન નમાઝસે ગરઝ હે, ન રોઝેસે, ન શરીઅતકે કિસી દૂસરે હુકમસે. બલ્કે હર બાતમેં શરીઅતકે ખિલાફ હી ચલતે હેં. ઔર ફિર કહેતે હેં કે ઈસ્સે ઈસ્લામકી તરકકી હોતી હે. ( ફઝલુલ ઈલ્મિ વલ્અમલ પાનું-૮)

અને ફરમાવે છે. :- મદારિસે ઈસ્લામિય્યહમેં બેકાર હોકર રેહના લાખોં-કરોળોં દરજે અંગ્રેઝીમેં મશગુલ રેહનસે બેહતર હે. ઈસ લીએ કે ગો લિયાકત ઔર કમાલ ન હો, લેકીન કમ અઝ કમ અકાઈદ તો ફાસિદ ન હોંગે. અહલે ઈલ્મસે મુહબ્બત તો હોગી ! અગરચે કિસી મસ્જિદકી જારૂબકશી હી મયસ્સર હો. યે જારૂબકશી ઉસ અંગ્રેઝીમેં કમાલ હાસિલ કરને ઔર વકીલ, બેરિસ્ટર વગય્રહ બનનેસે કે જિસ્સે અપને અકાઈદ ફાસિદ હોં ઔર ઈમાનમેં તઝલ્ઝુલ હો, ઔર અલ્લાહ, રસૂલ (સલ.), સહાબહ (રદી.) વ બુઝુર્ગાને દીનકી શાનમેં બેઅદબી હો કે જો ઈસ ઝમાનેમેં અંગ્રેઝીકા અકસરી બલ્કે લાઝિમી નતીજા હે, બદરજહા બેહતર હે. ઔર યેહ તરજીહ મુહિબ્બે દીનકે નઝદીક તો બિલ્કુલ વાઝેહ હે. હા, જિસ્કો દીનકે જાનેકા ગમ હી ન હો વો જો ચાહે કરે.

અને આપના મલ્ફૂઝાતમાં છે કે :- એક સાહબને અર્ઝ કિયા કે હઝરત ! અલીગઢ કાલેજમેં લળકોંકો દાખિલ કરતે હુએ ડર મઅલુમ હોતા હે કે, કહીં દીન ન બરબાદ હો જાયે. ફરમાયા, મિયાં હોગા તો વોહી જો અલ્લાહકો મન્ઝૂર હોગા, મગર ઝાહિરી અસ્બાબમેં યેહ દાખિલહ ભી એક કવી સબબ હે બરબાદીકા, ઔર ઈસ બિના પર કાલિજકે દાખ્લેસે ફાલિજકા દાખ્લિહ અચ્છા હે. ઈસ લીએ કે ઈસ્મેં તો દીનકા ઝરર ઔર ઉસ્મેં જિસમકા ઝરર, ઈન દોનોં મરઝોમેં હકીકી

મર્ઝ વોહી હે જો કાલિજમેં રેહ કર પૈદા હોતા હે.(મલ્ફુઝાત ભાગ ૩ પાનું ૧૦૭)

એક સાહબને અર્ઝ કિયા કે, હઝરત ! કશ્મીરમેં ભંગીકા પૈશા (ધંધા) મુસલમાન કરતે હેં. બહુત હી બુરા ઝુલ્મ હોતા હે. અબ કુછ તઅલીમકા સિલ્સિલા જારી હુવા હે.

દરયાફત ફરમાયા કે કિસ કિસ્મકી તઅલીમ ? અર્ઝ કિયા કે અંગ્રેઝી હી કી તઅલીમકે સ્કુલ ખોલે ગએ હેં. ફરમાયા કે અગર યેહ ભંગીકા પૈશા છુટ જાએગા તો યેહ અંગ્રેઝી તઅલીમકા પૈશા ઈસ્સે બદતર હે. અબ તક તો ઝાહિરી હી નજાસત થી ઔર યેહ બાતિની નજાસત હોગી. અકસર યેહ દેખા હે કે ઈસ તઅલીમસે અકાઈદ ખરાબ હો જાતે હેં.

(મલ્ફૂઝ ૪૩૬ ભાગ ૫ પાનું-૨૭૩)

**(૧) ડોકટર હન્ટર કહે છે :-** અમારી અંગ્રેઝી સ્કુલોમાં ભણેલો કોઈ પણ નવજવાન હિંદુ હોય કે મુસલમાન એવો નથી જે પોતાના બુઝુર્ગોના મઝહબી અકીદાઓને ખોટા સમજવું નહીં શીખ્યો હોય.

(મુસલમાનાને હિંદ ૧૪૨)

**(૨) ગાંધીજી લખે છે :-** ઈન કાલિજોંકી અઅલા તઅલીમ બહોત અચ્છે સાફ ઔર શફફાફ દુધકી તરહ હે, જિસ્મેં થોળા સા ઝહર મિલા દિયા ગયા હો.

( હઝરત શૈખુલ હિંદ (રહ.)નો અલીગઢનો ખુત્બએ સદારત પાનું ૬ )

**(૩) સર સય્યિદ મર્હુમ લખે છે :-** ઈસી તરહ લળકિયોંકે સ્કુલ ભી કાઈમ કીએ ગએ, જિન્કે નાગવાર તર્ઝને યકીન દિલા દિયા કે ઔરતોંકો બદચલન ઔર બેપર્દા કરનેકે લીએ યેહ તરીકા નિકાલા ગયા હે. ( અસ્બાબે બગાવતે હિંદ)

**(૪) સર અબ્દુલ્લાહ હારૂન** (સિંધ) ની મુસલમાન વિદ્યાર્થીઓની કોન્ફરન્સની સદારતી તકરીરમાંથી :- તઅલીમકા મૌજુદહ તરીકા જિસે લૉડ મેકાલેને રાઈજ કિયા થા હર ઉસ ચીઝકો તબાહ કર ચુકા હે જો હમેં અઝીઝ થીં. ( રોઝનામહ અંજામ દેહલી ૨૦ ફેબ્રુઆરી ઈ. સ. ૧૯૪૧)

**(૫) ઓનરેબલ ફઝલુલ હકક** વઝીરે અઅઝમ બંગાલીએ ૧૯૩૮ માં ઓલ ઈન્ડિયા એજયુકેશન કોન્ફરન્સ (પટના)ની સદારત કરતાં ફરમાવ્યું કે જિસ કિસ્મકી તઅલીમ ઈન્કો (કાલિજ ઔર અંગ્રેઝી સ્કુલોમેં) દી ગઈ હે, દરઅસલ ઉસ્ને ઉન્કો ન દુન્યાકા રખ્ખા હે ન દીનકા. અગર એક મુસલમાન બચ્ચેને ઉચી તઅલીમકી ડિગ્રી હાસિલ કર ભી લી, લેકિન ઈસ કોશિષમેં અગર મઝહબકા દામન ઈસ્કે હાથસે છુટ ગયા તો ઉસ્કા ડિગ્રિયાં હાસિલ કરના કૌમકે લિયે કયા મુફીદ હો સકતા હે ? મુફીદ ઉસ વકત હો સકતા હે કે જબ મુસલમાન રેહ કર તરકકી કરેં. કયા ખુબ કહા હે અકબર ઈલાહ આબાદીને.

**ફલ્સફી કેહતા હે કયા પરવા હે ગર મઝહબ ગયા,**
**મેં યેહ કેહતા હું ભાઈ યેહ ગયા તો સબ ગયા.**

**(૬) મુસ્લિમ લીગી પેપર 'મન્શુર'** (દિલ્હી) ના એડીટર મી. હસન રિયાઝ ૯ મી જુન ૧૯૪૦ ના એડીટોરિયલમાં લખે છે કે :- ગુઝિશ્તા તીન બરસસે મુસલમાન બચ્ચે બિલઉમૂમ સિર્ફ અંગ્રેઝી સ્કુલોમેં તઅલીમ પા રહે હેં ઉસ્કા નતીજા યે હુવા કે ઈસ દૌરકે જિત્ને તઅલીમ યાફતા હેં વોહ ઈસ્લામી કલ્ચર, અખ્લાક, ઔર ઈસ્લામી તસવ્વુરાતસે બિલ્કુલ ના બલદ હેં !

**(૭) ઈકબાલ મર્હુમ** એક નઝમમાં જેનું શિર્ષક " ફિરદૌસમેં એક મુકાલમા" છે પોતાના ખ્યાલને એમ ઝાહિર કરે છે :-

હાતિફને કહા મુજસે કે ફિરદૌસમેં એક રોઝ,
હાલીસે મુખાતિબ હુએ યું સઅદાંયે શીરાઝ.
કુછ કૈફિય્યતે મુસ્લિમે હિન્દી તો બયાં કર,
દરમાંદએ મંઝિલ હે કે મસ્રૂફે તગો-તાઝ,
મઝહબકી હરારત ભી હે કુછ ઉસ્કી રગોમેં,
થી જિસ્કી ફલક સોંઝ કભી ગરમીએ આવાઝ.
બાતોંસે હુવા શૈખકી હાલી મુતઅસ્સિર,
રો-રો કે લગા કેહને કે અય સાહિબે એ'જાઝ!
જબ પીરે ફલકને વરક અય્યામકા ઉલ્ટા,
આઈયે સદા પાઓગે તઅલીમસે એ'જાઝ.
આયા હે મગર ઈસ્સે અકીદોંમેં તઝલ્ઝુલ,
દુન્યા તો મિલી તાઈરે દીં કર ગયા પરવાઝ.
બુન્યાદ લરઝ જાએ જો દીવારે ચમનકી,
ઝાહિર હે કે અંજામે ગુલિસ્તાંકા હે આગાઝ.
પાની ન મિલા ઝમઝમે મિલ્લતસે જો ઉસ્કો,
પૈદા હેં નઈ પૌદમેં ઈલ્હાદકે અંદાઝ.
ખુરમા ન તવાં યાફત અઝાં ખાર કે કિશ્તૈમ
દીબાં તવાં બાફત અઝાં પશ્મ કે રિશ્તૈમ.

શરીઅતનો કાનુન છે કે ફાયદો હાસિલ કરવા કરતાં ખરાબીથી દૂર રહેવું અને બુરાઈથી બચવું ઝરૂરી છે. વુઝુ અને ગુસલમાં ગરગરો કરવો સુન્નત છે ! પરંતુ ગળામાં પાણી ઉતરી જવાના ભયથી રોઝદાર માટે ગરગરો કરવો મના છે, તેમજ વાળનો ખિલાલ સુન્નત છે, પરંતુ વાળ તુટી જવાના ભયથી એહરામની સ્થિતિમાં ખિલાલ મકરૂહ છે. (અલઅશ્બાહ વન્નઝાઈર પાનું-૧૧૪)

હુઝુર (સલ.) ના મુબારક સમયમાં સ્ત્રીઓને ઘરોમાં નમાઝ પઢવું અફઝલ હોવા છતાં મસ્જિદમાં જઈ જમાઅત સાથે નમાઝ પઢવાની છુટ હતી. પરંતુ પાછળથી ખરાબી થવાથી હઝરત ઉમરે ફારૂક (રદિ.) એ સ્ત્રીઓને મસ્જિદમાં જતી અટકાવી. અને હઝરત આઈશા (રદિ.) એ મઝકુર ફેસ્લાને ટેકો આપતાં ફરમાવ્યું કે અગર આપ (સલ.) એ એ હાલત જોઈ હોત જે હઝરત ઉમર (રદી.) એ જોઈ છે તો તમોને (સ્ત્રીઓને) મસ્જિદમાં જઈ નમાઝ પઢવાની ઈજાઝત નહીં આપી હોત.

(અબુ દાઉદ ભાગ ૧, પાનું-૯૧)

મઝકુર કાયદા અનુસાર જયારે ઔરતો માટે મસ્જિદમાં જઈ જમાઅત સાથે નમાઝ પઢવી નાજાઈઝ ઠરી તો દીની નુકસાનના ભયથી છોકરીઓને અંગ્રેઝી તઅલીમ અપાવ્વી અને કોલેજમાં દાખલ કરાવ્વું કેવી રીતે જાઈઝ થઈ શકે છે?

સારાંશ કે છોકરીઓ હોય કે છોકરાઓ, એવી રીતે તઅલીમ અપાવ્વી જેનાથી દીન અને ઈમાન ઉપર ખરાબ અસર પડતી હોય અને બિનઈસ્લામી સંસ્કૃતિ, અખ્લાક અને આદતો ધારણ કરી લેવાનું સાધન બનતી હોય તો નાજાઈઝ છે.

:છોકરીઓની પ્રકૃતિ ખરાબ અસરને જલ્દી ગ્રહણ કરી લે છે. માટે તેમને તો અંગ્રેઝી સ્કુલ અને કાલેજની હવા પણ લાગવા દેવી જોઈએ નહી. હાં, છોકરાઓ મઝહબી બુન્યાદી ઝરૂરી તઅલીમ સાથે ઈસ્લામી સંસ્કૃતિ, ઈસ્લામી અખ્લાક અને આદતો પર મકકમ પણે વળગી રહી અંગ્રેઝીના જોઈએ તેટલી ડીગ્રી મેળવી શકે છે. જેમકે અકબર ઈલાહાબાદીએ કહ્યું છે :-

તુમ શોકસે કાલિજમેં ફલો, પાર્કમેં ફુલો,
જાઈઝ હે ગુબારોંમેં ઉળો ચર્ખપે જુલો,
બસ એક સખુન બન્દએ નાચીઝકા રહે યાદ,
અલ્લાહકો ઔર અપની હકીકતકો ન ભૂલો.

પરંતુ આ ઝમાનામાં એ ગેરંટી ઘણી અશકય જણાય છે. અને જો ઈસ્લામી અકીદાઓ, સંસ્કૃતિ અને અખ્લાક વિગેરે પર મકકમતા પુર્વક કાઈમ રહેવાની ખાત્રી ન હોય તેમજ ખરાબ અસર અને ખરાબ વાતાવરણથી સુરક્ષિત રહેવાની પણ સંપૂર્ણ ખાત્રી ન હોય તો જેવી રીતે જીવલેણ બીમારીથી અને તંદુરસ્તીને તબાહ કરનાર આબો-હવાથી અવ્લાદની હિફાઝત કરવામાં આવે છે, એવી જ રીતે મઝકૂર તઅલીમ અને સંસ્કૃતિથી પણ હિફાઝત કરવી ઝરૂરી છે.

અવ્લાદની ભલાઈ એમાં જ છે કે તેમનો દીન દુરૂસ્ત રહેવાની ચિંતા દુન્યાની દુરૂસ્તીના ચિંતા કરતાં વધુ હોવી જોઈએ.

બુઝુર્ગાને દીન (રહ.) ફરમાવે છે :- માણસનો મિત્ર અને તેનું ભલું ઈચ્છનાર તે છે કે જે તેની આખિરતની દુરૂસ્તીમાં કોશિષ કરે. ભલે તેમાં તેનું દુન્યવી નુકસાન હોય. અને દુશ્મન તે છે કે જે તેની આખિરતના નુકસાનની કોશિષ કરે. ભલે તેમાં તેની દુન્યાનો ફાયદો હોય. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૮૫ પાનું-૫૦૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### શરીઅતના પાબંદ હોવા છતાં મુસીબતો કેમ ?

(૧૩) સવાલ :- ખુદાના ફઝલો કરમથી હું નમાઝ પઢું છું, રોઝહનો પણ પાબંદ છું. બદીના કામોથી બને ત્યાં સુધી દૂર રહું છું. પણ રોઝીના સાધનો મેળવ્યા પછી પણ તકલીફથી ગુઝરાન થાય છે. માટે મુનાસિબ વઝીફો બતાવ્વા મહેરબાની કરશો.

જવાબ :- રિવાયતમાં છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે કેટલાક ગુનાહો એવા છે કે તેનો કફફારો ન તો નમાઝથી થાય છે, ન તો રોઝાથી, ન તો હજજથી, ન તો ઉમ્રાથી, સહાબા (રદિ.)એ પૂછયું, યા રસૂલલ્લાહ (સલ.) તે ગુનાહનો કફફારો શાથી થાય છે ?

"આપ (સલ.) એ ફરમાવ્યું કે રોઝી કમાવામાં જે તકલીફો અને રંજ પહોંચે છે, તેનાથી તેનો કફફારો થાય છે" માટે ગભ્રાશો નહી અને ગુનાહોના કામથી બચતા રહો, ખુદા મુશ્કિલ આસાન કરે, બની શકે તો દરરોઝ ૫૦૦ વખત 'હસ્બુનલ્લાહુ વનિઅમલ વકીલ' પઢતા રહેશો તો ઈન્શા અલ્લાહ ચિંતાઓ અને પરેશાનીથી નજાત મળી જશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુર્આન શરીફમાંથી વાળનું નિકળવું

(૧૪) સવાલ :- કેટલાક દિવસોથી મુસલમાનોમાં કુર્આન શરીફમાંથી વાળ નિકળતા હોવાની ખુબ ચર્ચા ચાલે છે.કેટલાકનું માનવું છે કે એ આં હઝરત (સ. અ. વ.) ના વાળ મુબારક છે ! જેથી તેઓ તેને અત્તરમાં મૂકે છે, તેની ઉપર દરૂદ શરીફ પઢાય છે, તેની ઝિયારત કરવાનો સિલસિલો શરૂ થઈ ગયો છે. અમુક લોકો કહે છે કે એ કોઈ બુઝુર્ગની કરામત છે, માટે એની તઅઝીમ ઝરૂરી છે. મઝકુર બાબતમાં ખુલાસો કરશો અને એ બાલોનું શું કરવું ? તે પણ જણાવશો.

જવાબ :-કોઈ મકાન બલ્કે કોઈ ઈન્સાન ખાલી નથી. માથાના, ભવાંના, મુંછના, દાઢીના અને શરીરના હઝારો લાખો બાલોમાંથી, નહી મઅલુમ, દરરોઝ કેટલાક બાલો ખરતા, તુટતા, મુંડાતા, કત્રાતા હશે અને હવામાં ઉડી આમ તેમ ભરાય રહેતા હશે ? કુર્આન શરીફ જે વર્ષોથી પઢાય છે અને કલાકો ખુલ્લાં રહે છે તેની અંદર ઘરમાં પડેલા બાલો હવાથી ઉડી અને પઢનારના માથાના અને દાઢીના બાલો ખજવાળતાં તૂટી અને ખરી પડે છે અને વરસો પાનાઓની જડમાં દબાઈ રહે છે અને તે તલાશ કરતાં મળે એમાં નવાઈ શું છે ? બલ્કે વપરાએલા કુર્આન શરીફમાંથી બાલ ન નિકળે એ આશ્ચર્યજનક છે !

કુર્આન શરીફમાંથી નિકળેલા બાલોને પય્ગમ્બર (સ.અ. વ.)ના બાલ મુબારક માની લેવા, તેની ઉપર દરૂદ પઢવું, તેની ઝિયારત કરવી-કરાવ્વી ઈમાન ખોવા જેવી હરકત છે અને તેને કરામત સમજવું પણ જહાલત છે.

દરેક અચમ્બાની વાતો કરામત હોતી નથી, તે ઈસ્તિદરાજ અને શય્તાની હરકત પણ હોય શકે છે.

હઝરત પીરાને પીર (રહ.) ફરમાવે છે કે "એક વખત મારે એક જંગલ બયાબાનમાં થોડા દિવસ રહેવાનું થયું. ત્યાં પાણી નહી મળવાથી મને ઘણી જ તરસ લાગી. હક તઆલાએ મારા ઉપર વાદળાંનો છાંયડો કરી દીધો અને તે વાદળામાંથી થોડુંક પાણી ટપકયું જેનાથી મને કંઈક તસ્કીન (રાહત) થઈ. તે પછી વાદળામાંથી એક રોશની નિકળી જે તમામ આકાશ ઉપર ફેલાઈ ગઈ અને તે રોશનીમાંથી એક સુરત (ચહેરો) જોવામાં આવી અને તે મારા તરફ જોઈ કહેવા લાગી," અબ્દુલ કાદિર ! હું તારો પરવરદિગાર છું. હું તારા ઉપર દરેક હરામ વસ્તુ હલાલ કરૂં છું, જે દિલ ચાહે તે ખા અને જેનો તને શૌક હોય તે કર ! આ સાંભળી મેં **અઊઝુ બિલ્લાહિ મિન-શ્શય્તાનિ-ર્રજીમ** પઢી કહ્યું કે, ઓ મલઊન ! દૂર થા, આ તુ શું બકે છે ? તો તરત જ તે સૂરત (ચહેરો) દૂર થઈ ગઈ અને અંધારૂં થઈ ગયું. પછી આવાઝ આવ્યો કે, હે અબ્દુલ કાદિર ! તેં તારા ઈલ્મ અને મરતબાને લીધે મારા દાવથી નજાત હાસિલ કરી, નહી તો આવી રીતે તારા જેવા સિત્તેર બુઝુર્ગોને ગુમ્રાહ કરી ચુકયો છું.

(જુઓ અલ્બલાગુલ મુબીન પાનું ૩૪)

આથી માલમ પડયું કે દરેક આશ્ચર્યજનક બાબતને કરામત સમજી લેવું એ ગુમ્રાહીની નિશાની છે.

દજ્જાલના કરિશ્મા ઘણાં જ હૈરતનાક હશે. મુર્દા, જીવતા કરવાનો કરિશ્મો બતાવશે, તેની સાથે તેની જન્નત અને દોઝખ પણ હશે. તેને માનનારને તે જન્નતમાં અને નહીં માનનારને દોઝખમાં નાંખશે. સખ્ત દુકાળના ઝમાનામાં કોઈની પાસે જયારે અનાજ નહી હશે ત્યારે જે તેને માનશે તેને જ તે આપશે, વરસાદ વર્સાવશે, અનાજ પકવશે, ઝમીનમાં દટાએલા ખઝાના તેના હુકમના તાબેઅ થઈ જશે. આવા સંજોગોમાં આજના બાલ-પરસ્તો અને કમ્ઝોર અકીદાના માણસો પોતાનું ઈમાન કઈ રીતે સંભાળી શકશે ? ઈમાન અને અકીદાની સલામતી માટે હઝરત ઉમરે ફારૂક (રઝી.)એ એક મુકદસ (પવિત્ર) ઐતિહાસિક ઝાડને જેવું વર્ણન કુર્આન શરીફમાં પણ છે માત્ર એટલા માટે જ કપાવી નાંખ્યું કે લોકો તેની ઝિયારત માટે ઘણાં એહતેમામથી (નિયમિતતાથી) આવતા હતા. તથા મકકા-મદીનાના રસ્તા પર જયાં આપ (સ. અ. વ.)એ નમાઝ અદા કરી હતી ત્યાં લોકોને ઘણાં એહતેમામથી જતાં જોઈ અટકાવ્યા અને ફર્માવ્યું કે તમારાથી આગળની ઉમ્મતો એ જ પ્રમાણે અંબિયા (અલ.)ના આસાર (નિશાનીઓ)ની પાછળ પડી જવાથી હલાક (બરબાદ) થઈ ગઈ છે. (જુઓ અલ્બલાગુલ મુબીન પાનું ૭)

આ બન્નેવ દ્રષ્ટાંતો મુસલમાનો માટે સબક આમોઝ છે.

માણસના શરીરથી અલગ થએલા બાલ માટે બેહતર એ છે કે તેને ઝમીનમાં દાટી દેવામાં આવે. તેને ફેંકી દેવા પણ જાઈઝ છે. પરંતુ નાપાક જગ્યાએ ફેંકે નહી કેમકે નાપાક જગ્યાએ ફેંકવાથી સાહિબે બાલનો (બાલ જેના હોય તેનો) બીમાર પડવાનો ભય છે. (ફતાવા આલમગીરી, ભાગ-૫ પાનું-૩૫૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

નોંધ :- ભાઈઓ ! કુર્આન શરીફ એ અલ્લાહનો કાનુન છે. તે એક સંપૂર્ણ અને સર્વોત્તમ દસ્તુરૂલ અમલ છે. તેમાંથી ભલાઈ અને હિદાયતનો માર્ગ નિકળી શકે છે, જેને ધારણ કરી દુન્યાની ભલાઈ પ્રાપ્ત કરી શકાય છે, તો તેમાંથી નિકળતો નેકી અને હિદાયતનો માર્ગ શોધવાને બદલે, કેટલા અફસોસની વાત છે કે આજે આપણે બાલ શોધવા મંડી પડયા છીએ અને સંજોગ-વસાત નિકળતા બાલની પરસ્તિશ કરવા લાગી ગયા છીએ !

અલ્લાહ આપણને નેક તવ્કીફ અતા કરે. આમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નવ મુસ્લિમની ખત્ના કરવા બાબત.

(૧૫) સવાલ :- પુખ્ત વયના નવ મુસ્લિમની ખત્ના કરવી ઝરૂરી છે કે નહી ? એક સાહબ કહે છે કે કોઈના સતર ઉપર જાણી જોઈને નઝર કરવી હરામ છે, અને ખત્ના કરતી વખતે ખત્ના કરનારની નઝર ઝરૂર શર્મગાહ પર પડશે. અને અડકવું પણ પડશે. તો આ બાબતમાં શરીઅતનો શું હુકમ છે?

ખત્ના કરવી સુન્નત છે. અને સુન્નત અહકામને અદા કરવામાં હરામ કામ તરફ જવું પડશે તો આ બાબતમાં મહેરબાની કરી ફિકહની કિતાબો દ્વારા અમોને દોરવણી આપી આભારી કરશોજી.

જવાબ :- જે પ્રથમથી જ મુસલમાન છે તેના માટે ખત્નાની એટલી અહમિય્યત નથી જેટલી કે નવ મુસ્લિમ માટે હોય છે. નવ મુસ્લિમના સત્રે ઔરતના મુકાબલામાં તેની ખત્ના વધુ અહમિય્યત રાખે છે. ખત્ના શઆઈરે ઈસ્લામ અને તેની ખુસુસિયાતમાંથી છે. અને ઈસ્લામની ખાસ અલામત છે. જેનું નવ મુસ્લિમની અંદર હોવું જરૂરી છે. એમાં તેના સાચા હોવાની અને મકકમ પણાંની દલીલ પણ છે. અને ખત્ના દીને ઈસ્લામ પર સાબિત કદમ રહેવામાં મદદ સમાન છે. માટે નવ મુસ્લિમની ખત્ના કરાવ્વી ઝરૂરી છે. ખત્નાની ખાસ જગ્યા જેનું ખોલવું ઝરૂરી છે તે વગર બીજી બધી જગ્યા છુપાવી રાખે અને ખત્ના કરનાર જેમ બને તેમ નઝર અને હાથ બચાવી કામ કરે.

મજમૂઅએ ફતાવામાં છે :- "વ કાફિરે મુસલમાન શુદહ ખત્નહ અશ બાયદ કર્દ વ દર ખઝાનતુ-રિવાયત મીઆરદ ફિઝઝખીરતિ ઈન્નલ મુસ્લિમ યુખ્તનુ મા લમ યબ્લુગ, ફઈઝા બલગ લમ યુખ્તન લિઅન્ન સત્ર અવ્રતિલ બાલિગિ ફર્ઝુન વલ્ખિતાનુ સુન્નતુન ફલા યુત્રકુલ ફર્ઝુ લિસ્સુન્નતિ વલ કાફિરૂ ઈઝા અસ્લમ યુખ્તનુ બિલ્ઈત્તિફાકિ લિમુખાલફતિહી દીનલ ઈસ્લામિ વહુવ બાલિગુન."

અર્થાત :- અને કાફિર મુસલમાન થાય તો તેની ખત્ના કરવામાં આવે, અને ખઝાનતુ-રિવાયતમાં ઝખીરાથી લખ્યું છે કે, બેશક મુસલમાન જયાં લગી બાલિગ ન હોય તેની ખત્ના કરવામાં આવે. જયારે બાલિગ થઈ જાય તો ખત્ના કરવામાં ન આવે કારણ કે બાલિગનું સતર છુપાવી રાખવું ફર્ઝ છે અને ખત્ના કરાવ્વી સુન્નત છે. સુન્નતની ખાતિર ફર્ઝ છોડી નહીં શકાય. અને કાફિર મુસલમાન થાય તો બિલ્ઈત્તિફાક તેની ખત્ના કરવાનો હુકમ છે. કારણ કે તે બાલિગ થતાં સુધી દીન દીને ઈસ્લામની મુખાલિફત કરતો રહ્યો છે. ( હવે જયારે તે મુખાલિફત છોડવા માંગે છે તો પુરી રીતે છોડવું ત્યારે જ કહેવાશે કે ઈસ્લામ વિરૂદ્ધ કોઈ ઝાહિરી નિશાની પણ

તેની અંદર રહી નહી જાય. (ભાગ ૩ પાનું ૯૬)

જેમકે અમુક યહુદી ઈમાન લાવ્યા તો ઈસ્લામની સાથે શરીઅતે મૂસવિયહની પણ રિઆયત કરવા માંગતા હતા, જેમકે શનિવારના દિવસને મુઅઝઝમ સમજવું અને ઊંટનું ગોશ્ત (ઈસ્લામની માન્યતા મુજબ હલાલ માની) નહી ખાવું, આ વિચારો ઈસ્લામને પસંદ નહી આવ્યા અને આયત નાઝિલ થઈ :- **યા અય્યુહ-લ્લઝીન આમનુદ-ખુલુ ફિસ્સિલ્મિ કાફ્ફહ.**

અર્થાત :- હે ઈમાનદારો ! ઈસ્લામમાં પૂરેપૂરા (ઝાહિર, બાતિન દરેક રીતે) આવી જાવ ! (એટલે ઈસ્લામ વિરૂદ્ધ કોઈ વાત પણ તમારી અંદર નહી રહી જવી જોઈએ.) (કુર્આને હકીમ, સૂરએ બકરહ)

હા, નવ મુસ્લિમ બહું ઝઈફ અને કમ્ઝોર હોય, ખત્નાની તાબ લાવી શકે એમ ન હોય તો પછી ખત્ના કરાવ્વી લાઝિમ નથી. (ફતાવા કાઝીખાન ભાગ ૪ પાનું ૭૮) (ફતાવા સિરાજિય્યહ પાનું ૭૫) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૫ પાનું ૬૫૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## લોંડી રાખવાની પ્રથા વિષે

(૧૬) સવાલ :- (૧) લોંડી, ગુલામ રાખવાની પ્રથા નબીએ કરીમ (સલ.)ના તશરીફ લાવ્યા પછી શરૂ થઈ કે તે પહેલાંથી જ હતી. એનો ટુંકો ઈતિહાસ ?

(૨) લોંડી નિકાહ વગર પોતાના માલિક માટે હલાલ કરવા માટેની હિકમતનું કારણ શું?

(૩) અને આજના યુગમાં લોંડી રાખી શકાય કે કેમ ?

(૪) એક મુસલમાનને અગર લોંડી રાખવી હોય તો તે લોંડીનું મુસલમાન હોવું ઝરૂરી છે કે ગૈર મુસ્લિમ પણ રાખી શકાય ?

(૫) પહેલાંના યુગમાં લોંડી કેટલી સંખ્યામાં રાખતા હતા અને કેટલી સંખ્યામાં આજે રાખી શકાય છે ?

(૬) લોંડી માટે પર્દો કરવો ઝરૂરી છે કે કેમ ? અને હોય તો તેનું કારણ અને નહી હોય તો તેનું કારણ શું છે. ?

(૭) લોંડીથી થએલ ઔલાદ આઝાદ ગણાંશે અથવા ગુલામ ?

(૮) માલિકના માલમાં લોંડી અને ઔલાદ વારસદાર બનશે કે નહી ?

જવાબ :- લોંડી, ગુલામની પ્રથા ઈસ્લામથી ઘણાં પહેલાની છે. મોટા ભાગે એ જંગનું પરિણામ છે. એટલે જયારથી દુન્યામાં જંગ અને લડાઈની બુન્યાદ પડી છે ત્યારથી લોંડી-ગુલામની પ્રથા પણ ચાલુ થયેલી જણાય છે. એ પ્રથા લગભગ દુન્યાની બધી કૌમો અને મુલ્કોમાં હતી, પ્રથમ જે દુશ્મનો કબ્જે આવતા બધાય બેરહમીની સાથે કત્લ કરી નંખાતા, પાછળથી સુધારો થતાં કૈદીઓમાં ખતરનાક પ્રકારના અમુક મરદોને કત્લ કરી બાકી કૈદીઓ પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોની જાન બખ્શી કરી કામકાજ અને ખિદમત માટે લોંડી, ગુલામ તરીકે રાખવા લાગ્યા. ઈસ્લામે પણ આ પુરાણી અને વ્યાપક લોંડી,ર ગુલામની પ્રથાની મુખાલિફત નહી કરી. અગર મુખાલિફત કરત તો બેકાર સાબિત થાત. તે સમયની રાજકિય અને આર્થિક પરિસ્થિતિ જોતાં આમ કરવું ગૈર મુફીદ અને ખિલાફે મસ્લિહત હતું અને ભારે નુકસાન અને ફસાદનો સંભવ હતો કે દુશ્મન કૌમ તો આપણા કૈદીઓને લોંડી, ગુલામ બનાવી લે અને તેના ઉપર ફખ્ર કરે અને તેને મોટી કામ્યાબી સમજે અને અમે દુશ્મન કૈદીઓને છોડી દઈએ ! તે વખતે આ વાત સહન કરવા યા ચલાવી લેવા જેવી ન હતી. ઈસ્લામે ઈન્સાનની ફિત્રતના આ જઝબાની રિઆયત કરી અને તે વખતે

એ પ્રથાની ઝરૂરત પણ હતી. માટે ઝાહિરમાં એકદમ મુખાલિફત નહી કરી પરંતુ હિકમતે અમલીથી કામ લઈ ધીમે-ધીમે આ પ્રથા નાબૂદ થઈ જાય એવી સુરતો ઈખ્તિયાર કરવામાં આવી અને એમાં જે-જે ખરાબીઓ હતી તે એકદમ નાબૂદ કરી દીધી. દાખલા તરીકે જાહિલિય્યત કાળમાં લોંડીઓથી બદકારી કરાવી કમાણી કરતા હતા. કુર્આને કહ્યું: **વલા તુકરિહુ ફતયાતિકુમ અલલ બિગાઅ.....** (સુરએ નૂર)

અર્થાત :- 'તમે પોતાની લોંડીઓને ઝિના ઉપર મજબુર નહી કરો !' ગુલામ લોંડીને પોતાની રાહત ખાતર નિકાહ કરવાની ઈજાઝત અપાતી ન હતી. કુર્આને કહ્યું, **વ અન્કિહુલ અયામા મિન્કુમ.**

અર્થાત :- તમે તમારી શાદી વગરની સ્ત્રીઓ અને પોતાના નેક ગુલામો અને બાંદીઓના નિકાહ કરી આપો. (સૂરએ નૂર) પહેલાં લોંડી અને ગુલામ સાથે હૈવાનિય્યતભરી વર્તણુક થતી હતી.

પરંતુ ઈસ્લામે તઅલીમ આપી કે આ તમારા ભાઈ-બહેનો છે, તમારા ખિદમતગારો છે, ખુદાએ એમને તમારા માતહત કર્યા છે. તમે જે ખાઓ તે એમને ખવડાવો, જે પોષાક તમે પહેરો તે એમને પહેરાવો, એમનાથી એવું કામ ન લો જે એમનાથી નહી બની શકે, અગર સોંપો તો તેમાં એમને મદદ કરો.

અને ફરમાવ્યું કે જે માણસ પોતાના ગુલામ સાથે સખ્તીથી વર્તે તે જન્નતમાં જઈ શકશે નહી.

અને ફરમાવ્યું કે જે પોતાના ગુલામને વગર કુસુરે મારે અથવા તમાચો (મોઢા ઉપર) મારે તેનો કફફારો એ છે કે તેને આઝાદ કરી દેવાય, એક માણસે સવાલ કર્યો કે હું મારા ગુલામની ખતાને કેટલી વખત દરગુઝર કરૂં ? આપ (સલ.) એ જવાબ નહી આપ્યો, ત્રીજી કે ચોથી વખતના સવાલના જવાબમાં ફરમાવ્યું કે દરરોઝ ૭૦ વખત તેના કુસુરને માફ કરતા રહો. ગર્ઝ કે સઝા આપવાથી બચો, આપ (સલ.)ની વફાત વખતે છેલ્લી અને આખિરી વસિય્યત એ હતી કે નમાઝની પાબંદી કરજો અને ગુલામ-લોંડી સાથે નેક સુલૂક રાખજો. મઝકુર તઅલીમની અસર એ થઈ કે હઝ. ઉસ્માન (રદિ.) એ કુસુર કરવાથી પોતાના ગુલામના કાન પકડી મચડયા પછી પસ્તાયા અને તવ્બહ કરી ગુલામને કહ્યું કે તુ મારા કાન પકડી મચડ! તેણે ના પાડી. આખરે આપના આગ્રહ ઉપર ધીમેથી કાન પકડયા આપે કહ્યું ઝોરથી મચડ, હું કયામતના દિવસની સઝાથી ડરી રહ્યો છું. આવા બનાવો ઘણાં છે, નકલ કરી શકાય એમ નથી.

ઈસ્લામે **'ફકકુ રકબતિન'** 'લોંડી-ગુલામની ગરદન છોડાવ્વાને અને આઝાદ કરવાને બહુ મોટા સવાબનું કામ ઠેરવ્યું.

આપ (સલ.) એ ફરમાવ્યું કે :- જેણે કોઈ મુસલમાન ગુલામ આઝાદ કર્યો તો ખુદાપાક તે ગુલામના દરેક ઉઝવ (અવ્યવ)ના બદલે તેના અવ્યવને જહન્નમની આગથી આઝાદી આપશે. અને શરમગાહના બદલામાં શરમગાહને નજાત મળશે.

(ગૈર મુસ્લિમ લોંડી-ગુલામને આઝાદ કરવાની પણ ભારે ફઝીલત આવી છે અને હિદાયત કરી કે જે માણસ પોતાની લોંડીને અદબ શીખવે, નેક અખ્લાક અને સારી તઅલીમ આપે, પછી તેને આઝાદ કરી તેની સાથે નિકાહ કરી લે, તેના માટે ડબલ અજર અને સવાબ છે. આ તઅલીમની અસર એટલી બધી થઈ કે હઝારોની સંખ્યામાં લોંડી, ગુલામ આઝાદ થવા લાગ્યા. આપ (સલ.)એ પોતે ૬૩ આઝાદ કર્યા. હઝ. સિદ્દીકે અકબર (રદિ.) એ ૬૩ આઝાદ કર્યા. હઝ. અ. બિન ઔફ (રદિ.) એ ૩૦ હઝાર આઝાદ કર્યા, હઝ. હકીમ ઈબ્ને હિઝામ (રદિ.)એ ૧૦૦ આઝાદ કર્યા, હઝરત અબ્બાસ (રદિ.) એ ૭૦ આઝાદ કર્યા, હઝ. ઉસ્માન (રદિ.) દર જુમ્આએ એક ગુલામ

આઝાદ કરતા. એ ઉપરાંત ફરમાવતા કે જે ગુલામ ખુશૂઅ ખુઝૂઅથી નમાઝ પઢશે તેને આઝાદ કરીશ. હઝરત આઈશહ (રદિ.)એ ૬૯ આઝાદ કર્યા હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ૧૦૦ આઝાદ કર્યા, હઝ. ઝુલ્કલાહ હુમૈરી (રદિ.)એ ૮૦૦૦ એક જ દિવસમાં આઝાદ કર્યા, અને ઈસ્લામે આઝાદ કરવાની અમુક સૂરતો કાઢી અને ગુલામીનો ખાતિમો કરવાની તદબીરો ઘડી, જેમ કે :-

(૧) ઝી રહમ મહરમ (જેની સાથે નિકાહ હરામ છે.) લોંડી-ગુલામનો માલિક થશે તો તરત આઝાદ થઈ જશે.

(૨) હરબી કાફિર મુસલમાન ગુલામને દારૂલ ઈસ્લામથી ખરીદી દારૂલ હરબમાં લઈ જશે તો ત્યાં પહોંચતાં જ આઝાદ થઈ જશે.

(૩) જે લોંડીને માલિકથી બાળક જન્મે તે લોંડી માલિકની વફાત પછી આઝાદ છે.

(૪) કત્લે ખતાના કફફારામાં ગુલામ આઝાદ કરવું ઝરૂરી ઠેરાવ્યું.

(૫) ઝિહારના કફફારામાં ગુલામ કરવું લાઝિમ કર્યુ.

(૬) કસમના કફફારામાં ગુલામ આઝાદ કરે.

(૭) રોઝો તોડવાના કફફારામાં ગુલામ આઝાદ કરે.

(૮) પોતાના ગુલામને તમાચો મારે તેનો કફફારો તેને આઝાદ કરવા ઠેરવ્યું.

(૯) સુર્ય ગ્રહણ વખતે ગુલામ આઝાદ કરે.

(૧૦) ચંદ્ર ગ્રહણ વખતે ગુલામ આઝાદ કરે.

(૧૧) કોઈના ઈસાલે સવાબ માટે આઝાદ કરે, આ પ્રમાણે ડગલે ને પગલે ગુલામ, લોંડી આઝાદ કરવાની તાકીદ અને તરગીબ આપી ગુલામીની પ્રથા મિટાવ્વાની કોશિષ કરી.

**-: ફરમાને ફારૂકી :-**

(૧) હ. અબુબક્ર સિદ્દીક (રદિ.) ના ઝમાનામાં જે મુર્તદ કબાઈલના લોકો ગુલામ બનાવી લેવાયા તે સૌને આઝાદ કરી દેવાય.

(૨) અહલે અરબ કદી ગુલામ બનાવી શકાય નહી.

(૩) ઝિમ્મીઓ ગુલામ બનાવી શકાય નહી.

(૪) જેઓ જાહિલિય્યતના ઝમાનામાં ગુલામ બનાવી લેવાયા છે અને તેઓએ ઈસ્લામનો ઝમાનો જોયો છે, તે પોતાની કીંમત અદા કરી આઝાદ થઈ જાય, માલિક રાઝી હોય કે ન હોય, (અર્રિકકુ ફિલ્ઈસ્લામ ભાગ-૧ પાનું ૧૩૧) (ફત્હુલ બારી, નિહાયહ) વિગેરે.

(૫) મુસલમાન માટે મામલાનો શરઈ હુકમ જાણવાની ઝરૂરત છે. તેની હિકમત અને મસ્લિહત જાણવાની ઝરૂરત નથી. અને હિકમતને સમજવું સૌ કોઈનું કામ પણ નથી. માટે દરેક મામલામાં હિકમત પાછળ પડી જવું ખોટું છે અને હિકમત જાણવા ઉપર અમલને મૌકૂફ રાખવું બગાવત (દ્રોહ) છે અને હિકમત સમજવામાં નહી આવે તો તેને મસ્લિહત અને હિકમત વિરૂદ્ધ માની લેવું ગુમ્રાહી છે, અને જો કોઈ મામલાની હિકમત સમજવામાં નહી આવે તો તે પોતાની સમજનો કુસૂર અને બેદરકારી સમજે કારણ કે શરઈ હુકમ ખિલાફે હિકમત હોતો નથી. આપણી સમજનો કુસૂર હોય છે. એક વખત વરસાદ વરસ્યો તો એક બુઝુર્ગે કહ્યું, હે ખુદા ! કેવો મૌકાસર વરસાદ વરસાવ્યો છે ! ગૈબથી અવાઝ આવ્યો કે બતાવો અમે કયારે બે મૌકા વરસાદ વરસાવ્યો છે ? આ સાંભળી બુઝુર્ગ પોતાના બોલને ખુદાની ગુસ્તાખી સમજી બેહોશ થઈ ગયા. ગર્ઝ કે શરઈ

હુકમ મસ્લિહતથી ખાલી હોતો નથી. લોંડી નિકાહ કરવા વગર માલિક માટે હલાલ કરવામાં પણ મોટી મસ્લિહત અને ભારે હિકમત છે. આપણે શુ સમજી શકીએ ? આપણા માટે કુર્આનનો ફેસ્લો છે કે **'વમા ઉતીતુમ મિનલ ઈલ્મિ ઈલ્લા કલીલા'**, અર્થાતઃ- તમને બહું થોડો ઈલ્મ આપવામાં આવ્યો છે. (સૂરએ બની ઈસ્રાઈલ) અગર શારેઅ અલયહિસ્સલામ લોંડીઓ હલાલ હોવા માટે નિકાહ કરવું ઝરૂરી ઠેરવત તો ખુદ લોંડીઓ માટે મુસીબત થઈ પડત. કુર્આનમાં છે કે :- 'ખુદા પાક તો તમારા માટે આસાની ચાહે છે, અને તમને મુશ્કેલીમાં નાખવા માંગતા નથી. **'યુરીદુલ્લાહુ બિકુમુલ યુસ્ર વલા યુરીદુ બિકુમુલ ઉસ્ર** (સૂરએ બકરહ) યાદ રાખો કે ઈસ્લામમાં માલિક માટે લોંડી હલાલ હોવાનો હુકમ કોઈ ખરાબ હેતુ અને મનેચ્છા પોષવા માટે નથી, બલ્કે સાંસ્કૃતિક અને સામાજિક મસ્લિહતો અને લોંડીના હિત ઉપર અવલંબિત છે.

લોંડી માટે નિકાહની ઝરૂરત એટલા માટે નથી કે શરીઅતે લોંડીની મિલ્કિય્યતને (માલિક બની જવાને) જવાઝે વતી પુરતું અને નિકાહના કાઈમ મકામ સમજયું છે. જેવી રીતે 'ઈજાબો કબુલ'થી નિકાહ મુન્અકિદ હોવું અને 'મિલ્કે બુઝઅહ' હાસિલ થવું, કિંવા હકકે તમત્તુઅ' (મન્કુહહ સાથે વતીનો હક) હાસિલ થઈ જવું માત્ર એઅતેબારે શરઈ છે. (શરીઅતે એઅતેબાર કર્યો છે) એવી જ રીતે લોંડી મિલ્કમાં આવ્વાથી હકકે તમત્તુઅ (લોંડી સાથે વતીનો હક) હાસિલ થઈ જવું પણ એઅતેબારે શરઈ છે માટે એના જવાઝમાં શરઅન અને અકલન શંકાને સ્થાન નથી.

એઅતેબારની સુરતોમાં તફાવત હોય છે. જેમ કે બકરાં વિગેરે જાનવરો અને પક્ષીઓ હલાલ હોવા માટે ઝબહ કરવું (બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કહી કાપવું) શર્ત અને ઝરૂરી છે. ઝબહ કર્યા વિના હલાલ નથી, જયારે માછલી હલાલ હોવા માટે ઝબહ કરવું શર્ત નથી. ઝબહ કર્યા વિના પણ ખાય શકાય છે. માછલીના કબ્ઝા અને મિલ્કિય્યતને ઝબહના કાઈમ મકામ સમજાય છે. હાંલાકે બન્નેવ પ્રકારના જાનવરો જાન્દાર છે પરંતુ એકના માટે ઝબહ શર્ત છે અને એકના માટે ઝબહ શર્ત નથી. તો અગર આઝાદ સ્ત્રી હલાલ હોવા માટે નિકાહ શર્ત હોય અને લોંડી હલાલ હોવા માટે નિકાહ શર્ત ન હોય, લોંડીની મિલ્કિય્યતને નિકાહના કાઈમ મુકામ સમજી લેવાય તો એમાં ખિલાફે અકલ શું છે ? લોંડી તેના માલિક માટે હલાલ હોવા વિષે નિકાહ કરવાની કૈદ (શર્ત) એટલા માટે નથી કે પ્રથમ તો એની ઝરૂરત નથી.

'બીજું એ કે માલિક સાથે નિકાહ થઈ શકતા પણ નથી. કારણ કે નિકાહમાં 'ઈબ્તિગા બિલ્માલ' લાઝિમ છે, અને લોંડીમાં 'ઈબ્તિગા બિલ્માલ' પ્રાપ્ત નથી કે લોંડી 'મહેર'ની માલિક થઈ શકતી નથી કે તે પોતે નિકાહ કરનારની મમ્લૂકહ (મિલ્કિય્યતમાં) છે તો નિકાહ કરવું ફુઝૂલ થયું.

એમાં ઘણી મુશ્કેલીઓ છે, જેથી નિકાહની કૈદ ખિલાફે હિકમત હતી કારણ કે લોંડીઓને પણ મરદોની પૂરતી ખ્વાહિશ હોય છે. અને તેઓ બહું મોટી સંખ્યામાં હોય છે. (અને મરદો તેમના મુકાબલામાં ઘણાં ઓછા) કુંવારી હશે અથવા તેમના મરદો જંગમાં કત્લ થઈ ગયા હશે અથવા દારૂલ હર્બમાં રહી ગયા હશે તો દારૂલ ઈસ્લામમાં તેમની સાથે ખાનદાનની સંખ્યાબંધ આઝાદ સ્ત્રીઓ છોડી કોણ નિકાહ કરશે ? નિકાહમાં ચાર સ્ત્રીઓથી વધુ લેવાતી નથી, મહેર આપવી પડે છે. વારસામાં તે હકદાર બને છે. ઔરત ઘરની મલિકહ હોય છે. કેટલીને મલિકહ બનાવશે ? કેટલીકની મહેર અદા કરશે ? કેટલીકને મિલ્કતમાં ભાગીદાર બનાવશે ? વળી ઘરની મલિકહ હોવા માટે અમુક ખૂબીઓ અને સિફતો હોવી ઝરૂરી છે. તે એ ગરીબ લોંડીઓમાં કયાં હશે ? શાદી માટે લોકો હમ કૌમ, હમ ઝાત, હમ કુફ્વ, હમ મઝહબ, હમ ઝબાન, હમ તમદ્દુન, હસબ-નસબવાળી, માલદાર, ખૂબસૂરત તલાશ કરે છે. ઔરત ખાનદાન અને કુટુંબ કબીલાવાળી

પંસદ કરાય છે કે તેના સગાં દુ:ખ સુખના સાથી અને મદદગાર બને, લોંડીઓમાં એ ખૂબીઓ કયાં હશે ? પછી ખાન્દાનની આઝાદ ઔરતો છોડી લોંડીઓ સાથે નિકાહ કોણ કરત ? અગર કરત તો ખાન્દાનની ઔરતોનું શું થાત ? સારાંશ કે નિકાહના બંધનમાં ઘણી ખરાબીઓ હતી, જેથી નિકાહની કેદ રાખવામાં આવી નથી.

(૬) આજના યુગમાં શરઈ લોંડી મળવી મુશ્કિલ છે. શરઈ લોંડી માટે જે શર્તો છે તે પણ મળવી મુશ્કિલ છે. માટે લોંડી રાખી શકાય નહીં. અગર કોઈ જગ્યાએ લોંડીનો રિવાજ હોય તો શરઈ તહકીક વગર મોઅતબર કહી શકાય નહીં, અને તેની સાથે નિકાહ વગર સોહબત જાઈઝ થશે નહીં.

અલ્લામહ શામી (રહ.) લખે છે કે આપણા ઝમાનામાં લોંડીઓ જિહાદમાંથી આવે છે તે શરઈ લોંડી નથી, અને તેની સાથે સોહબત જાઈઝ નથી. કારણ કે માલે ગનીમતની વહેંચણી કાયદેસરની થતી નથી. લોકોના હક માર્યા જાય છે. (શામી ભાગ ૨ પાનું ૩૯૬)

શરઈ લોંડી તે હોય શકે છે જે જંગ અને જિહાદમાં જીત મેળવી ગિરિફતાર કરવામાં આવે અને માલે ગનીમતમાં શામિલ થઈ દારૂલ ઈસ્લામમાં લાવી (દારૂલ હરબમાં નહીં.) અમીર કાયદેસરની વહેચણી કરે દારૂલ ઈસ્લામમાં લાવ્યા વિના અને અમીરની વહેંચણી પહેલાં લોંડી કોઈ માટે હલાલ નથી. અહીં સુધી કે અગર ઈમામે અથવા લશ્કરના સરદારે હુકમ આપ્યો હોય કે જેના હાથમાં લોંડી આવે તે તેની છે તો પણ દારૂલ ઈસ્લામમાં લાવ્યા વિના ગાઝી માટે તે હલાલ નથી. આ કાનૂનો આજના ઝમાનામાં કયાં છે ?

માલે ગનીમત દારૂલ ઈસ્લામમાં લાવી પાંચમો ભાગ યતીમો, મિસ્કીનો અને મુસાફિર માટે કાઢી જે બચે તે ગાઝીઓને વહેંચી દેવામાં આવે. દારૂલ ઈસ્લામમાં લાવ્યા પછી અમીરની વહેંચણી વગર કોઈ ચીઝ કોઈના માટે હલાલ નથી. લોંડીનો પણ એ જ હુકમ છે. કારણ કે વહેંચણી પહેલાં તે મુશ્તરક છે. તેમાં બધા ગાઝીઓનો હક છે. અમીર કાયદેસરની વહેચણી કરે અને જેને મળે તેના માટે હલાલ છે. જેવી રીતે છોકરીઓનો વાલી જેની સાથે નિકાહ કરી આપે તેના માટે તે હલાલ થઈ જાય છે, તે પહેલાં નહીં. એવી જ રીતે અમીર લોંડીઓનો વાલી છે, જેને માલિક બનાવી દે છે તેના માટે તે અમુક શરતો સાથે હલાલ થઈ જાય છે, પછી તે કોઈને વેચી કે બખ્શીશ આપી માલિક બનાવી આપે તો તેના માટે હલાલ થઈ જાય છે. એવી રીતે કોઈ લોંડી વારસાગત, વંશ-પરંપરાગત મુન્તકિલ થતી આવી હોય તો તે આજે પણ શરઈ લોંડી છે અને તેનો ..લિક તેને રાખી શકે છે. તેના માટે હલાલ છે. પણ તેવી લોંડી આ ઝમાનામાં કયાં છે ?

(૭) લોંડી કોઈ પણ ઝાત અને મઝહબની રાખવી જાઈઝ છે !

પરંતુ સોહબત જાઈઝ હોવા માટે લોંડીનું મુસલમાન હોવું અથવા અહલે કિબ્લહ કિંવા કિતાબિય્યહ હોવું શર્ત છે. મુશ્રિકહ બુત પરસ્ત લોંડી સાથે સોહબત જાઈઝ નથી.

(૮) શરઈ લોંડી રાખવાની કોઈ હદ નથી. તાકત અને હૈસિયત મુતાબિક રાખી શકાય છે. પરંતુ તેના માટે ઘણાં નાઝુક કાયદા-કાનુનો છે. તેનું લક્ષ રાખવું ઝરૂરી છે. જે લોંડી સાથે સોહબત કરે તેના નઝદીકના સગા (જેમકે બહેન, માસી, ફોઈ, ભાણજી, ભત્રીજી વિગેરે) સાથે સોહબત કરી શકાશે નહીં, જો કે તે તેની લોંડી હોય ! જેમકે નિકાહની સુરતમાં નાજાઈઝ છે. અહીં પણ નાજાઈઝ છે.

(૯) લોંડીઓ માટે આઝાદ ઔરતોના જેમ સખ્ત પર્દાનો હુકમ નથી, કારણ કે તેમના

ઝિમ્મે પોતાના માલિકની ખિદમત ઝરૂરી છે. ઘર અને બહારના કામો કરવા પડે છે. માટે પર્દા બાબત શરીઅતે લોંડીને આઝાદ ઔરતોની જેમ મુકલ્લફ બનાવી નથી.

(૧૦) લોંડીની જે અવ્લાદ માલિક (આકા)ના નુત્ફાથી પૈદા થાય છે તે આઝાદ ગણાય છે. (જવહરહ ભાગ ૨ પાનું ૧૮૮)

(૧૧) માલિકના માલમાં લોંડી વારિસ ઠરતી નથી. હા, માલિકની અવ્લાદ વારિસ ગણાય છે. (જવ્હરહ ભાગ ૨ પાનું ૧૮૮) (શર્હે વિકાયહ ભાગ ૨ પાનું ૧૬૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## આપ (સલ.)નું મુબારક નામ સાંભળી અંગુઠા ચુમવું

(૧૭) સવાલ :-આ સાથે અહમદાવાદથી પ્રગટ થતા "તબ્બહ" માસિકના ઓગસ્ટ ૧૯૬૦ ના અંકના એક ફત્વાની નકલ મોકલું છું, તેમાં લખ્યું છે કે કેટલાક એવા આલિમો છે જેઓ હનફી ફિકહ ઉપર અમલ કરતા નથી. છતાં પોતાને હન્ફી તરીકે ઝાહિર કરે છે અને ભોળા મુસલમાનોને ઉલ્ટા માર્ગે દોરી જાય છે. આ લોકો એમ કહે છે કે હુઝુરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમનું મુબારક નામ લેતી વખતે ખાસ કરીને અઝાન પ્રસંગે અંગુઠા ચુમવા બિદઅત છે, જે લોકો રહમતુલ લિલ્આલમીનની ઈઝઝત કરે છે, આપની શાન અને અઝમતનું વર્ણન કરે છે તેને આ ઉલમાઓ બિદઅતી કહે છે.

માટે આપને તકલીફ આપવાની એ છે કે અંગુઠા ચુમવાની સાબિતી માટે આપેલ હવાલા બરાબર છે કે કેમ ? અને અંગુઠા ચુમવાને સુન્નત તરીકો બતાવ્યો છે તે બરાબર છે કે કેમ ? ભલે લાંબુ લખાણ થાય, મારા મોહતરમ એ માટે તકલીફ ઉઠાવી વિગતવાર જણાવવા મહેરબાની કરશો. ખુદાપાક બદલો આપનાર છે.

જવાબ :-આપ (સલ.)નું મુબારક નામ લઈ અથવા સાંભળી દુરૂદ શરીફ પઢવું સહીહ હદીસોમાં મન્કૂલ છે અને એમાં આપ (સલ.)ની સહીહ તઅઝીમ પણ છે. એક મજલિસમાં ઘણી વાર આપ (સલ.)નું મુબારક નામ લેવાય અથવા સાંભળવામાં આવે તો એ વિષે ફત્વો એ છે કે, એક વખત દુરૂદ શરીફ પઢવું વાજિબ છે, પછી મુસ્તહબ છે, પરંતુ એ વખતે અંગુઠા ચુમવા બાબત કોઈ હદીસ સહીહ કે ઝઈફ વારિદ નથી. માટે નામ મુબારક લઈ અથવા સાંભળી અંગુઠા ચુમવાને હદીસથી સાબિત માનવું અને મસ્નુન સમજવું અને એને આપ (સલ.)ની તઅઝીમ ઠેરવવું ખોટું અને દલીલ વગરનું છે એ બિઅદતીઓનું તર્કટ છે માટે એનાથી બચવું ઝરૂરી છે,

આપ (સલ.)નું ફર્માન છે :- " **મન અહદસ ફી અમ્રિના હાઝા મા લય્સ મિન્હુ ફહુવ રદ્દુન**"

અર્થાત :- જેણે અમારા આ દીનમાં કોઈ એવી વાત કાઢી જે દીનમાં દાખિલ નથી તો તે મરદૂદ છે. ( સહીહ બુખારી ભાગ ૧ પારો ૧૦ પાનું ૩૭૧) (સહીહ મુસ્લિમ ભાગ ૨ પાનું ૭૭)

અને આપનો ઈરશાદ છે. " **મન અમિલ અમલન લટસ અલયહિ અમ્રૂના ફહુવ રદ્દુન**"

અર્થાત :-જે કોઈ એવું કામ કરે જેના માટે અમારો હુકમ ન હોય તો તે રદ બાતિલ છે. ( સહીહ મુસ્લિમ ભાગ-૨ પાનું-૭૭)

તેમજ અઝાન અને ઈકામત વખતે આપ (સલ.)નું નામ મુબારક સાંભળી અંગુઠાના નાખૂન ચુમવા અને આંખો પર મુકવાને સુન્નત સમજવવું અને આપ (સલ.)ની હદીસથી સાબિત માનવું

અને એને આપ (સલ.)ની સહીહ તઅઝીમ અને ઈઝ્ઝત ઠેરવી લેવું અને હનફી હોવાની નિશાની બતાવવું, નહીં ચૂમનારને લાન-તાન અને મલામતના પાત્ર સમજવું એ પણ ખોટું છે, અને દીનમાં તહરીફ (ફેરફાર) કરવા સમાન છે. બેશક ! ફક્ત અઝાન વખતે બન્ને હાથના અંગૂઠાના નખ આંખ ઉપર મુકવાને તેમની તહકીક અનુસાર ઝઈફ રિવાયતોના આધારે જાઈઝ, અને અમુક ઉલમાએ મુસ્તહબ લખ્યું છે, તે પણ આંખની બીમારીના અમલ અને ઈલાજના તોર પર છે, નહીં કે ઈબાદત અને સુન્નતે મકસૂદહ અને આપ (સલ.)ની ખાસ તઅઝીમ અને અઝમત કરવા ખાતર ! (મકાસિદે હસનહ)

(મવ. અહમદ રઝાખાં સહબ બરેલ્વીનો ફત્વો પણ આમ કહે છે, આગળ આવે છે.)

હવે તો લોકો આપ (સલ.)ની ખાસ તઅઝીમ અને દીન તથા સુન્નતને મકસૂદહ માને છે. અને નહી કરનારને લાન-તાન કરે છે. અને હનફી હોવાના વિરૂદ્ધ બલ્કે અહલે સુન્નતથી ખારિજ માને છે માટે તંક પાત્ર છે. ફિકહનો સર્વ માન્ય નિયમ અને કાયદો છે કે મુસ્તહબને જયારે તેના મરતબા (દરજા)થી વધારી દેવામાં આવે તો તે મકરૂહ થઈ જાય છે. (મજમઉલ બિહાર ભાગ-૨ પાનું-૨૦૪) ફત્હુલ બારી શર્હે સહીહ બુખારીમાં છે કે નેકીના કામોમાં સીધી બાજુથી શરૂઆત કરવી મુસ્તહબ છે પરંતુ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) એ તેમના ઝમાનામાં એની ઘણી ચીવટાઈ જોઈ, વાજિબ સમજી લેવાના ડરથી મકરૂહ હોવાનું ફરમાવ્યું. (ભા.-૨ પાનું-૨૮૧) કેટલાક ફુકહાએ તેમના ઝમાનામાં અય્યામે બીઝ (૧૩-૧૪-૧૫ માં ચાંદના) રોઝાનો આમ રિવાજ બની જતાં એને ઝરૂરી માની લેવાના ભયથી મકરૂહ હોવાનો ફત્વો આપ્યો છે. જો કે અય્યામે બીઝના રોઝા મુસ્તહબ છે. એની ફઝીલતમાં ઘણી હદીસો આવી છે. (મજાલિસુલ અબ્રાર મ. ૫૦ પા. ૨૯૯) એવી અને આ દરજાની હદીસ અંગુઠા ચૂમવા બાબત કોઈ પેશ કરી શકતું નથી.

અઝાન વખતે અંગુઠા ચૂમવા બાબત જે હદીસો અને રિવાયતો આવી છે તે મુસ્નદુલ ફિરદૌસ દૈલમીના હવાલાથી મવઝુઆતે કબીર અને તઝકિરતુલ મવઝુઆત અને ફવાઈદુલ મજમૂઅહ ફિલ અહાદીસિલ મવઝૂઅહ વિગેરેમાં નકલ કરવામાં આવી છે.

અલ્લામહ સખાવી (રહ.)ના હવાલાથી મુલ્લાં અલી કારી (રહ.) મઝકૂર રિવાયતો બાબત નકલ ફમાર્વે છે કે :- **લા યસિહહુ**

અર્થાત :-એ રિવાયત સહીહ નથી. (મવઝુઆતે કબીર પાનું ૭૫)

અને અલ્લામહ મુહમ્મદ તાહિર (રહ.) લખે છે કે **વલા યસિહહુ**

અર્થાત :- એ રિવાયત ખરી નથી (તઝકિરતુલ મવઝુઆત પાનું ૩૪)

અને અલ્લામહ શવ્કાની (રહ.) અલ્લામહ તાહિર (રહ.) ના હવાલાથી નકલ ફર્માવે છે કે **લા યસિહહુ**

અર્થાત :-એ રિવાયત સહીહ નથી. (મવ્ઝુઆતે કબીર પાનું ૭૫)

(ફવાઈદુલ મજમુઅહ ફિલ અહાદીસિલ મવ્ઝુઅહ (પાનું ૯)

અને ઈમામુલ મુહદ્દિસીન અલ્લામહ જલાલુદ્દીન સુયુતી (રહ.)લખે છે કે :- **અલ્લ અહાદીસુલ્લતી રૂયવિત ફી તકબીલિલ અનામિલિ વજઅલિહા અલલ અયનય્નિ ઈન્દ સિમાઈ ઈસ્મિહી સલ્લલ્લાહુ. અલય્હિ વસલ્લમ અનિલ મુઅઝ્ઝિનિ ફી કલિમતિ-શ્શહાદતિ કુલ્લુહા મવ્ઝુઆતુન.**

અર્થાત :-તે હદીસો જેમાં મુઅઝ્ઝિનથી કલિમએ શહાદતમાં આપ (સલ.) નું મુબારક નામ

સાંભળી આંગળીઓ ચુમવા અને આંખો પર મુકવાનું છે, તે બધી હદીસો મવ્ઝુઅ એટલે ખોટી અને બનાવટી છે. (તફ્સીરૂલ મકાલ વિગેરે)

મવઝુઅ હદીસ ઉપર અમલ જાઈઝ નથી અને ઝઈફ હદીસ ઉપર અમુક શર્તો સાથે અમલ કરવાની ગુંજાઈશ છે. ઈમામ સખાવી (રહ.) હાફિઝે હદીસ અલ્લામહ ઈબ્ને હજર (રહ.) ના હવાલાથી લખે છે કે ઝઈફ હદીસ ઉપર અમલ કરવાની એક શર્ત એ છે કે વધુ ઝઈફ ન હોય અને અમલ કરનારની માન્યતા એ ન હોય કે આપ (સલ.)થી સાબિત છે. (અલ્કવ્લુલ બદીઅ પાનું ૧૯૫)

અને શૈખુલ ઈસ્લામ મુહદ્દિસ ઈબ્ને દકીકુલ ઈદ (રહ.) ફર્માવે છે કે :-

અગર હદીસ ઝઈફ હોય, મવ્ઝુઅ ન હોય તો અમલ જાઈઝ છે, પણ જો તેનાથી દીનના અંદર કોઈ શિઆર એટલે ઈમ્તિયાઝી અલામત કાઈમ થતી હોય (જેમકે કરનાર સુન્ની, હન્ફી અને નહી કરનાર વહાબી કહેવાય.) તો તેના ઉપર અમલ મના થઈ જશે. (અહકામુલ અહકામ ભાગ ૧ પાનું ૫૧)

અને અલ્લામહ શાતિબી (રહ.) ફરમાવે છે કે અમુક અમલો ફી નફસિહી જાઈઝ બલ્કે મુસ્તહબ હોય છે. પરંતુ તેની હૈસિયત બદલાય જવાથી અથવા બદલાય જવાનો સંભવ હોવાથી તે છોડવા લાયક બની જાય છે. (એઅતિસામ ભાગ ૨ પાનું ૯૨)

અને હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) તહરીફે દીન (દીન બદલી નાખવા)ના સબબો બયાન કરતાં લખે છે કે :- **વ અંય્યુલ્તઝમુ-સ્સુન્નુ વલ્લ આદાબુ કઈલ્તિઝામિલ વાજિબાતિ.**

અર્થાત :- સુન્નતો અને મુસ્તહબ્બાતને વાજિબ જેમ લાઝિમ અને ઝરૂરી બનાવી લેવું દીનમાં તહરીફ કરવું છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ ૧ પાનું ૨૬૧

આ ઉપરથી અંગુઠા ચુમવાની શરઈ હકીકત અને હૈસિયત સારી રીતે સમજી શકાય છે.

આપે મોકલેલ ફત્વાની નકલમાં અમુક હવાલા ખોટા છે અને અમુક કિતાબો જેમકે ફતાવા સૂફીયહ, જામિઉ-ર્રૂમુઝ, કન્ઝુલ ઈબાદ, ખઝાનતુ-ર્રિવાયાત, અને શર્હે મુખ્તસર વિગેરે કિતાબો મોઅતબર ગણાતી નથી, બીજી વિશ્વાસપાત્ર કિતાબોની તાઈદ વગર માત્ર મઝકૂર કિતાબોના આધારે ફત્વો આપવાને અલ્લામહ બરકતી (રહ.) અને અલ્લામહ ઈસામુદ્દીન અને અલ્લામહ જલાલુદ્દીન મુર્શિદી (રહ.) અને અલ્લામહ મુલ્લાં અલી કારી (રહ.) અને અલ્લામહ ઈબ્ને આબિદીન શામી (રહ.) મના કરે છે. (જુઓ, મુકદ્દમએ મુફીદુલ મુફતી પાનું ૯૪-૯૫)

હવે છેવટમાં રઝાખાની ફિરકાના બાની અને બરેલ્વી પાર્ટીના હુઝુરે પુર નૂર ઈમામે અહલે સુન્નત મુજદ્દિદે દીનો મિલ્લત શૈખુલ ઈસ્લામ વલ્લ મુસ્લિમીન અઅલા હઝરત મવ્લાના અલ્હાજ અલ્કારી અશ્શાહ અહમદ રઝાખાનની એ વિષેની તહકીક અને ફેસ્લો પેશ કરૂં છું. ધ્યાનથી વાંચો!

**મવ. અહમદ રઝાખાન સાહબને પુછવામાં આવ્યું કે :-**

મસ્અલહ :-વધુ ભાગે અલ્લાહની મખ્લુકનો તરીકો છે કે અઝાન અને ફાતિહા ખ્વાની એટલે ખતમ પઢતી વખતે અંગુઠા ચુમે છે એને ઉલ્મા પણ દુરૂસ્ત બતાવે છે અને હદીસ શરીફથી સાબિત કરે છે. એ કૌલ દુરૂસ્ત છે કે નહી ?

મવ. અહમદ રઝાખાન સાહબ બરેલ્વીના જવાબનો ખાસ મુદ્દાનો વિષય તેમના જ શબ્દોમાં વાંચો :-

અલ્જવાબ :- અઝાનમેં વકતે ઈસ્તિમાએ નામે પાક સાહિબે લવ્લાક સલ્લલ્લાહુ તઆલા અલય્હિ વસલ્લમ અંગુઠોકે નાખુન ચુમના, આંખો પર રખના કિસી હદીસે સહીહ મરફૂઅસે સાબિત નહી, ન જો કુછ ઈસ્મેં રિવાયત કિયા જાતા હે કલામસે ખાલી ! પસ જો ઈસ્કે લિયે એસા સુબૂત

માને યા ઉસે મસ્નુન યા મુઅકકદ જાને યા નફસે તર્કકો બાઈસે ઝજર વ મલામત કહે વોહ બેશક ગલ્તી પર હે. હા, બઅઝ અહાદીસે ઝઈફહ મજરૂહમેં તકબીલ વારિદ હે. (અરબી ઈબારત)

ઔર બઅઝ કુતુબે ફિકહમેં મિસ્લે 'જામેઉ-ર્રૂમૂઝ,' 'શર્હે નિકાયહ, વ 'ફતાવા સુફીયહ' વ 'કન્ઝુલ ઈબાદ' વ 'શામી,' હાશિયહ દુર્રે મુખ્તાર' કે અકસર ઉન્મેં મુસ્તનદાતે ઉલ્માએ તાઈફહ ઈસ્માઈલિય્યહસે હેં. વઝએ ઈબ્હામૈનકો મુસ્તહબ ભી લિખ દિયા. (અરબી ઈબારત) (જુઓ ઓગસ્ટ ૧૯૬૦ ના માસિક તય્યબહમાં)

(ઉપર જણાવેલી કિતાબો કન્ઝુલ ઈબાદ, જામેઉ-ર્રૂમુઝ, ફતાવા સૂફિયહ, શામી વિગેરેમાં અંગુઠા ચુમવાને મુસ્તહબ લખી દેવું પણ મવ. અહમદ રઝાખાન સાહબને પસંદ આવ્યું નથી.) આગળ લખે છે કે :-

પસ હક ઈસ્મેં ઈસ્કદર કે જો કોઈ બઉમ્મીદે ઝિયાદતે રોશ્નાઈયે બસર મસલન અઝ કબીલે અઅમાલે મશાઈખ જાન કર યા બતવકકુએ ફઝલ ઈન કુતુબ પર લિહાઝ ઔર તરગીબે વારિદ પર નઝર રખ કર બે એઅતિકાદે સુન્નિય્યતે ફેઅલ વ સિહહતે હદીસ વ સનાઅતે તર્ક ઉસે અમલમેં લાએ ઉસ પર બનઝર અપને નફસે ફેઅલ વઅરેઅતિકાદકે ખૈર કુછ મુઆખ્મિહ ભી નહી કે ફેઅલ પર હદીસે સહીહ ન હોના ઉસ ફેઅલસે નહી વ મનઅકો મુસ્તલ્ઝિમ નહી..... ઔર પંજ આયત (ફાતિહા ખ્વાની) કે વકત ઈસ ફેઅલકા (અંગુઠા ચુમનેકા )ઝિક્ર કિસી કિતાબમેં ન દેખા ગયા ઔર ફકીરકે નઝદીક યહાં પર બિનાએ મઝહબે અરજહ વ અસહહ ગાલિબન તર્ક ઝયાદહ અન્સબ વ અલ્યક હોના ચાહિએ (અબર્રૂલ મકાલ ફી ઈસ્તિહસાનિ કુબ્લતિલ ઈજલાલ સફા ૧૧-૧૨-૧૩)

અર્થાત :- (અલ્જવાબ) અઝાનમાં નામે પાકે સાહિબે લવ્લાક(સલ.) સાંભળી અંગુઠાના નખ ચુમી આંખો ઉપર મુકવું કોઈ સહીહ મરફૂઅ હદીસથી સાબિત નથી. એના વિશે જે કાંઈ રિવાયત કરવામાં આવે છે તે એઅતેરાઝથી ખાલી નથી. માટે જે એના વિષે એવો સુબૂત માને અથવા એને મસ્નુન અને ઝરૂરી સમજે અથવા ન કરવાને ધમકી અને મલામતને લાઈક કહે તે બેશક ગલતી પર છે. હા,અમુક ઝઈફ અને મજરૂહ (અનિશ્ચિત)હદીસોમાં ચુમવાનું આવેલું છે. અને કેટલીક કુતુબે ફિકહમાં જેમકે જામેઉ-ર્રૂમુઝ વિગેરેમાં અંગુઠા ચુમવાને મુસ્તહબ પણ લખી દીધું છે, પણ હક એમાં એટલું છે કે, જે કોઈ આંખની રોશ્નીના વધારાની ઉમ્મીદથી મશાઈખોના અમલ જાણી અથવા મઝકૂર કિતાબોમાં મરતબાનો લિહાઝ અને આવેલ તરગીબ ઉપર નઝર કરી એની સુન્નિય્યતે અને હદીસની સિહહત તથા નહીં કરવાને બુરૂં સમજવાનો અકીદો રાખ્યા વિના તેને અમલમાં લાવે તો એ કામ અને એઅતિકાદના લિહાઝથી તેના ઉપર ખૈર કોઈ પણ પકડ નથી. અને ફાતિહા ખ્વાની વખતે આ કામ (અંગુઠા ચુમવા) નું વર્ણન કોઈ પણ કિતાબ માં જોવામાં આવ્યું નથી. ફકીર (મવ. અહમદ રઝાખાન સાહબ) ના નઝદીક અહીંયા વધુ ઉત્તમ અને બહું સહીહ મઝહબની રૂએ ઘણે ભાગે નહીં કરવું(નહીં ચુમવું) એ બહું મુનાસિબ અને વધુ લાઈક હોવું જોઈએ, (અબર્રૂલ મકાલ ફી ઈસ્તિહસાનિ કુબ્લતિલ ઈજલાલ પાનું ૧૦ થી ૧૨)

૧૩૩૮ હિજરીમાં હસની પ્રેસ બરેલીમાં છપાયું.

**મઝકુર ફત્વાનો ખુલાસો** :- મવ. અહમદ રઝાખાન સાહબના નઝદીક અઝાન સિવાય ફાતિહા ખ્વાનીની મજલિસ વિગેરે બીજા કોઈ મૌકા પર અંગુઠા ચુમવાનો કોઈ પણ કિતાબમાં સુબૂત નથી, જેથી તેઓ માને છે કે નહીં ચુમવું જ વધુ મુનાસિબ છે.

અઝાન વખતે પણ સહીહ હદીસથી સાબિત માનતા નથી, અને ચુમવાને મસ્નુન અને હદીસે સહીહથી સાબિત કહેનારને તેમજ ન ચુમવાને બુરૂં માનનારને ગલતી પર માને છે. માત્ર આંખની

રોશ્ની માટેનો અમલ સમજે છે. **સુન્નત તરીકો માનતા નથી.** અઝાન વખતે ચુમવા વિષેની હદીસોને ઝઈફ અને મજરૂહ (અનિશ્ચિત) માને છે અને નીચેની શરતો સાથે જ ચુમવાની ઈજાઝત આપે છે.

(૧) સુન્નત હોવાનો અકીદો રાખે નહી.

(૨) આ વિષે જે હદીસ આવી છે તેને સહીહ સમજે નહી.

(૩) નહી ચુમવાને બુરૂં માને નહી, વિગેરે,

આ છે મવ. અહમદ રઝાખાન સા. ના નઝદીક મસ્અલહની હકીકત ! જેને સુન્ની, વહાબી બલ્કે ઈસ્લામ અને કુફ્રની અલામત અને નિશાની બનાવી લેવાઈ છે. ઈન્ના લિલ્લાહિ વઈન્ના ઈલય્હિ રાજિઉન.

બહુત શોર સુન્નતે થે પેહલુમેં દિલકા,
જો ચીરા તો એક કત્રૂએ ખુંન નિકલા, ખુદાપાક જાણનાર છે.

**અહલે સુન્નત વલ્ જમાઅત કોને કહી શકાય ?**

(૧૮) સવાલ :-સુન્ની એટલે અહલે સુન્નત વલ્જમાઅત કોને કહી શકાય છે? દેવબંદીઓ અહલે સુન્નત વલ્જમાઅત છે કે તેમના વિરોધ રઝાખાનીઓ ? ખુલાસાવાર જવાબ આપવા મહેરબાની કરશો!

જવાબ :- અહલે સુન્નત વલ્જમાઅત તથા ફિર્કએ નાજિયહ (મુકિત પામનાર) અને અહલે હક ફિર્કો તે છે કે જે પય્યગમ્બરે ઈસ્લામ ખાતિમુલ અમ્બિયા અને હઝરત રસુલે મકબુલ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ તથા આપ (સલ.)ના અસ્હાબ, ખાસ કરીને ખુલફાએ રાશિદીન (રદી.)ના તરીકા અને સુન્નતનો અનુયાયી અને તાબેદાર હોય, જેમકે હઝરત રસુલે મકબુલ (સલ.) નો ઈર્શાદ છે કે :- "વતફતરિકુ ઉમ્મતી અલા સલાસિંવ વ સબ્ઈન મિલ્લતન કુલ્લુહુમ ફિન્નાર ઈલ્લા મિલ્લતંવ વાહિદતન કાલૂ વમન હિય યા રસૂલલ્લાહ ! કાલ મા અન અલય્હિ વઅસ્હાબી !" અર્થાત :- " અને મારી ઉમ્મતના લોકો ૭૩ ફિર્કાઓમાં વહેંચાઈ જશે અને એક ફિર્કા સિવાય બધા જ જહન્નમમાં જશે, સહાબા (રદિ.) એ અર્ઝ કરી યા રસુલલ્લાહ ! તે એક ફિર્કો (નજાત પામનાર અહલે સુન્નત વલ્જમાઅત) કયો હશે ? ઈર્શાદ ફરમાવ્યો કે જે તરીકા પર હું અને મારા અસ્હાબ છે. અર્થાત :- કિતાબ અને સુન્નતની પૈરવી કરનાર ફિર્કો નજાત પામનાર અને અહલે સુન્નત વલ્જમાઅત છે. (તિર્મિઝી શરીફ ભાગ ૨ પેજ ૮૯)

"કુલ્લુહુમ ફિન્નાર" નો અર્થ એ છે કે બદ એઅતેકાદીને કારણે દોઝખમાં જશે પછી જેનો અકીદો કુફ્રની હદ સુધી પહોંચ્યો નહી હોય તેઓ પોતાની સઝા ભોગવીને જહન્નમમાંથી નિકળી જન્નતમાં દાખિલ થશે (મકતૂબ ૩૮ મકતૂબાતે ઈમામે રબ્બાની ભાગ-૩ પેજ ૭૦)

અને 'તઝીહ તલ્વીહમાં છે :- "અસ્સવાદુલ અઅઝમુ આમ્મતલ મુસ્લિમીન મિમ્મન હુવ ઉમ્મતુન મુત્લકતુન વલ્મુરાદુ બિલઉમ્મતિલ મુત્લકતિ અહલુ-સ્સુન્નતિ વલ્જમાઅતિ વહુમુ-લ્લઝીન તરીકુહુમ તરીકુ-ર્રસૂલિ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ વ અસ્હાબિહી દૂન અહલિલ બિદઈ"

અર્થાત :- સવાદે અ'ઝમથી અહલે સુન્નત વલ્જમાઅત મુરાદ છે જેમનો તરીકો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ તથા રસૂલ (સલ.) ના અસ્હાબ (રદી.) ના તરીકા અનુસાર હોય, અહલે બિદઅત એમાંથી ખારિજ છે. (પાનું-૩૫૦)

અને હઝરત શૈખ અહમદ રૂમી (રહ.) ફરમાવે છે કે :-

"લિઅન્નલ મુરાદ બિલ ઉમ્મતિલ મુત્લકતિ અહલુ-સ્સુન્નતિ વલ્જમાઅતિ વહુમુલ્લઝીન તરીકતુહુમ તરીકુન્નબિય્યિ અલય્હિસ્સલામ વ અસ્હાબિહી દૂન અહલિલ બિદઈ વઝ્ઝલાલિ કમા કાલ-ન્નબિય્યુ અલય્હિસ્સલામ "ઉમ્મતી મનિસ્તન્ન બિસ્સુન્નતી" યઅની ઉમ્મતે મુત્લકથી અહલે સુન્નત વલ્જમાઅત છે અને તે લોકો છે જેમનો તરીકો નબીયે કરીમ (સલ.) તથા આપના અસ્હાબના તરીકા અનુસાર છે, અહલે બિદઅત અને અહલે ઝલાલત મુરાદ નથી, જેમકે નબીએ અકરમ (સલ.) નો ઈર્શાદ છે કે "મારી ઉમ્મત તે છે જે મારા તરીકા પર ચાલે !" (મજાલિસુલ અબ્રાર મજલિસ ૧૮ પેજ ૧૩૧)

અને હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ફરમાવે છે કે :-

"અને આ વાતમાં ઝરા પણ શંકા નથી કે તે ફિર્કો કે જેણે આં હઝરત (સલ.) ના અસ્હાબની તાબેદારી ઝરૂરી ઠેરવી લીધી છે તે જ અહલે સુન્નત વલ્જમાઅત છે, ખુદા તઆલા તેમની કોશિશોને મશ્કુર ફરમાવે (મકતૂબ ૮૦ ભાગ-૧ પાનું-૧૦૨)

અને હઝરત ગવ્સે અ'ઝમ શાહ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફરમાવે છે કે :- ફઅલલ મુઅમિનિ ઈત્તિબાઉ-સ્સુન્નતિ વલ્જમાઅતિ ફસ્સુન્નતુ મા સન્નહુ રસૂલુલ્લાહિ (સલ.) વલ્જમાઅતુ મત્તકફ અલય્હિ અસ્હાબુ રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હિ વલ્લસમ ફી ખિલાફતિલ અઈમ્મતિલ અરબઅતિલ ખુલફાઈ-ર્રાશિદીનલ મહદિય્યીન રહમતુલ્લાહિ અલય્હિમ અજમઈન" (ગુન્યતુ-ત્તાલિબીન પેજ ૧૪૨)

યઅની પ્રત્યેક ઈમાનદાર બન્દા પર લાઝિમ છે કે, સુન્નત વલ્જમાઅતની પૈરવી કરે. સુન્નત તે માર્ગ અને તરીકો છે કે જેના પર રસૂલુલ્લાહ સલ્લલાહુ અલયહિ વસલ્લમ અમલ કરતા હતા, અને જમાઅત એ છે કે જે વાત પર ચારેવ અસ્હાબ કિંવા ખુલફાએ રાશિદીન (રદિ.)એ પોતાની ખિલાફતોના ઝમાનામાં ઈત્તિફાક કર્યો. (સંમત થયા) અને તે સાહિબો સીધો માર્ગ બતાવ્વાવાળા હતા તથા તેમને સીધો માર્ગ બતાવ્વામાં આવ્યો, તે સૌ ઉપર અલ્લાહની રહમત થાઓ. (ગુન્યતુ-ત્તાલિબીન પેજ ૧૪૨)

"અને જે લોકોનો અમલ સુન્નતથી ખિલાફ છે, તથા સુન્નતથી ખિલાફ એવા બાપ-દાદાઓના રસ્મો રિવાજના પાબંદ છે. અને તેમને ઈસ્લામી અ'માલ તથા સવાબ અને દીનનું કામ યકીન કરી કહયા છે. તઅઝિયાદારી તથા માતમ, ધુમધામથી ઉર્સ અને સન્દલ, કબરોને સિજદા તથા મઝારોના તવાફ તથા ગૈરૂલ્લાહની નઝર અને સુન્નત વિગેરે કરવાવાળા તથા તેમને પ્રચલિત કરવાવાળા છે તેમના ઉપર અહલે સુન્નત વલ્જમાઅતની તઅરીફ (વ્યાખ્યા) બંધ બેસતી નથી, જેમકે હઝરત ગવ્સે અ'ઝમ (રહ.) ફરમાવે છે કે અહલે બિદઅતે જે અહલે સુન્નતનો લકબ ધારણ કર્યો છે તે તેમના નામ સાથે મેળ ખાતો જ નથી, જેમકે કાફિરોએ પયગમ્બર (સલ.)નું નામ સાહિર (જાદુગર) શાઈર (કવિ) તથા દીવાન તથા આસેબ ઝદહ તથા કાહિન (નજૂમી) રાખ્યું હતું અને એ બધાં નામો હઝરત (સલ.)ના સદ્‌ગુણો સાથે બિલ્કુલ અસંબંધિત હતાં, અને કોઈ રીતે પણ સાદિક આવતા ન હતાં, તેવી જ રીતે અહલે બિદઅત પર અહલે સુન્નતનો લકબ આવી શકતો નથી" અહલે બિદઅતની નિશાની હઝરત ગવ્સે અ'ઝમ (રહ.) એ આ બયાન ફરમાવી છે કે 'હદીસ અને સુન્નત તરીકા પર ચાલવાવાળાઓની બુરાઈ તથા ગીબત કરે છે. "ફઅલામતુ અહલિલ બિદઈ વકીઅતુ ફી અહલિલ અસ્રિ"

(ગુન્યતુત્તાલિબીન પાનું-૧૪૩)

અને હઝરત શૈખ અહમદ રૂમી (રહ.) ફરમાવે છે કે :- "અહલે બિદઅત લોકોને બિદઅત

તરફ જ બોલાવે છે અને તેઓ ઉમ્મતે મુત્લકમાં દાખિલ નથી.''

(મજાલિસુલ અબ્રાર મજલિસ ૮ પાનું-૧૩૧)

તકમિલએ બહરૂ-ર્રાઈકમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી હદીસનો સાર નકલ કરવામાં આવ્યો છે કે જેઓમાં ૧૦ અલામતો હશે તેઓ અહલે સુન્નત વલ્જમાઅત છે. તે ૧૦ અલામતો આ છે.

(૧) અંય્યુસલ્લિય-રસ્સલવાતિલ ખમ્સ બિલ્જમાઅતિ.

અર્થાત :- પાંચ વખતની નમાઝ બાજમાઅત પઢતો હોય.

(૨) વલા યઝકુરૂ અહદન મિન-સ્સહાબતિ બિસ્સૂઈ વલા યન્કુસુહુ.

અર્થાત :- અને સહાબા (રદિ.) માંથી કોઈની ન તો બદગોઈ કરતો હોય, ન કોઈની શાન ઘટાડતો હોય.

(૩) વલા યખ્રુજુ અલ-સ્સુલ્તાનિ બિસ્સયફિ.

અર્થાત :- અને સુલ્તાને બરહકથી બગાવત કરતો ન હોય.

(૪) વલા યશુકક ફી ઈમાનિહી.

અર્થાત :- અને પોતાના ઈમાનમાં શક કરતો ન હોય.

(૫) વ યુઅમિનુ બિલ કદ્રિ ખય્રિહી વ શર્રિહી મિનલ્લાહિ તઆલા.

અર્થાત :- અને ઈમાન રાખતો હોય કે ભલી અને બુરી તકદીર ખુદાપાકના તરફથી હોય છે.

(૬) વલા યુજાદિલુ ફી દીનિલ્લાહિ તઆલા.

અર્થાત :- અને ખુદાના દીનમાં (પોતાની રાયથી) ફિત્નો પૈદા કરતો ન હોય.

(૭) વલા યુકફફિરૂ અહદન મિન અહલિ-ત્તવ્હીદિ બિઝમ્બિન.

અર્થાત :- અને અહલે તવ્હીદમાંથી ગુનાહના લીધે કોઈની તકફીર કરતો ન હોય.

**નોટ** :- મતલબ કે ૭૨ બિદઅતી ફિર્કા બધા અહલે તવ્હીદ અને અહલે કિબ્લહ છે. માટે એમની તકફીર (એમના ઉપર કુફ્રનો ફત્વો લગાડવા) માં જુર્અત નહીં કરે જે જયાં લગી દીની ઝરૂરિય્યાતનો ઈન્કાર અને અહકામે શરઈય્યહના તવાતુરને રદ નહીં કરે. ફુકહા (રહ.)એ ફરમાવ્યું છે કે અગર ૯૯ એહતેમાલ કુફ્રના હોય અને એક સંભવ ઈસ્લામનો મવ્જુદ હોય તો તે એક ઈસ્લામી કારણને લઈ કુફ્રનો હુકમ નહીં લાગુ પડે (મકતૂબાતે ઈમામ રબ્બાની ભાગ-૩ પાનું-૭૦ મકતૂબ ૩૮, શર્હે ફિકહ અકબર પાનું-૧૯૯)

(૮) વ લા યદઉ-સ્સલાત અલા મન માત મિન અહલિલ કિબ્લતિ

અર્થાત :- અને અહલે કિબ્લહમાંથી કોઈ મરે તો તેના ઉપર નમાઝે જનાઝહ નાજાઈઝ માની છોડતો ન હોય.

(૯) વયરલ મસ્હ અલલ-ખુફફયનિ જાઈઝન ફિસ્સફરિ વલ્હઝરિ.

અર્થાત :- અને મોઝા ઉપર મસહ કરવાને સફર તથા હઝરમાં જાઈઝ માનતો હોય.

(૧૦) વ યુસલ્લી ખલ્ફ કુલ્લિ ઈમામિન બિર્રિન અવ ફાજિરિન.

અર્થાત :- અને નેક તથા ગુનેહગાર ઈમામ પાછળ નમાઝ જાઈઝ માનતો હોય. (મકરૂહ

માનવું ખિલાફ નથી.) (તકમિલહ બહરૂર્રાઈક ભાગ-૮ પાનું-૧૮૨)

સારાંશ કે દેવબંદી મુસલમાનો આપ (સલ.) અને આપના મુકદ્દસ સહાબા (રદિ.)ના સાચા મુત્તિબઅ અને પાકા તાબેદાર છે અને ખરા અહલે સુન્નત વલ્જમાઅત અને ખાલિસ સુન્ની હનફી છે.

જેમકે દારૂલ ઉલુમ દેવબંદના બંધારણમાં છે કે :-

"(૪) દારૂલ ઉલૂમ દેવબંદનો મસ્લક **અહલે સુન્નત વલ્જમાઅત હનફી મઝહબ** તથા તેના મુકદ્દસ બાનીઓ હઝરત મવ્લાના રશીદ અહમદ ગંગોહી કુદ્દિસ સિર્રૂહુમાના મશરબ અનુસાર રહેશે." (દારૂલ ઉલુમ દેવબંદનું બંધારણ પેજ ૫)

ઉસૂલ અને અકાઈદમાં હઝરત ઈમામ અબુલ હસન અશ્અરી (રહ.) અને હઝરત ઈમામ અબૂ મન્સૂર માતુરીદી (રહ.)ના પૈરવ છે અને ફુરૂઈય્યાતમાં હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.) ના મુકલ્લિદ છે, તથા 'ચિશ્તિય્યહ' 'નકશબંદિય્યહ' 'કાદરિય્યહ, 'સહરવરદિય્યહ' સિલ્સિલાની નિસ્બત ધરાવનારા અને અહલે સુન્નત વલ્જમાઅતની ઉપરોક્ત ૧૦ અલામતો સંપૂર્ણ રીતે રાખનારા છે.

ત્યારે એમના વિરૂદ્ધ રઝાખાનીઓ આપ (સલ.) અને આપના સહાબા (રદી.)ની સુન્નત અને તરીકા વિરૂદ્ધ બિદઆતના હામી અને રિવાજ દેનારા અને ફેલાવનારા છે. અહલે સુન્નત વલ્જમાઅતની અલામતો પુરી એમનામાં મળવી અશક્ય છે.

(૧) પાંચ વખતની નમાઝ બાજમાઅતના એટલા પાબંદ નથી જેટલા સુન્નત વિરૂદ્ધ કામો સંદલ, ઉર્સ, અગિયારમી, સત્તરમી, ૨૨ મી રજબના કુંડાની રસમ, સફર માસના છેલા બુધ વિગેરેને ઝરૂરી સમજી અકીદાના દરજામાં કરે છે અને તેના પાબંદ હોય છે.

(૨) સહાબએ કિરામ (રદિ.)ની અઝમત એમની અંદર એટલી પણ નથી જેટલી રઝાખાની મઝહબના બાની મવ. અહમદ રઝાખાન સાહબની એઓના દિલોમાં હોય છે એમની કિતાબ **'વસાયા શરીફ'** માં છે કે :-

ઝુહદો તકવાકા યેહ આલમ થા કે મેંને બઅઝ મશાઈએ કિરામકો યેહ કેહતે સુના કે ઉન્કો (મવ. અ. રઝાખાન સા. કો.) દેખકર **સહાબએ કિરામ** (રદિ.) **કી ઝિયારતકા શૌક કમ હો ગયા.** (પાનું-૨૪) (મઆઝલ્લાહ)

આ છે સહાબએ કિરામની અઝમત

(૩) સુલ્તાન શાહ સઉદને કાફિર માને છે.

(૪) ખુદાના દીનમાં નાહકના ફિત્ના પૈદા કરી પાર્ટીઓ બનાવી છે.

(૫) જે મુસલમાન અહલે કિબ્લા અને અહલે તવ્હીદ એમના ખ્યાલના નથી તે સૌને બદ મઝહબ, કાફિર, મુર્તદ બનાવે છે.

(૬) તેમના જનાઝહની નમાઝ હરામ કહે છે.

(૭) તેમને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફનાવ્વવું નાજાઈઝ બતાવે છે.

(૮) તેમની પાછળ નમાઝ પઢવું હરામ માને છે. જુઓ તજાનુબ, કહરે કહહાર વિગેરે વિગેરે.

દેવબંદી મુસલમાનોની એમના માટે એવી માન્યતા નથી.

દરેક મુન્સિફ માણસ સમજી શકે છે કે ખરા અહલે સુન્નત વલ્જમાઅત કોણ હોઈ શકે છે ? દેવબંદી કે રઝાખાની ? ખુદાપાક સૌને નેક હિદાયત અને સારી સમજ આપે. અને સાચા એહલે સુન્નત વલ્જમાઅત બનાવી આપે, આમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## રસ્મી તકરીબો અને રિવાજી મજલિસો અંગે આવકારપાત્ર માર્ગદર્શન

(૧૯) સવાલ :- બિદઅતીઓ કહે છે કે રસ્મી તકરીબો અને રિવાજી મજલિસોમાં તસ્બીહ પઢાય છે, અને કુર્આન ખ્વાની થાય છે. એની મુખાલિફત દર હકીકત તસ્બીહ અને કુર્આન ખ્વાનીની મુખાલિફત છે, અને એને બિદઅત ઠેરવ્વવું, દર હકીકત તસ્બીહ ખ્વાની અને કુર્આન પઢવાને બિદઅત ઠેરવ્વું છે. એટલા માટે દેવબંદીઓને અમે વહાબી કહીએ છીએ કે તેઓ સવાબ અને નેકીના કામોથી મના કરે છે. માટે મઝકુર બાબતનો ખુલાસો કરવા તસ્દી લેશો !

જવાબ :- આ પ્રકારના સવાલો અને જવાબો 'પયગામ'ના ફતાવા કોલમમાં અનેક વાર અપાઈ ગયા છે છતાં ટુંકમાં જાણી લો.

આપ (સલ.) અને આપના સહાબા (રદિ.)ના અમલ અને તઅલીમ વિરૂદ્ધ કામોને દીન અને સવાબના કામો સમજવું અને તેને અમલમાં લેવું શરીઅતે મુહમ્મદીમાં તહરીફ અને ફેરફાર કરવા સમાન છે, અને ગૈર શરીઅતને શરીઅત, અને બિદઅતને સુન્નત તેમજ ગુનાહના કામને સવાબનું કામ સમજવું છે, અને આપ (સલ.)ની લાવેલ શરીઅતને નાકિસ અને અધુરી તેમજ સુધારા-વધારા કરવાની મોહતાજ ઠેરવ્વા સમાન છે. જે સખ્ત ગુનાહનું કામ છે. માટે આપ (સલ.) અને આપના સહાબા (રદિ.)એવી બાબતોના બહું જ વિરૂદ્ધ હતા, અને જેને ઝરાયે સુન્નત વિરૂદ્ધ સમજતા, સખ્તાઈથી મના કરતા.

અમીરૂલ મુઅમિનીન હઝરત અલી (રદિ.) એ ઈદના દિવસે ઈદગાહમાં ઈદની નમાઝ પહેલાં એક માણસને નફિલ નમાઝ પઢતાં અટકાવ્યો, તેણે કહયું કે યા અમીરલ મુઅમિનીન મને ખાત્રી છે કે ખુદાપાક નમાઝ ઉપર અઝાબ કરશે નહિ. (તો પછી મને નમાઝ પઢવાથી કેમ રોકવામાં આવે છે.) તો ફરમાવ્યું કે મને પણ યકીન છે કે જે કામ આપ (સલ.) એ કર્યું નથી અથવા જેના કરવાની તરગીબ આપી નથી તે કામ કરવા ઉપર ખુદાપાક સવાબ આપતા નથી. માટે તારી આ નમાઝ બેકાર અને નકામી છે, અને (ઈબાદતમાં) નકામું કામ હરામ છે, અંદેશો છે કે રસૂલુલ્લાહ (સલ.)ની મુખાલિફત (વિરૂદ્ધતા) કરવાના લીધે તને ખુદાપાક અઝાબ આપે. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૧૮, પાનું-૧૨૯) જૂઓ ! ઈદની નમાઝ પહેલાં બે રકઅત નફિલ નમાઝ આપ (સલ.)થી સાબિત ન હોવાથી હઝરત અલી (રદિ.) એ મુખાલિફત કરી.

હાલાંકે નમાઝ ઈબાદત છે. નમાઝમાં કુર્આન પઢાય છે, તસ્બીહ પઢાય છે શરૂથી છેવટ લગી ખુદાનો ઝિક્ર થાય છે તો હઝરત અલી. (રદિ.)નું મના કરવું કુર્આન પઢવા અને તસ્બીહ ખ્વાની અને ઝિકરૂલ્લાહથી રોકવા સમાન હતું ? અને શું આપ વહાબી હતા ?

હઝરત અ. ઈબ્ને મુગફ્ફલ (રદિ.)ના સાહબઝાદહએ નમાઝમાં સૂરએ ફાતિહાની શરૂમાં બિસ્મિલ્લાહ ઝોરથી પઢી, તો હઝરત અ. ઈબ્ને મુગફ્ફલ (રદિ.) બોલ્યા કે હે મારા દીકરા ! **આ બિદઅત છે. એનાથી બચીને રહે ! સહાબામાંથી કોઈને બિદઅતથી વધુ બીજી કોઈ ચીઝ સાથે બુગ્ઝ રાખતા મેં જોયા નથી. !** (તિર્મિઝી શરીફ ભાગ-૧ પાનું-૩૩) જાુઓ ! બિસ્મિલ્લાહ ધીમે પઢવાને બદલે ઝોરથી પઢવાને સહાબી નાપસંદ કરે છે અને બિદઅત હોવાનો ફત્વો આપે છે.

હાલાંકે બિસ્મિલ્લાહ કુર્આન શરીફની એક આયત છે તો શું હઝરત અ. ઈબ્ને મુગફ્ફલ (રદિ.) વહાબી હતા. ?

હઝરત ઈમામ નાફિઅ (રદિ.) ફરમાવે છે કે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની સામે એક માણસે છીંક ખાઈ કહયું **'અલ્હમ્દુલિલ્લાહિ વસ્સલામુ અલા રસૂલિલ્લાહ'** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને

ઉમર (રદિ.)એ **વસ્સલામુ અલા રસૂલિલ્લાહ** નો વધારો નાપસંદ કરી ફરમાવ્યું કે આપ (સલ.) એ અમોને આમ પઢવાની તઅલીમ આપી નથી, અમોને તો **અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ** પઢવાની તઅલીમ આપી છે. (તિર્મિઝી ભાગ-૨ પાનું-૯૮) જુઓ ! સહાબીએ 'વસ્સલ્લામુ અલા રસૂલિલ્લાહિ'નો વિરોધ કર્યો, તો શું તેઓ આપ (સલ.)ના મુખાલિફ હતા ? અને શું વહાબી હતા ?

હઝરત અબુ માલિકિલ અશ્જઈ (રદિ.) ફરમાવે છે કે, મેં મારા બાપ (તારિક રદિ.) ને પૂછ્યું કે આપે રસૂલે ખુદા (સલ.) અને હઝરત અબુબક્ર (રદિ.) તથા હઝરત ઉમર (રદિ.) અને હઝરત ઉસ્માન (રદિ.) તથા હઝરત અલી (રદિ.) પાછળ નમાઝ પઢી છે ? શું એ સાહિબો કુનૂત પઢતા હતા ? જવાબ આપ્યો કે હે મારા દીકરા ! આ તો બિદઅત છે. ? (તિર્મિઝી શરીફ ભાગ-૧ પાનું-૫૩, નસઈ ભાગ-૧ પાનું-૧૨૨) જુઓ ! આપ (સલ.)થી દાઈમી કુનૂત સાબિત ન હોવાથી સહાબીએ બિદઅત હોવાનો ફત્વો આપ્યો.

હાલાંકે એ દુઆ છે અને દુઆ ઈબાદત અને મુખ્ખુલ ઈબાદાત (ઈબાદાતનું મગ્ઝ) છે. તો શું મઝકુર સહાબી દુઆ અને ઈબાદતના વિરૂદ્ધ હતા ? અને શું વહાબી હતા?

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) એ લોકોને દુઆમાં છાતીથી ઉંચા હાથ કરતા જોઈ ફરમાવ્યું કે દુઆમાં આવી રીતે હાથ ઉંચા કરવા **બિદઅત** છે. રસૂલે ખુદા (સલ.) દુઆ વખતે છાતીથી વધુ હાથ ઉંચા કરતા ન હતા. (મિશ્કાત પાનું ૧૯૬) જુઓ ! દુઆમાં ઈસ્તિસ્કાના ખાસ મૌકા સિવાય આપની આદત શરીફ છાતીથી હાથ ઉંચા કરવાની ન હતી, માટે સહાબીએ તરત જ ટીકા કરતાં **બિદઅત** હોવાનો હુકમ લગાડયો તો શું હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) દુઆ વખતે ખુદાપાકની જનાબમાં હાથ ઉઠાવ્વાના વિરૂદ્ધ હતા ? અને શું આપ વહાબી હતા?

હઝરત ઉમારહ બિન રૂવય્બહ (રદિ.)એ બિશરૂબ્ને મરવાન (રહ.)ને ખુત્બામાં હાથ ઉઠાવી દુઆ કરતા જોઈ બદદુઆ કરી કે ખરાબ કરે અલ્લાહ આ બેઉ નાનકડા નકામા હાથોને, ખુત્બામાં હમોએ આપ (સલ.)ને આ પ્રમાણે હાથ ઉઠાવી દુઆ કરતા જોયા નથી. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૬૭).

જુઓ! સહાબીએ આપ (સલ.) ની આદત વિરૂદ્ધ ખુત્બામાં દુઆ કરતી વેળા હાથ ઉઠાવ્વાને નાપસંદ કરી એની મુખાલિફત અને બદદુઆ કરી, તો શું મઝકૂર સહાબી ખુદાની જનાબમાં હાથ ઉઠાવી દુઆ કરવાના મુન્કિર હતા? અને શું વહાબી હતા? હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.) એ એક માણસને નમાઝથી ફારિગ થયા પહેલાં (કઅદહ)માં દુઆ વખતે હાથ ઉઠાવતા જોઈ તેને કહ્યું કે રસૂલે ખુદા (સલ.) જયાં લગી નમાઝથી ફારિગ નહીં થઈ જતા દુઆમાં હાથ ઉઠાવતા ન હતા. જુઓ! કઅદહમાં દુઆ વખતે આપ (સલ.) થી હાથ ઉઠાવ્વું સાબિત ન હતું, માટે સહાબા (રદિ.) એ વિરોધ દર્શાવ્યો, તો શું એ વહાબી હતા?

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) ના વખતમાં સવારની નમાઝ પહેલાં લોકો મસ્જિદમાં ટોળું વળી બેસતા હતા, અને નમાઝનો ઈન્તેઝાર કરતા હતા, તેમાંનો એક માણસ કહેતો હતો કે (૧૦૦) વખત અલ્લાહુ અકબર પઢો, તેઓ પઢતા, એ જ પ્રમાણે (૧૦૦) વખત લાઈલાહ ઈલ્લલ્લાહ અને (૧૦૦) વખત સુબ્હાનલ્લાહ પઢવા કહેતો, અને તેઓ તેમ કરતા હતા. હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) એ આ જોઈ ફરમાવ્યું કે હે ઉમ્મતે મુહમ્મદ (સલ.)! તમારા ઉપર અફસોસ છે, તમારો હલાક થવાનો સમય કેટલો નઝદીક છે. હજુ તો તમારા નબી (સલ.) ના સહાબહ ઘણાં મવજૂદ છે અને તમારા નબી (સલ.)ના કપડાં હજી બગડયા નથી, અને તેમના વાસણો તૂટયા નથી, અને તમે હમણાંથી બિદઅતો કરવા લાગ્યા? કસમ છે તે ઝાતની જેના કબ્ઝામાં

મારી જાન છે, અગર તો તમે એક એવા દીન પર છો જે મુહમ્મદ (સલ.)ના દીન કરતાં વધારે સીધો છે અથવા તો તમે ગુમરાહીના બારણે પહોંચી ગયા છો જે ખુલનારો છે, તેઓએ જવાબ આપ્યો કે, ખુદાની કસમ અમે આ અમલથી નેકીનો ઈરાદો રાખીએ છીએ. (એટલે નિય્યત અમારી સારી છે.) આપે ફરમાવ્યું કે કેટલાક નેકીનો ઈરાદો રાખનારાઓ એવા છે કે તેમને ખિલાફે સુન્નત હોવાના લીધે નેકી મળતી નથી. (ઈઝાલતુલ ખિફા મકસદ ૧ ફસ્લ ૫ પાનું ૧૩૦)

એઓનો અંજામ (મૌત) ઘણો જ ખરાબ આવ્યો હતો. (હવાલો મઝકુર)

એક રિવાયતમાં છે કે, હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)ને ખબર મળી કે અમુક લોકો મગ્રિબ પછી મસ્જિદમાં ટોળું વળી બેસે છે. તેમાંનો એક માણસ કહે છે કે આટલી વખત અલ્લાહુ અકબર અને આટલી વખત સુબ્હાનલ્લાહ અને આટલી વખત અલ્હમ્દુલિલ્લાહ પઢો ! તે લોકો તે પ્રમાણે પઢતા હતા. તો આપ તેમની પાસે ગયા અને તેમનો આ તરીકો જોઈ કસમ ખાઈને કહ્યું બેશક! તમે લોકો ઘણી તારીક (અંધકાર) બિદઅતમાં મુબ્તલા થઈ ગયા છો ! અગર તો હઝરત રસૂલે ખુદા (સલ.) ના સહાબહ (રદિ.) થી પણ ઈલ્મમાં વધી ગયા છો. પછી તેઓને મસ્જિદમાંથી હાંકી મુકયા. (એઅતિસામ ભાગ ૧ પાનું ૧૬૫) (મજાલસુલ અબ્રાર મજલિસ ૧૮ પાનું ૧૨૫)

શું હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) જેવા જલીલુલ કદ્ર સહાબી તસ્બીહ ખ્વાનીના વિરૂદ્ધ હતા? અને શું વહાબી હતા ?

હદીસમાં છે કે ત્રણ સહાબા (રદિ.) આપ (સલ.)ની ઈબાદતનો હાલ માલુમ કરવા આપ (સલ.) ની "અઝવાજે મુતહહરાત" (પાક બીબીઓ)ની ખિદમતમાં હાજર થયા. આપ (સલ.)ની ઈબાદતનો હાલ માલુમ કરી કહેવા લાગ્યા કે કયાં અમે અને કયાં આપ (સલ.) ? આપની તો આગલી પાછલી બધી ખતાઓ માફ કરી દેવાઈ છે. (માટે વધુ ઈબાદત કરવાની ઝરૂર નથી.) તેઓ પૈકી એક બોલ્યા કે હું તો હમેશા આખી રાત નમાઝ પઢતો રહીશ. બીજા એકે કહ્યું કે હું તો હમેશા રોઝા રાખીશ, કદી છોડીશ નહિં. ત્રીજાએ કહ્યું કે હું કદી શાદી કરીશ નહી. (આઝાદ રહી ખુબ ઈબાદત કરીશ.) આપ (સલ.) તશ્રીફ લાવ્યા અને ફરમાવ્યું કે, તમે આ પ્રમાણે કહેતા હતા ? સાંભળી લો ! ખુદાની કસમ, હું ખુદાપાકથી તમારા બધાથી બહું ડરવાવાળો છું. અને વધુ પરહેઝગાર છું. પરંતુ (નફિલ) રોઝા રાખું છું, અને નથી પણ રાખતો. અને (રાત્રે નફિલ) નમાઝ પઢું છું અને આરામ પણ કરૂં છું તેમજ ઔરતો સાથે નિકાહ પણ કરૂં છું, જેણે મારો તરીકો છોડયો તે મારામાંથી નથી. (સહીહ બુખારી પારો ૨૧ ભાગ ૨ પાનું ૭૫૭)

જુઓ, મઝકુર હદીસમાં આપ (સલ.)એ સહાબા (રદિ.)ને સુન્નત વિરૂદ્ધ વધુ નફિલ રોઝા રાખવાથી મના નથી કર્યા ? અને વધુ નફિલ નમાઝ પઢવાથી નહી રોકયા ? અને વધુ ઈબાદત કરવાના હેતુથી નિકાહ વિના રહેવાની મનાઈ નથી કરી ? શું આપ (સલ.) વહાબી હતા ?

સારાંશ કે સવાલમાં દર્શાવેલ ઝહનિય્યત નાપાક વિચારો, શયતાની દલીલ અને ગુમરાહ કરનાર છે. એઓની મિસાલ ઉધઈ જેવી છે, જેવી રીતે ઉધઈ લાકડાનો નાશ કરી દે છે, બિદઅતીઓ પણ સુન્નત અને નબી (સલ.) ના તરીકાને નાબૂદ કરનાર છે, અને સુન્નત તરીકાને બરબાદ કરી તેની જગ્યાએ શય્યતાનની પસંદ કરેલી બિદઅતોને ફેલાવનારા અને રિવાજ દેનારા છે, ખુદા બચાવે આમીન! ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગુજરાતીમાં કુર્આન શરીફ લખવા વિષે

(૨૦) સવાલઃ ગુજરાતી અક્ષરોમાં પુરૂ કુર્આન શરીફ એવી રીતે લખવામાં આવે છે કે ઝબાન (ભાષા અને તલફફુઝ (ઉચ્ચાર) અરબી જ રહે જેમ કે (**બિસ્મિલ્લાહિ-ર્રહમાન-ર્રહીમ** તો

એમાં કાંઈ વાંધો છે? અભણ માણસો જેઓ અરબીમાં કુર્આન શરીફ પઢેલા ન હોય તેઓ કલામે પાકની તિલાવતના સવાબથી મહરૂમ રહે છે. તેમની સહુલત અને ભલાઈ માટે ઉપર જણાવેલ નમુના પ્રમાણે પુરૂં કુર્આન શરીફ ગુજરાતી અક્ષરોમાં લખવું અને તેમાં તિલાવત કરવું સવાબનું કામ છે કે નહીં? તેનો દલીલો સાથે ખુલાસાવાર જવાબ આપશો.

જવાબઃ- કુર્આન શરીફ ગુજરાતી હરફો (અક્ષરો)માં લખવાથી કુર્આની ''રસ્મે ખત'' (લખાણ પદ્ધતિ) જે કુર્આનનો એક 'રૂકન' છે, એ છુટી જાય છે, અને તહરીફે રસ્મી (પદ્ધતિને બદલવું) લાઝિમ આવે છે. જેનાથી બચવું ઝરૂરી છે, દાખલા તરીકે બિસ્મિલ્લાહને ગુજરાતી અક્ષરોમાં લખવામાં આવે તો લફઝે 'અલ્લાહ' તથા લફઝે 'અર્રહમાન' અને લફઝે 'અર્રહીમ'ની શરૂઆતના બબ્બે હર્ફો (અલિફ અને લામ) લખાણમાં આવશે નહીં એટલે માત્ર બિસ્મિલ્લાહ લખવામાં ૬ અક્ષરોની કમી આવી જાય છે. તો પુરૂં કુર્આન શરીફ લખવામાં કેટલા અક્ષરો લખાણમાં રહી જશે? જો કે મઆની (અર્થ)ની જેમ હુરૂફ પણ કુર્આન હોવામાં શામિલ છે, અને અરબીમાં 'અલિફ લામ મીમ'ના લખાણમાં ત્રણ હરફ આવે છે ત્યારે ગુજરાતીમાં નવ (૯) હરફોથી લખાય છે. આવી રીતે આખા કુર્આનમાં કેટલો વધારો-ઘટાડો થઈ જશે? એ પણ ધ્યાનમાં લેવું જોઈએ. કુર્આની ''રસ્મે ખત'' કયાસી (અનુમાન પર અવલંબિત) નથી.

બલ્કે 'તવ્કીફી' અને 'સિમાઈ' છે. લોહે મહફૂઝમાં લખાયેલા કુર્આનના 'રસ્મે ખત' અનુસાર અને મુનઝઝલ મિનલ્લાહ છે. તવાતુર અને ઈજમાઅથી સાબિત છે, અને એઅજાઝી પણ છે. એમાં કિર્અતે સબ્અહ વિગેરેનો સમાવેશ થાય છે. અને બધી કિર્અતો જારી કરી શકાય છે. એ કમાલ અને ખૂબી ગુજરાતીના લખાણમાં નથી. માટે અરબી લીપીની ઈત્તિબાઅ વાજિબ અને વિરોધ નાજાઈઝ અને હરામ છે. જયારે કલામે પાકની કોઈ આયત કે સૂરત નાઝિલ થતી તો આપ (સલ.) કાતિબુલ વહી (વહી લખનાર)માંથી એકને બોલાવી લખાવતા, અને દરેક શબ્દોનો રસ્મે ખત કાતિબુલ વહીને તઅલીમ ફરમાવતા, જે આપ (સલ.) વહી અને જિબ્રાઈલની મારફત જાણતા હતા. જયારે સિદ્દીકે અકબર (રદી.)ના મુબારક ઝમાનામાં જુદા-જુદા જગ્યાએ લખાયેલી આયતો અને સુરતો કિતાબી સૂરતોમાં એક જગ્યાએ જમા કરવાનું નકકી થયું તો કાતિબુલ વહી (વહી લખનાર) હઝરત ઝૈદ બિન સાબિત (રદી.)એ ઘણી સાવચેતી અને [illegible] સંભાળ સહિત તે જ અસ્લી રસ્મે ખત પ્રમાણે જે આપ (સલ.)ની તઅલીમ મુજબ આપની હાજરીમા લખાયું હતું, પુરૂં કુર્આન લખ્યું, પછી હઝરત ઉસ્માન ગની (રદિ.)એ કુર્આન લખાવ્યું તો તે જ કાતિબુલ વહી હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.)ને એ મહાન ખિદમત સોંપવામાં આવી, જે વખતે પચાસ હઝાર સહાબા (રદી.) મજુદ હતા, માટે આ ''મસ્હફે ઉસ્માની'' ના રસ્મે ખતના ખિલાફ કરવું જાઈઝ નથી, ચારેવ ઈમામ (રહ.)એ રસ્મે ખતને ઝરૂરી માને છે. ખુદાપાકનું ફરમાન છેઃ અમોએ જ કુર્આનને ઉતાર્યું અને અમે જ તેના મુહાફિઝ (નિગેહબાન) છીએ.''(સૂરએ હજર)

મઝકુર ફર્માનમાં માત્ર કુર્આની શબ્દોની હિફાઝતનો વાયદો નથી, બલ્કે અલ્ફાઝ, મઆની અને રસ્મુલ્ખત બધાયની નિગેહબાનીનો વાયદો અને પેશીનગોઈ છે. માટે એના વિરૂદ્ધ કરવું જાઈઝ નથી.

મઆની અને ઉલૂમે કુર્આનીની હિફાઝતમાં ઉલ્માએ દીન મશ્ગુલ છે, તો અલ્ફાઝ, ઈબારત અને તર્ઝે-અદાની નિગેહબાનીમાં હાફિઝો, કારીઓ લાગેલા છે, અને ''રસ્મે ખત'' (લખાણ પદ્ધતિ)ની હિફાઝત કાતિબીને કુર્આન કરી રહ્યા છે. જેની પૈરવી આપણા ઉપર લાઝિમ છે.

(૧) અરબીમાં હે નાની-મોટી હોય છે, જયારે ગુજરાતીમાં હોતી નથી.

(૨) અરબીમાં **કાફ** નાનો-મોટો હોય છે જયારે ગુજરાતીમાં હોતો નથી .

(૩) અરબીમાં **હમ્ઝહ-ઐન** અલગ-અલગ હોય છે. જ્યારે ગુજરાતીમાં અલગ-અલગ હોતા નથી.

(૪) અરબીમાં **તે-તોઈ** માં ફર્ક હોય છે, જ્યારે ગુજરાતીમાં ફર્ક હોતો નથી.

(૫) અરબીમાં **સીન-સ્વાદ** અને **સે** માં ફર્ક હોય છે. જ્યારે ગુજરાતીમાં ફર્ક હોતો નથી.

(૬) અરબીમાં **ઝાલ-ઝુવાદ-ઝે** અને ઝોઈમાં ફર્ક હોય છે. જ્યારે ગુજરાતીમાં ફર્ક હોતો નથી.

મત્લબ કે અરબીમાં જેવી રીતે નાની મોટી **હે** અને નાનો મોટો **કાફ** તથા **ઐન-હમ્ઝહ** અને **તે-તોઈ** અને **સીન, સ્વાદ, સે** અને **ઝાલ, ઝુવાદ....** ઝે, ઝોઈના લખાણ અને ઉચ્ચારમાં દેખીતો ફર્ક છે, એ ફર્ક અને તફાવત ગુજરાતીમાં નથી. અગર કોઈ નિશાનીઓ મુકર્રર કરવામાં આવે તોય પૂરતી નથી. એમાં લખાણની તહરીફ સાથે અદાઈગીમાં દેખીતો ફર્ક આવશે. જેનાથી ઢગલોબંધ ભૂલો થશે અને ખોટા તલફ્ફુઝથી હર્ફો બદલાઈ જઈ મતલબ પણ બદલાઈ જશે. અને સવાબને બદલે અઝાબ અને રહમતના બદલે લઅનતના હકદાર થશે અને મશ્હુર ફર્માન **'રુબ્બ તાલિન લિલ્કુર્આનિ વલ્કુર્આનુ યલ્અનુહ.'**

અર્થાતઃ- 'કેટલાક તિલાવત કરનારા એવા છે કે તેમના ઉપર કુર્આન લઅનત કરે છે' ના પાત્ર બનશે.

હઝરત ઈમામ ઈબ્ને જઝી (રહ.) લખે છે કે, બેશક! જેવી રીતે ઉમ્મતનું કુર્આની મતલબને સમજવું અને તેની સીમા કાઈમ રાખવી ઈબાદત છે તેવી રીતે સહીહ પઢવું અને શબ્દોને તેના તરીકા પ્રમાણે ઠીક-ઠીક અદા કરવું પણ ઈબાદત છે. કુર્આન શરીફ કાબિલ ઉસ્તાદ પાસે સહીહ તલફ્ફુઝ સહિત પઢયા વિના અરબી કુર્આનમાં પણ સહીહ પઢવું મુશ્કિલ છે, તો અજ્ઞાન (અભણ) માણસ ગુજરાતીમાં સહીહ કેમ પઢી શકે? સહીહ પઢવું મુશ્કિલ છે, એનાથી બેહતર તો એ છે કે જે સૂરતો મોઢે સહીહ યાદ હોય તે જ પઢયા કરે, પણ ગુજરાતીમાં પઢે નહી કે ગલત પઢવું હરામ છે. (ઈત્કાન, દુર્રે મુખ્તાર, શામી, ફતાવા ઈબ્ને તૈમિય્યહ, શર્હે જઝરી, મુલ્લાં અલી કારી વિગેરે.) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગુજરાતીમાં કુર્આન લખવા વિષે કંઈક વધુ ખુલાસો

(૨૧) સવાલઃ- આપે ગુજરાતી લીપીમાં લખાયેલા કુર્આન શરીફમાં તિલાવત કરવાની સખ્ત મનાઈ કરતો ફત્વો આપ્યો છે. પરંતુ ગામડાઓમાં ઘણાં લોકો અરબી બિલ્કુલ જાણતા નથી અને ગુજરાતીમાં જ પઢી સવાબના હકદાર બને છે, ગુજરાતી લીપીમાં લખાયેલા કુર્આન શરીફમાં પઢવું હરામ હોવું કઈ હદીસમાં છે? આવી કોઈ હદીસ જોવામાં તો નથી આવી.

જેઓ માત્ર ગુજરાતી જ જાણે છે, જેઓ જનમથી જ ગુજરાતી છે, અને જેઓને અરબી લીપીમાં તઅલીમ મળી નથી અને તઅલીમ મેળવી શકે તેમ પણ નથી, એવા લોકો દરરોઝ સવારમાં તિલાવત કરવાના ખાસ શોખીન તેમજ ટેવાએલા છે તેઓ હવે શું કરે? ખુલાસો કરશો.

જવાબ :- આગલા ફત્વામાં આપની સઘળી શંકાઓના જવાબ આવી જાય છે. કાશ આપે વિચારપૂર્વક ફત્વો વાંચ્યો હોત !

ઈબાદતો અને નેકીના કામો સહીહ અને સ્વીકાર્ય હોવા માટે જ નિયમો અને શર્તો નક્કી કરેલી હોય છે, તે નહી પાળવા અને તેથી વિરૂધ્ધ કરવાથી તે અમલ ફાસિદ અને બાતિલ થઈ જાય છે, વળી કેટલીક વાર ખરાબી અને અઝાબ માટે કારણરૂપ પણ બની જાય છે. હક તઆલા ફરમાવે છે :-"ફવય્લુલ લિલ્મુસલ્લીન-લ્લઝીન હુમ અન સલાતિહિમ સાહુન."

અર્થાત :- તે નમાઝીઓ માટે મોટી ખરાબી છે. જેઓ પોતાની નમાઝથી બેખબર છે. (સૂરએ માઉન.)

હદીસમાં છે કે આપ (સલ.)એ ફરમાવ્યું, "અમુક માણસો ૬૦ વર્ષ સુધી નમાઝ પઢતા રહે છે, પણ તેમની એક પણ નમાઝ મકબુલ હોતી નથી. કારણકે જો રૂકૂઅ બરાબર અદા કરે છે તો સિજદો ઠીક રીતે કરતા નથી યા સિજદો બરાબર કરે છે તો રૂકૂઅ કાયદેસર નથી કરતા."

એક હદીસમાં છે કે આપ (સલ.) એ એક નમાઝીને રૂકૂઅ-સિજદા કાયદેસર કરતો ન હતો તેને જોઈ ફર્માવ્યું. "લવ માત હાઝા અલા હાલતિહી હાઝા માત અલા ગય્રિ મિલ્લતિ મુહમ્મદિન (સલ.)"

અર્થાત :- જો આ નમાઝી આ હાલતમાં જ મરણ પામત તો મુહમ્મદ (સલ.) ના દીન પર મરણ પામત નહી .

એક રિવાયતમાં એવા નમાઝીઓના હકમાં જેઓ શરઈ ઉઝર વિના મસ્જિદ છોડી પોતાના ઘરમાં જ નમાઝ પઢવા ટેવાયલા છે તેમને **'લઝલલ્તુમ'** એટલે 'અલ્બત્ત તમે ગુમ્રાહ થઈ જશો, કહેવામાં આવ્યું છે. (મિશ્કાત શરીફ વિગેરે)

જુઓ! મઝકૂર ઉદાહરણોમાં નમાઝના ધારા ધોરણ અને તેને પરિપૂર્ણ કરાવ્વાની શર્ત વિરૂધ્ધ નમાઝ પઢનાર માટે કેટલી સખ્ત વઈદો આવી છે. તિલાવતે કુર્આન પણ એક મોટી ઈબાદત અને ઘણાં સવાબનું કામ છે. આવા કામમાં બેદરકારી અને ગફલત વર્તી, તેને કાયદા કાનૂન વિરૂધ્ધ ખોટી રીતે પઢનાર પણ ગુનેહગાર અને વઈદને પાત્ર છે.

'ફતાવા બઝ્ઝાઝિયહ'માં છે; કુર્આન ગલત અને બે કાયદા પઢવું મઅસિય્યત (ગુનાહ) છે, અને તિલાવત કરનાર તેમજ સાંભળનાર બંને ગુનેહગાર છે. (ભાગ-૩ પાનું-૩૭૯)

કુર્આન મજીદ ખાલિસ અરબી અને અત્યંત ફસીહ-બલીગ અરબી ભાષામાં ઉતર્યું છે. માટે તે ભાષાના નિયમો, તેની વિશિષ્ટતાઓ અને તેના ઉચ્ચારનો ખ્યાલ રાખવો જરૂરી છે. ફર્માને ખુદાવંદી છે, "વરત્તિલિલ કુર્આન તરતીલા" અર્થાતઃ- "કુર્આનને ઝરૂર તરતીલની સાથે પઢો !"

"તરતીલ"નો ભાવાર્થ હઝરત અલી (રદી.) એ ફર્માવ્યો છે, "હર્ફોને તજવીદ એટલે તેના મખરજ (હર્ફ નિકળવાની જગ્યાથી) અને સિફતો સહિત અદા કરવું, તેમજ વકફ (થોભી જવા)ની જગ્યા અને તેના કાનૂનો જાણી તે મુજબ અમલ કરવું તરતીલ છે." (શર્હે જઝરી)

એટલા માટે અલ્લામહ જઝરી (રહ.) એક શેઅરમાં (અરબીમાં) ફર્માવે છે.

'વલ્અખ્ઝુ બિત્તજવીદિ હત્મુલ લાઝિમુન
મન લમ યુજવ્વિદિલ કુર્આન આસિમુન

તજવીદનું શીખવું એટલે કુર્આનને સહીહ પઢવાના નિયમો જાણવા અને તેને ધારણ કરવું, તે પર અમલ કરવો ઝરૂરી અને આવશ્યક છે. જે માણસ કુર્આને મજીદને સહીહ રીતે તેમજ કાયદાનુસાર નહી પઢે તે ગુનેહગાર છે. (શર્હે મુલ્લાં અલી કારી પાનું-૧૯)

સ્પષ્ટ છે કે કુર્આન શરીફ અરબીમાં કોઈ નિષ્ણાંત પાસે સહીહ પઢયા વિના, ગુજરાતી કુર્આનમાં સહીહ અને કાનુનસર પઢવું મુશ્કિલ છે. પઢનાર ઢગબંધ ભૂલોનો ભોગ બની ફર્માને નબવી....**'રૂબ્બ કારિઈલ લિલ્કુર્આનિ વલ્કુઆનુ યલ્અનુહુ'**

અર્થાત :- 'કેટલાક કુર્આન પઢનારા એવા છે કે કુર્આન તેમના ઉપર લઅનત કરે છે. (અલ-અકદુલ ફરીદ)' અનુસાર કુર્આની લઅનત અને ફિટકારના પાત્ર બનશે.(ખુદાવંદે કરીમ એનાથી

બચાવે, આમીન.)

આવા જ સંજોગો માટે કહેવામાં આવ્યું છે :-

**ગર તુ કુઆં બદી નમ્ત ખ્વાની**
**બેબરી રબ્નકે મુસલમાની**

અર્થાત :- જો તુ આવી રીતે ગલત-સલત કુર્આન પઢે છે, તો ખરેખર મુસલમાનીની રોનક નષ્ટ કરે છે.

જેઓ ગુજરાતમાં જનમ્યા છે અને ગુજરાતી જ જાણે છે, તેમના માટે અરબી પઢવું મુશ્કિલ છે. આ વાત કેટલી સાદી છે. શું અન્ય ભાષા વિષે પણ આ દલીલ કરી શકો છો કે માત્ર અરબી ભાષા વિષે જ આ દલીલ રજુ કરવામાં આવે છે? ઝરા વિચાર તો કરો, દાખલા તરીકે અંગ્રેઝી ભાષાને લ્યો, શું એના માટે પણ આ દલીલ બંધ બેસતી આવશે ? ખરેખર નહી જ ! અહીં તો પરિસ્થિતિ ઉલ્ટી છે, કયાં એક તરફ અરબી શીખવું મુશ્કિલ અને બીજી બાજુ ભાષા શીખવી તો શું પણ એ ભાષાવાળા (અંગ્રેઝો)ના રંગે રંગાઈ જવું પણ મુશ્કિલ રહેતું નથી, બલ્કે સરળ થઈ પડે છે. ઝરા માર્ગનો તફાવત તો જુઓ! માટે આવા બહાના કરો નહી ! જયારે હુઝુર (સલ.) બારગાહે ખુદાવંદીમાં ફરયાદ રજુ કરશે કે :- **યા રબ્બિ ઈન્ન કવમિ-ત્તખઝુ હાઝલ કુર્આન મહજૂરા'**

એટલે કુર્આન ઉપર અમલ કરવું તો દુર રહ્યું. સહીહ પઢવાની પણ કોશીશ કરી નહીં, આ ફરયાદ થશે ત્યારે શી હાલત થશે ?

કુર્આન શરીફ અરબીમાં જ પઢવા પ્રયત્ન કરો, આપણા નબી અરબી, કુર્આન અરબી અને જન્નતની ઝબાન પણ અરબી, માટે અરબીથી પ્રેમ રાખવો ઝરૂરી છે. મસ્જિદના ઈમામ સાહબ પાસે દરરોઝ થોડું-થોડું શીખવા પ્રયાસ કરો ! હદીસમાં છે કે ખુદાપાકે ફરમાવ્યું; **કુર્આનની તિલાવતમાં પરોવાએલા રહેવાના કારણે મારો ઝિક્ર કરવા અને દુઆ માંગવાનો સમય મળતો ન હોય તેને હું દુઆ માંગનારાઓથી વિશેષ આપીશ.** (મિશ્કાત શરીફ પાનું-૧૮૬)

મોટી ઉમરના લઈ જેના માટે અરબી શીખવું અશકય હોય તો જે સુરતો પોતાને યાદ હોય તેની જ વારંવાર તિલાવત કરતો રહે, પણ ગુજરાતી લીપીવાળા કુર્આનમાં તિલાવત કરે નહી, કારણ કે ગુજરાતીમાં સહીહ પઢવું મુશ્કિલ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**હૈઝવાળી ઔરત સાથે સોહબત કરનાર માટે શું વઈદ છે ?**

(૨૨) સવાલ :- એક હદીસ જોવામાં આવી છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે હૈઝવાળી બાઈ સાથે સોહબત કરે તે અર્ધો દીનાર ખૈરાત કરે. (મિશ્કાત) આથી સમજાય છે કે હૈઝની હાલતમાં સોહબત કરવી હોય તો અર્ધો દીનાર આપી સોહબત કરી શકે છે. માટે એનો ખુલાસો કરી આભારી કરશો.

જવાબ :- આપે હદીસની જે મત્લબ કાઢી છે કે, હૈઝની હાલતમાં સોહબત કરવી હોય તો અડધો દીનાર (ખૈરાત) આપી કરી શકે છે, સદંતર ગલત છે. અડધો દીનાર ખૈરાત કરવું ફીસ તરીકે નથી, બલ્કે દંડ રૂપે છે. અને ખુદાના ગઝબથી બચવા માટે છે. ફિકહની કિતાબોમાં છે કે અગર કોઈ રમઝાનુલ મુબારકમાં રોઝાની હાલતમાં સોહબત કરે તો કફફારો આપવો લાઝિમ છે. એનો એ મત્લબ તો નથી કે રોઝાની હાલતમાં સોહબત કરવી હોય તો કફફારો આપી સોહબત કરી શકે છે ! સૌ કોઈ જાણે છે કે હૈઝની હાલતમાં સોહબત કરવું હરામ છે અને ઘણું જ ગંદુ અને બહું સખ્ત ગુનાહનું કામ છે, અને હુરમત કુર્આનથી સાબિત છે. ખુદાપાક ફર્માવે છે

:- 'યસ્અલૂનક અનિલ મહીઝ, કુલ હુવ અઝન ફઅતઝિલુ-ન્નિસાઅ ફિલ મહીઝિ વલા તકરબુહુન્ન હત્તા યત્હુર્ન.' અર્થાત :- (હે નબી) લોકો તમને હૈઝનો હુકમ પુછે છે. આપ કહી દો કે તે ગંદી વસ્તુ છે. હૈઝની હાલતમાં તમે સ્ત્રીઓથી દૂર રહો અને જયાં લગી તેઓ પાક નહીં થઈ જાય તેઓથી સોહબત કરવી નહી! (સુરએ બકરહ) હદીસોમાં પણ એની સખ્ત મનાઈ આવી છે. મિશ્કાત શરીફમાં છે; આપ (સલ.) એ ફરમાવ્યું કે જે માણસ હૈઝવાળી સ્ત્રી પાસે અથવા સ્ત્રીના પાછળના રસ્તે અથવા કાહિન પાસે આવે તે દીને મુહમ્મદીનો મુન્કિર છે. (પાનું-૫૬)

ફિકહની કિતાબોમાં પણ સાફ હરામ લખ્યું છે.

'માલાબુદ્દ મિન્હુ' ના શબ્દો વાંચો :- વ જિમાઅ દર હૈઝ વ નિફાસ હરામ-સ્ત,

અર્થાત :- હૈઝ અને નિફાસની હાલતમાં સોહબત કરવું હરામ છે. (પાનું-૧૭)

એટલું જ નહી બલ્કે ડુંટીથી ગુંઠણ લગી તેણીના શરીરને જોવું અને હાથ લગાડવું પણ દુરૂસ્ત નથી અને ફુકહા (રહ.) એ આ પણ ચોખવટ કરી છે કે હલાલ સમજી સોહબત કરશે તો કાફિર થઈ જશે. (ફત્હુલ કદીર ભાગ-૧ પાનું-૧૧૫)

અગર કોઈ બદનસીબથી આ કબીરો ગુનોહ થઈ જાય તો ખુદાપાકની જનાબમાં સાચા દિલથી આજિઝી અને તવ્બહ, ઈસ્તિગફાર કરવું વાજિબ છે. એ ઉપરાંત હૈસિયત પ્રમાણે સદકો-ખૈરાત પણ કરે કે ખુદાનો કાનૂન તોડવા અને મોટો ગુનોહ કરવાથી ખુદાનો ગઝબ જોશમાં આવે છે તે સદકો કરવાથી દુર થઈ જાય, એક હદીસમાં છે કે જયારે લાલ લોહીમાં (હૈઝની શરૂઆતમાં) આ ગંદુ કામ બને તો એક દીનાર સદકો કરે, અને પીળા લોહીમાં (એટલે છેલ્લા દિવસોમાં બને તો અડધો દીનાર આપે. (તિરમિઝી શરીફ ભાગ-૧ પાનું-૨૦)

સુચના :- એક દીનાર સાડા ચાર માશા સોનાનો હોય છે .

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અખ્બારોની ખરીદી બાબત શરઈ હુકમ

(૨૩) સવાલ :- દૈનિકો, સાપ્તાહિકો તથા માસિકો વિગેરે અખ્બારોની ખરીદારીનો શું હુકમ છે ? શંકાનું આ કારણ છે કે પર્ચાઓની સંખ્યા નકકી નથી. વળી પૃષ્ઠો કેટલાં તે નકકી હોતાં નથી, તેમજ અખ્બારની લંબાઈ, પહોળાઈ અને કદ પણ નકકી નથી કે લેખો અને સમાચારો કેટલા પૃષ્ઠોમાં હશે અને માલિકના લાભવાળા ઈશ્તિહારો કેટલાં પૃષ્ઠોમાં આવશે ? ખાસ અંકો કેટલા હશે ? રજાઓના લીધે કેટલા અંક બંધ રહેશે ? વિગેરે વિગતો 'મજહુલ' (અચોકકસ) હોય છે ! માટે ખુલાસાની જરૂરત છે.

જવાબ :- પેપરો તથા માસિકોની ખરીદારી જાઈઝ છે, એ પ્રકારની 'જહાલત, ઝઘડાનું કારણ બનતી નથી 'બય્અ'ને ફાસિદ કરવાવાળી જહાલત અચોકકસતા છે જેનાથી નિઝાઅ અને ઝઘડો ઉત્પન્ન થતો હોય. (હુજજતુલ્લાહિલ બાલિગહ ભાગ-૨ પાનું-૩૨૫) (ફત્હુલબારી શર્હે બુખારી ભાગ-૩ પાનું ૨૫૯) શામી વિગેરે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અખ્બારોની લાઈફ મેમ્બરી બાબત.

(૨૪) સવાલ :- અખ્બારીની લાઈફ મેમ્બરી વિષે ખુલાસાવાર જવાબ આપી આભારી કરશો ! ઉર્દુમાં બુર્હાન, અલ્હરમ, સિદક વિગેરે અને ગુજરાતીમાં વોહરા સમાચાર, ઈન્સાન, પય્ગામ, વિગેરે ઈલ્મી, મઝહબી તથા ઈસ્લાહી માસિકો પોતાના કાર્યાલયો તથા પર્ચાઓની પ્રબળતા અને પાયદારી માટે મદદ મેળવવાના હેતુથી લાઈફ મેમ્બરો બનાવે છે, અને પોતાના મેમ્બરોની સેવામાં ઉપકારના

બદલા તરીકે જીવન પર્યંત પર્ચો મોકલતા રહે છે.

"પય્ગામે તો પોતાના સભ્યોના બે દરજ્જા રાખ્યા છે કે જેથી તેના મિત્રો અને શુભેચ્છકો પોત-પોતાની હૈસિય્યત અનુસાર સહાય કરી શકે. વળી 'પય્ગામે' પોતાની અપીલોમાં 'મદદ' 'ઉપકાર અને ઉપકારના બદલા'ની સ્પષ્ટતા પણ કરી છે. જેમકે લખ્યું છે કે :- "પય્ગામને રૂપીઆ એકસો યા તેથી વધુ રકમ આપનાર ગૃહસ્થ તેના મુરબ્બી સભ્ય ગણાંશે, અને રૂપીઆ પચાસ યા તેથી વધુ રકમ આપનાર તેના સહાયક સભ્ય ગણાંશે. અને તેમણે મારા ઉપર કરેલા એ ઉપકાર બદલ મારા તરફથી 'પય્ગામ' જીવન પર્યંત તેમની સેવામાં રજુ થતું રહેશે, ઈન્શાઅલ્લાહ !

હક તઆલા પ્રત્યેક શકિતશાળી પય્ગામ ચાહકને બનતી મદદ કરવાની તવ્ફીક આપે અને તે મદદ કરનારાઓને જઝાએ ખૈર અર્પે. આમીન.

એના કેટલાક સહાયકોએ પચાસથી વધારે રકમ, અને કેટલાક મુરબ્બીઓએ દોઢ-સોથી ત્રણસો સુધી રકમો અર્પી છે. એ સૌની સેવામાં એમના દરજાના ફર્કને લક્ષમાં લીધા સિવાય, માત્ર એક જ પર્ચો મોકલવામાં આવે છે, વળી કેટલાક સભ્યોને કોઈ બીજા કારણસર પર્ચો જાય છે, તેમને પણ બીજો પર્ચો માકલવામાં આવતો નથી. કેમકે તેમના હકમાં એ કોઈ નવી વસ્તુ નથી. વળી ન તેઓ માંગણી કરે છે ! વળી એવા અનેક સભ્યો પર્ચા પણ મોકલવાનું ના કહે છે ! તો એ પ્રકારે લાઈફ મેમ્બર, સહાયક, મુરબ્બી અને મુહસિન બનવું, બનાવ્વું અને એ શિર્ષકથી મદદની રકમ લેવી-દેવી શરીઅતની રૂએ જાઈઝ છે કે નહી ?

વળી કેટલાક એઅતિરાઝ કરનારાઓનો દઅવો છે કે જાઈઝ નથી ! એ જુગાર અને બય્એ ફાસિદની સુરત છે. ! કેમકે એમાં મીઆદ (જીવન પર્યંત) તથા 'મબીઅ' (પર્ચાઓ) 'મજહુલ' કિંવા અચોકકસ છે, જેથી એ ઈમ્દાદ અને અતિય્યહની સૂરત નથી હોય શકતી ! કેમકે (૧) કાર્યાલય બંધ થઈ જવા પર સભ્યો શિકાયત કરશે, (૨) કાર્યાલય બંધ થયા પછી જો મેમ્બકાર ફીસ પાછી આપવામાં આવશે લઈ લેશે અને ઈન્કાર કરશે નહી. (૩) પર્ચો નહી દેવામાં આવે તો માંગણી કરવામાં આવશે ! (૪) પર્ચો રકમનો જ બદલો છે ! જો અતિય્યો હોત તો રકમ આપતા પહેલાં કેમ આપવામાં આવતો ન હતો ? વિગેરે ! મહેરબાની કરીને આ શંકાઓને લક્ષમાં રાખીને જવાબ આપશો.

જવાબ :- પૂછેલી સૂરતમાં જયારે કે 'લાઈફ મેમ્બર' અને 'સહાયક' તથા 'મુરબ્બી' બનવા-બનાવવા તથા ફીસની રકમ આપવા તથા લેવાવાળાઓની નિય્યત મદદ, સહાયતા અને અતિય્યહની હોય છે, પરસ્પર બદલો અને નફાખોરી મકસદ હોતો નથી. અને પર્ચો (અખ્બાર) એહસાનના બદલામાં એઅઝાઝી રીતે પેશ કરવામાં આવે છે, એ સૂરત (બિલા શુબહ) શંકા વગર જાઈઝ છે, એ સુરત જુગાર અથવા 'બય્એ-ફાસિદ'ની નથી.

'જુગારમાં લોકો પાસેથી તેમના માલોને છીનવી લેવાનું હોય છે, જેનો આધાર 'અજ્ઞાનતા અને લાલચ' તથા 'પ્રપંચ' અને 'બાતિલ આરઝુ' પર છે અને તેને સામાજિક-વ્યવહાર તથા 'સહકાર્યતા'માં કંઈ પણ દખલ નથી ! નુકસાન ઉઠાવ્નાર અગર ચુપકીદી ધારણ કરે છે તો ક્રોધ અને નિરાશાની હાલતમાં કરે છે અને જીતવાવાળાને ખુશી તથા લઝઝત પ્રાપ્ત થાય છે!

(હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ-૨ પાનું-૩૧૭)

અહિંયા ન તો નુકસાનનો વહમો ગુમાન છે, ન ખોટનો ખ્યાલ, ન તો બાતિલ આરઝુ હોય છે, ન ફરેબનો અંશ માત્ર પણ ! અહિંયા તો ઈમ્દાદ અને અતિય્યહને કબુલ કરી લેવું અને તેનું કારે-ખૈરમાં લાગી જવું તથા ઈદારા (કાર્યાલય)ની પ્રગતિ અને અસ્તિત્વનો ઝરીઓ બની

જવું જ અસલ કામ્યાબો છે. અહીંયા કોઈની હાર થતી નથી ! જયારે એમાં જુગારનું બાહ્ય સ્વરૂપ પણ નથી, ન જુગારની નિય્યત છે બલ્કે અતિય્યહ છે, ઈમ્દાદ છે, તો પછી એને જુગાર કઈ રીતે કહી શકાય?

વળી એ સુરત 'મુબાદલતુલ માલિ બિલ્માલિ બિતરીકિલ ઈકતિસાબ' યઅની વેપારની પદ્ધતિએ માલના બદલે માલ આપવાની પણ નથી કે જેથી મઆમલો ખરીદ-વેચાણનો થઈને બય્અ ફાસિદ અને નાજાઈઝ ઠેરવ્વામાં આવે ! **'બય્અ'** ની વ્યાખ્યામાં કહેવામાં આવ્યું છે કે "શરીઅતમાં **'બય્અ'** તેને કહે છે કે આપસમાં એક વસ્તુને તેવી જ બીજી વસ્તુથી બદલ્વામાં આવે , ખાસ તરીકાથી યઅની 'ઈજાબ' અને 'કબૂલ' થી અથવા 'તઆતી'થી (યઅની શાબ્દિક ઈજાબો-કબુલ વગર એક બીજાને વસ્તુ અને કીમત આપી દેવાથી) તો એ વ્યાખ્યામાંથી "તબર્રૂઅ મિનલ જાનિબૈન" અર્થાત :-પરસ્પર એક બીજાને બદલા વગર એહસાનના તરીકાથી દેવું ખારિજ થઈ ગયું અને બદલાની શર્તવાળો 'હિબહ' પણ બય્અની વ્યાખ્યામાંથી નિકળી ગયો." (દુર્રે મુખ્તાર તથા શામી, ભાગ-૪ પાનું-૪-૫)

**'બય્અ'** ની ઓળખમાં કહેવામાં આવ્યું છે કે શરીઅતમાં 'બય્લ' નામ આવ્યું ઈજાબ અને કબૂલનું, એવા બે માલોમાં, જેમનામાં 'હિબહ'નો ભાવાર્થ ન હોય, આ કૌલ ઈરાકના ફુકહાઓનો છે, જેવા કે શૈખ અને તેમના સાથીઓનો અને કહેવામાં આવ્યું છે કે શરીઅતમાં **'બય્અ'** નામ છે એક માલ બીજા માલ સાથે બદલો કરવાનું, હિબહના તરીકાથી નહીં, (બલ્કે વેપારના તરીકા પર) અને એ કૌલ ખુરાસાનના ફુકહાઓનો છે જેવા કે સાહિબ હિદાયહ વિગેરે.

(જવ્હરહ ભાગ ૧ પાનું ૧૮૭)

ઉપરના હવાલાઓથી પુરવાર થાય છે કે પૂછેલી સૂરત **'બયઅ'** ની વ્યાખ્યામાં આવી જ શકતી નથી.

મેમ્બર ફીસ માસિક યા અખબારનું લવાઝમ બન્નેવ કીમત નથી, અતિય્યહ છે અને એ બન્નેવમાં ખુલ્લો ફર્ક છે, લવાઝમ તો માસિક બંધ થઈ જવાથી પાછું લેવામાં આવે છે, પણ મેમ્બર ફીસની માંગણી કરવામાં આવતી નથી, કેમકે એ અતિય્યહ છે કદાચ કોઈ માંગણી કરે તો તે ગૈર દસ્તૂરી, ગેર અખ્લાકી અને 'રૂજુલ અનિલ હિબહ' યઅની હિબાહથી રૂજુઅ કરવાની કિસમમાંથી ગણાશે!

લાઈફ મેમ્બરી એ શિર્ષક છે, મકસદ ઈમ્દાદ અને સહાયતા છે, અને "અલ્ઈબ્રતુ લિલ્મઆની લા લિલ્અલ્ફાઝ" (દુર્રૂલ મુન્તકા) અને "અલ્ઈબ્રતુ ફિલઉકુદિ લિલ્મઆની" (હિદાયહ) યઅની મુઆમલામાં એઅતિબાર મઆની (ભાવાર્થ)નો થાય છે, શબ્દો અને શિર્ષકનો એઅતિબાર થતો નથી ! !

વળી લાઈફ મેમ્બરી એક એઅઝાઝી (માન્ય) વસ્તુ છે, જેનાથી મુરાદ દાઈમી સરપરસ્તી છે, કૌમી અને મઝહબી, ઈસ્લાહી સંસ્થાઓ **'અન્જુમને ઈસ્લામ'** તથા **'મેહફિલે ઈસ્લામ'**ના પણ લાઈફ મેમ્બરો હોય છે, તેમની પાસેથી મોટી રકમો વસુલ લેવામાં આવે છે, તેમના માટે સામાન્ય મેમ્બરોની જેમ વાર્ષિક મેમ્બરો ફીસની રકમ આપવાની અને મેમ્બરીના [illegible] જરૂરત હોતી નથી. એ સાહિબોને સંસ્થાના દાઈમી સભ્ય અને સહાયક તથા સરપરસ્ત [illegible]માં આવે છે, તેમના માટે સન્માન હોય છે, તેમના હકો પણ પ્રમાણમાં વધારે હોય છે એ કાર્ય પદ્ધતિથી સંસ્થા માટે સહાય અને ચંદો પ્રાપ્ત કરવામાં આવે છે, એ જ તરીકો અમુક દીની, ઈલ્મી અને ઈસ્લાહી માસિકોએ પણ ગ્રહણ કર્યો હોય છે, અને તે જ લોકો લાઈફ મેમ્બર, સહાયક તથા મુરબ્બી વિગેરે ખુસુસી મેમ્બર બને છે, જેમને કાર્યાલય સાથે હમ્દર્દી હોય છે યા કાર્યાલય વાળા સાથે ખાસ સંબંધ હોય

છે, એ મેમ્બરો સખી વજુદો, દીનદારો, આલિમો અને ઈલ્મ પ્રેમાઓમાંથી બનેલા હોય છે તેમની સેવામાં તેમની હયાતી સુધી અથવા સંસ્થા અને કાર્યાલયના અસ્તિત્વ સુધી અહેસાનના બદલા તરીકે અને ભેટ તરીકે માસિક મોકલવામાં આવે છે, કેમકે એ તેમની નૈતિક ફરજ છે. અને જેની હિદાયત હદીસ શરીફમાં આવી છે ''મન ઉઅતિય અતાઅન ફવજદ ફલ યજઝિ બિહી વમન લમ યજિદ ફલયુસ્નિ ફઈન્ન મન અસ્ના ફકદ શકર, વમન કતમ ફકદ કફર'' (મિશ્કાત પેજ ૨૬૧) યઅની જેને વસ્તુ અર્પણ કરવામાં આવે, અને તેની પાસે કાંઈ ચીઝ મવ્જુદ હોય તો તે તેના બદલો આપે, અને જેની પાસે કંઈક ન હોય તો તેની પ્રશંસા કરે. જો તેણે તેની પ્રશંસા કરી તો તેણે તો શુક્ર અદા કર્યો અને જેને તેણે છુપાવ્યું તો તેણે નાશુક્રી કરી !

એ સુરત એક બીજા તરફથી **હિબહ, ઉપકાર** અને **ઉપકાર વિનિમયની** છે, યઅની એક બીજાને બદલાની શર્ત વગર એહસાન તથા એહસાનના બદલાના તરીકા પર અતિય્યહ દેવા અને ઈદારા અને સાહિબે ઈદારાને ઈમ્દાદ કરવાની એક હિતકર અને પ્રશંસા પાત્ર તમદદુની તથા તઆવુની સુરત છે! હિબહની વ્યાખ્યા આ છે કે ''તમ્લીકુલ અય્નિ મજજાનન અય બિલા ઈવજિન લા અન્ન અદમલ એવજિ શર્તુન ફીહી'' યઅની કોઈ વસ્તુનું મફત અને બદલાની શર્ત વગર માલિક બનાવી દેવું છે, એમ નહી કે બદલો નહી દેવો હિબહમાં શર્ત હોય ! (દુર્રે મુખ્તાર) વળી અપીલમાં અને પ્રશ્નમાં **''ઉપકારના બદલા''** ના જે શબ્દો લખાયા છે તેથી એમ સમજી લેવાનું નથી કે ''બદલાની શર્તવાળા હિબહ''ની છે ! જેના માટે શરૂમાં **હિબહ**નો અને અંતમાં એ સુરત **બય્અ**નો હુકમ લાગુ પડે છે ! કેમકે અગર ઉર્ફને શર્તનો હુકમ લાગુ પાડીને ''બદલાની શર્તવાળી હિબહ'' માની પણ લેવામાં આવે તો પણ એ મઆમલો જાઈઝ અને **હિબહ** સહીહ છે! કેમકે બદલાની અજ્ઞાનતા અને અચોકકસતાને લીધે બદલાની શર્ત બાતિલ અને **હિબહ** સહીહ થઈ જાય છે, જેમકે 'વ કય્દુલ એવઝિ બિકવ્નિહિ મુઅય્યન લિઅન્નહુ લવ કાન મજહુલન બતલ ઈશ્તિરાતુહુ ફયકૂનુ હિબતન ઈબ્તિદાઅન વ ઈન્તિહાઅન! (દુર્રે મુખ્તાર તથા શામી ભાગ -૪ પાનું-૭૧૫)

યઅની મુસન્નિફ (રહ.)એ બદલામાં ચોકકસતાની કૈદ લગાવી કે જેથી અગર બદલો મજહુલ (અચોકકસ) હોય તો બદલાની શર્ત લગાવ્વી બાતિલ થઈ જશે, અને બદલાની અચોકકસતાની સુરતમાં શરૂઆત અને અંત બન્નેવ એઅતિબારથી હિબહ ગણાંશે, નહીં કે બય્અ! યઅની લાઈફ મેમ્બરની ફીસ હિબહ ગણાંશે, અને માસિક આપવાની શર્ત બાતિલ થશે, જયારે કે બદલાની શર્તવાળો હિબહ માની લેવામાં આવશે તો!

બહરહાલ પ્રત્યેક બદલો 'બય્અ' હોય એ ઝરૂરી નથી, જેમકે દીની તથા ઈલ્મી ઈદારાઓમાં લાઈફ મેમ્બરો તથા દાઈમી સરપરસ્તોને કંઈને કંઈ હકો પ્રાપ્ત હોય છે. જે બાહ્ય રીતે જોતાં મેમ્બરશીપ ફીસના પ્રતાપે જ હોય છે, લેખક અને ફત્વા લખનારની સેવામાં પણ માસિક યા અખ્બાર નિયમિત મોકલવામાં આવે છે, એ પણ બાહ્ય દ્રષ્ટિએ જોતાં લેખ અને ફત્વાની જ બરકત છે! મજલિસે ઈસ્તિકબાલિયહના વિશિષ્ઠ સભ્યો માટે જેમણે ચંદા ફીસની રકમ પેટે મોટી રકમો (૧૦૦, ૨૦૦, ૫૦૦, ૧૦૦૦) અર્પણ કરી હોય છે ખાવા પીવા, રહેવાની વ્યવસ્થા સ્વાગત સમિતિ તરફથી કરવામાં આવે છે, તે પણ બાહ્ય રીતે જોતાં મોટી રકમના પ્રતાપે જ હોય છે, છતાં એ બધા સૂરતો ખરીદ-વેચાણના અકદમાં ગણવામાં આવતી નથી, પરસ્પર ઉપકાર અને ઉપકાર વિનિમયમાં ગણાય છે, એ જ હકીકત લાઈફ મેમ્બર વિગેરેની સમજાય છે. 'તબર્રૂઅ' (હદયહ અને એહસાન) ના અમુક પ્રકાર છે, એક તો સદકો છે જયારે તેનાથી હક તઆલાની ખૂશ્નદી મકસૂદ હોય અને બીજો હદિયો છે. જયારે કે તેની સાથે તે શખ્સને પણ ખુશ કરવો હોય જેને તે ચીઝ આપવામાં આવી છે!!

ખુલાસો આ કે લાઈફ મેમ્બરીની સુરત સોદાબાઝી અને વ્યાપારી નથી જેમ કે કહેવામાં આવ્યું છે. વળી લાઈફ મેમ્બરોને તેમના ઉપકારના બદલામાં જે ભેટ આવે છે તે અર્પણ કરવામાં આવેલી રકમના મુકાબલામાં બહું જ મામુલી હોય છે. દાખલા તરીકે વોહરા સમાચારનું લવાજમ બે રૂપીયા છે અને લાઈફ મેમ્બર ફીસ સો રૂપીયા, જેને વસુલ કરવા માટે ૫૦ વર્ષ જોઈએ! પ્રથમ તો પચાસ વર્ષ સુધી પર્ચાનું જારી રહેવું નવીનતામાંથી છે, અને જો જારી રહે તો ખુદ મેમ્બરનું ત્યાં સુધી જીવંત રહેવું એ અજાઈબાતમાંથી ગણાશે. કેમ કે ચાલીસ-પચાસ વર્ષની વયે મેમ્બર બન્યા પછી બીજા પચાસ વર્ષ જીવતા રહેવાની આશા રાખવી મુશ્કિલ છે, તો જયારે અસલ રકમ વસુલ કરવામાં મુશ્કેલી છે, તો નફો કેવી રીતે વસુલ કરશે? સવાલમાં દર્શાવ્યા પ્રમાણે 'પય્ગામ'ને પણ પાંચ રૂપિયા લવાઝમ છતાં પચાસથી લઈને ત્રણસો સુધી રકમો મળી છે, છતાં તે પ્રત્યેકને માત્ર એક જ અંક મોકલે છે. હાલાંકે વ્યાપારી દ્રષ્ટિબિન્દુ હોત તો પચાસવાળાને એક, સો આપનારને બે અને ત્રણસો આપનારને છ પર્ચા દર મહિને આપવા પડયા હોત, અને રકમ આપનારે પણ ખરીદ વેચાણનું વ્યાપારી લક્ષ રાખ્યું હોત તો પચાસ જ રૂપિયા કેમ ન આપત? પંચોતેર, સો, દોઢસો અને ત્રણસો શા માટે આપત? પણ તેનો મકસદ વેપાર નથી. બલ્કે ઈમ્દાદ છે, એ જ કારણ છે કે સરકારી કાગળ પર કોઈ લખાણ પણ કરવામાં આવતું નથી, હાં, જે રીતે માસિકનો ખરીદાર વાર્ષિક લવાઝમ અદા કરી એક વર્ષ માટે રિસાલો પોતાના નામે જારી કરાવે છે, તે જ પ્રમાણે લાઈફ મેમ્બર વિગેરે પણ એક નિયુકત રકમ લવાઝમ તરીકે ભરતો હોત અને તેનો મૂળ હેતુ માસિક હોત તો બેશક તેની યા માસિકની ઉમ્ર અચોકકસ હોવાને લીધે એ સુરત ખરીદ-વેચાણની થઈને બય્એ-ફાસિદ ગણાત, જેમ કે ઈમ્દાદુલ ફતાવામાં છે. પરંતુ ઉપરોકત સુરત એવી નથી ! પણ હવે તે સઘળા લાઈફ મેમ્બરોને જેમની નિય્યત ઈમ્દાદની છે, અને તેમની રકમ તથા ઈમ્દાદથી દીની સેવા બજાવતા કાર્યાલયો તથા સંસ્થાઓને લાભ પહોંચ્યો, તે સૌને જુગારી ઠેરવવા તથા હરામ કૃત્ય કરનાર અને ગુનેહગાર જણાવ્યા જેમાં ઉલમાએ કિરામ પણ શામિલ છે! કઈ રીતે વ્યાજબી કહી શકાય? એ જ પ્રમાણે આ વાત પણ માની શકાય તેવી નથી કે બુર્હાન, અલ્હરમ, સિદક, વહોરા સમાચાર, અલ્ઈસ્લાહ, ઈન્સાન અને પય્ગામના સંચાલકો બય્અ અથવા જુગારના જઝબાથી લાઈફ મેમ્બરીની યોજનાઓ અમલમાં લાવ્યા છે!

બય્એ-ફાસિદ તથા જુગારનો દાવો સહી નહીં હોવાનું સાબિત થઈ ગયા પછી મુઅતરિઝોએ વ્યકત કરેલી બીજી શંકાઓનું નિવારણ ક્રમવાર ટુંકમાં લખું છું.

(૧) મદ્રસાઓ તથા મુસાફરખાનાઓ બંધ થઈ જવા ઉપર પણ મદદ કરવાવાળાઓ શિકાયત કરશે, તો શું એને પણ બય્અઓ-શિરાનો મઆમલો ગણવો?

(૨) મદ્રસાઓ તથા મુસાફરખાનાઓ બંધ થઈ ગયા પછી મદદ કરનારની રકમ પાછી આપવામાં આવશે તો તે પણ વસુલ કરી લેશે!

(૩) લેખક અને મુફતી તથા જે વ્યકિત યા સંસ્થાને માસિક ફી તરીકે ચાલુ કરવામાં આવે છે. નહીં મળવાથી તેઓ પણ માંગણી કરે છે, કેમ કે માંગણી કરવાના બીજા પણ કારણો હોય શકે છે.

(૪) એહસાનનો બદલો એહસાન પછી જ અસ્તિત્વમાં આવ્યા કરે છે, હદીસમાં છે. 'મન ઉઅતિય અતાઅન ફવજદ ફલ્યુજઝિ બિહી' યઅની જેને કંઈ અતા કરવામાં આવે, અગર તેની પાસે કંઈ હોય તો તેનો બદલો આપે.

બહરહાલ લાઈફ મેમ્બર, સહાયક, મુરબ્બી તથા મુહસિનના શિર્ષકથી મેમ્બર બન્વું, બનાવવું

અને અતિય્યહ તથા ઈમ્દાદ દેવી-લેવી શરઅત જાઈઝ છે. હાઝા મા ઝહર લિયલ આન વ 'ઉફવ્વિઝુ અમ્રી ઈલલ્લાહ, ઈન્નલ્લાહ બસીરૂમ બિલ ઈબાદ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**નોટ :-** આ ફત્વો અસલ ઉર્દૂ ઉપરથી ગુજરાતીમાં કરવામાં આવ્યો છે.

**લાઈફ મેમ્બરી વિષે વધુ સ્પષ્ટતા - ગુજરાત-યુ.પી. ના ઉલ્માઓના જવાબો સહિત**

(૨૫) સવાલ:- દીનના આલિમો અને શરીઅતના મુફતીઓ આ મસ્અલા વિષે શું ફરમાવે છે? કે અનેક પ્રતિષ્ઠિત અખ્બારો અને સામયિકો તથા અમુક ઈદારાઓ જ પોતાના સભ્યો પાસેથી વાર્ષિક ચંદો (લવાઝમ ફીસ વિગેરે) વસૂલ કરે છે, તેમનામાં 'લાઈફ મેમ્બરી'નો તરીકો આમ તોર પર જારી છે, અર્થાતઃ- જે કંઈ વાર્ષિક ચંદો હોય છે તેનાથી કાફી વધારે રકમ એકી સાથે વસૂલ કરી લીએ છીએ, મત્લબ આ હોય છે કે જયાં સુધી એ સંસ્થા યા કાર્યાલય છે, તેઓ તેના કાયમી સભ્ય છે, અને જયાં સુધી માસિક યા અખ્બાર જારી રહેશે તેમની સેવામાં ઉપકારના બદલા તરીકે માસિક યા અખ્બારો જારી રહેશે, હવે તેમની પાસેથી માસિક ચંદો લેવામાં આવશે નહીં, વળી મેમ્બર બનવાવાળા તેને એક ખાસ અતિય્યહ (બખ્શીશ, મદદ) સમજે છે, શિર્ષક ચંદાનું હોય છે, પણ હકીકત 'અતિય્યહ' હોય છે, જેમ કે અગર રિસાલો બંધ થઈ જાય તો લાઈફ મેમ્બર તેની પાસેથી રકમ પાછી મેળવ્વાની માંગણી કરતો નતી. બીજી તરફ 'અતિય્યહ' લેનાર પણ પાબંદ નથી હોતા, બલ્કે ઘણી વાર લાઈફ મેમ્બરો પાસેથી બીજી મદદ પણ વસુલ કરતા રહે છે, સવાલ આ છે કે એવા મેમ્બર બનવું અને એ શિર્ષકની મદદ પ્રાપ્ત કરવી એ શર્અન જાઈઝ છે કે નાજાઈઝ? અમુક અખ્બારવાળાઓ એ સભ્યોનું શિર્ષક પણ બદલી દીએ છે, દાખલા તરીકે મુહસિને અ'ઝમ, મુરબ્બી, સહાયક વિગેરે ''બય્યિનુ તૂજરૂ''

**જવાબ (૧) મઝાહિરૂલ ઉલુમ (સહારનપુર)**

એ બધા જવાબો પર પુનંદ્રષ્ટિ અને વિચારણા કર્યા પછી હવે અહકરની રાય છે કે ઉભય પક્ષો બદલાના કસ્દથી ખાલી અને ફારિગ હોય, અને મેમ્બરે માત્ર મદદની નિય્યતથી રકમ આપી દીધી, અને માલિકે માસિક ઉપકારના બદલા તરીકે ચાલુ કરી દીધું. આ રીતે કે અગર માલિક માસિક ચાલુ ન પણ કરત તો પણ મેમ્બરને માંગણીનો હક ન હોત અને માસિક બંધ થવા પર રકમ પાછી મેળવ્વાની માંગણી નથી કરતો તો એવી મેમ્બરીમાં કંઈ જ હરકત નથી, અને નાજાઈઝ હોવાનું કોઈ જ કારણ જણાતું નથી. પણ જો તે માંગણી કરે કે માસિક મારા નામે કેમ જારી કર્યું નથી? અથવા માસિક બંધ થઈ જાય તો રકમ પાછી લેવાની માંગણી કરે તો પછી જાઈઝ થશે નહીં, જેમ કે અહકર પોતાના પહેલા જવાબોમાં એ વાતને અનુલક્ષીને નાજાઈઝનો ફત્વો આપી ચૂકયો છે. ફકત વલ્લાહુ અઅલમુ બિસ્સવાબ.

**મુઝફફર હુસૈન મઝાહિરી**

(મુફતી) મઝાહિરૂલ ઉલૂમ સહારનપુર

**જવાબ (૨) દારૂલ ઉલુમ અશરફિય્યહ (રાંદેર)**

પુછેલી સૂરતમાં સ્પષ્ટ છે કે જે રીતે વાર્ષિક ચંદો વસુલ કરવામાં આવે છે તે કીમત છે, તે જ પ્રમાણે લાઈફ મેમ્બર બનાવીને જે ચંદો લેવામાં આવે છે તે પણ દર હકીકત કીમત કલ્પવામાં આવે છે. યઅની પ્રતિ વર્ષ ચંદો આપવાને બદલે એક જ વખતે આપી દેવામાં આવે છે અને જે લોકો કાર્યાલય બંધ કરી દે છે તેમનાથી લાઈફ મેમ્બરોને જરૂર શિકાયત થાય છે. ઈદારો બંધ થઈ જાય ત્યારે તેમના રૂપીઆ પાછા આપીને આઝમાઈશ કરી લેવામાં આવે કે તેઓ પાછા લેવાનું માન્ય રાખે છે કે નહીં? જેવી રીતે એક માણસ પોતાને દેવાદાર ઝાહિર કરીને કંઈક રકમ આપવા પર મામલાનો નિકાલ કરે

છે. (પતાવટ કરવામાં આવે છે.) તો તે વખતે લેણદાર કંઈક રકમ લઈને છોડી દાએ છે, અને જ્યારે એક મુદ્દત પછી દેવાદાર પાછલી બાકી રકમ લેણદારને આપે છે તો તે તરત જ વસુલ કરી લે છે. જો તે વખતે એમ કહે કે મેં જે રકમ લીધી હતી, ખુશીથી બાકીની રકમ માફ કરી દીધી હતી. અથવા હિબહ કરી દીધી હતી અને એ જ શરઈ હુકમ છે, માટે લાઈફ મેમ્બર બનાવતી વખતે તમામ વાતો સફાઈથી નક્કી કરી લેવામાં આવે. નહીં તો માત્ર અસ્પષ્ટ લાઈફ મેમ્બર બનાવ્વાથી સવાલમાં લખેલો ખુલાસો સમજવામાં આવશે નહીં, અને તેમાં તપાસ કરવા લાઈક વાતો આ પણ છે કે લાઈફથી મુરાદ માસિકના ઉમ્ર યા મેમ્બરની ઉમ્ર યા વસુલ કરનારની ઉમ્ર મુરાદ છે? એ અંગ્રેઝી પદ્ધતિ છે, નાજાઈઝ, બાતિલ અને ફાસિદ સુરત છે, શરીઅતની રૂએ જાઈઝ અને બેહતર સુરત તો આ છે કે મદદ તરીકે રકમ વસુલ કરી લેવામાં આવે અને સહાયક મુહસિન, મુરબ્બી નામ ઝાહિર કરવામાં આવે અથવા એ નામનો દરજો નક્કી કરવામાં આવે, ઈમ્દાદ અને સહાયના શબ્દથી આપેલી રકમ પાછી લેવી મુરાદ હોતું નથી. લાઈફ મેમ્બર બનાવીને રિસાલો મદદ અને એહસાન તરીકે દેવામાં આવે છે એ ગલત છે. બે-ત્રણ મહિના માસિક ન મોકલીને જોઈ લેવામાં આવે કે લાઈફ મેમ્બર તકાઝો કરે છે કે નહીં. બહરહાલ લાઈફ મેમ્બરના શબ્દ અને મુહસિન તથા સહાયક શબ્દ વચ્ચે ખુલ્લો ફર્ક છે.

અહકરઃ- **અહમદ અશરફ રાંદેરી** ગુફિરલહુ વલિવાલિદયહિ

ખાદિમે દારૂલ ઉલૂમ અશરફિય્યહ અરબિય્યહ - રાંદેર

### જવાબ (૩) મદ્રસહ અમીનિય્યહ (દિલ્હી)

લાઈફ મેમ્બરીમાં લાઈફ મેમ્બર પાસેથી ઉમ્રભર માટે અચોક્કસ સંખ્યા અને જેમનું વુજૂદ નહીં એવા માસિકો યા અખ્બારોની કીમત એકી સાથે પેશ્ગી વસુલ કરી લેવામાં આલે છે. હકીકતમાં એ અચોક્કસ અને અપ્રગટ વસ્તુની બય્અ છે જે નાજાઈઝ છે. બન્નેવ તરફથી એવા અદલા બદલા અને મખ્સુસ અતિય્યહ ઠેરવવો એ કિયાસ બહારની વાત છે, ફકત અલ્બત્તહ જો ખરેખર ચંદો કેવળ ઈમ્દાદ તરીકે છે અને માસિકો પહોંચાડવાનો વાયદો હદિય્યહ અને હિબહ તરીકે છે તો એ ઈમ્દાદની રકમ પણ જાઈઝ છે અને જીવન પર્યંત માસિકોનું ભેટ તરીકે દેવું પણ જાઈઝ છે ફકત વસ્સલામ.

**મુહમ્મદ અબ્દુલ ગના ગુફિરલહુ**

મદ્રસહ અમીનિય્યહ (દિલ્હી)

### જવાબ (૪) જામિઅહ હુસૈનિય્યહ (રાંદેર)

અખ્બારોના "લાઈફ મેમ્બરી" અંગે આ પહેલાં એક જવાબમાં નાચીઝે લખ્યું હતું કે મઆમલામાં 'બય્અ" મકસૂદ હોય તો દુરૂસ્ત નથી. પણ મકસૂદ માત્ર ઈમ્દાદ પ્રાપ્ત કરવાની એક સૂરત હોય અને રકમ દેવાવાળા પણ બય્અ નહીં સમજતાં, ઈમ્દાદ તરીકે રકમ દેતા હોય તો હરજ નથી. કેમ કે એ બય્અ નથી.

આ સવાલમાં સ્પષ્ટતા કરવામાં આવી છે કે મેમ્બર બનવાવાળા અને બનાવ્વાવાળા એને એક ખાસ અતિય્યહ સમજે છે, જયારે કે દેવાવાળા અતિય્યહ તરીકે જ આપે છે. અને લેવાવાળા મદદ તરીકે જ લઈ રહ્યા છે તો પછી કોઈ જ વાંધો નથી, એ રીતે મદદ પ્રાપ્ત કરવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

**નાચીઝઃ- મુહમ્મદ સઈદ રાંદેરી**

ખાદિમે જામિઅહ હુસૈનિય્યહ, રાંદેર

**જવાબ (૫) દારૂલ ઉલુમ (દેવબંદ)**

એ લાઈફ મેમ્બરી એક માનપ્રદ બેહતરામી સુરત છે, અને જે કંઈ તે મેમ્બર આપે છે તે અતિય્યહ અને બખ્શિશ તથા ઈદારાની સહાય અને ઈમ્દાદ મકસુદ હોય છે. જેથી જાઈઝ છે. પર્ચો તથા માસિક યા અખ્બાર તેમને મોકલવામાં આવે છે. તે પણ ખરીદારીના સિલસિલામાં મોકલવામાં નથી આવતો. બલ્કે સન્માનના તરીકા પર હદયો જ હોય છે. એ 'બયઅ' અને 'શિરાઅ' નથી કે જેથી વસ્તુ અને કીમત કોઈ દરજ્જામાં જઈને મજહુલ (અચોક્કસ) બની જાય. અને બૈઅ નાજાઈઝ થાય! ખુલાસો આ કે એ સુરત જાઈઝ છે. એ શિર્કતથી અતિય્યહ (મદદ, બખ્શિશ) વસુલ કરવામાં કોઈ જ વાંધો નથી. અલ્લાહ વધુ જાણનાર છે.

**સય્યિદ મેહદી હસન**

મુફતીએ દારૂલ ઉલુમ દેવબંદ

**કુર્આન શરીફની તિલાવત વિષે**

(૨૬) સવાલઃ- કુર્આન શરીફની તિલાવત મઅની (અર્થ) સાથે પઢે તો વધારે સવાબ મળશે કે માત્ર તિલાવત કરવાથી? મઅની સાથે પઢે તો કેટલા દરજાનો વધારે સવાબ મળે? મઅની સાથે પઢે તો તફસીર પણ પઢવાની ઝરૂરત છે? અગર તફસીર નહીં પઢે તો સવાબમાં કમી થશે?

જવાબ- બેશક! સમજીને પઢવામાં વધુ સવાબ છે. સમજવામાં જેટલી કોશિશ કરવામાં આવશે તેટલો વધુ સવાબ મળશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**તિલાવતે કુર્આનની પદ્ધતિ બાબત**

(૨૭) સવાલઃ કોઈ માણસ રમઝાનમાં પાંચ ખત્મ કરતો હોય અને જો મઅની સાથે પઢે તો ફકત એક ખત્મ થાય એમ છે, તો કઈ રીતે પઢવું વધારે બેહતર છે? અને કઈ રીતે પઢવામાં સવાબ વધારે મળશે?

જવાબઃ- રમઝાનુલ મુબારકમાં વધુ ભાગે લોકોને તિલાવતની રગ્બત અને ખત્મ કરવાનો શોક હોય છે, જેથી તેમાં ઘણી દિલ્લગી થાય છે. અને વધુ પ્રમાણમાં પઢાય છે, તેથી જ વધુ ટાઈમ તેમાં ખર્ચ થાય છે. માટે જેને જેમાં ઘણી દિલ ચસ્પી રહેતી હોય તેને તે ઈખ્તિયાર કરવું બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**હજ્જની ફિલ્મ ઉતારવી શરઈ દ્રષ્ટિએ કેવું છે?**

(૨૮) સવાલઃ- હજ્જ ફિલ્મ ઉતારવી અને સિનેમા વડે દેખાડવી જાઈઝ છે કે નહીં? હજ્જ ફિલ્મમાં અમુક ફાયદાઓ છે.

(૧) હજ્જ પઢવા જવાનો શોક પૈદા થાય છે.

(૨) હજ્જ કેવી રીતે અદા થાય છે એ શીખવાનું મળે છે. અને હજ્જ કરનારને સહુલત થાય છે વિગેરે.

જવાબઃ- હજ્જ ફિલ્મ ઉતારવી જેમાં જાન્દારોની તસ્વીરો પણ ઢગબંધ હોય છે, જાઈઝ નથી, હરામ છે. અને તેને સિનેમા દ્વારા તમાશારૂપે પેશ કરવું તેમજ કમાઈનું સાધન બનાવવું ગુનાહિત કૃત્ય છે, અને ઈસ્લામી ઈબાદત, શઆઈરે ઈસ્લામ, મનાસિકે હજ્જ, શવાહિદે મક્કહ મુઅઝ્ઝમહ તેમજ તિલાવતે કુર્આન વિગેરેની તૌહીન સમાન છે, ખુદાવંદે કરીમ ફરમાવે છેઃ-

**'વ મંય યુઅઝ્ઝિમ હુરૂમાતિ-લ્લાહિ ફહુવ ખય્રૂલ્લહુ ઈન્દ રબ્બિહ.'**

અર્થાત:- અને જે કોઈ ખુદાની મોહતરમ વસ્તુની તઅઝીમ કરશે, તેના માટે પરવરદિગારના નઝદીક બેહતર છે. (સૂરએ હજ્જ)

અને ફરમાવે છે:- **'વ મંય યુઅઝ્ઝિમ શઆઈર-લ્લાહિ ફઈન્નહા મિન તકવલ કુલૂબ.'**

અર્થાત:- 'અને જે કોઈ ખુદાઈ યાદગારોની તઅઝીમ કરશે તો તે દિલી પરહેઝગારીના વાત છે. (સુરએ હજ)

ફુકહા (રહ.) ફરમાવે છે જે દુકાનદાર ઘરાકની સામે માલ પેશ કરતી વખતે તસ્બીહ (સુબ્હાન-લ્લાહ) અને દુરૂદ શરીફ પઢે કે ઘરાક પર અસર પડે અને તેની નઝરમાં માલની રોનક વધે એ જાઈઝ નથી. એમાં ઝિકરૂલ્લાહની બેહુરમતી છે. કારણ કે મકસદ દુન્યા છે. સવાબ નથી. સિનેમા વિગેરે તમાશાઓમાં કિર્અત અને દુઆ વિગેરે ઝિકરૂલ્લાહનો પણ એ જ હુકમ છે.

ઈર્શાદે ખુદાવંદી છે:- (હે નબી) લોકો તમને શરાબ અને જુગાર વિષે પુછે છે, આપ કહી દો કે તે બન્નેવના (ઉપયોગમાં) મોટા ગુનાહ છે, અને લોકો માટે (અમુક) ફાયદા પણ છે અને તેમના ગુનાહો તેમના ફાયદા કરતાં મોટા છે. (સૂરએ બકરહ)

શરીઅતનો મશ્હૂર કાયદો છે કે અગર કોઈ કામમાં ફાયદા અને નુકસાન બન્નેવ હોય અને તે કામ ઝરૂરી ન હોય (જેમ કે હજ્જ ફિલ્મ) તો નુકસાન જોતાં તેને છોડી દેવું ઝરૂરી છે.

હઝરત હકીમુલ ઉમ્મત મવ. થાનવી (રહ.) દ્રષ્ટાંત આપી સમજાવે છે કે:-

એક માણસ નાચની મેહફિલ યોજે અને કહે કે નાચની મેહફિલ મના અને હરામ છે, પરંતુ મારો હેતુ એનાથી એ છે કે લોકોને એકત્ર કરી સાથે સાથે નમાઝ પઢવા મજબૂર કરૂ, એવી રીતે નમાઝ પઢવાની આદત પડી જશે જુઓ! ઝાહિરમાં આ મેહફિલનો હેતુ કેટલો ઉત્તમ છે કે એના પ્રતાપે નમાઝ પઢવાની આદત પાડવામાં આવે છે, પરંતુ એમાં મસ્લિહતની સાથે ઘણી ખરાબીઓ પણ છે, અને નાચની મેહફિલ મત્લૂબે શરઈ નથી. માટે મઝકૂર મસ્લિહતના લીધે એની ઈજાઝત આપવામાં આવશે નહીં. અને ખરાબીઓ ઉપર નઝર કરી આવી મજલિસથી મના કરવામાં આવશે. (અરફીક)

આપણા મહાન બુઝુર્ગ હઝરત પીરાને પીર ગવ્સે અઅઝમ (રહ.) ફરમાવે છે:-

(૧) અગર કોઈ કહે કે મને નાજાઈઝ ગાન-તાન સાંભળવાથી યાદે ઈલાહીમાં કશિશ (આકર્ષણ) અને રગ્બત વધે છે એ તદ્દન ખોટું છે, કારણ કે શારિઅ (અલ.) એ ગાન-તાન સાંભળવાની મનાઈ માટે ફર્ક કર્યો નથી.

(૨) અગર એવા ઉઝર અને બહાના વિશ્વાસપાત્ર હોત તો રંડીનું ગાવું, સાંભળવું તેના માટે જાઈઝ થાત કે જે દાવો કરત કે હું એનાથી ખુશીમાં (મસ્તીમાં) આવતો નથી.

(૩) અને શરાબ તેના માટે જાઈઝ થઈ જાત કે જે દાવો કરત કે હું એને પીવાથી નશામાં આવતો નથી અને ઘણાં હરામ કામોથી બચી જાઉં છું.

(૪) અગર કોઈ કહે કે જયારે હું હસીન અને ખૂબસુરત છોકરા (લોંડા) અને પરાઈ ઔરતોને જોઉં છું અને તેમાની સાથે એકાંતમાં બેસું છું અને ખૂબસૂરતીથી ઈબ્રત લઉં છું અને તેના માટે કદી જાઈઝ નથી બલ્કે એનો ત્યાગ કરવો વાજિબ છે, અને હરામ વસ્તુના ઉપયોગની નસીહત અને બોધ ગ્રહણ કરવું હરામકારીથી વધુ ખોટું છે, અને માણસ ખુદાની રાહમાં હરામ

ખોરી અને હરામકારી કરવા માંગે છે, એ સિવાય બીજું કાંઈ નથી! એવા લોકો પોતાની આરઝૂ અને મત્લબ અનુસાર ચાલે છે એ કાબિલે કબૂલ અને લક્ષપાત્ર નથી.

(ગુન્યત્-ત્તાલિબીન મઅ ઝુબ્દતુ-સ્સાલિકીન પાનું - ૬૫)

સારાંશ કે હજ્જ ફિલ્મ ઉતારવું અને સિનેમા દ્વારા જોવું, જોવ્ડાવવું, તેમાં કોઈ પ્રકારની મદદ કરવી તેમજ ઉત્તેજન આપવું જાઈઝ નથી. મના છે.

ખુદાનું ફરમાન છે:- **'વલા તઆવનુ અલલ ઈસ્મિ વલ્લ ઉદવાન, વત્તકુલ્લાહ, ઈન્નલ્લાહ શદીદુલ ઈકાબ.'**

અર્થાત:- અને ગુનાહ તથા ઝુલ્મના કામમાં મદદ ન કરો, અને અલ્લાહથી ડરતા રહો, બેશક (શરઈ અહકામનું ઉલ્લંઘન કરનારને) અલ્લાહ સખ્ત સઝા કરનાર છે. (સૂરએ માઈદહ)

હજ્જ ફિલ્મમાં જે ફાયદા બતાવ્વામાં આવે છે તે હાસિલ કરવા માટે બીજા જાઈઝ તરીકા કયાં નથી? ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગુંઠણ ઉપર ગુંઠણ મુકી સુવું કેમ છે?

(૨૯) સવાલ:- એક મૌલ્વી સાહબ ફરમાવે છે કે તિર્મિઝી શરીફની હદીસ અનુસાર પગના ગુઠણ ઉપર બીજો પગ મુકી સુવું મના છે, માટે આવી રીતે સુવાથી માણસ ગુનેહગાર થાય છે એ બરાબર છે?

જવાબ:- બેશક! આવી રીતે પગ ઉપર પગ મુકી સુવાની મનાઈ આવી છે, પરંતુ એનું મુખ્ય કારણ એ છે કે તે ઝમાનામાં લૂંગી બાંધવાનો રિવાજ હતો, લૂંગી પહેરીને આવી રીતે પગ ઉચો કરવાથી સતર ખુલી જવાનો ભય રહે છે, માટે મનાઈ કરવામાં આવી હતી. જો કોઈ માણસ પાયજામો પહેરી અથવા લુંગી બાંધી હોશ્યારી અને સાવચેતી પૂર્વક સુએ જેથી સતર ખુલવા ન પામે તો પછી કાંઈ વાંધો નથી. સહાબા (રદી.) એ આપ (સલ.)ને મસ્જિદમાં પગ ઉપર પગ મુકી આરામ ફર્માવતા જોયા છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુર્આન શરીફનો તર્જુમો અંગ્રેઝીમાં કરી શકાય?

(૩૦) સવાલ:- કુર્આન શરીફનો તર્જુમો અંગ્રેઝી વિગેરે ભાષામાં કરી શકાય કે નહીં ? તે જણાવશો.

જવાબ:- હા, તબ્લીગના મકસદે કરી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કુર્આનનો તર્જુમો વગર વુઝુએ પકડવો જાઈઝ છે?

(૩૧) સવાલ:- મઝકુર તર્જુમાને વગર વુઝુએ પકડી શકાય કે નહીં? અને ગૈર મુસ્લિમોના હાથમાં આપી શકાય કે નહીં?

જવાબ:- તરજુમો મુસલમાનના હકમાં કુર્આનનો હુકમ ધરાવે છે, માટે વગર વુઝુએ પકડે નહીં. ગૈર મુસ્લિમને તબ્લીગના હેતુએ આપી શકાય છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફજરની નમાઝ પછી દુઆ ઝોરથી માંગવી કે ધીમેથી?

(૩૨) સવાલ:- ફર્ઝ નમાઝ પછી દુઆ ઝોરથી પઢવી કે ધીમેથી તે શરીઅતના કાયદા મુજબ કિતાબના નામ સાથે જણાવશો.

જવાબ:- હન્ફી, શાફિઈ, માલિકી અને હંબલી ચારેવ મઝહબમાં ઈમામ અને મુન્ફરિદ (તન્હા નમાઝ પઢનાર) માટે આહિસ્તા દુઆ માંગવું મુસ્તહબ છે. શેખ મન્સુર ઈદરીસ લખે છે કે'વદદુઆઉ

સિર્રન અફઝલુ મિન્હુ જહરન લિકવ્લિહિ તઆલા ઉદઉ રબ્બકુમ તઝર્રૂઅવં વ ખુફયહ, લિઅન્હુ અકરબુ ઈલલ ઈખ્લાસિ વ યકરહુ રફઉ-સ્સવતિ બિહિ ફિસ્સલાતિ વ ગય્રિહા ઈલ્લા લિહાજજિન ફઈન રફઅ-સ્સવ્તિ લહુ અફઝલુ લિહદીસિ અફઝલુલ હજ્જે અલ અજ્જુ વસ્સજ્જુ.

અર્થાત:- અને દુઆ સિર્રી (આહિસ્તા) અફઝલ છે જહરી કરતાં, કારણ કે ખુદા તઆલાનું ફરમાન છે કે 'ઉદઉ રબ્બકુમ તઝર્રૂઅવં વ ખુફયહ' કે તમો પોતાના રબને પુકારો કિંવા પોતાના રબથી માંગો આહોઝારીની સાથે ધીમી આવાઝથી કારણ કે ધીમી આવાઝથી દુઆ કરવામાં ઈખ્લાસ વધારે છે, અને (શૈખ મન્સુર ઈબ્ને ઈદરીસ (રહ.)એ ફર્માવ્યું કે નમાઝની અંદર અને નમાઝની બાહર જહરન (ઝોરથી) દુઆ કરવું મકરૂહ છે. પણ હાજીઓ એ હુકમથી મુસ્તસ્ના (બાકાત) છે કે હદીસની રૂએ હાજી માટે લબ્બૈક વિગેરે દુઆમાં આવાઝ બુલંદ કરવું અફઝલ છે. (મસ્લક-ુસ્સાદાત ઈલા સબીલિ-દૃઅવાત) માલિકી અને શાફિઈ ઉલમા ઝોરથી દુઆ માંગવાની એટલા માટે ઈજાઝત આપે છે કે હાજિરીન યાદ કરી શકે અથવા આમીન કહી શકે. પણ એ શરતે કે નમાઝ પઢનારને હરકત થતી ન હોય. જો નમાઝીઓને હરકત થતી હોય તો કોઈના નઝદીક પણ ઝોરથી દુઆ કરવું જાઈઝ નથી. ઈમામોને જોઈએ કે મકરૂહ અને નાજાઈઝ કામ કરી ગુનેહગાર નહીં બને. સુન્નત તરીકા વિરૂદ્ધ રિવાજને પકડી રાખવું ગુનાહિત છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### દુન્યવી નુકસાનથી ખેતી મહફુઝ રહેવા માટેની દુઆ બાબત

(૩૩) સવાલ:- વર્ષોથી મારી ખેતી બગડી જાય છે. ખેતી પાકતી નથી. બી બગડી અને સડી જાય છે અથવા બીજી આફતોમાં સપડાઈ જાય છે, માટે કોઈ દુઆ પઢવાની બતાવશો કે ખેતી નુકસાનથી મહફૂઝ રહે.

જવાબ:- 'બી' (દાણા) ઝમીનમાં નાખવા (ઓળવા) પહેલાં વુઝુ કરી ખેતરના કિનારે (શેઢા પર) બે રકઅત નફિલ નમાઝ પઢે અને દુરૂદ શરીફ પઢી ખુદાપાકની જનાબમાં ઘણી જ આજિઝી સાથે દુઆ કરે કે 'અલ્લાહુમ્મ ઈન્ની અબ્દુન ઝઈફુન સલ્લમતુ ઈલય્ક ફસલ્લિમ્હુ લી વ બારિક લી ફીહી.'

અર્થાત:- ખુદાયા ! હું તારો ઝઈફ બંદો છું, આ કામને હું તારા હવાલે કરૂં છું, તુ એને સલામત રાખી મારા હવાલે કરજે, અને મારા માટે તેમાં બરકત અતા કર. પછી દુરૂદ શરીફ પઢે. ઉમ્મીદ છે કે ખુદાપાક આ દુઆની બરકતથી ખેતીને બધી આફતો, બલાઓથી મહફુઝ રાખી તેમાં બરકત આપશે. પછી જયારે ખેતી તૈયાર થઈ જાય તો તોલનાર વુઝુ કરી, કિબ્લા તરફ મોં કરી તોલ રે અને તેમાંથી ગરીબોનો હક અદા કરી બે રકઅત નફિલ પઢી દુઆ કરે કે **યા રબ્બિ ઈન્ની અલ્કયતુ બઝરન કલીલા વ અઅતય્તની શય્અન કસીરા ફજઅલ્હા કૂત તાઅતિન વલા તજઅલહા કૂત મઅસિયતિન વજઅલ્ની મિન - શ્શાકિરીન.**

અર્થાત:- ખુદાયા! મેં થોડુંક 'બી' નાંખ્યું અને આપે મને બહું જ આપ્યું. તુ તેને ફરમાં બરદારીની ખોરાકી બનાવ અને ના ફરમાનીની ખોરાકી ન બનાવ અને મને શુક્રગુઝાર બંદાઓમાંથી બનાવ. આમીન.

હદીસ શરીફમાં છે કે:- ''બંદો ગુનાહના કારણે રિઝકથી મહરૂમ કરવામાં આવે છે. (રવાહુ અહમદ) માટે માણસને જોઈએ કે ખુદાપાકની નાફરમાની અને નારાઝગીના કામોથી દુર રહી તેની રઝામંદીના કામો કરે, અને ખુદા ઉપર તવકકુલ કરે તો ખુદાપાક તેના દરેક કામમાં મદદ કરશે અને તેની મહેરબાની શામિલે હાલ રહેશે.

હક તઆલા ફરમાવે છેઃ- **વમંય્યત્તકિલ્લાહ યજઅલ લહુ મખ્રજા.**

અર્થાતઃ- અને જે કોઈ ખુદાપાકથી ડરતો રહે છે, તેને તે મુશ્કેલીમાંથી છુટકારો આપે છે. અને તેને ખ્યાલ પણ ન હશે એવા સ્થળેથી રોઝી આપશે, અને જે ખુદાપાક પર ભરોસો કરે છે તેના માટે ખુદા કાફી હોય છે. (કુર્આને કરીમ) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગૈર મુકલ્લિદોના નઝદીક કાફિરના હાથે ઝબહ થયેલું જાનવર હલાલ છે?

(૩૪) સવાલઃ- શું ગૈર મુકલ્લિદોના નઝદીક કાફિરના હાથનું ઝબહ કરેલું જાનવર હલાલ છે? અને તેનું ખાવું જાઈઝ છે?

જવાબઃ- ગૈર મુકલ્લિદોના પેશ્વા નવાબ સિદ્દીક હસન સા. લખે છે કેઃ- 'કાલ-શ્શવ્કાની વલ્હકકુ અન્ન ઝબીહતલ કાફિરિ હલાલુન.'

અર્થાતઃ- શવ્કાની કહે છે કે હક એ છે કે કાફિરનું ઝબહ કરેલું જાનવર હલાલ છે. (દલીલુ - ત્તાલિબ પાનું-૪૧૩) હાલાંકે જમ્હુર મુસલમાન હરામ માને છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગૈર મુકલ્લિદોના નઝદીક ગુસલ વગર નાપાક માણસ કુર્આન શરીફ પકડી શકે?

(૩૫) સવાલઃ- શું ગૈર મુકલ્લિદોના નઝદીક ગુસલ વગર નાપાક માણસનું કુર્આન શરીફને હાથ લગાડવું તેમજ ઉઠાવ્વું જાઈઝ છે ?

જવાબઃ- હા, એમના મઝહબી પેશ્વા મવ. નવાબ સિદ્દીક હસનખાં સા. અને મવ. નુરૂલ હસનખાં સા.ની કિતાબમાં જાઈઝ લખ્યું છે. (દલીલુ-ત્તાલિબ પાનું-૨૫૨) (અર્ફુલ જાદી પાનું-૧૫) હાલાંકે એ જાઈઝ નથી. ગુનાહિત છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અવ્લિયા અલ્લાહની કરામત હક છે કે કેમ?

(૩૬) સવાલઃ- અવ્લિયા અલ્લાહની કરામત હક છે કે નહીં?

જવાબઃ- બેશક! અવ્લિયા અલ્લાહની કરામતો હક છે. કુર્આન મજીદ અને હદીસોથી સાબિત છે. 'અકાઈદે નસફી'માં છે કે 'કરામાતુલ અવ્લિયાઈ હકકુન' (પાનું ૧૨)

પરંતુ એ પણ યાદ રહે કે શય્તાનની શરારત પણ હક છે. અને બુઝુર્ગોને દીનની કરામત અને શય્તાનની શરારતમાં ફર્ક કરવું દરેક માણસનું કામ નથી. અત્રે શય્તાનની શરારતનો એક કિસ્સો નકલ કરવામાં આવે છે. હઝરત ગૌસે અ'ઝમ મહબૂબે સુબ્હાની શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નું બયાન છે કેઃ- એક વખતે અમુક દિવસો માટે જંગલમાં રહેવાનું થયું. એક દિવસ સખ્ત તરસ લાગી હતી હું પાણીની તલાશમાં નિકળ્યો પરંતુ પાણી ન મળ્યું. એવામાં અમુક વાદળાઓ છવાઈ ગયાં. અને થોડુંક પાણી વરસ્યું. જેનાથી મને થોડી રાહત થઈ. પછી તે વાદળોમાંથી એક રોશ્ની નિકળી તમામ આસ્માન પર ફેલાઈ ગઈ અને તે રોશ્નીમાંથી એક અજીબો-ગરીબ સુરત ઝાહિર થઈ જે મારાથી મુખાતબ થઈ કહેવા લાગી કે અય અબ્દુલ કાદિર ! હું તારો પરવરદિવાર છું. હું તારા ઉપર હરામ કરેલી વસ્તુઓને હલાલ કરૂં છું (જેથી જે કાંઈ દિલ ચાહે ખા, અને તને જેનો શોખ હોય તે કર, કોઈ ઝાતની પુછ-પરછ થશે નહીં. આ સાંભળી મેં 'અઉઝ બિલ્લાહિ - મિનશ્શયતાનિ-ર્રજીમ' પઢયું પછી કહ્યું અય શય્તાને મલ્ઉન ! ખુદાવંદની બારગાહથી હંકારેલા, દુર થા અને ભાગ આ તુ શું બકે છે? તો તરત જ તે રોશ્ની તારીકી (અંધેરાં)થી બદલાય ગઈ અને અંધારૂ છવાઈ ગયું તે સુરત ગાઈબ થઈ ગઈ અને આવાઝ આવી કે અય અબ્દુલ કાદિર! તેં તારા ઈલ્મ અને ફહમના લીધે જે અહકામે ઈલાહી હાસિલ કર્યો છે તેના

ઝરીએ નજાત હાસિલ કરી છે (નહીતર) આવી રીતે તારા જેવા ૭૦ બુઝુર્ગોને અત્રે ગુમ્રાહ કરી ચૂકયો છું. (અલ્બલાગુલ મુબીન ફારસી પાનું ૩૪-૩૫ કર્તા હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)

એનાથી સાબિત થાય છે કે બુઝુર્ગોને દીનની કરામત અને શય્તાનની શરારતને સમજવું, પરખવું દરેક માણસનું કામ નથી. દરેક નવાઈ પમાડે એવી વસ્તુને કરામત સમજી લેવું અને એનું મુઅકકિદ બની જવું બસા અવ્કાત ગુમ્રાહીનો સબબ બની જાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**હરમ શરીફની હદમાં ગૈરમુસ્લિમના પ્રવેશ વિષે ખુલાસો**

(૩૭) સવાલઃ- મકકહના હરમ શરીફની હદમાં કોઈ ગૈર મુસ્લિમ (અહલે કિતાબ-યહુદો નસારા વિગેરે) દાખલ થઈ શકે કે નહી? શાહ ફૈસલનો મહેમાન બની કોઈ ગૈર મુસ્લિમ આવ્વા માંગે અથવા ખુદ શાહ ફૈસલ પોતાનો મહેમાન બનાવી તેને હરમ શરીફની હદમાં દાખલ કરે તો શું હુકમ છે? કુર્આન, હદીસના હવાલા સાથે જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબઃ- ખુદાપાક ફરમાવે છે. **યા અય્યુહ-લ્લઝીન આમનુ ઈન્નમલ મુશ્રિકૂન નજસુન** (કઝિરૂન લિખુબ્સિ બાતિનિહિમ્મ ફલા યકરબુલ મસ્જિદલ હરામ (અય લા યદખુલુલ હરમ) **બઅદ આમિહિમ હાઝા.**

અર્થાતઃ- હે ઈમાનવાળાઓ! મુશ્રિકો (અકીદાની રૂએ) નરા નાપાક છે. તેઓ (મુશ્રિકો કાફિરો અને અહલે કિતાબ) મસ્જિદે હરામની પાસે (હરમની હદમાં) ન આવે. (સૂરએ તવ્બહ, તફસીરે જલાલૈન શરીફ)

આ ઝાહિરાત હુઝુર (સલ.) એ હિજરી સન ૯ માં ફરમાવી હતી.

'નજસ'નો શબ્દ બતાવે છે કે મસ્જિદે હરામ અને પાક હરમ શરીફની હદમાં કાફિરો જઈ શકતા નથી. એના જ ઉપર ઉલમાનો અમલ પણ છે. મઝકુર આયતની તફસીરમાં મુખ્તલિફ કૌલ છે.

(૧) કાફિર નજિસુલ ઐન છે.

(૨) કાફિર સાથે હસ્ત મિલાપ કરે તો હાથ ધોઈ નાંખે.

(૩) નજાસત (નાપાકી) હકીકી અને ઝાહિરી નથી, હુકમી છે. તેઓ નજાસતથી પાક હોતા નથી. કારણ કે તેઓ એવું ગુસલ કરતા નથી કે જે તેમને જનાબતથી પાક કરી દે.

(૪) શાફિઈઓ કહે છે કે મસ્જિદે હરામથી ખાસ મસ્જિદે કઅબહ મુરાદ છે.

(૫) મા..લિકીઓ કહે છે કે આ હુકમ આમ મસ્જિદોને લાગુ પડે છે.

(૬) હન્ફીઓ બાતિની અને એઅતેકાદી નજાસત માને છે અને દલીલ તરીકે એ જ નકકર મંતવ્ય છે. કારણ કે જો મુશ્રિકો, કાફિરો અને અહલે કિતાબ નજિસુલ ઐન હોત અને નજાસતથી નજાસતે બદની મુરાદ હોત તો નબવી યુગમાં સમામહ ઈબ્ને આસાલ (રદિ.)ને ઈસ્લામ લાવ્વા પહેલાં મસ્જિદે નબવીમાં થાંભલા સાથે બાંધવામાં ન આવ્યા હોત અને વફદે નજરાન (નજરાનના પ્રતિનિધિ મંડળ) તથા વફદે સકીફ (સકીફ ના પ્રતિનિધિ મંડળ)ને મસ્જિદે નબવીમાં ઉતારો આપવામાં ન આવ્યો હોત.

મઝકુર સહીહ બનાવોથી આયતે કરીમહની તફસીર સાફ જણાય છે કે, બાતિની નજાસત અને એઅતેકાદી ની ગંદકી મુરાદ છે. ઝાહિરી નજાસત અને બદનની નાપાકી મુરાદ નથી. માટે હરમ શરીફની હદમાં, કઅબહના હરમમાં અને બીજી મસ્જિદોમાં કાફિરોનું દાખિલ થવું નાજાઈઝ અને હરામ થશે નહી. 'વ મિન્હા જવાઝુ ઈન્ઝાલિલ મુશ્રિકિ ફિલ મસ્જિદ.' (ઝાદુલ મઆદ ભાગ-૨ પાનું-૨૫)

કા. બાતિની નજાસત અને અઅતકાદની ગંદકીના લીધે તવાફ, હજ્જ અને ઉમરા માટે તથા વસવાટ કરવાના હેતુએ અને વર્ચસ્વ જમાવ્વાના આશયથી તેમને હરમ શરીફની હદમાં દાખલ થવાની ઈજાઝત નથી. (હિદાયહ ભાગ-૪ પાનું ૪૫૮)

સારાંશ કે હાકિમે વકત કોઈ દીની ઝરૂરત, શરઈ અથવા રાજકિય મસ્લિહતના કારણે કોઈ ગૈર મુસ્લિમને કામ ચલાઉ રીતે હરમમાં આવ્વાની ઈજાઝત આપે તો નાજાઈઝ અને હરામ નથી.

વધુ ખુલાસા અને વધારે સંતોષ માટે તફસીરે 'બયાનુલ કુર્આન'ની ઈબારત અત્રે નકલ કરવામાં આવે છે.

''સબકા ઈત્તિફાક હે કે ઈસ બાબમેં કુફ્ફારે અહલે કિતાબકા હુકમ મિસ્લ મુશ્રિકીનકે હે. ઔર દુર્રે મન્સુરકી એક રિવાયત ઉસ્કી મુઅય્યિદ ભી હે. કે જિબ્રાઈલ (અલ.)ને યહુદીકે હાથકો મિસ્લે મુશ્રિકકે હાથકે ફરમાયા. ઔર મુરાદ ઈસ નજાસતસે નજાસતે અકાઈદ હે ન કે નજાસતે અઅયાનો અજસામ. ચુનાન્ચે સુનને અબુ દાઉદ કિતાબુલ ખિરજમેં વફદે સકીફકો મસ્જિદમેં ઠેહરાનેકી રિવાયત મવજુદ હે, ઔર વો મુશ્રિક થે. ઔર યહાં મકસૂદ હુકમે 'લા યકરબુ'કા ફરમાન હે. 'ઈન્નમલ મુશ્રિકૂન' મેં ઉસ્કી એક હિકમત ફરમા દી કે ઐસે મુકદ્દસ મકાનમેં ઐસે નાપાક દિલવાલોંકા કયા કામ? ઔર મસ્જિદે હરામસે તમામ હરમ મુરાદ હોના દુર્રે મન્સુરમેં અતા (રદી.)સે મરવી હે ઔર મુસ્તનદ હદીસોસે તમામ જઝીરએ અરબકા યેહી હુકમ સાબિત હે, મુશ્રિકીન કે લીએ ભી, ઔર યહુદો નાસારાકે લીએ ભી. યે રિવાયતેં દૂર્રે મન્સૂરમેં ઔર દીગર કુતુબે હદીસમેં વારિદ હેં, ચુનાન્ચે આપ (સલ.) કી વસિય્યતકે મુજબ હઝરત ઉમર (રદી.) કે ઝમાનેમેં તમામ જઝીરએ અરબમેં ઈસ કાનુનકા નિફાઝ હો ગયા ઔર ફિકહે હન્ફીકી રૂસે મુરાદ ઈસ્સે કુર્બે દુખુલ બતોરે તવત્તુન યા ઈસ્તીલાઅકે હે, યે નાજાઈઝ હે, વરના મુસાફિરાના ઈમામકી ઈજાઝતસે આના અગર ઈમામ કે નઝદીક ખિલાફે મસ્લિહત ન હો તો મુઝાઈકહ નહીં . જૈસા દૂસરી આયત **મા કાન લહુમ અંય યદખુલુહા ઈલ્લા ખાઈફીન**કા બઅઝ ઉલમાને યેહી તફસીર કી હે. ઔર કતાદહ (રદી.)કા કૌલ ઉસકા મુઅય્યિદ હે.

ઔર જબ હરમકે અંદર આનેકી ઈજાઝત દેના જાઈઝ હે મસ્જિદે હરામ ભી ઈસી હુકમમેં હે. અલબત્તાહ હજ્જો ઉમ્રહકી કુફ્ફારકો ઈજાઝત નહીં. બવજહે હદીસ **'અલા લા યહુજ્જન બઅદલ આમિ મુશ્રિકુન'** કે ઔર જિન રિવાયતોંમેં મુશ્રિકસે મુસાફહા કરકે હાથ ધોના આયા હે. વો મહમૂલ તન્ઝીઝ પર હે. (બયાનુલ કુર્આન ભાગ ૪ પાનુ ૧૦૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## આપ (સલ.) (નઊઝુ બિલ્લાહ) નવ મુસ્લિમ હતા?

(૩૮) સવાલ:- અત્રેના એક મુસ્લિમ અખ્બારના તંત્રીએ આપ હઝરત (સલ.) નવ મુસ્લિમ હતા એ રીતે સંબોધ્યા છે. એ અખ્બાર છાપનાર પણ મુસ્લિમ પ્રેસ છે. (નઉઝુ બિલ્લાહ) એ માટે લખનાર અને છાપનાર માટે ફત્વો મોકલાવી આભારી કરશોજી. અખ્બારના તંત્રી મૌલ્વી સાહેબ છે. લી. નાચીઝ:- જી. એ. મોતાલા

(પબ્લીશર) (ફઝલ મહમૂદ પ્રકાશન) રામપુરા - સુરત

જવાબ:- આકાએ નામદાર, ખાતિમુલ અંબિયા હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.) (નઉઝુબિલ્લાહ) નવ મુસ્લિમ હતા અને તેમની ૪૦ સાલા ઝિન્દગી કાફિરાના અને મુશ્રિકાના અકીદા અને અમલ અનુસાર ગુઝરી હતી. ૪૦ વર્ષ પછી તબ્દીલી પૈદા થઈ એવી માન્યતા દુશ્મને ઈસ્લામ નસારાની છે. ઈસ્લામી અકીદો નથી. માટે આપ (સલ.)ને નવ મુસ્લિમ સાબિત કરનાર અને ફાસિદ અકીદાનો અખ્બાર દ્વારા પ્રચાર કરનાર ઈસ્લામી અકીદા અને ઈસ્લામી તઅલીમાત વિરૂદ્ધ નસારાની તકલીદ

અને તાઈદ કરી રહ્યો છે. એ પોતે ગુમ્રાહ છે. અને બીજાઓને ગુમ્રાહ કરી રહ્યાં છે. એના માટે તૌબહ વાજિબ છે. અને "ઝજરન" વ 'એહતેયાતન' તજદીદે નિકાહનો હુકમ પણ લાગુ પડશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૩ પાનું-૪૧૪)

આપ (સલ.)ની શાનમા ગુસ્તાખી કરવાનો ગુનાહ મામુલી નથી. એવી ગંદી જેહલિયત અને ફાસિદ અકીદાવાળાને મુસ્લિમ અખ્બારના એડિટર તરીકે રાખવું જાઈઝ નથી. અને જાણ હોવા છતાં આવો નાપાક મઝમૂન છાપનારા પણ ગુનેહગાર ગણાંશે. અને તૌબહ લાઝિમ થશે.

હદીસમાં છે કે સૌથી પહેલાં ખુદા તઆલાએ પોતાના નૂરના ફૈઝથી નૂરે મુહમ્મદી પૈદા કર્યુ. એક હદીસમાં છે કે સહાબએ કિરામ (રદી.) એ આપ (સલ.)ને સવાલ કર્યો કે યા રસુલલ્લાહ! આપ ક્યારે નુબુવ્વતથી સરફરાઝ થયા ? આપે ફરમાવ્યું કે: "વ આદમુ બય્ન. રૂહિન વલ જસદ" અર્થાતઃ- હઝરત આદમ (અલ.) રૂહ અને બદન દરમિયાન હતા કિંવા આદમ (અલ.)ના બદન (પુતલા)મા જાન પડી ન હતી તે પહેલાં મારા માટે નુબુવ્વત સાબિત થઈ ચુકી હતી. (તિર્મિઝી શરીફ ભાગ-૨ પાનુ-૨૦૧) (મિશ્કાત શરીફ પાનું-૫૧૩) (મઝાહીરે હક ભાગ ૪ પાનું-૫૦૬)

આથી પુરવાર થાય છે કે આપ (સલ.) સિફતે નુબુવ્વતથી બહું પહેલાં નામ ઝદ અને સરફરાઝ થઈ ગયા હતા. એનો ઝુહુર ૪૦ વર્ષની ઉંમરે થયો. (જેવી રીતે કે કલેકટર વિગેરે માટે ઓહદાની નિમણૂંક પહેલાં થઈ જાય છે અને ચાર્જ પછી મળે છે.)

એક રિવાયતમાં છે કે, સહાબીએ અર્ઝ કરી યા રસુલલ્લાહ! આપને ક્યારે નબી બનાવ્વામાં આવ્યા આપે ફરમાવ્યું કે હઝરત આદમ (અલ.) રૂહ અને બદનની વચ્ચે હતા ત્યારે મારાથી મીસાક (નુબુવ્વતનો અહદ) લેવામાં આવ્યાં. (કમા કાલ તઆલા વઈઝ અખઝના મિનન્નબિય્યીન મીસાકહુમ વમિન્ક વમિન નુહિન....) આ હદીસ નસ છે કે નુબુવ્વતનો સુબૂત બહું પહેલાં થઈ ચૂક્યો હતો, અને ઝુહુર ૪૦ વર્ષની ઉંમરે થયો. (નશરૂત્તીબ. પહેલી ફસ્લ. નુરે મુહમ્મદીના બયાનમાં કર્તા. હઝરત મવ. થાનવી (રહ.) પાનું - ૬)

જયારે આપ (સલ.)ની ઉંમર શરીફ ૧૨-૧૩ વર્ષની હતી. કાકા અબુ તાલિબ વિગેરેની સાથે તિજારત માટે શામની મુસાફરી કરી. કાફલાએ બુસરા (હવરાન) પહોંચી પડાવ નાંખ્યો. નઝદીકમાં એક નસ્રાની (બુહીરા નામના) રાહિબ રહેતા હતા. તેમની નઝર આપ (સલ.) ઉપર પડી તો આવી આપનો હાથ પકડી કહેવા લાગ્યાઃ 'હાઝા સય્યિદુલ-આલમીન. હાઝા રસૂલુ રબ્બિલ આલમીન'- આ તો સરદારે આલમીન છે. આ તો રસુલે રબ્બિલ આલમીન છે. ખુદાએ એમને જહાનના માટે રહમત બનાવી મોકલ્યા છે. કુરૈશે પુછ્યું કે તમોએ કઈ રીતે ઓળખ્યા? રાહિબે કહ્યું કે તમો અત્રે આવ્યા તો રસ્તાના ઝાડો અને પત્થરો સજદામાં પડી ગયાં અને એઓ નબી વગર કોઈને સજદા કરતાં નથી. (નબી હોવાની બીજી નિશાની એમના અંદર એ છે કે) એમના ખભાના નિચલા ભાગની હાડકીમાં સૈબ જેવી મોહરે નુબુવ્વત છે. પછી રાહિબ ખાણું લઈ આવ્યા ત્યારે આપ (સલ.) ઊંટ ચરાવી આવી રહ્યા હતા તો અબ્રે (વાદળે) આપ (સલ.)ના ઉપર સાયો કર્યો અને જયારે સાથીઓ પાસે ઝાડના નીચે આવીને બેસ્યા તો ઝાડની ડાળીએ આપના ઉપર (મુઅજિઝા તરીકે) સાયો કર્યો. (મિશ્કાત પાનું-૫૪૦)

ઉપરોક્ત નુબુવ્વતની અલામતો છે. અલામતો પહેલાં નુબુવ્વતનો વુજૂદ. સુબૂત મુતહક્કક હોવું જરૂરી છે. માટે આપ (સલ.) તે વખતે સિફતે નુબુવ્વત સાથે મુત્તસિફ હતા. હદીસમાં છે કે જયારે હઝરત આદમ (અલ.)થી ભુલ થઈ તો ખુદાની જનાબમાં હઝરત મુહમ્મદ (સલ.)નો વાસ્તો આપી બખ્શિશની દરખાસ્ત કરી ત્યારે ખુદાપાકે કહ્યું કે તમોએ મુહમ્મદ (સલ.)ને કઈ રીતે જાણ્યાં ? હાલાંકે મેં તેમને હજી પૈદા પણ કર્યા નથી. આદમ (અલ.)એ અર્ઝ કરી કે, આપે જયારે મારા

બદનમાં રૂહ નાખી તો મેં માથું ઊઠાવી જોયું તો અર્શના પાયા ઉપર લા ઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુ રસુલુલ્લાહ લખેલું જોયું તો હું સમજી ગયો કે મુહમ્મદ (સલ.) આપને સૌથી વધુ પ્યારા અને મહબૂબ હોવા જોઈએ. એટલા માટે મેં તેમના વાસ્તાથી દુઆ કરી દીધી. અગર આપ (સલ.)તે વખતે નઉઝુ બિલ્લાહ ગૈર મુસ્લિમ હતા તો ખુદાપાકે પોતાના નામ સાથે આપનું નામ કઈ રીતે પસંદ કર્યું ?

સારાંશ કે, આપ (સલ.) ત્યારથી જ સિફતે નુબુવ્વતથી મુત્તસિફ અને નામઝદ હતા. જયારે આદમ(અલ.)ના પુતલામાં જાન પણ પડી ન હતી. નુબુવ્વત અને કુફ્ર એક ઝાતમાં એક સાથે જમા થઈ શકતા નથી. કિંવા જે નબી હોય તે કાફિર હોઈ શકતા નથી. અને જે કાફિર હોય તે નબી હોય શકતા નથી. તો આપ નુબુવ્વત થી મુત્તસિફ હતા, તો નવ મુસ્લિમ કઈ રીતે થયા? આપ (સલ.) મવસુફ બવસફે નુબુવ્વત બિઝ્ઝાત છે. અને આપના સિવાય બીજા નબી મવસુફ બવસફે નુબુવ્વત બિલ્ગઅર્ઝ, બધા અંબિયાઓની નુબુવ્વત આપ (સલ.)નો ફૈઝ છે, પણ આપની નુબુવ્વત કોઈ બીજાનો ફૈઝ નથી. જેવી રીતે આપ (સલ.) નબિયુલ્લાહ છે. તેવી જ રીતે નબિયુલ અંબિયા પણ છે. કુર્આનની આયત :-'' વઈઝ અખઝલ્લાહુ મીસાકન્નબિય્યીન'' એટલા બધા નબીઓથી આપ (સલ.) પર ઈમાન લાવવાનો અને આપની ઈત્તિબાઅ અને ઈકતિદાનો અહદ લેવામાં આવ્યો. (તહઝીરૂ-ન્નાસ)

તો શું નબિયોથી ગૈર નબી અને ગૈર મુસ્લિમ ઉપર ઈમાન લાવવા અને ઈત્તિબાઅ અને ઈકતિદા કરવાનો અહદ લેવાયો હતો ?

'બરી અકલો દાનિશ બેબાયદ ગિરિસ્ત'

વમા તવ્ફીકી ઈલ્લા બિલ્લાહ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### દુઆ કેમ કબુલ થતી નથી ?

(૩૯) સવાલ :- કેટલાક વખત દુઆઓ કરીએ છતાં પણ કબુલ થતી નથી રદ થાય છે.. એનું શું કારણ?

જવાબ :- દુઆ મુખ્ખુલ ઈબાદત છે. ઈખ્લાસની સાથે કરવામાં આવે તો જરૂર કબુલ થાય છે. રદ થતી નથી. ખુદાપાક ફર્માવે છે કે :- ઉદઉની અસ્તજિબ લકુમ

અર્થાત :- (હે મારા બંદાઓ) તમો મને પુકારો. મારાથી માંગો હું તમારી દરખાસ્ત મંઝુર કરીશ. (કુર્આને હકીમ, સુરએ મુ'મિન)

અને આપ (સલ.)નું ફરમાન છે કે :-હું તમને તે વસ્તુ બતાવુ છું જે તમને તમારા દુશ્મનોથી નજાત અપાવે અને તમારી રોઝી વધારે, તે એ છે કે તમો રાત-દિવસ (જયારે પણ મૌકો મળી જાય) ખુદાપાકથી (પોતાની હાજતો મકસદો માટે) દુઆ માંગતા રહો કારણ કે દુઆ મો'મિનનું હથિયાર છે. (જમ્ઉલ ફવાઈદ) પરંતુ દુઆની કબૂલિયત માટે કંઈક આદાબ અને શર્ત છે. જેનું પાળવું જરૂરી છે. જો કે રબ્બે કરીમ પોતાના ફઝલો કરમ અને મહેરબાનીથી વિના શર્ત પણ કોઈની દુઆ કબુલ કરી લે તો તેના ઈખ્તિયારની વાત છે. પણ કાનૂનની રૂએ વિના આદાબ અને વિના શર્તે દુઆની કબૂલિયતનો માણસ હકદાર હોતો નથી (૧) દુઆના આદાબમાથી એ છે કે, ખાવા, પીવા, લિબાસ અને કમાઈમાં હરામથી બચે. હઝરત અબૂ હુરૈરહ (રઝી.) થી રિવાયત છે કે બેશક ! ખુદા પાક છે. અને પાક અને હલાલ વસ્તુ સિવાય કબુલ રાખતા નથી અને ફારમાવ્યું છે કે, એક માણસ લાંબી સફર કરે. અને તેના વાળ પણ વિખરેલા હોય અને શરીર તથા લિબાસ પણ (લાંબી સફરને લીધે) મેલો હોય. (આવી કાબિલે રહમ હાલતમાં)પોતાના બન્નેવ

હાથ આસ્માન તરફ ઉઠાવી, યા રબ! યા રબ! (હે મારા પરવરદિગાર) કહી ઘણી આજિઝી સાથે દુઆ માંગે પણ તેનું ખાવું હરામ, લિબાસ હરામ, (નાજાઈઝ કમાઈનું) તો એવા માણસની દુઆ કઈ રીતે કુબુલિયતના દરજે પહોંચે. (સહીહ મુસ્લિમ વિગેરે)

હઝ. હુઝૈફહ (રઝિ.) થી રિવાયત છે કે આપ (સલ.) એ ફરમાવ્યું :-કસમ છે તે ઝાતની જેના કબ્ઝામાં મારી જાન છે. તમો અમ્ર બિલ્લ મઅરૂફ (નેકીના કામો કરવાની તાકીદ) અને નહ્ય અનિલ મુન્કર (બદીના કામોથી લોકોને બાઝ રાખવાની કોશીશ) કરતા રહો, નહીં તો ખુદાપાક અન્કરીબ તમારા ઉપર અઝાબ મોકલશે, પછી તમારી મર્દુદિયતની એવી હાલત થઈ જશે કે તમો તેનાથી દુઆ કરશો પણ કબુલ થશે નહીં.(તિરમિઝી વિગેરે) એ સિવાય બીજા પણ આદાબો છે.

(૨) ઈખ્લાસ સાથે દુઆ કરે કે ખુદા સિવાય કોઈ અમારો મકસદ પુરો કરનાર નથી. મખ્લૂક પર ભરોસો ન રાખે.

(૩) દુઆ કરવા પહેલાં કોઈ નેકીનું કામ કરે અને દુઆ વખતે કહે કે હે અલ્લાહ ! મેં તારી રઝામંદી હાસિલ કરવા માટે આ કામ કર્યું છે. તુ એ કામની બરકતથી મારી આ હાજત પુરી કરી દે.

(૪) પાક સાફ થઈ દુઆ કરે.

(૫) વુઝુની સાથે દુઆ કરે.

(૬) દુઆ વખતે કિબ્લા રૂખ રહે.

(૭) બે ઝાનૂ થઈ બેસે.

(૮) દુઆ કરવા પહેલા અને પછી ખુદાપાકની હમ્દો-સના કરે.

(૯) દુઆના આરંભ અને અંતમાં દુરૂદ શરીફ પઢે.

(૧૦) દુઆ કરતી વેળા બન્નેવ હાથ ફેલાવે અને મુંઢા (ખભા) લગી ઉઠાવેલા રાખે અને અદબ તવાઝુઅની સાથે બેસે.

(૧૧) પોતાના મોહતાજી અને આજિઝીનો ઈકરાર કરે.

(૧૨) દુઆ કરવાની હાલતમાં આસ્માન તરફ નઝર નહીં ઉઠાવે.

(૧૩) ખુદાના "અસ્માએ હુસ્ના" અને સિફાતે આલિયહ'નો ઝિક્ર કરી દુઆ કરે.

(૧૪) દુઆ વખતે અંબિયા (અલ.) અને બીજા મકબૂલ, સાલેહ બંદાઓ સાથે તવસ્સુલ કરે કે હે ખુદા ! આ બુઝુર્ગોના તુફૈલથી મારી દુઆ કબુલ ફરમાવ.

(૧૫) દુઆમાં આવાઝ ધીમી રાખે.

(૧૬) દુઆમાં તે શબ્દો ઈખ્તિયાર કરે જે આપ (સલ.)થી મન્કૂલ છે.

(૧૭) એવી દુઆ કરવી કે જે દીની અને દુન્યવી હાજતોને શામિલ હોય.

(૧૮) અઝમ અને શૌકની સાથે દુઆ કરે અને કબુલિયતની પુરી ઉમ્મીદ રાખે.

(૧૯) એક દુઆને વારંવાર કરે.

(૨૦) દુઆથી ફારિગ થઈ બન્નેવ હાથોને પોતાના મોં ઉપર ફેરવે.

(૨૧) દુઆની મકબુલિયતમાં જલ્દી નહીં કરે. એમ નહીં કહે કે હજુ સુધી દુઆ કબુલ કેમ નહીં થઈ, વિગેરે વિગેરે આદબો છે. જુઓ (અહકામુ-રંજા ફી અહકામિદ-દુઆ)

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## દુઆ કબુલ ન થવાના કારણો

(૪૦) સવાલ :- પાંચે વખત મસ્જિદોમાં દુઆ માગવામાં આવે છે; અને કેટલીક જગ્યાએ તો કુનુતે નાઝિલહ પણ પઢાય છે. છતાં કબુલિયતના ચિન્હો દેખાતા નથી એનું કારણ શું છે? જણાવશો.

જવાબ :-દુઆ મોડી વહેલી પણ કબૂલ થાય છે. બેકાર જતી નથી. માટે નાઉમ્મીદ થવું જોઈએ નહી. પરંતુ દુઆની સાથે અઅમાલની ઈસ્લાહ (સુધારવા)ની ફિકર કરવી જોઈએ. અને જે અમલો અને કારણોના લઈ મુસીબત આવી છે તે કામોથી સાચી તોબહ કરવી જરૂરી છે. દીનના મશહુર બુઝુર્ગ હઝરત ઈબ્રાહીમ ઈબ્ને અદહમ (રહ.)ને બસરાના બઝારમાં લોકો ઘેરી લીધા અને સવાલ કર્યો કે ખુદાપાકનું ફર્માન છે. "ઉદઉની અસ્તજિબ લકુમ"

અર્થાત :-મને પુકારો, મારાથી માંગો, હું તમારી માંગ અને મુરાદો પુરી કરી આપીશ. (કુર્આને હકીમ) આ ફર્માન અનુસાર હમો લાંબા સમયથી દુઆ ગુઝારીએ છીએ પરંતુ હમારી મુરાદો પુરી થતી નઝર આવતી નથી. આપે જવાબમાં ફરમાવ્યું કે ભાઈઓ (૧૦) દસ કારણો ના લઈ તમારા દિલો મુર્દા થઈ ગયા છે. તો મુર્દા દિલોની દુઆ કઈ રીતે કબૂલિયતના દર્જે પહોંચી શકે ? તે ૧૦ કારણો આ છે.

(૧) અરફતુમુલ્લાહ વલમ તુઅદ્દુ,

અર્થાત :-ખુદાપાકને તમો ઓળખો છો પણ તમોએ હક અદા કર્યો નથી.

(૨) કરઅતુમુલ કુર્આન વ લમ અમિલુ બિહી,

અર્થાત :-તમોએ કુર્આન પઢયું પણ તેના ઉપર તમારો અમલ નથી.

(૩) ઈદ્દઅય્તુમ હુબ્બ રસુલિલ્લાહિ વ તરક્તુમ સુન્નતહુ,

અર્થાત :-રસુલે પાકની મહબ્બતનો દઅવો કરો છો પણ તેમના " ઉસ્વએ હસનહ" (સુન્નત અને પાક તરીકા) ઉપર તમારો અમલ નથી.

(૪) ઈદ્દઅય્તુમ અદાવત-શ્શય્તાનિ વઅતતુમુહુ વવાફરતુમુહુ

અર્થાત :-તમો શય્તાનની સાથે અદાવતનો દઅવો કરો છો પરંતુ અમલથી તેની તાબેદારી અને પૈરવી કરતા રહો છો.

(૫) ઈદ્દઅય્તુમ દુખુલલ જન્નતિ વલમ તઅમલુ લહા

અર્થાત :- જન્નતી હોવાની તમન્ના કરો છો પણ તેના માટે કોઈ તેયારી નથી.

(૬) ઈદ્દઅય્તુમુ-ન્નજાત મિન-ન્નારિ વરમય્તુમ ફીહા અન્ફુસકુમ

અર્થાત :-દોઝખથી તમો પોતાની બેઝારી બતાવો છો પણ અમલથી પોતાને તેમાં જોંકો છો.

(૭) કુલ્તુમ અન્નલ મવ્ત હકકુન વલમ તઈદ્દૂ લહુ

અર્થાત :- મૌત આવ્વાનું યકીન રાખો છો પણ તેના માટે તમારી કોઈ પણ પ્રકારની તૈયારી નથી.

(૮) ઈશ્તગલ્તુમ બિઉયુબિ ઈખ્વાનિકુમ ફલા તરબ્ન ઉયૂબ અન્ફુસિકુમ-

અર્થાત :- લોકોની ઐબ જોઈમાં રહો છો, પણ પોતાની એબોને જોતા નથી.

(૯) અકલ્તુમ નિઅમત રબ્બિકુમ વલમ તશ્કુરૂ લહુ ·

અર્થાત :- ખુદાની બેશુમાર નેઅમતોનો ઉપયોગ કરો છો પણ નેઅમત આપનારનો શુક્ર અદા કરતા નથી,

(૧૦) દફન્તુમ-મવ્તકુમ વલમ તઅતબિરૂ બિહિમ

અર્થાત :-તમો તમારા મુર્દાઓને પોતે દફન કરો છો. પંરતુ તેનાથી તમો ઈબ્રત લેતા નથી. (હયાતુલ કુલૂબ) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કુર્આન મજીદના બોસીદહ પાનાનો શું હુકમ છે ? જો કોઈ સળગાવી આપે તો એના માટે શરઈ હુકમ શું છે ?**

(૪૧) સવાલ :- કુર્આન શરીફના પુરાના બોસીદહ અને ફાટેલા તથા દીમકે ખાધેલા કાગળો વિષે શું હુકુમ છે? જો કોઈ માણસ એવા કાગળો દફન કરવા પહેલાં સળગાવી આપે તો એવા માણસ વિષે શરઈ શું હુકુમ છે? જણાવશો.

જવાબ :-કુર્આન શરીફના બોસીદહ અથવા દીમકે ખાધેલ પાનાઓ જે ફાયદો હાસિલ કરી શકાય એમ ન હોય તેને પાક કપડામાં લપેટી કોઈ મહફૂઝ જગ્યામાં જયાં લોકોની આવ-જાવ બિલ્કુલ ન હોય અથવા કમ હોય દફન કરી દેવામાં આવે જેમકે મુસલમાન મય્યિતને દફનાવ્વામાં આવે છે. 'વફીઝ-ઝખીરતિ અલ્મુસ્હફુ ઈઝા સાર ખલ્કન..........

અર્થાત :-બોસીદહ પાના દફન કરવા માટે લહદ (બગલી કબર) બનાવ્વામાં આવે જેથી કુર્આન પર મટોડી ન પડશે અને એમાં એક ઝાતની કુર્આનની બેઅદબી અને બેએહેતરામી છે. હાં, જો એના ઉપર પાટીયાથી બનાવી લેવામાં આવે અને તેના ઉપર મટોડી નાખવામાં આવે તો પછી કાંઈ વાંધાજનક નથી (શામી ભાગ-૫ પાનું-૭૭૩)

જો કુર્આન મજીદ કલમી હોય તો બેહતર એ છે કે પહેલાં પાણીમાં ધોઈ નાંખે અને કાગળોને દફનાવી આપે અને જે પાણીથી ધોવામાં આવ્યું છે તે પાણી પી લેવામાં આવે એમાં દરેક મરઝ અને દિલી બીમારીની શિફા છે. 'મિરકાત શર્હે મિશ્કાત'માં છે કે 'બિલ બીબગી અંય યશ્રિબ માઅહુ ફઈન્નહુ દવાઉન મિન કુલ્લિ દાઈન વશિફાઉન લિમા ફીસ્સુદૂર' (ભાગ-ર પાનું-૬૩૧)

બીજી સુરત આ છે કે બોસીદહ કુર્આન મજીદ સાથે કોઈ વઝની વસ્તુ બાંધી દેવામાં આવે. અને એવી રીતે એને વહેતા ઉંડા પાણીમાં અથવા કુવાની તેહમાં એહતેરામની સાથે ઉતારી દેવામાં આવે, 'વલા બ'સ બિઅન તુલ્કા ફી માઈન જારિન' (શામી ભાગ-૧ પાનું-૧૬૪)

જયાં ઉપર જણાવેલી સુરતોમાં અમલ કરવું મુમ્કિન હોય અને એ સુરતો ઈત્મીનાન બખ્શ પણ હોય તો સળગાવ્વાની ઈજાઝત નથી. ખાસ કરી જયારે કે ઉર્ફમાં સળગાવ્વાને બેહુરમતી સમજાય છે તો સળગાવ્વાની ઈજાઝત બિલ્કુલ નથી 'ફતાવા આલમગીરી'માં છે :- 'અલ્મુસ્હફુ ઈઝા સાર ખલ્કન......(ભાગ-૫ પાનું-૩૨૩) (અલ્ઈત્કાન ભાગ-૨ પાનું-૩૦૩) યઅની મુસ્હફ અગર બોસીદહ (સળી ગયા જેમ) થઈ ગયું કે એમાં પઢી શકાય એમ નથી તો એને આગમાં સળગાવ્વામાં ન આવે. આ હુકમ તરફ ઈમામ મુહમ્મદે 'સિયરે કબીરમાં ખુલાસો કર્યો છે. અને હમો એને જ ઈખ્તિયાર કરીએ છીએ.

હાં, જયાં મઝકુર બન્નેવ સુરતો મુશ્કિલ હોય અથવા ઈત્મીનાન બખ્શ ન હોય અને મકસદ હાસિલ ન થતો હોય કિંવા દફનાવ્યા અને પાણીમાં દુબાડવા પછી પણ બેહુરમતીનો એહતેમાલ હોય અને સળગાવ્યા વિના છુટકો ન હોય તો સળગાવી રાખ દફન કરી દેવામાં આવે. જેમકે

અમીરૂલ મુઅમિનીન હઝરત ઉસ્માન (રદી.) એ ઈખ્તિલાફ દફઅ કરવા માટે અને અવામની મુખાલિફત લઈ ગૈરકુરેશી ઝબાનમાં લખાયેલા કુર્આનને સળગાવી દેવાનો હુકમ આપ્યો હતો. તફસીલ આ છે કે કુર્આન મજીદ ખાલિસ કુરૈશી ફસીહ, બલીગ લુગતમાં ઉતરેલું છે. કુરૈશ સિવાય અરબી કબીલાઓમાં અમુક એવા હતા કે એમની ઝબાન અરબી હોવા છતાં એવી સાફ ન હતી જેવી કુરૈશી ઝબાન સાફ હતી. એમના મુહાવરા અને લુગતમાં એવો ફર્ક હતો. જેવો કે થોડા-થોડા ફાસ્લા પર દરેક મુલ્કમાં ઝબાન એક હોવા છતાં હોય છે અને એ ફિત્રી વસ્તુ છે જેમકે રાંદેરની ઝબાન અને ગામડાઓની ઝબાનમાં ફર્ક છે તેમજ સુરત ઝિલ્લા અને ભરૂચ ઝિલ્લા વિગેરેની ઝબાનમાં અમુક અલ્ફાઝ જુદા-જુદા છે. હાલાંકે ઝબાન (ગુજરાતી) જ ગણાય છે, એ મુજબ જ અરબી કબીલાઓની ઝબાનમાં ફર્ક હતો. જેમકે 'કાફ' ની જગ્યાએ 'ગાફ' અને 'શીન 'ની જગ્યાએ'તે' 'હત્તા' ની જગ્યાએ 'અત્તા', 'અન' (હમઝહ વાલા) ની જગ્યાએ 'અન' (ઐન' સાથે 'માઈન ગય્રિ આસિન'ની જગ્યાએ 'માઈન ગય્રિ યાસિન' તઅરીફના 'અલિફ લામ'ની જગ્યાએ 'અલિફ મીમ' વિગેરે વિગેરે ફર્ક હતો. વર્તમાન કાળમાં પણ અમુક અરબ 'કાફ'ને 'ગાફ' પઢે છે.) આ કબીલા ઈસ્લામમાં દાખલ થતા જ કુર્આનની તિલાવત ઝરૂરી સમજતા અને નમાઝ પઢવાની કોશિશ કરતા હતા. પરંતુ અભણ મોટી ઉમરના મર્દ-ઔરતો અને બચ્ચાઓને કુરૈશી ફસીહ, બલીગ અલ્ફાઝ પઢાવ્યું અશકય હતું. આ મજબુરીને પેશે નઝર આં હઝરત (સલ.)એ ઈલ્હામે રબ્બાની અનુસાર ઈજાઝત આપી હતી કે આ મજબૂર માણસો પોતાની ફીત્રી ઝુબાનમાં કુર્આને પાકના અલ્ફાઝ અદા કરે, તે પછી એવું થયું કે આ આરઝી ઈજાઝતને અમુક લોકો મુસ્તકિલ ઈજાઝત સમજવા લાગ્યાં, અને એને જ કુર્આન સમજી એના ઉપર ઈસ્રાર કરવા લાગ્યા. જેથી બહસ અને નિઝાઅની નૌબત આવી.

હઝરત હુઝૈફહ બિન યમાન (રદી.) જંગે આરમિન્યા અને જંગે બાઈઝરજાનનો સમયે શામ અને ઈરાક ગયા તો ત્યાંના લાકોની કિર્અતના ઈખ્તિલાફ અને એક બીજા પર ફવકિય્યત અને નિઝાઆત જોઈને આપને ઘણી તશ્વીશ થઈ. જેથી આપે હઝરત ઉસ્માન (રદી.) પાસે આવી કહ્યું યા અમીરલ મુઅમિનીન! આ ઉમ્મતની ખબર લો. એથી પહેલાં કે કુર્આનમાં યહુદ નસારાની જેમ ઈખ્તિલાફ ઝાહિર થાય, હઝરત ઉસ્માન (રદી.) એ સહાબાથી મશ્વેરો કરી ઉમ્મુલ મુઅમિનીન હઝરત હફસહ (રદી.)ના પાસેથી કુર્આનનો તે નુસ્ખો મંગાવ્યો જે અમીરૂલ મુઅમિનીન હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.)ના મુબાંરક ઝમાનામાં પુરા એહતે મામથી મુરત્તબ કરવામાં આવ્યો હતો અને હઝરત ઝૈદ બિન સાબિત અન્સારી (રદી.), હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર કુરૈશી (રદી.), હઝરત સઈદ બિન આસ કુરૈશી (રદી.), અને હઝરત અબ્દુલ્લાહ બિન હારિશ બિન હિશામ કુરૈશી (રદી.)ને બોલાવી ખાલિસ કુરૈશી ઝુબાન અને મુહાવરાના મુતાબિક કુર્આનના અમુક નુસ્ખા લખાવી તેને સુબાઓમાં મોકલી ફર્માન જારી કર્યુ કે એના સિવાય બીજા કુર્આનના નુસ્ખા જેમાં ગૈર કુરૈશી ઝબાનના અલ્ફાઝ હોય, તેને સળગાવી દેવામાં આવે. (આપના આજ કારનામાને લઈ આપ (રદી.) જામિઉલ કુર્આન કહેવાય છે.) બુખારી શરીફના અલ્ફાઝ આ છે. 'વઅમર બિમા સિવાહુ મિનલ કુર્આનિ ફી કુલ્લિ સહીફતિન અવ મુસ્હફિન અંય યુહરક' અર્થાત :-અને હઝરત ઉસ્માન (રદી.) એ હુકમ આપ્યો કે આ કુર્આન(જે કુરૈશની ઝબાનના મુવાફિક લખવામાં આવ્યું છે)તેના સિવાય બીજા જે સહીફા મળે બધાને સળગાવી દેવામાં આવે. (સહીહ બુખારી શરીફ ભાગ-૨ પારો ૨૦ પાનું-૭૪૬)

ખલીફા મરવાન (રહ.)થી પણ સળગાવ્વું મન્કૂલ છે. (મિરકાત શર્હે મિશ્કાત ભાગ-૨ પાનું -૬૩૦-૬૩૧)

હઝરત ઉસ્માન (રદી.)એ સળગાવ્વાનો હુકમ એટલા માટે આપ્યો હતો કે જો પાણીમાં નાંખતે તો લોકો કાઢી લેતે અથવા મટોડીમાં દફનાવતે તો પણ લોકો કાઢી લેતે અને કયામત સુધી તૌરાત- ઈન્જીલ જેમ ઈખ્તિલાફ રહત. આ હતી મસ્લિહત, તૌહીનની ગર્ઝથી સળગાવ્વામાં આવ્યા ન હતા કે તઅન કરવામાં આવે.

'મઝાહિરે હક' માં છે કે હઝરત ઉસ્માન (રદી.)એ સળગાવ્યા એ મસ્લિહતથી કે ઈખ્તિલાફ બાકી ન રહે ....(ભાગ-૨ પાનું-૨૪૫)

'ફૈઝુલ બારી શર્હે બુખારી'માં છે કે :-વલ્ઈહરાકુ હાહુના લિદફઈલ ઈખ્તિલાફિ વહુવ જાઈઝુન' (મઝકુર સુરતમાં સળગાવ્વું ઈખ્તિલાફ મિટાવવા માટે છે અને એ જાઈઝ છે.)(ભાગ-૪ પાનું-૨૬૪)

અને ઈમ્દાદુલ ફતાવા'માં છે :- ઈસ ઈહરાક (જલાને)મેં ઈખ્તિલાફ હે. ઈસ લિયે ફેઅલમેં ભી ગુંજાઈશ છે. ઔર તર્ક અહવત હે. (ભાગ-૪ પાનું-૫૫)

મત્લબ કે જયાં મહફુઝ જગ્યાએ દફન કરવું અને પાણીમાં દુબાવ્વું મુશ્કિલ હોય અથવા પાછળથી પણ બેહુરમતી થવાનો સંભવ હોય તો બેહુરમતીથી બચાવના હેતુથી સળગાવ્વાની ગુંજાઈશ છે. (ઝરૂરતન જાઈઝ છે.)

'ફતાવા સિરાજિય્યહ'માં છે 'ઈઝા સારલ મુસ્હફુ....ઈલા કવ્લિહી યુગ્સલુ' જયારે કુઆંન પુરાનું અને બોસીદહ તથા નાકાબિલે ઈન્તિફાઅ થઈ જાય તો મુનાસિબ એ છે કે પાક કપડાં માં લપેટી પાક જગ્યામાં દફન કરી દેવામાં આવે અથવા સળગાવી દેવામાં આવે. (અને એની મટોડીને પાણીમાં વહાવી દેવામાં આવે અથવા દફન કરી દેવામાં આવે) અથવા પાણીથી ધોઈ લેવામાં આવે(પાનું-૭૧)

પૂછેલી સુરતમાં જો કોઈએ પાનાઓને બેહુરમતીથી બચાવ્વાની નિય્યતથી એમ કર્યું છે તો એને તંબીહ કર્યા પછી દરગુઝર કરવામાં આવે કે એની નિય્યત તહકીર અને તૌહીનની ન હતી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### રહમદાનીના ઓપરેશન વિષે

(૪૨) સવાલ :- મારે ત્યાં ડીલેવરીનો ટાઈમ છે. અને હમલની હાલતમાં ઘણી વખતે બચ્ચું નીચે ઉતરી જાય છે, અને કોઈક વખતે જાનનો ખતરો ઉભો થાય છે. અને ઘણા વખતે બચ્ચું નીચે ઉતરી જવાથી માંને ચાલવા-ફરવાની ઘણી જ તકલીફ રહે, અને આ સાથે ચોથી ડીલેવરી છે. અને મારો ઝાતી અનુભવ છે કે કોઈ વખત બચ્ચાની માંને જાનનો ખતરો ઉભો થાય છે. તો આવા સંજોગોમાં શરીઅત ઓપરેશન કરવાની છુટ આપે છે કે નહી ?

જવાબ :- પૂછેલી સુરતમાં ઓપરેશનની ઈજાઝત નથી. અવ્લાદ મોટી નેઅમત છે.હુઝુર (સલ.)ની ઉમ્મતમાં વધારો થાય છે. શરઈ ઉઝર વગર એના આડે આવવું કુફરાને નેઅમત છે. તકલીફ ઉઠાવશો તો નેઅમતના હકદાર થશો 'ઈન્ન મઅલ ઉસ્રિ યુસ્રા.'(કુઆંને હકીમ)

હમલની હાલત દરેક ઔરત માટે ખત્રાની ચીઝ છે. એટલા માટે ઔરતે વિલાદતના સમયે કરેલી વસિય્યત વિગેરે મરઝુલ મૌતમાં કરવાના હુકમમાં હોય છે. ઔરત તંદુરસ્ત હોય કે બીમાર, એ હાલત મરઝુલ મૌતની ગણાય છે. માટે એનાથી ગભરાયને ઓપરેશન કરાવી હમેશ માટે અવ્લાદથી મહરૂમ થઈ જવું ખોટું છે, હકીમી, ડોકટરી ઈલાજ ચાલુ રાખો છતાં પણ ફાયદો નહીં થાય તો મુસલમાન દીનદાર હકીમ હાઝિક, ખત્રો મહસુસ કરી ઈજાઝત આપે તો કરાવી શકાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# કિતાબુલ-ત્તરાહત

## વુઝુ વખતે સલામ કરવી કેમ છે?

(૪૩) સવાલ :- લોકો વુઝુ કરવામાં મશ્ગુલ હોય ત્યારે સલામ કરવી કે નહી?

જવાબ :- વુઝુમાં મશ્ગુલ માણસોને સલામ નહી કરવી જોઈએ. વુઝુ પણ એક ઈબાદત અને સવાબનું કામ છે, અને એમાં મસ્રૂફિયત છે અને ખાસ તવજ્જુહની ઝરૂરત છે, એમાં અમુક અવ્યવો એવા પણ છે કે અગર ખાસ ધ્યાન રાખવામાં નહી આવે તો સુકા રહી જાય અને વુઝુ નહી થાય, એમાં અમુક ચીઝો ફર્ઝ, અમુક સુન્નતો અને અમુક મુસ્તહબ્બાત છે અને વુઝુના આદાબમાંથી એ પણ છે કે દરેક ઉઝવ ધોતી વખતે બિસ્મિલ્લાહ અને કલિમએ શહાદત પઢાય અને બીજા વિર્દો પણ કિતાબોમાં મન્કૂલ છે, વુઝુ વખતે અમુક ચીઝો મકરૂહ છે તેનો પણ ખ્યાલ રાખવાની ઝરૂરત છે. માટે એ મૌકે સલામ નહી કરવી જોઈએ. અગર કોઈ સલામ કરે તો જવાબ આપી દેવું બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## મઅઝુર વગર વુઝુએ નમાઝ પઢી શકે કે કેમ?

(૪૪) સવાલ :- એક માણસ ઘણી જ તકલીફમાં છે, ઈસ્તિન્જો કરવામાં પણ ઘણી જ તકલીફ છે, ઘડપણ છે અને ઓટલા ઉપરથી પડી જવાથી વાગેલું છે, પાકી માટે પુરેપુરો સંતોષ નથી થતો, ઈસિન્જો કરવામાં જાંગો ઉપર પાણી પડે છે. વળી વુઝુ પણ નથી થઈ શકતું, કોઈ વુઝુ કરાવે તો જ થઈ શકે એમ છે. પાંચ વખત કોઈનું હાઝિર રહેવું મુશ્કિલ છે, કારણ ગરીબી હાલતના છે, એટલે વુઝુમાં ભારે તકલીફ પડે છે તો મઝકુર માણસે નમાઝ પઢવી કે નહીં? અને પઢવી તો વુઝુ કરીને પઢવી પડશે કે તયમ્મુમ કરીને પઢશે તો ચાલી શકશે?

જવાબ :- પુછેલી સુરતમાં નમાઝ ઝરૂર પઢે, નમાઝ માફ નથી. વુઝુ કરાવનાર મૌજુદ ન હોય તો તયમ્મુમ કરી નમાઝ પઢે! વુઝુ કરી શકાતું હોય અને વુઝુ કરાવનાર મૌજુદ હોય તો વુઝુ કરી નમાઝ પઢે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## વુઝુમાં મિસ્વાકના બદલે બીજુ કાંઈ વપરાય કે નહી?

(૪૫) સવાલ :- મિસ્વાકની જગ્યાએ મંજન અને ટુથ પેસ્ટ વાપરવું કેમ છે ? બ્રશ વાપરવું કેમ છે?

જવાબ :- વુઝુ કરતી વખતે મિસ્વાક કરવું સુન્નતે મુઅકકિદહ છે. (જવ્હરએ નય્યિરહ ભાગ-૧ પાનું ૫) અને મિસ્વાક વાંસ, અનાર, તથા રૈહાન સિવાયના ઝાડની હોવી જોઈએ. ખાસ કરી કડવા ઝાડની, વધુ બેહતર પિલુડીના ઝાડની છે, પછી ઝૈતુનના ઝાડની. (કબીરી પાનું-૩૨) (શામી ભાગ-૧ પાનું-૧૦૭) અલ્લામહ તહતાવી (રહ.) ઝૈતુનના મિસ્વાકને અફઝલ માને છે. (તહતાવી ભાગ-૧ પાનું-૧૦૧)

ગરઝ કે મિસ્વાક ઝાડની હોવી ઝરૂરી છે સંજોગે ઝાડની મિસ્વાક ન મળે તો સુન્નત અદા કરવાની નિય્યતે આંગળી વિગેરેથી દાંતની સફાઈ કરવાથી મોઢાની વાસ દુર થઈ સુન્નત અદા થઈ જાય છે.

હિદાયહમાં છે :- વસ્સિવાકુ લિઅન્નહુ અલય્હિસ્સલામ કાન યુવાઝિબુ અલય્હિ વ ઈન્દ ફકદિહિ યુઆલિજુ બિલ અસાબિઈ લિઅન્નહુ અલયહિસ્સલામ ફઅલ ઝાલિક.

અર્થાત :- અને મિસ્વાક સુન્નત છે, કારણ કે આપ (સલ.) હમેશ કરતા હતા. અને મિસ્વાક ન મળે તો આંગળીથી મિસ્વાકનું કામ લીએ કે આપ (સલ.) એ કર્યું છે. (ભાગ ૧ પાનું ૯)

અને આપ (સલ.)નું ફરમાન છે.

અલ અસાબિઉ તજરી મજરસ્સિવાકિ ઈઝા લમ યકુન સિવા (અર્થાત) જયારે મિસ્વાક ન હોય તો આંગળીઓથી મિસ્વાકની ગરજ સરે છે. (તબ્રાની વિગેરે) આથી પુરવાર થાય છે કે અસલ સુન્નત ઝાડની મિસ્વાક છે તે ન મળે અથવાં દાંત ન હોય યા દાંત તથા મસોળાની ખરાબીને લીધે મિસ્વાકથી તકલીફ થતી હોય તો ઝરૂરતન હાથની અથવા જાડા ખરબચડા કપડા તથા મંજન ટુથ પેસ્ટ તથા બ્રશથી મિસ્વાકનું કામ લઈ શકાય છે. પરંતુ મિસ્વાક હોવા છતાં મઝકૂર વસ્તુઓ મિસ્વાકની સુન્નત અદા કરવા માટે કાફી નથી. અને મિસ્વાકની સુન્નતનો પૂરો સવાબ મળશે નહીં.

'વલા તકુમુલ અસાબિઉ મકામલ ઉદિ ઈન્દ વુજુદિહિ' (અર્થાત) મિસ્વાકની મૌજૂદગીમાં આંગળી મિસ્વાકના કાઈમ મુકામ થતી નથી. (કબીરી ૩૨) (સગીરી ૧૪) (બહરૂર્રાઈક ભાગ ૧ પાનું ૨૧) (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૭)

જયારે મિસ્વાકની મૌજૂદગીમાં આંગળી (જેના માટે આપ (સલ.)નો અમલ અને કૌલ સાબિત છે.) મિસ્વાકના કાઈમ મુકામ થતી નથી તો બ્રશ વિગેરે કઈ રીતે મિસ્વાકના કાઈમ મુકામ બની શકે છે?

બ્રશ અગર સુવ્વરના વાળનું હશે તો તેનો ઉપયોગ કત્અન હરામ છે. અગર શક ભર્યુ હોય તોય વાપરે નહીં. મશ્કુક ન હોય તો વાપરી શકાય છે, પણ વિના ઉઝરે મિસ્વાકના કાઈમ મુકામ થશે નહીં કારણ કે સુન્નત ઝાડની મિસ્વાક છે (તવઝીહુલ મસાઈલ પાનું ૩૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગૈર મુસ્લિમના હોઝમાં ઉતરવાથી પાણી પાક રહેશે કે નહીં?

(૪૬) સવાલ :- અમારી જુમ્અહ મસ્જિદની હોઝમાં હિન્દુ સુથારનું ઓઝાર પડી ગયું તે લેવા સારૂં પોતે હિન્દુ સુથાર હોઝમાં ઉતર્યો, માટે એ પાંણી પાક છે કે નાપાક ? એનો જવાબ તાકીદે આપશો. હોઝમાં પાણી ભરેલું છે.

જવાબ :-દહ-દર-દહ (કિંવા દસ હાથ લાંબા અને દસ હાથ પહોળા) હોઝનું પાણી જારી પાણીના હુકમમાં છે, માટે પાણીમાં જયાં લગી નાપાકીનો અસર માલમ નહીં પડે પાક છે, અગર નાપાકી પડવાથી પાણીના રગ અથવા બૂ અથવા સ્વાદમાં ફર્ક ન આવી જાય તો હોઝનું પાણી નાપાક ગણાંશે નહીં. માટે પુછેલી સુરતમાં હોઝનું પાણી પાક છે, શંકા કરવાની જરૂરત નથી.

નોટ :- દહ-દર-દહ વિષેનો પુરો ખુલાસો ફતાવા રહીમિય્યહ ભાગ-૪ માં જોઈ લેશો. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અધુરા તળાવનું પાણી પાક ગણાંશે ?

(૪૭) સવાલ :-અમારા ગામમાં તળાવ એવી રીતે અડધું ભરાયું છે કે ગામનું છાણ અને મોરીઓવાળું પાણી સાથે તળાવમાં ગયું છે. અને ખેતરોનું પણ પાણી આવી જમા થયું છે આ રીતે લગભગ અડધુ અથવા અડધા ઉપર ભરાયું છે અને છલકાઈ ગયું નથી, આંત નથી મારી ગયું. એટલે પુરું ભરાયને છલકાઈ ગયું નથી જો કે જેટલું પાણી છે તે ચોખ્ખું માલમ પડે છે અને તળાવ ભરાઈ અને પાણીનો જેવો રંગ હોય એવો જ રંગ હાલમાં છે તો એ પાણી પાક ગણાય કે નાપાક ? એ પાણીથી કપડાં ધોવાય કે નહીં ?

જવાબ :-મઝકુર તળાવમાં જે-જે બાજુથી પાણી ભરાયું છે તે બધી બાજુ કિંવા બધા રસ્તા નાપાક હોય તો તળાવનું પાણી નાપાક ગણાંશે, અને જો તળાવમાં પાણી જવાનો એક પણ માર્ગ

પાક હોય અને તે રસ્તે દહ-દર-દહ જેટલું પાક પાણી જઈ એકઠું થઈ ગયું, અથવા દહ-દર-દહ જેટલું પાક પાણી તળાવમાં એકઠું થઈ એક સાથે તળાવના બીજા નાપાક પાણી સાથે મળી ગયું તો તળાવ પાક ગણાંશે. હા, નાપાકીના લીધે પાણીના રંગ, સ્વાદ અથવા બૂ માં ફર્ક આવી ગયો હશે તો તળાવનું પાણી નાપાક ગણાંશે. (ફતાવા કાઝીખાન ભાગ ૧ પાનું ૪)

જયારે તળાવનું પાણી સાફ હોય, નાપાકીનો અસર ઝાહિર ન થાય તો પાક જ સમજવું જોઈએ, પાણી બાબત આપ (સલ.) એ સહુલતો બતાવી છે. ફુકહા (રહ.) એ પણ ઉમુમે બલ્વાનો લિહાઝ કર્યો છે. માટે શક અને વહેમ કરવાની જરૂરત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ૪૦ દિવસ પહેલાં નિફાસ બંધ થઈ જાય તો શું હુકમ છે?

(૪૮) સવાલ :-જે ઔરતને પહેલી સુવાવડ હોય અને તેને ૪૦ દિવસ પહેલાં ખૂને નિફાસ બંધ થઈ જાય તો તે ગુસલ કરી નમાઝ પઢી શકે છે કે ૪૦ દિવસ પુરા કરવા ઝરૂરી છે?

જવાબ :-પૂછેલી સુરતમાં નિફાસનું ખુન બંધ થઈ જતાં ગુસલ કરી નમાઝ પઢવું જરૂરી છે. નહી પઢશે તો ગુનેહગાર થશે. ૪૦ દિવસ પૂરા કરવા લાઝિમ નથી.

નિફાસની વધુમાં વધુ મુદ્દત ૪૦ દિવસ છે. એ પહેલાં પોતાની આગળની આદત પ્રમાણે ખૂન બંધ થઈ જાય તો તે પાક થઈ જશે. તેમજ જેની પહેલી સુવાવડ હોય તેને ૪૦ દિવસ પહેલા જયારે પણ ખૂન બંધ થઈ જશે પાક ગણાશે. અને ગુસલ કરી નમાઝ પઢવું જરૂરી થશે. ૪૦ દિવસની મુદ્દત પુરી કરવી લાઝિમ નથી ૪૦ દિવસ પુરા કરવા વગર છેલ્લું નહાય નહી એ માન્યતા ખોટી છે.

દારે કુત્ની અને ઈબ્ને માજહમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.) એ નિફાસના ૪૦ દિવસ મુકર્રર કર્યા છે. પણ જો તે પહેલાં ઔરત પાક થઈ જાય તો પછી ૪૦ દિવસની મુદ્દત પુરી કરવી જરૂરી નથી.

અને ઈબ્ને અદી તથા ઈબ્ને અસાકિર, હઝરત અબુ દરદા (રદી.) તથા હઝરત અબુ હુરૈરહ (રદી.) નું બયાન કરવું રિવાયત કરે છે કે આપ (સલ.) એ ફરમાવ્યું કે નિફાસવાળી ઔરતો ૪૦ દિવસ રાહ જુએ પણ જો તે પહેલાં પાક થઈ જાય તો પછી ૪૦ દિવસ રાહ જુએ નહી. (ઝુજાજતુલ-મસાબીહ ભાગ ૧ પાનું ૧૫૪) (શામી ભાગ ૧ પાનું ૨૭૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુવામાં ઉંદર પડી જાય તો તેનો શું હુકમ છે?

(૪૯) સવાલ :- એક કુવામાંથી એક તાઝો મરેલો ઉંદર નિકળ્યો એક માણસે લગભગ કલાક ઉપર પાણી કાઢયું ત્યારે ઉંદર ન હતો પરંતુ કલાક પછી કુવામાંથી ઉંદર મરેલી હાલતમાં નિકળ્યો હતો તો શરીઅતથી એ કુવાના પાણી માટે શું હુકમ છે? લગભગ ૨૫ થી ૩૦ ડોલ પાણી કાઢવાથી કુવો પાક થાય છે. ? પાણીના રંગમાં કે સ્વાદમાં કોઈ ફેર પડયો નથી. તેવા પાણીથી પકાવેલી વસ્તુ ખાધી અને વુઝુ કરી નમાઝ પઢી તો શું નમાઝ અદા થશે કે કેમ ? અથવા કઝા કરવી પડશે ?

જવાબ :- જયારે ઉંદર ફુલ્યો ન હોય તો તેને કાઢી ૨૦ ડોલ પાણી કાઢી નાખવાથી કુવો પાક થઈ જાય છે, ૩૦ ડોલ કાઢવું બેહતર છે. આપે ૨૫ થી ૩૦ ડોલ કાઢી એ બહેતર થયું, કુવો પાક થઈ ગયો. હવે એ પાણી-ખાવા પીવા અને વુઝુ ગુસલ વિગેરેમાં વગર વાંધે લઈ શકાય છે. 'વ ઈન માતત ફારતુન નુઝિહ મિન્હા ઈશ્રૂન દલ્વન ઈલા સલાસીન.' અર્થાત :- અને જો કુવામાં ઉંદર મરી જાય તો ૨૦ થી ૩૦ ડોલ કાઢી નાંખવામાં આવે. (હિદાયહ ભાગ-૧ પાનું-૨૬)

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ-અવ્કાત

## જમઅ બય્ન -સ્સલાતેન વગર ઉઝરે જાઈઝ છે?

(૫૦) સવાલ :- માહે ફેબ્રુઆરી ૧૯૬૦ ના પ્રગટ થએલા (ગુજરાતી) માસિકના પાના ૧૨ માં નીચે પ્રમાણેની ઈબારત છે જેનો મત્લબ એ નિકળે છે કે એકી સાથે ઝોહર, અસર, મગ્રિબ અને ઈશાની નમાઝ પઢી શકાય છે. માટે ચોખવટ કરવા કૃપા કરશો, મઝકુર અંકની ઈબારત આ છે :- એક દિવસ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ અસર પછી અમારા લોકો સમક્ષ તકરીર કરી, એટલી વાર લગી કરતા રહયા કે આફતાબ આથમી ગયો અને તારા નિકળી આવ્યા, લોકોએ નમાઝ, નમાઝની આવાઝ બુલંદ કરવા માંડી. એક તમીમીએ મુસલ્સલ નમાઝ કહેવું શરૂ કર્યું, ઈબ્ને અબ્બાસ (રદિ.) ખિજવાયને બોલી ઉઠયા તુ મને સુન્નતની તઅલીમ આપે છે મેં આં હઝરત (સલ.) ને જોયા છે આપ (સલ.) ઝોહર. અસર અને મગ્રિબ, ઈશાની નમાઝો એકી સાથે પઢતા હતા.

અબ્દુલ્લાહ બિન શકીકના દિલમાં એ વાત ખટકતી રહી, તેમણે અબુ હુરૈરહ (રદિ.) ને પુછયું, અબુ હુરૈરહ (રદિ.)એ કહ્યું હા, એ સહીહ છે.

આથી અવામમાં અમલી અને એ'તેકાદી ખરાબી ઉત્પન્ન થવાનો સંભવ છે !

જવાબ :-મગ્રિબની નમાઝ જલ્દી પઢવું મસ્નુન છે અને શરઈ ઉઝર વિના વિલંબ કરવો મકરૂહ અને મના છે. હઝરત સલ્મહ (રદિ.) ફરમાવે છે કે અમે આપ (સલ.)ની સાથે મગ્રિબની નમાઝ ત્યારે પઢી લેતા જયારે સુરજ ગુરૂબ થઈ જતો. (સહીહ બુખારી ભાગ ૧ પારો ૩ પાનું-૭૯)

અને આપ (સલ.)નું ફરમાન છે કે મગ્રિબની નમાઝ એવા સમયે પઢો જયારે રોઝદારને ઈફતાર કરવું હલાલ થઈ જાય અને સિતારા નિકળવા પહેલાં પઢો.

(ઝુજાજતુલ મસાબીહ ભાગ. ૧ પાનું-૧૭૪)

આપ (સલ.)એ ફરમાવ્યું :-મારી ઉમ્મત હમેશા ભલાઈ ઉપર રહેશે. (રાવી કહે છે કે) અથવા ફમાવ્યું કે ફિત્રત (તરીકએ ઈસ્લામ) ઉપર રહેશે જયાં સુધી મગ્રિબની નમાઝમાં સિતારા ફેલાય જવા સુધી મોડું નહી કરશે. (અબુ દાઉદ ભાગ. ૧ પાનું-૬૬, મિશ્કાત પાનું-૬૧)

એક રિવાયતમાં છે કે એક વખત મિસરના હાકિમ અકબહ ઈબ્ને આમિર (રદિ.)એ મગ્રિબની નમાઝ પઢવામાં વિલંબ કરી દીધો તો હઝરત અબૂ અય્યુબ અન્સારી (રદિ.) ઉભા થઈ ગયા અને કહેવા લાગ્યા અકબહ ! આ કેવી નમાઝ છે? તેમણે કહ્યું અમે કામમાં મશ્ગુલ હતા. હઝ અબુ ઐયુબ (રદિ.) એ ફરમાવ્યું, શું તમે આપ (સલ.)નું ફરમાન નથી સાંભળ્યું ? કે મારી ઉમ્મત હમેશા ભલાઈ ઉપર રહેશે. (રાવી કહે છે) અથવા ફરમાવ્યું ફિત્રત (તરીકએ ઈસ્લામ) ઉપર રહેશે જયાં લગી મગ્રિબની નમાઝમાં સિતારા ફેલાય જવા સુધી મોડું નહી કરશે. (અબુ દાઉદ ભાગ. ૧ પાનું-૬૬) (ઝુજાજતુલ મસાબીહ ભા. ૧ પાનું-૧૭૩)

અને એ પણ સહીહ નથી કે આપ (સલ.)ઝુહર, અસર મગ્રિબ અને ઈશાની નમાઝો એક સાથે પઢતા હતા.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)વાળી મઝકુર (સવાલમાં નકલ કરેલ) રિવાયત તાવીલ કર્યા વિના તેના સાફ અને વાઝેહ મફહુમ અને ઝાહિર મત્લબ (અર્થ) અનુસાર કુર્આની આયતો અને ઘણી સહીહ હદીસો અને ખુદ ઈબ્ને અબ્બાસ (રદી.)એ રિવાયત કરેલ એક હદીસ (તિર્મિઝી ભાગ ૧ પાનું-૨૯)સાથે પણ સાફ વિરોધાભાસ ધરાવે છે. (ટકરાય રહી છે.) માટે અમલ પાત્ર અને હુજ્જત (દલીલ) પાત્ર નથી. બિલ્ઈજમાઅ મત્રૂકુલ અમલ છે.

ઈર્શાદે બારી તઆલા છે. :- **ઈન્નસ્સલાત કાનત અલલ મુઅમિનીન કિતાબમ મવ્કૂતા.** અર્થાત :- બેશક! નમાઝ ઈમાનદારો ઉપર ફર્ઝ છે તેના મુકર્રર ટાઈમોમાં, (સુરએ નિસાઅ) અને ફર્માવ્યું **હાફિઝુ અલસ્સલવાતિ વસ્સલાતિલ વુસ્તા.** અર્થાત :-મુહાફઝત કરો તમામ નમાઝોની તેમના ટાઈમોમાં અદા કરીને (જલાલૈન) ખાસ કરીને દરમિયાની નમાઝ (અસર)ની (સુરએ બકરહ) જલીલુલ કદ્ર સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.)નું ફર્માન છે કે આપ (સલ.)એ કદી કોઈ નમાઝ તેના ટાઈમ સિવાય પઢી નથી પરંતુ બે નમાઝો સાથે પઢી છે, ઝુહર અને અસરને અરફાતમાં અને મગ્રિબ અને ઈશાને મુઝદલિફહમાં. (નસઈ શરીફ ભાગ ૧ પાનું ૨૭૧) (શર્હે નિકાયહ ભાગ. ૧ પાનું ૪૪,) (શામી ભાગ. ૧ પાનું ૫૫)

એક બનાવ ગઝવએ ખંદકનો છે કે દુશ્મનો ચઢી આવ્યા, બચાવ માટે ખંડક ખોદાઈ હતી. તીરોનો વરસાદ વરસી રહયો હતો. જેથી હુઝુર (સલ.) ઝુહર, અસર, મગ્રિબ અને ઈશાની નમાઝ ટાઈમસર પઢી શકયા ન હતા. જેનો એટલો બધો સદમો થયો કે આદત વિરૂધ્ધ આપે દુશ્મનો માટે બદદુઆ કરી કે ખુદાપાક એમના ઘરોને અને કબરોને આગથી ભરી દે. (બુખારી શરીફ ભાગ ૧ પારો ૩ પાનું ૮૩ નસઈ ભાગ. ૧ પાનું ૫૫ મિશ્કાત પાનું ૬૩)

આપ (સલ.)ને જેને ઉહદમાં કેટલી બધી ઈઝા થઈ હતી પણ બદદુઆ કરી ન હતી. પરંતુ ગઝવએ ખંડકના મૌકા પર નમાઝો વખતસર નહીં પઢી શકયા જેથી ખુદાનો હક છુટી જવાને સહન કરી શકયા નહીં અને બદદુઆ કરી, તો પછી આપ (સલ.) ઝુહર, અસર, મગ્રિબ અને ઈશાની નમાઝ મજબુરી વિના એકી સાથે પઢતા હતા એ કેવી રીતે માની શકાય?

આપ (સલ.)નુ ફર્માન છે: આ નમાઝ મુનાફિકની નમાઝ છે કે બેસી રહે છે એટલે સુધી કે સુરજ પીળો પડી જાય ત્યારે ચાર ઠોંગા મારી લે છે. કિંવા એટલી મોડે અસરની નમાઝ પઢે છે. (મિશ્કાત પાનું-૬૦)

આપ (સલ.)એ ફર્માવ્યું કે :- મારા પછી તમારા ઉપર એવો સરદાર બનશે કે નમાઝોમાં વિલંબ કરશે. એ તમારા માટે ફાયદો અને તેના માટે વબાલ છે. (મિશ્કાત પાનું ૬૨)

જયારે નમાઝને તેના મુસ્તહબ અને પંસદ કરેલા ટાઈમથી મોડું કરી પઢવાને આપ (સલ.) મુનાફિકની નમાઝ ફરમાવે છે, અને વબાલ હોવાની ખબર આપે છે તો ટાઈમ ચુકવી દેનાર માટે શું હુકમ હોવો જોઈએ !

હઝરત અ. ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)એ ફર્માવ્યું :- **મન જમઅ બય્ન રસલાતય્નિ મિન ગય્રિ ઉઝરિન ફકદ અતા બાબમ મિન અબ્વાબિલ કબાઈરિ** અર્થાત :- જેણે ઉઝર વિના બે નમાઝોને જમા કરી (એકી સાથે) પઢી તો તે કબીરા ગુનાહના દરવાઝામાંથી એક દરવાઝે આવ્યો. (જામેઅ તિર્મિઝી ભાગ-૧ પાનું ૨૬)

હઝરત ઈમામ મુહમ્મદ (રહ.) મુઅત્તામાં રિવાયત નકલ કરે છે અમને હઝરત ઉમર (રદિ.)થી રિવાયત મળી છે કે આપે માતહત હાકિમોને ફરમાન જારી કરી કે બે નમાઝોને એક વખતમાં જમા કરી પઢવાની મનાઈ કરી અને ચેતવણી આપી કે બે નમાઝોને એક ટાઈમમાં જમા કરવું કબીરો ગુનોહ છે. (મુઅત્તા ઈમામ મુહમ્મદ ૧૦૩)

જે હદીસો અને રિવાયતોમાં સફર વિગેરે ઉઝરની હાલતમાં ઝુહર, અસર તેમજ મગ્રિબ, ઈશા જમા કરી ( (એકી સાથે) પઢવાનો ઝિક્ર આવ્યો છે. તેનો મતલબ જમા સુરી અને ફેઅલી છે, જમા હકીકી અને ઝમાની નથી (સુરતન જમા છે, હકીકતમાં જમા નથી.)

દાખલા તરીકે આપણે સફરમાં છીએ. દરેક નમાઝો તેના મુસ્તહબ અને મુખ્તાર ટાઈમે મંઝિલ કરી પઢવામાં ઘણી મુશ્કિલાત અને મહેનતનો સામનો છે, તો એવા સંજોગોમાં શરીઅતે

સહુલત આપી છે કે એક મંઝિલે બે નમાઝો સાથે એવી રીતે પઢી લઈએ કે બન્નેવ નમાઝો તેના ટાઈમમાં અદા થાય, દાખલા તરીકે ઝુહરને તેના આખરી ટાઈમે અને અસરને ટાઈમ શરૂ થતા પઢી લે, એવી જ રીતે મગ્રિબને તેના આખરી ટાઈમે અને ઈશાને તેના ટાઈમ શરૂ થતા પઢી લે. આવી રીતે બન્નેવ નમાઝોને જમા કરવાને જમા સુરી અને જમા ફેઅલી વિગેરે કહે છે. ઝાહિરમાં જમા માલમ પડે છે, હકીકતમાં જમા નથી, એ જાઈઝ છે. (એ સિવાય બીજી નમાઝોને જેમકે અસરને મગ્રિબની સાથે અને ઈશાને ફજરની સાથે અને ફજરને ઝુહરની સાથે જમા કરી પઢવાની ઈજાઝત નથી.) સારાંશ કે આપણા હનફી મઝહબમાં ફકત હજ્જના સમયે અમુક શરતો સાથે અરફાતમાં ઝુહર અને અસર અને મુઝદલિફામાં મગ્રિબ અને ઈશા જમા કરી (એકી સાથે) પઢવાનો (બતોરે જમા હકીકી) હુકમ છે. એ સિવાય બે ફર્ઝ નમાઝોને એક ટાઈમમાં જમા કરવું(એકી સાથે પઢવું) જમા હકીકતના તોર પર જાઈઝ નથી.

દુર્રે મખ્તારમાં છે :- **વલા જમઅ બય્ન ફર્ઝયનિ ફી વકતિન બિઉઝરિ સફરિન વમતરિન**

અર્થાત :- સફર અને વરસાદના ઉઝરના લીધે (પણ) બે ફર્ઝ નમાઝોને એક ટાઈમમાં જમા કરવું (એક સાથે પઢવું) જાઈઝ નથી, (દુર્રે મખ્તાર શામી સાથે ભાગ ૧ પાનું ૩૫૪)

જમા સુરી (જે હન્નફી મઝહબનો મસ્લક છે.) ની તાઈદમાં અમુક રિવાયતો :

હઝરત નાફેઅ (રદિ.) ફરમાવે છે કે હું હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની સાથે એક સફરમાં હતો, અચાનક તેમના પત્નિ સફિયહની સખ્ત બીમારીની ખબર લઈ માણસ આવ્યો કે તાકીદે જઈ મરનારને મળી લો! આપ ઉતાવળે ચાલ્યા. સાથે આપના ફરઝંદ હતા સાલિમ, મગ્રિબનો વખત થઈ ગયો. ફરઝંદે કહ્યું અસ્સલાત (નમાઝ પઢી લો.) હઝરત ઈબ્ને ઉમરે ફર્માવ્યું ચાલતા રહો. થોડીવાર પછી સૂર્ય ગુરૂબ થયો પણ નમાઝ પઢતા નથી. હઝરત નાફેઅ (રદિ.) કહે છે કે હું એમને હમેશા ટાઈમસર નમાઝ પઢતા જોતો હતો. વિલંબ થવાથી મેં કહયું કે ખુદા તમારા ઉપર રહમ કરે નમાઝ પઢી લો! આપે મારા તરફ જોઈ ચાલવું જારી રાખ્યું, જયારે શફક (જેના ગાઈબ થવાથી મગ્રિબનો ટાઈમ ખતમ થઈ જાય છે.)નો થોડો ભાગ રહી ગયો તો સવારીથી ઉતર્યા (મંઝિલ કરી) અને મગ્રિબની નમાઝ પઢી, પછી શફક ગાઈબ થયા બાદ ઈશા પઢી અને એ મને કહેવા લાગ્યા કે જયારે આપ (સલ.)ને ઘણું તાકીદી કામ આવી પડતું તો આપ આમ કરતા હતા મગ્રિબને આખિરી ટાઈમમાં અને ઈશાને તેના શરૂઆતના ટાઈમમાં એક મંઝિલે પઢી લેતા. ( અબુ દાવુદ ભાગ ૧ પાનું-૧૭૭) (નસઈ ભાગ-૧ પાનું-૫૨)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે જયારે તેઓ બે નમાઝોને એક મંઝિલ પઢવા માંગતા તો ઝુહરને તેના આખરી ટાઈમે પઢવા અને અસરની નમાઝ તેના પહેલા ટાઈમે પઢી લેતા. અને મગ્રિબને તેના આખિર ટાઈમે પઢતા અને ઈશાને તેના શરૂના ટાઈમે પઢતા અને ફરમાવ્તા કે આપ (સલ.) પણ સફરમાં બે નમાઝો આવી રીતે જમા કરી. (એક સાથે પઢતા હતા.)

(મઝમઉઝ-ઝવાઈદ ભાગ ૧ પાનું ૨૦૬)

હઝરત નાફિઅ (રદિ.)અને હઝરત અબ્દુલાહ ઈબ્ને વાકિદથી રિવાયત છે કે ઈબ્ને ઉમર (રદિ.)ના મુઅઝઝિન(સફરમાં હતા) તેમને કહયું કે નમાઝ પઢી લો તો તેમને કહયું કે ચાલ્યા કરો અહી લગી કે જયારે ગાઈબ હોવામાં (મગ્રિબનો ટાઈમ નિકળવામાં) થોડો ટાઈમ રહી ગયો તો તેઓ (સવારીથી) ઉતર્યા અને મગ્રિબની નમાઝ પઢી, પછી ઈન્તિઝાર કર્યો અહી સુધી કે શફક ગાઈબ થઈ ગઈ (મગ્રિબનો ટાઈમ ખતમ થઈ ગયો) અને ઈશાનો ટાઈમ શરૂ થયો ઈશાની નમાઝ પઢી, પછી કહેવા લાગ્યા કે જયારે આપ (સલ.) ને (સફરમાં) કોઈ તાકીદનું કામ આવી પડયું તો આવી રીતે કરતા હતા. જેમકે મેં કર્યું (અબુ દાઉદ ભાગ ૧ પાનું ૧૭૯)

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે. જયારે તેઓ સફર કરતા તો સુર્ય આથમી ગયા પછી પણ ચાલ્યા કરતા એટલે સુધી કે અંધારૂ થવા લાગતું તો (સવારીથી) ઉતરતા અને મગ્રિબ પઢતા, પછી ખાવું માંગતા, ખાવું ખાતા (એટલામાં ઈશાનો ટાઈમ થઈ જતો.) ઈશા પઢતા અને ચાલવાનું શરૂ કરતા અને ફરમાવતા કે આપ (સલ.) પણ આમ જ કરતા હતા. (અબુ દાઉદ ભાગ -૧ પાનું-૧૮૧)

હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિ.) ફરમાવે છે કે અમે આપ (સલ.) સાથે ગઝવએ તબૂકમાં નિકળ્યા તો આપે ઝુહર અને અસરને જમા કરી ઝુહરને તેના આખિરી વકતમાં પઢી અને અસરને તેના શરૂના સમયમાં પઢી, પછી રવાના થયા અને મગ્રિબને તેના આખિરી વકતમાં શફક ગાયબ હોવા પહેલાં પઢી અને ઈશાને તેના શરૂના ટાઈમમા શફક ગાઈબ થયા પછી અદા કરી. (મજમઉઝ-ઝવાઈઝ ભાગ-૧ પાનું ૨૦૬)

એ જ મતલબ છે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ની રિવાયતની જે ''નસઈ શરીફ''માં છે. આપનું કહેવું છે કે આપ (સલ.) ની સાથે મદીનહમાં નમાઝ પઢી આઠ રકઅત એકઠી (ઝુહર-અસર) અને સાત રકઅત એકઠી (મગ્રિબ-ઈશા) (એવી રીતે કે) ઝુહરને મોડું કરી અને અસરને જલ્દી કરી તેમજ મગ્રિબને મોડું કરી અને ઈશાને જલ્દી, (મજમઉઝ-ઝવાઈઝ ભાગ ૧ પાનું ૫૩)

મઝકુર રિવાયતોથી સાફ રીતે પુરવાર થાય છે કે આપ (સલ.) અને સહાબા (રદિ.) જમા સુરી કરતા હતા, નહીં કે જમા હકીકી! જે રિવાયતો એના ખિલાફ જણાય છે તેની એ જ તાવીલ કરવી ઝરૂરી છે કે જેથી કુર્આની આયતો અને રિવાયતોના ઈખ્તિલાફ મટી જાય.

અલ્લામહ કાઝી શલ્કાની પણ લખે છે કે :- 'ફવજબલ મસીરૂ ઈલા ઝાલિક'

અર્થાત :- જમા સુરી તરફ રૂજુઅ કરવું વાજિબ છે કે દલીલથી એ જ પૂરવાર થાય છે. (નય્લુલ અવ્તાર ભાગ ૩ પાનું-૯૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ગરમીની સીઝનમાં ઝુહરનું મોડેથી પઢવું જાઈઝ છે?

(૫૧) સવાલ :- થોડાક વખતથી કેટલીક જગ્યાએ ઝુહરની નમાઝ ગરમીની સીઝનમાં ગરમીના બહાને હમેશના ટાઈમથી અર્ધો કલાક મોડે પઢવાનો રિવાજ થઈ ગયો છે, પહેલાના ઝમાનામાં ગરમી હોય કે સરદી ઝુહરની નમાઝનો ટાઈમ એક જ રહેતો હતો. શું તે ઝમાનામાં ગરમી પડતી ન હતી? અથવા તે ઝમાનામાં લોકોને ગરમી લાગતી ન હતી? આજે તો મસ્જિદોમાં પંખા પણ લાગી ગયા છે છતા ગરમીનો ઉઝર બતાવી ઝુહરની નમાઝ મોડે પઢાય છે. તઅજ્જુબ એ છે કે જુમ્અહ વખતે ગરમીનો ઉઝર હોતો નથી. જુમ્આ તો હમેશા પ્રમાણે જ પઢાય છે એનું શું કારણ? આ બાબતનો ખુલાસો કરવા વિનંતી છે.

જવાબ :- આપણા હનફી મઝહબમાં ઝુહરની નમાઝ ગરમીની સીઝનમાં ઝરા તાખીરથી (મોડેથી) પઢવું મુસ્તહબ છે. દુર્રે મુખ્તારમાં છે. **વલ્મુસ્તહબ્બુ તાખીરૂઝ-ઝુહરિ-સ્સયિફ બિહય્સુ યમ્શી ફિઝ્ઝિલ્લિ.**

અર્થાત :- અને ગરમીમાં ઝુહરની નમાઝ મોડે પઢવું મુસ્તહબ છે એવી રીતે કે દીવારોના સાયા (પડછાયા)માં ચાલવાનું થાય.

શામી વિગેરેમાં તાખીરની હદ એક મિસ્લ છે. એક મિસ્લ સાયો થતા પહેલાં નમાઝે ઝુહર પઢી લીયે એનાથી મોડું કરવું જોઈએ નહીં. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૩૪૦)

ગરમીમાં ઝુહરની નમાઝ તાખીરથી (મોડે) પઢવાની દલીલ આપ (સલ.)નું મુબારક ફરમાન છે. હઝરત અબુ હુરૈયહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું; **ઈઝશ તદ્દલ હર્રૂ**

**ફઅબ્રિદુ બિસ્સલાતિ ફઈન્ન શિદ્દતલ હર્રિ મિન ફય્હી જહન્નમ,**

અર્થાત :-જ્યારે ગરમી સખ્ત હોય તો નમાઝ ઠંડા ટાઈમમાં પઢો. બેશક ગરમીની શિદ્દત જહન્નમની વરાળ છે. (બુખારી શરીફ ભાગ ૧ પારો ૩ પાનું - ૭૬)

અને હઝરત અબુ સઈદ(રદિ.)ના રિવાયતમાં છે કે આપ (સલ.)એ ફરમાવ્યું;

અબ્રિદુ બિઝ્ઝુહરિ ફઈન્ન શિદ્દતલ હર્રિ મિન ફય્હી જહન્નમ. અર્થાત :- ઝુહર ઠંડા ટાઈમે પઢો બેશક ગરમીની શિદ્દત જહન્નમની વરાળ છે. (બુખારી શરીફ ભાગ ૧ પારો ૩ પાનું ૭૭)

આથી પુરવાર થાય છે કે ગરમીની મોસમમાં ઝુહરની નમાઝ થોડી તાખીર કરી પઢવી મુસ્તહબ છે. એ હદીસથી સાબિત છે. મનઘડત મસ્અલો નથી. હદીસમાં એ પણ છે કે સહાબા (રદી.) ઝુહર ઠંડા ટાઈમે પઢતા હતા. એટલા સુધી કે (રેત અને મટોડીના) ટીલાઓનો સાયો ઝમીન ઉપર પડવા લાગતો હતો. રિવાયતોમાં એ પણ છે કે હઝરાતે સહાબા (રદિ.)દીવારોના સાયહ (છાંયડા)માં ચાલી ઝુહરની નમાઝ માટે જતા હતા. (તે ઝમાનામા દીવારો નાની હતી.)

અમુક ફુકહા(રહ.) ઝુહર ઉપર કિયાસ કરી જુમ્અહની નમાઝ પણ ગરમીમાં તાખીર કરી પઢવાના કાઈલ છે. પરંતુ હદીસમાં ઝુહરના શબ્દ જેમ જુમ્અહનો શબ્દ આવ્યો નથી અને આપ (સલ.) અને આપના મુકદ્દસ સહાબા (રદિ.)નો અમલ પણ તાઈદમાં નથી. વળી જુમ્અહની નમાઝ મોટા મજમઅ સાથે પઢાય છે. લોકો સવારથી તૈયારી કરી ઘણાં વહેલા મસ્જિદમાં આવી બેસે છે. ખુત્બા અને નમાઝમાં ટાઈમ પણ વધુ લાગે છે. જેથી તાખીર કરવામાં ઘણો હરજ છે. માટે આમ ફુકહા (રહ.) ઝુહર જેમ જુમ્અહ પણ મોડે પઢવાના કાઈલ નથી. (શામી ભાગ-૧ પાનું ૩૪૦-૩૪૧)

અસલ એ જ છે કે નમાઝ પઢવામાં જલ્દી કરે. ફરમાને ખુદાવંદી છે :-ફસ્તબિકુલ ખય્રાત. અર્થાત :- નેકીના કામોમાં જલ્દી કરો. (કુરઆને હકીમ) પરંતુ જ્યાં શારિઅ અલયહિસ્સલામે તાખીર કરવાનો હુકમ આપ્યો હોય ત્યાં તાખીર કરો. (મિર્કાત શર્હે મિશ્કાત ભાગ-૧ પાનું-૩૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## રમઝાનમાં ફજરની નમાઝ હમેશ કરતા વહેલી પઢી શકાય?

(૫૨) સવાલ :- રમઝાનમા લોકોની ઉંઘ રાત્રે પુરી થતી નથી , જેથી સેહરી કર્યા પછી સવારની નમાઝના ટાઈમ લગી જાગવું લોકોને ભારે પડે છે. કેટલાક તો ઘરમાં નમાઝ પઢી સુઈ જાય છે અને કેટલાક નમાઝ વખતે ઉઠી જવાના ઈરાદે નમાઝ પઢયા વગર સુઈ જાય છે. ટાઈમસર આંખ નહીં ખુલે તો જમાઅતના સવાબથી મહરૂમ રહે છે, અને કેટલાકની નમાઝ કઝા પણ થઈ જાય છે. અગર સુબ્હે સાદિક પછી જલ્દીથી જમાઅત કરી લેવાય તો બધા લોકો જમાઅતમાં શરીક થઈ શકે છે. આમ કરવામાં કંઈ હરકત છે?

જવાબ :- રમઝાનમાં મઝકુર કારણસર સવારની નમાઝ હમેશના ટાઈમથી જલ્દી પઢી લેવામાં આવે તો કોઈ હરકત નથી, બલ્કે બહેતર છે, બધા શામિલ થઈ શકશે. અને જમાઅત મોટી થશે. એની તાઈદ એક હદીસથી પણ થાય છે.

હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.)એ ફરમાવ્યું કે અમે રસુલે ખુદા (સલ.) ની સાથે સેહરી કરી લીધા પછી સવારની નમાઝ માટે ઉભા થઈ ગયા. રાવીએ પૂછ્યું કે સેહરી અને નમાઝ દરમિયાન કેટલો ફાસ્લો હતો? ફરમાવ્યું કે ૫૦ આયત પઢી શકાય એટલો, (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૮૮) ૫૦ આયત તો એક અંદાઝો છે. સહેરીનો ટાઈમ ખત્મ થયા પછી એટલે સુબ્હે સાદિક બાદ ૧૫-૨૦ મિનિટ થોભી નમાઝ પઢવામાં આવે તો બહેતર છે. આટલો ફાસ્લો ઈસ્તિન્જા વિગેરેથી ફરાગત માટે કાફી છે ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ-અઝાન

### મુઅઝ્ઝિન વિષે શરઈ ખુલાસો

(૫૩) સવાલ :-(૧) મસ્જિદનો બાંગી કેવો હોવો જોઈએ?

(૨) એક મસ્જિદમાં એક બાંગી છે તે ઘણા સમયથી છે પણ તેની અમુક આદતો શરીઅત વિરૂદ્ધ છે; તે જુગાર રમે છે, દારૂ બનાવે છે, સીનેમા (કોઈ વખત) જુએ છે, અને તે ઉપરાંત કદી સટ્ટો પણ રમે છે, તો એ બાંગીને બાંગી તરીકે રાખવો કે કેમ? એ વિષે શરઈ હુકમ શું છે?

(૩) નંબર (૨) માં જણાવેલી હકીકતોથી મસ્જિદના મુતવલ્લીઓ વાકિફ હોય છતાં એઓ બાંગી વિષેની હકીકતોને ધ્યાનમાં ન લઈ એને રજા ન આપે તો એ વિષે શરઈ હુકમ શું છે? જણાવશો.

જવાબ :-(૧) મસ્જિદનો બાંગી પઢેલો અને નમાઝ તથા અઝાનને લગતા મસાઈલ અને ટાઈમનો જાણકાર અને દીનદાર-પરહેઝગાર, બુલંદ આવાઝ વાળો હોવો જોઈએ.

(૨) ઉપરોક્ત ટેવ વાળો બાંગી ફાસિક છે, અને ફાસિકને મુઅઝ્ઝિન તરીકે રાખવું મના છે, 'ફતાવા આલમગીરી'માં છે કે ફાસિક માણસની અઝાન મકરૂહ છે, (ભાગ ૧ પાનું ૫૪)

(૩) મઝકુર બાંગી જો સાચા અને ખરા દિલથી તૌબહ કરી આદતો છોડી દેવાની નમાઝીઓને ખાત્રી આપે તો ઠીક, નહીં તો તેને રજા આપી દેવું ઝરૂરી છે, નહી તો મુતવલ્લીઓ ગુનેહગાર થશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### અઝાન અને તકબીરનો જવાબ આપવા બાબત.

(૫૪) સવાલ :-અઝાન અને તકબીરનો જવાબ સાંભળનારને આપવો વાજિબ છે. પરંતુ જે મસ્જિદમાં હાજર હોય તેણે અઝાનનો જવાબ આપવો વાજિબ નથી, એનો શું ખુલાસો છે?

જવાબ :- અઝાન અને તકબીરનો જવાબ મુસ્તહબ છે. અમુક ઉલમા અઝાનનો જવાબ વાજિબ માને છે, પણ વધુ મોઅતબર એ છે કે ઈજાબતે ફેઅલી (અઝાન સાંભળી નમાઝ માટે મસ્જિદ તરફ જવું) વાજિબ છે. અને ઈજાબતે કૌલી (અઝાન સાંભળી મોઢેથી એનો જવાબ આપવો) મુસ્તહબ છે. હાઝિરીને મસ્જિદ માટે એક જ સુરત છે કે મોઢેથી જવાબ આપે અને એ મુસ્તહબ છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ - જમાઅત

## હરમ શરીફમાં "મસ્બૂક" માટેની અતિ આવશ્યક માહિતી

(૫૫) સવાલ :- હરમ શરીફમાં હાજીઓને ઘણી વખત એવો મૌકો આવે છે કે દરવાઝામાં જ્યાંથી લોકો આવ-જાવ કરે છે નમાઝ પઢવાની જગ્યા મળે છે. અને કેટલીક વખત એક-બે રકઅત છુટી જાય છે તો ઈમામના સલામ પછી તેને પઢવું મુશ્કિલ થઈ પડે છે, ખાસ કરી અસરની નમાઝ વખતે, એના પછી સુન્નત પઢવાની નથી, માટે લોકો બહાર નિકળવાની કોશિશ કરે છે અને એટલી ભીડ થઈ જાય છે કે આપણને સિજદો કરવો મુશ્કિલ હોય છે બલ્કે ધકકમ ધકકીમાં ઉભા રહેવું પણ મુશ્કિલ થઈ પડે છે, એવા સંજોગોમાં "મસ્બૂક" ઈમામની સલામ પહેલાં ઉભા થઈ પોતાની ગએલી રકઅત જલ્દીથી પઢી ઈમામના સલામ બાદ લોકોના ઉઠવા પહેલાં ફારિગ થઈ જાય તો નમાઝ થશે કે નહી?

જવાબ :- એવા સંજોગોમાં કે જ્યારે છુટેલી રકઅત પઢી શકાય એમ ન હોય તો ઈમામ સાથે છેલ્લા કાઈદહમાં તશહહુદની મિકદાર બેસવા પછી ઉભા થઈ ગએલી રકઅત જલ્દીથી અદા કરી દે તો નમાઝ સહીહ થઈ જશે "કબીરી શર્હે મુન્યહ"માં છે કે "અવ યખાફુ મુરૂરન્નાસિ બય્ન યદય્હિ વનહવ ઝાલિક ફલા યકરહુ હીનઈઝિન અંય્યકૂમ કબ્લ સલામિહિ બઅદ કુઉદિહિ કદરત્તશહહુદિ વલા યકૂમુ કબ્લ કુઉદિહિ કદર-ત્તશહહુદિ અસ્લન. (અર્થાત) લોકો "મસ્બૂક"ના સામેથી પસાર થશે વિગેરે એવા ખોફે ઈમામના છેલ્લા કાઈદહમાં તશહહુદની મિકદાર બેસવા પછી મસ્બૂક પોતાની ગએલી રકઅત અદા કરવા ઉઠે તો વાંધો નથી. નમાઝ થઈ જશે, પણ એનો ખ્યાલ રાખે કે તશહહુદની મિકદાર બેસવા પહેલાં હરગિઝ ઉઠે નહી. (પાનું-૪૩૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## અઝાન થયા બાદ નમાઝ પઢયા વગર મસ્જિદમાંથી નિકળવું કેવું છે?

(૫૬) સવાલ :- અઝાન થઈ જવા બાદ નમાઝ પઢયા વિના મસ્જિદમાંથી ચાલ્યા જવું મકરૂહ છે, એ કરાહતે તન્ઝીહી છે કે તહરીમી?

જવાબ :- અઝાન થઈ જવા બાદ, એટલે નમાઝનો ટાઈમ થઈ જવા પછી નમાઝ પઢયા વિના, શરઈ ઉઝર વગર મસ્જિદમાંથી ચાલ્યા જવું મકરૂહે તહરીમી છે. જમાઅત વખતે પાછા આવ્વાનો વિચાર હોય તો મકરૂહ નથી. (દુર્રે મુખ્તાર તથા શામી ભાગ ૧ પાનું ૬૬૮-૬૬૯) હદીસ શરીફમાં છે કે જેણે મસ્જિદમાં અઝાન સાંભળી પછી ઝરૂરત વિના ચાલ્યો ગયો અને પાછા આવ્વાનો વિચાર પણ નથી તો મુનાફિક છે.(ઈબ્ને માજહ ભાગ-૧ પાનું-૨૪૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## દોહરાવેલી નમાઝમાં નવો મુકતદી શામિલ થાય તેની નમાઝનું શું?

(૫૭) સવાલ :- ઈમામે ભૂલથી કોઈ વાજિબ તર્ક કર્યો અને સહવનો સજદો પણ કર્યો નહી જેથી નમાઝ દોહરાવ્વી પડી તો જે નમાઝી પહેલી જમાઅતમાં શામિલ ન હતો તે આ બીજીમાં શામિલ થાય તો તેની નમાઝ થશે કે નહી?

જવાબ :- નમાઝ સહીહ થશે નહીં. પાછી પઢવી પડશે. કારણ કે ઈમામની આ બીજી નમાઝ મુસ્તકિલ ફર્ઝ નથી. ફર્ઝ નમાઝની તકમીલ (ખામી પૂરી કરવા) માટે છે. માટે મુસ્તકિલ ફર્ઝ પઢનારની ઈકતિદા એવા ઈમામ પાછળ સહીહ થશે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નમાઝમાં ઈમામે કિરઅત કેટલા ઝોરથી પઢવું?

(૫૮) સવાલ :- એક માણસ કુર્આન શરીફની તફસીર બયાન કરે છે કે, ૧૫ માં પારામાં

સૂરએ બની ઈસ્રાઈલમાં છે કે, **'વલા તજહર બિસલાતિક વલા તુખાફિત બિહા વબ્તગી બય્ન ઝાલિક સબીલા.'** તફસીર આ છે કે તમારી નમાઝમાં ન ઝોરથી પઢો, ન આહિસ્તા પઢો. મયાનારવી ઈખ્તિયાર કરો. તો શું આ મસ્અલો ઈમામને પણ લાગુ પડે છે? તે માણસ કહે છે કે ઈમામ એટલા આવાઝથી પઢે કે આવાઝ જમાઅતખાનાથી બહાર ન જવો જોઈએ તો શું એ માણસની વાત ખરી છે?

જવાબ :- કુર્આન શરીફનો તર્જુમો જોઈ અહકામ બયાન કરવા અને ઈમામને ફત્વો લાગુ પાડવો સહીહ નથી. આયતે કરીમા **'વબ્તગી બય્ન ઝાલિક સબીલા.'** (મયાનારવી ઈખ્તિયાર કરો) ની એ હદ મુકર્રર કરી લેવી કે અવાઝ જમાઅત ખાનાની બહાર ન જવો જોઈએ એ સહીહ નથી. એની હદ ફુકહા (રહ.) એ બયાન કરી છે તે સહીહ છે. દુર્રે મુખ્તાર અને શામીમાં છે કે જમાઅત (નાની-મોટી) ના હિસાબે ઈમામ આવાઝ બુલંદ કરે. જમાઅત અને હાજત ઉપરાંત તકલ્લુફથી પઢવું જેથી નફસને તકલીફ થાય અથવા નમાઝીઓને ઈઝા પહોંચે એ ખોટું છે.

(શામી ભાગ-૧ પાનું-૪૯૧)

આયતે મઝકૂરહની એક તફસીર એ પણ છે કે ન તો બધી નમાઝોમાં ઝોરથી પઢો, ન તો બધીમાં આહિસ્તા પઢો. દરમિયાનની હાલત ઈખ્તિયાર કરો કે ઝોહર-અસરમાં ધીમે પઢો. મગ્રિબ, ઈશા અને ફજરની નમાઝોમાં ઝોરથી પઢો (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ-૧ પાનું-૩૬૩) (તફસીરે હક્કાની ભાગ-૫ પાનું-૯૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મસ્બૂકની ઈકતિદા વિષે.**

(૫૯) સવાલ :- બે માણસો સાથે જમાઅતમાં શરીક થયા. ઈમામના સલામ પછી પોતાની રહી ગએલી રકઅતો પઢવા લાગ્યા તો એક શકમાં પડયો કે કેટલી રકઅત પઢવાની છે? માટે સાથીને જોઈ તેના મુવાફિક નમાઝ પૂરી કરી તો નમાઝ સહીહ થઈ કે દોહરાવ્વી પડશે?

જવાબ :- પુછેલી સુરતમાં નમાઝ સહીહ થઈ ગઈ. દોહરાવ્વાની ઝરૂરત નથી. હા, સાથીની ઈમામ તરીકે ઈકતિદા કરી નમાઝ પુરી કરી હોય તો નમાઝ થશે નહી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૫૫૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**બે નમાઝી મહા પાપી છે.**

(૬૦) સવાલ :- ઈસ્લામમાં નમાઝનો શું હુકમ છે? આજે સેંકડે ૭૫ ટકા મુસલમાનો નમાઝ પઢતા નથી, બેદરકારી વાપરે છે, એવા મુસલમાનો માટે શરીઅતમાં શું હુકમ છે?

જવાબ :- નમાઝ ઈસ્લામનો એક મહાન રૂકન અને એક મહત્વપૂર્ણ ઈબાદત છે, જે ઈમાન પછી તમામ ફર્ઝો પર સરસાઈ ધરાવે છે. ઈસ્લામના શઆઈર અને તેની નિશાનીઓ પૈકી સૌથી વધુ અઝીમુશ્શાન નિશાની છે. બંદા અને તેના માલિક દરમિયાન એક વાસ્તો અને વસીલો છે અને બંદાને જહન્નમના તબ્કએ અસ્ફલુ-સ્સાફિલીનમાં પડવાથી રોકનારી છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ)

નમાઝ દાઈમી અને કાઈમી ઈબાદત છે. એનાથી કોઈ રસૂલની શરીઅત ખાલી રહી નથી. (દુર્રે મુખ્તાર).

કુર્આન મજીદ અને હદીસ શરીફમાં ઠેકાણે-ઠેકાણે નમાઝની સખ્ત તાકીદ આવી છે, અને ન પઢવા પર અતિ સખ્ત વઈદો આવી છે.

કુર્આન મજીદમાં છે **'હાફિઝુ અલ-સ્સલવાતિ વસ્સલાતિલ વુસ્તા'**

અર્થાત :- તમામ નમાઝોની અને (ખાસ કરી) વચલી નમાઝની સંભાળ રાખો. એટલે બધી જ નમાઝો પાબંદી સાથે તથા કાયદેસર અદા કરતા રહો! (સૂરએ બકરહ)

બીજી એક જગ્યાએ છે **'વઅકીમુ-સ્સલાત વલા તકૂનુ મિનલ મુશ્રિકીન'** અર્થાત :- અને

નમાઝ પઢતા રહો અને મુશ્રિકો માંહેના ન થાઓ! (સૂરએ રૂમ)

કુર્આન મજીદમા એક સ્થળે છે કે જન્નતવાસીઓ દોઝખીઓને પૂછશે કે **"મા સલકકુમ ફી સકર"** અર્થાત :- કઈ વસ્તુ તમને દોઝખમાં લઈ આવી? એટલે તમે શા કારણે દોઝખી બન્યા? **કાલૂ** (અર્થાત :- દોઝખીઓ જવાબમાં કહેશે.) **"લમ નકુ મિનલ મુસલ્લીન"** અર્થાત :- અમો નમાઝ પઢનારાઓ માહેંના ન હતા એટલે નમાઝ પઢતા ન હતા. (સૂરએ મુદ્દસ્સિર)

રસૂલે ખુદા (સલ.) ના ફરમાનો છે કે :- **'બય્ન-ર્રજુલિ વબય્ન-શ્શિર્કિ વલ્કુફ્રિ તર્કુ-સ્સલાતિ"** અર્થાત :- માણસ અને શિર્ક તથા કુફ્ર વચ્ચે નમાઝ છોડવાનો ફર્ક છે એટલે નમાઝ છોડવી માણસને શિર્ક અને કુફ્ર સાથે મેળવી દે છે. (મુસ્લિમ શરીફ)

એક હદીસમાં છે કે :- **"લિકુલ્લિ શય્ઈન અલમુન વ અલમુલ ઈમાનિ અસ્સાલાત"** અર્થાત :- દરેક વસ્તુની અલામત હોય છે. (જેનાથી તે ઓળખાય છે) અને ઈમાનની અલામત નમાઝ (પઢવું) છે. (મુન્યહ)

બીજી એક હદીસમાં છે :- ખબરદાર! કદી જાણી-બુઝીને નમાઝ ન છોડો કેમકે જેણે જાણી-બુઝીને નમાઝ છોડી તે મિલ્લત (દીન) થી નિકળી ગયો. (તબરાની)

એક હદીસમાં છે :- **ઈન્ન અવ્વલ મા યુહાસબુ બિહિલ અબ્દુ યવ્મલ કિયામતિ મિન અમલિહિ સલાતુહુ** અર્થાત :- કિયામતના દિવસે બંદાના અમલોમાંથી સૌથી પહેલાં નમાઝની જ પુછ થશે. અગર નમાઝ ઠીક નિકળી તો કામ્યાબ થઈ જશે, નહીં તો નામુરાદ થશે. (તિર્મિઝી શરીફ)

અને હદીસમાં છે. 'જે નમાઝી નથી તેનો ઈસ્લામમાં કાંઈ પણ હિસ્સો નથી.' (બઝ્ઝાઝ, હાકિમ).

બીજી હદીસમાં છે :- નમાઝ દીનનો સ્થંભ છે. જેણે નમાઝને કાઈમ રાખી તેણે દીનને કાઈમ રાખ્યું અને જેણે નમાઝને છોડી દીધી ખચીત તેણે (પોતાના) દીનને બરબાદ કર્યું.

બીજી હદીસમાં છે :- એક માણસને બેકાયદા નમાઝ પઢતાં જોઈ આકાએ નામદાર હઝરત (સલ.)એ ફરમાવ્યું :- અગર આ માણસ આવી સ્થિતિમાં મરણ પામત તો એનું મુહમ્મદ (સલ.)ના દીન વિરૂદ્ધ મૃત્યુ થાત. (મજાલિસુલ અબ્રાર)

વળી હઝરત (સલ.)નું ફરમાન છે :- જે માણસ નમાઝને વ્યવસ્થિત રીતે અદા કરશે તો નમાઝ તેને માટે કિયામતના દિવસે નૂર અને (હિસાબ સામે રજુ કરતી વેળા) હુજ્જત અને નજાતનું કારણ બનશે, અને જે માણસ વખતસર નમાઝ અદા ન કરે તો તેને માટે કિયામતના દિવસે ન નૂર હશે, ન તો તેની પાસે કોઈ હુજ્જત હશે અને કિયામતના દિવસે તેનો હશ્ર કારૂન, ફિરઔન, હામાન, અને ઉબય બિન ખલફ (મુનાફિકોના સરદાર)ની સાથે થશે. (મિશ્કાત શરીફ)

કુર્આની આયતો અને હદીસોથી પૂરવાર થાય છે કે નમાઝ ન પઢવું મુશ્રિકોનું કૃત્ય અને કાફિરોનો શિઆર છે.

એટલા જ માટે સહાબા (રદિ.)માંનો એક વર્ગ હઝરત ઉમર, હઝરત ઈબ્ને મસ્ઉદ, હઝરત ઈબ્ને અબ્બાસ, હઝરત મઆઝ ઈબ્ને જબલ, હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ, હઝરત અબુ દર્દા, હઝરત અબુ હુરૈરહ, હઝરત અબ્દુ-ર્રહમાન બિન ઔફ (રદિ.) અને પાછલાઓમાં ઈમામ અહમદ બિન હમ્બલ, ઈસ્હાક બિન રાહવિયહ, અબ્દુલ્લાહ બિન મુબારક, ઈમામ નખઈ, હકમ બિન ઉત્બહ, અબૂ અય્યુબ સખ્તયાની, અબુ દાઉદ ત્યાલસી, અબુબક્ર બિન શય્બહ, (રહ.) વિગેરેની નઝદીક એક વખતની નમાઝ જાણી બુઝીને છોડવું કુફ્ર છે. અને હમ્માદ બિન ઝૈદ, મક્હૂલ, ઈમામ શાફેઈ, ઈમામ માલિક (રહ.)ના નઝદીક એક નમાઝને છોડનાર વાજિબુલ કત્લ છે. અને ઈમામ અબૂ હનીફહ (રહ.)ના નઝદીક સખ્ત માર તથા સખ્ત કૈદ છે એટલે સુધી કે તૌબહ કરે અથવા એ

જ સ્થિતિમાં મરણ પામે. (તફસીરે મઝહરી, મજાલિસુલ અબ્રાર વિગેરે)

એટલા માટે ફુકહા (રહ.) એ ફરમાવ્યું છે કે અગર હામિલહ ઔરતને બચ્ચાનું માથું નિકળી રહ્યું હોય અને નમાઝનો વખત જતો રહેવાનો અંદેશો હોય તો પણ ઔરત માટે લાઝિમ છે કે નમાઝ પઢે, વુઝુ ન કરી શકતી હોય તો તયમ્મુમ કરી બાળકની સલામતી જાળવી બાળકની સલામતી જાળવી બાળકનું માથું હાંડલી અથવા ખાડામાં રાખે અને નમાઝ પઢે. નમાઝ કઝા કરવા ની ઈજાઝત નથી. (નફઉલ મુફતી પાનું-૯૮ વિગેરે)

એવી જ રીતે જો દરિયાની અંદર તખ્તા પર પડી ગયો હોય અને નમાઝનો વખત ચાલ્યા જવાનો ભય હોય તો વુઝુના અવ્યવોને પાણીમાં નાંખે અને ઈશારાથી નમાઝ પઢે, પરંતુ નમાઝ છોડે નહીં. (જામિઉ-ર્રૂમુઝ વગય્રહ)

એવી જ રીતે જેના બન્ને હાથ જુઠા પડી ગયા હોય અને કોઈ માણસ વુઝુ યા તયમ્મુમ કરાવનાર ન હોય તો તે પોતાનું મોં તથા હાથ તયમ્મુમની નિય્યતે દીવાર પર ઘસે અને નમાઝ અદા કરે. છોડવી તેના માટે જાઈઝ નથી. (મજાલિસુલ અબ્રાર)

અફસોસ! મુસલમાનો અઝાન સાંભળે છે, તંદુરસ્ત પણ હોય છે, છતાં બેપરવાઈથી મસ્જિદ પાસેથી પસાર થઈ જાય છે. પણ મસ્જિદમાં આવવાની તૌફીક થતી નથી, એવાઓ માટે આં હઝરત (સલ.)નું ફરમાન છે. "ઝુલ્મ અને સરાસર ઝુલ્મ, કુફ્ર તથા નિફાક છે (તે લોકોનો ફેઅલ) જેઓ નમાઝ માટે અલ્લાહના મુનાદી (મુઅઝઝિન)નું આમંત્રણ સાંભળે અને તેને કબૂલ ન કરે. (કિંવા નમાઝ માટે હાજર ન થાય.) (અહમદ, તબ્રાની વિગેરે)

હઝરત ગૌસે આઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફરમાવે છે. **"ઈઝા તવાનય્તુમ ફિસ્સલાતિ ઈન કતઅત સલાતુકુમ બિલ્હકકિ અઝઝ વ જલ્લ"** (જયારે તમો નમાઝ સંબંધી સુસ્ત બની જશો તો હક તઆલાથી તમારો સંબંધ રહેશે નહી એટલે નમાઝ ન પઢવાથી ખુદા તઆલા સાથેનું કનેકશન તુટી જશે.) (અલ્ફત્હુ-ર્રબ્બાની)

બેશક! નમાઝ ન પઢવું બહું જ ભારે સંગીન ગુનોહ છે. ઝવાજિરે મકકીમાં છે કે બની ઈસ્રાઈલની એક ઔરત હઝરત મુસા (અલ.)ની સેવામાં હાજર થઈ અર્ઝ કરવા લાગી, હે ખુદાના નબી! મારાથી મોટો ગુનાહ થઈ ગયો છે. મેં તૌબહ કરી છે, આપ પણ મારે માટે દુઆ ફરમાવો કે મારી મગ્ફિરત થઈ જાય. આપે ફરમાવ્યું શું ગુનોહ થઈ ગયો છે? ઔરતે કહ્યું કે ઝિના (વ્યભિચાર) થઈ ગયો અને એનાથી હમલ પણ રહી ગયો અને બાળક જણીને મારી નાંખ્યું. આ સાંભળી હઝરત મુસા (અલ.)! બહું ગુસ્સે થયા અને ફરમાવ્યું કે અહીંથી નિકળી જા, તારી નહુસતના કારણે આકાશથી કદાપી આગ નાઝિલ થઈ અમને બાળી ભસ્મ ન કરી નાંખે. ઔરત નિરાશ થઈ ત્યાંથી ચાલી ગઈ. જિબ્રઈલ (અલ.) પધાર્યા અને ફર્માવ્યું કે મુસા (અલ.) રબ્બુલ આલમીન સવાલ કરે છે કે તમારી નઝદીક આ બદકાર ઔરતથી વધુ કોઈ બૂરો અને તે ભારે કૃત્યથી વધુ કોઈ ખોટું કામ નથી? ફરમાવ્યું કે એનાથી વધુ ખોટું કામ બીજું કયું હશે? ઈરશાદ થયો કે જે માણસ જાણી-જોઈને (ઈરાદા પૂર્વક) નમાઝ છોડી દે તે એનાથી પણ વધુ મન્હૂસ અને ગુનેહગાર છે. (ઝવાજિરે મકકી ભાગ-૧ પાનું-૧૦૮)

બેનમાઝી ભાઈઓ અને બહેનો વિચારે કે તેઓ કેટલે દરજેના પાપી અને મન્હૂસ યા ખુદાના મબ્ગૂઝ અને તેની રહમતથી દુર છે. મુસલમાનો પર ફર્ઝ છે કે પાક નમાઝી બને અને ઘરવાળાઓને પણ સમજાવી, ડરાવી, પ્રેમથી, મારથી જેમ બની શકે તેમ નમાઝી અને દીનદાર બનવ્વાની કોશિષ કરે અને બેનમાઝી હોવાની નહૂસતથી બચે અને બચાવે. આમીન.

ફરમાને ખુદાવંદી છે :- **યા અય્યુહ-લ્લઝીન આમનૂ કૂ અન્ફુસકુમ વ અહલીકુમ નારા.** (અર્થાત) હે ઈમાનવાળાઓ! પોતાને અને પોતાના ઘરવાળાઓને (જહન્નમની) આગથી બચાવો.

જ સ્થિતિમાં મરણ પામે. (તફસીરે મઝહરી, મજાલિસુલ અબ્રાર વિગેરે)

એટલા માટે ફુકહા (રહ.) એ ફરમાવ્યું છે કે અગર હામિલહ ઔરતને બચ્ચાનું માથું નિકળી રહ્યું હોય અને નમાઝનો વખત જતો રહેવાનો અંદેશો હોય તો પણ ઔરત માટે લાઝિમ છે કે નમાઝ પઢે, વુઝુ ન કરી શક્તી હોય તો તયમ્મુમ કરી બાળકની સલામતી જાળવી બાળકની સલામતી જાળવી બાળક્નું માથું હાંડ્લી અથવા ખાડામાં રાખે અને નમાઝ પઢે. નમાઝ કઝા કરવા ની ઈજાઝત નથી. (નફઉલ મુફતી પાનું-૯૮ વિગેરે)

એવી જ રીતે જો દરિયાની અંદર તખ્તા પર પડી ગયો હોય અને નમાઝનો વખત ચાલ્યા જવાનો ભય હોય તો વુઝુના અવ્યવોને પાણીમાં નાંખે અને ઈશારાથી નમાઝ પઢે, પરંતુ નમાઝ છોડે નહીં. (જામિઉ-ર્રૂમુઝ વગય્રહ)

એવી જ રીતે જેના બન્ને હાથ જુઠા પડી ગયા હોય અને કોઈ માણસ વુઝુ યા તયમ્મુમ કરાવનાર ન હોય તો તે પોતાનું મોં તથા હાથ તયમ્મુમની નિય્યતે દીવાર પર ઘસે અને નમાઝ અદા કરે. છોડવી તેના માટે જાઈઝ નથી. (મજાલિસુલ અબ્રાર)

અફસોસ! મુસલમાનો અઝાન સાંભળે છે, તંદુરસ્ત પણ હોય છે, છતાં બેપરવાઈથી મસ્જિદ પાસેથી પસાર થઈ જાય છે. પણ મસ્જિદમાં આવવાની તૌફીક થતી નથી, એવાઓ માટે આં હઝરત (સલ.)નું ફરમાન છે. "ઝુલ્મ અને સરાસર ઝુલ્મ, કુફ્ર તથા નિફાક છે (તે લોકોનો ફેઅલ) જેઓ નમાઝ માટે અલ્લાહના મુનાદી (મુઅઝ્ઝિન)નું આમંત્રણ સાંભળે અને તેને કબૂલ ન કરે. (કિંવા નમાઝ માટે હાજર ન થાય.) (અહમદ, તબ્રાની વિગેરે)

હઝરત ગૌસે આઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ફરમાવે છે. **"ઈઝા તવાનય્તુમ ફિસ્સલાતિ ઈન કતઅત સલાતુકુમ બિલ્હકકિ અઝ્ઝ વ જલ્લ"** (જયારે તમો નમાઝ સંબંધી સુસ્ત બની જશો તો હક તઆલાથી તમારો સંબંધ રહેશે નહીં એટલે નમાઝ ન પઢવાથી ખુદા તઆલા સાથેનું કનેકશન તુટી જશે.) (અલ્ફત્હુ-ર્રબ્બાની)

બેશક! નમાઝ ન પઢવું બહું જ ભારે સંગીન ગુનોહ છે. ઝવાજિરે મકકીમાં છે કે બની ઈસ્રાઈલની એક ઔરત હઝરત મુસા (અલ.)ની સેવામાં હાજર થઈ અર્ઝ કરવા લાગી, હે ખુદાના નબી! મારાથી મોટો ગુનાહ થઈ ગયો છે. મેં તૌબહ કરી છે, આપ પણ મારે માટે દુઆ ફરમાવો કે મારી મગ્ફિરત થઈ જાય. આપે ફરમાવ્યું શું ગુનોહ થઈ ગયો છે? ઔરતે કહ્યું કે ઝિના (વ્યભિચાર) થઈ ગયો અને એનાથી હમલ પણ રહી ગયો અને બાળક જણીને મારી નાંખ્યું. આ સાંભળી હઝરત મુસા (અલ.)! બહું ગુસ્સે થયા અને ફરમાવ્યું કે અહીંથી નિકળી જા, તારી નહુસતના કારણે આકાશથી કદાપી આગ નાઝિલ થઈ અમને બાળી ભસ્મ ન કરી નાંખે. ઔરત નિરાશ થઈ ત્યાંથી ચાલી ગઈ. જિબ્રાઈલ (અલ.) પધાર્યા અને ફર્માવ્યું કે મુસા (અલ.) રબ્બુલ આલમીન સવાલ કરે છે કે તમારી નઝદીક આ બદકાર ઔરતથી વધુ કોઈ બૂરો અને તે ભારે કૃત્યથી વધુ કોઈ ખોટું કામ નથી? ફરમાવ્યું કે એનાથી વધુ ખોટું કામ બીજું કયું હશે? ઈરશાદ થયો કે જે માણસ જાણી-જોઈને (ઈરાદા પૂર્વક) નમાઝ છોડી દે તે એનાથી પણ વધુ મન્હૂસ અને ગુનેહગાર છે. (ઝવાજિરે મકકી ભાગ-૧ પાનું-૧૦૮)

બેનમાઝી ભાઈઓ અને બહેનો વિચારે કે તેઓ કેટલે દરજેના પાપી અને મન્હૂસ યા ખુદાના મબ્ગૂઝ અને તેની રહમતથી દુર છે. મુસલમાનો પર ફર્ઝ છે કે પાક નમાઝી બને અને ઘરવાળાઓને પણ સમજાવી, ડરાવી, પ્રેમથી, મારથી જેમ બની શકે તેમ નમાઝી અને દીનદાર બનવ્વાની કોશિષ કરે અને બેનમાઝી હોવાની નહૂસતથી બચે અને બચાવે. આમીન.

ફરમાને ખુદાવંદી છે :- **યા અય્યુહ-લ્લઝીન આમનૂ કૂ અન્ફુસકુમ વ અહલીકુમ નારા.** (અર્થાત) હે ઈમાનવાળાઓ! પોતાને અને પોતાના ઘરવાળાઓને (જહન્નમની) આગથી બચાવો.

(સુરએ તહરીમ).

હક તઆલા આપણ સૌને ઝિન્દગી ભર નમાઝના પાબંદ બનાવી રાખે. **આમીન, વસલ્લલ્લાહુ અલા ખયિ્ર ખલ્કિહી મુહમ્મદિંવ વઅલા આલિહી વ અસ્હાબિહી અજમઈન.** ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## 'તન્વીન' પછી શબ્દ 'અલ' આવતાં કિર્અતમાં ઉભી થતી પરિસ્થિતિ

(૬૧) સવાલ :- એક મહત્વનો મસ્અલો અને તેના ધારા ધોરણ જોયા છે તેની તહકીકની જરૂર છે, મસ્અલો અને કાનુન આ છેઃ-

પુછવાનું એ કે - અમારા ઈમામ સાહબ જહરી નમાઝમાં **'કુલ હુવલ્લાહુ અહદ, અલ્લાહુ-સ્સમદ'** ને **'કુલ હુવલ્લાહુ અહદુ નિલ્લાહુ-સ્સમદ'** (દાલની તન્વીનને નૂનથી બદલી એના નીચે ઝેર) પઢે છે. એ વિશે આપના ખુલાસાની ઝરૂરત છે જણાવશો

જવાબ :- એક આયત કે ફકરાના છેલ્લા શબ્દના હર્ફ પર બે પેશ કે બે ઝબર કે બે ઝેર ( કિંવા તન્વીન) હોય અને તેની પછીની આયત કે ફકરાનો પહેલો શબ્દ "અલ" થી શરૂ થતો હોય ત્યાં તે છેલ્લા શબ્દને આ પહેલા શબ્દ સાથે સાંકળતાં કે મેળવીને પઢતાં "તન્વીન" ને બદલે "નૂન" પઢાય છે.

સવાલમાં જણાવેલી પરિસ્થિતિ પણ એવી છે કે "અહદ" ની "દાલ" ઉપર બે પેશ છે અને તે પછી આવનાર શબ્દ અલ્લાહ "અલ" થી શરૂ થાય છે. એટલે "અહદ" ઉપર આયત નહી કરતાં બન્નેવને સાંકળીને (મેળવીને) પઢવામાં આવે તો ઉપર જણાવ્યા પ્રમાણે "નૂન" પઢાય છે. એટલે તમારા ઈમામ "અહદ" ઉપર આયત નહી કરતાં તેની પછીના 'અલ્લાહ' શબ્દ સાથે મેળવીને 'અહદુ-નિલ્લાહુ-સ્સમદ' પઢે છે તે ખોટું નથી. કિર્અતના કાઈદા કાનુન પ્રમાણે છે, અને બિલ્કુલ સહીહ છે.

## ઉપરોકત મસ્અલા વિષે વિગતપૂર્ણ માહિતી

(૬૨) સવાલ :- મઝકુર મસ્અલો અને કાનૂન બયાન કરવામાં આવ્યો છે, તે સહીહ છે કે ગલત? તફસીલથી જવાબ આપશો કે સંતોષ થઈ જાય.

જવાબ :- એ તો સહીહ છે કે ઈમામ જેવી રીતે પઢે છે તે ખરૂં છે, ખોટું નથી. પરંતુ જે કાયદો અને કાનૂન બયાન કરવામાં આવ્યો છે કે 'તન્વીન' પછીની આયતનો પહેલો શબ્દ 'અલ'થી શરૂ થનો હોય તો સાંકળી (મેળવી) ને પઢતાં 'તન્વીન'ના બદલે 'નૂન' પઢાય છે. એ સહીહ નથી, ખોટો છે, અમુક જગ્યાએ એમ હોવાથી તેને કુલ્લિયો સમજી કે બનાવી લેવું સહીહ નથી. એ તો જેટલા કાળા તેટલા બાપના સાળા સમજવા સમાન છે. કુર્આન શરીફમાં છે.

(૧) મુખ્તલિફન અલ્વાનુહુ. (સૂરએ નહલ, રૂકુઅ ૨)

(૨) મુખ્તલિફુન અલ્વાનુહુ. (સૂરએ નહલ, રૂકુઅ ૯)

(૩) મુખ્તલિફન અલ્વાનુહા.

(૪) મુખ્તલિફુન અલ્વાનુહા.

(૫) મુખ્તલિફુન અલ્વાનુહુ. (સૂરએ ફતહ, રૂકુઅ ૪)

(૬) મુખ્તલિફન અલ્વાનુહુ. (સૂરએ ઝુમર, રૂકુઅ ૨)

મઝકુર મિસાલોમાં 'તન્વીન' પછી 'અલ્વાનુહુ' અને 'અલ્વાનુહા' છે એટલે તન્વીન પછીનો શબ્દ 'અલ' થી શરૂ થાય છે. પરંતુ અહીયા સાંકળીને કે મેળવીને પઢતાં 'તન્વીન' ને બદલે 'નૂન'

| | | |
|---|---|---|
| 'અઝ'ની મિસાલ :- | ફી ઝુજાજતિ નિઝ્ઝુજાજહ | (સૂરએ નૂર) |
| 'અસ'ની મિસાલ :- | અહલ કરયતિ નિસ્તત્અમા | (સૂરએ કહફ) |
| | બિગુલામિનિસ્મુહુ | (સૂરએ મરયમ) |
| | શય્બનિસ્સમાઅ | (સૂરએ મુઝ્ઝમ્મિલ) |
| | યવ્મઈઝિનિસલમ | (સૂરએ નહલ) |
| 'ઈશ'ની મિસાલ :- | કરમાનિશતદૃત | (સૂરએ ઈબ્રાહીમ) |
| 'અસ'(સ્વાદ)ની મિસાલ :- | અબૂ બકરિનિસ્સિદ્દીક | (હદીસ શરીફ) |
| 'ઈત'(તોય)ની મિસાલ :- | ખય્રુનિત્મઅન્ન બિહિ | (સૂરએ હજ્જ) |
| 'ઈઅ'ની મિસાલ :- | અલીમુનિઅમલુ | (સૂરએ માઈદહ) |
| | વ કુદુરિ-ર્રાસિયાતિ નિઅમલૂ | (સૂરએ સબા) |
| 'ઈફ'ની મિસાલ :- | ઈલ્લા ઈફકુ-નિફતરાહુ | (સૂરએ ફુર્કાન) |
| 'ઉક'ની મિસાલ :- | મુબીનિ નિક્તુલુ | (સૂરએ યૂસુફ) |
| 'ઈન'ની મિસાલ :- | ફિત્નતુ નિન્કલબ | (સૂરએ હજ્જ) |
| | સલાસતુ નિન્તહુ | (સૂરએ નિસાઅ) |
| | હકીમુ નિન્કિરૂ | (સૂરએ તૌબહ) |
| | લહવ નિન્ ફઝ્ઝુ | (સૂરએ જુમ્અહ) |
| 'ઈહ'ની મિસાલ :- | ખય્રુનિહબિતૂ | (સૂરએ બકરહ) |

થતો નથી. છતાં 'તન્વીન' ને બદલે 'નૂન' કાનૂનન પઢાય છે. માટે 'અલ' ઉપર આધાર રાખવો ખોટું છે.

અસલ કાયદો અને કાનૂન એ છે કે જે શબ્દના છેલ્લા અક્ષર (હર્ફ) પર બે ઝબર યા બે ઝેર યા બે પેશ (અર્થાત તન્વીન) હોય અને તેની પછીની આયત કે ફકરાનો પહેલો અક્ષર (હર્ફ) 'હમ્ઝા વસ્લી' હોય તો મેળવીને પઢતાં 'હમ્ઝહ વસ્લી' હઝફ થઈ જાય છે. (પઢવામાં આવતો નથી) અને 'તન્વીન' 'નૂન' થી બદલાઈ જાય છે. કિંવા 'તન્વીન'માંની એક હરકત પઢવામાં આવે છે અને બીજી હરકત 'નૂન' થી બદલાઈ જાય છે. જે 'નૂને કુત્ની' કહેવાય છે. કુર્આનમાં ઘણી જગ્યાએ આસાની માટે નાની 'નૂન' લખાયેલી હોય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સિહહતે મખારિજ ન હોય એવા માણસની ઈમામત વિષે

(૬૩) સવાલ :- એક સારો પઢેલો માણસ મસ્જિદમાં નમાઝ પઢાવે છે. કુદરતી બીમારી અને મઅઝુરીના લીધે અમુક હરફ અદા થતા નથી. અસલ હરફના બદલે બીજો હરફ પઢાય છે, જેમકે સીનની જગ્યાએ ચે વિગેરે સંભળાય છે, કોશીશ અને દવા, દુઆ કરવા છતાં ફર્ક જણાતો નથી. માટે અમુક નમાઝી કહે છે કે ઈમામ ગલત પઢે છે જેથી નમાઝ થતી નથી ત્યારે અમુક નમાઝી કહે છે કે અમારી નમાઝ થઈ જાય છે તો પુછવાનું એ જ કે આ મસ્અલામાં ખુલાસાવાર ચોખવટ કરશો!

જવાબ :- એ વિષયમાં ઈખ્તિલાફ છે કે એવો માણસ જેની ઝબાનથી એક હરફની જગ્યાએ બીજો હરફ નિકળે છે ઈમામત કરી શકે છે કે નહીં ? અહવત અને મુફતા બિહી એ છે કે એવા મઅઝૂર માણસની ઈમામત ગૈર મઅઝૂર માણસના હકમાં સહીહ નથી. 'નુરૂલ ઈઝાહ'માં ઈમામત સહીહ હોવાની છ શર્તો પૈકી એક શર્ત એ પણ છે કે ઈમામ અલ્સગ ન હોય. (પાનું-૮૦) માટે મઝકૂર માણસ ઈમામતના લાયક નથી અને 'ફતાવા ખૈરિય્યહ'માં અલ્સગ (એવા મઅઝૂર)

માણસની ઈમામત ગૈર અલ્સગ (ગૈર મઅઝૂર) માટે સહીહ ન હોવાની ચોખવટ કરી છે;

**વર્રાજિહુલ મુફ્તા બિહી અદમુ સિહહતિ ઈમામતિલ અલ્સગિ લિગૈયરિહી મિમ્મન લય્સ બિહી લસ્ગતુન**

અર્થાત :- રાજેહ અને મુફ્તા બિહી એ જ છે કે અલ્સગની ઈમામત ગૈર અલ્સગ માટે સહીહ નથી. (ભાગ ૧ પાનું ૧૦) ફતાવા અસ્અદિયહમાં પણ એ જ પ્રમાણે છે. (ભાગ-૧ પાનું-૧૦) માટે ઝિદ કરવી જોઈએ નહીં. નમાઝ જેવી મહત્વની ઈબાદતમાં ઘણાં એહતિયાત (સાવચેતી)ની ઝરૂરત છે. હા, જે શબ્દો અદા કરી શકતો ન હોય તે શબ્દો વગરની સૂરતો અને આયતો પઢે તો મુકતદીઓની નમાઝમા વાંધો આવશે નહીં. એટલે સુરએ ફાતિહા અને જે સુરત કે આયતો પઢવામાં આવે તેમાં તે શબ્દો (હરફો) ન હોય જે અદા થતા નથી તો મુકતદીઓની નમાઝ પણ સહીહ થઈ જશે. (શામી ભાગ-૧ પાનુ-૫૪૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફજરની નમાઝમાં કિર્અતની મિકદાર વિષે

(૬૪) સવાલ :- ઈમામ સાહબને સૂરતુલ મુલ્ક અને સૂરએ યાસીન શરીફ હિફઝ હોવા છતાં સવારની નમાઝમાં ઈમામ સવારની નમાઝમાં ઈમામ સાહબ કિર્અતમાં (૧) વદદુહા વલ્લયિલ (૨) અલમ નશ્રહ (૩) વત્તીનિ વઝઝય્તુન અને (૪) સૂરએ જુમ્અહનો આખિરી રૂકૂઅ પઢે છે, જેથી અમુક નમાઝીઓની સુન્નત છુટી જવાનો ભય રહે છે તો એ વિષે શરઈ હુકમ શું છે?

જવાબ :- સવારની નમાઝમાં ઈમામે એટલી બધી ટુંકી કિર્અત પઢવાની આદત કરી લેવી ખિલાફે સુન્નત અને મકરૂહ છે, કોઈ ખાસ ઉઝર ન હોય તો ઈમામ અને મુન્ફરિદ (એકલો નમાઝ પઢનાર) પણ સવારની નમાઝમાં "તિવાલે-મુફસ્સલ" એટલે સૂરએ હુજુરાતથી સૂરએ બુરૂજ લગીની સૂરતોમાંની એક-એક સૂરત બન્નેવ રકઅતોમાં પઢે, એ મસ્નૂન અને મુસ્તહબ છે. અથવા કોઈ જગ્યાએથી સાધારણ ૪૦ આયતો પઢે અથવા ૫૦ થી ૬૦ યા ૧૦૦ આયતો લગી પઢે. (જેવી ઈમામ અને મુકતદીઓની હિમ્મત અને શૌક) એ તરીકો પણ મસ્નૂન છે. બેહતર એ છે કે વધુ ભાગે "તિવાલે મુફસ્સલ"માં ની બે સૂરતો બન્ને રકઅતમાં પઢે. કદી ટાઈમની તંગી અથવા બીજી કોઈ ઝરૂરત અને ઉઝરના કારણે કિર્અત મુખ્તસર પઢવી પડે તો મકરૂહ નથી. વિના વાંધે જાઈઝ છે. (કબીરી પાનું-૩૦૩) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૧ પાનું ૫૦૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં વાજિબ મિકદાર પઢવા પછી મુકતદીએ ભૂલ કરી તો?

(૬૫) સવાલ :- નમાઝમાં ઈમામ સાહબ કિર્અત પઢતા પઢતાં ભુલી ગયા, નમાઝ અદા થઈ જાય એટલી કિર્અત પઢી ચુકયા હતા છતાં પાછળથી મુકતદીએ લુકમો આપ્યો એટલે ભુલ બતાવી ઈમામે તે પ્રમાણે પઢી નમાઝ પુરી કરી તો નમાઝ સહીહ થઈ કે ફાસિદ થઈ? દોહરાવ્વી વાજિબ છે કે નહીં?

જવાબ :- ઈમામ કિર્અત પઢતાં પઢતા ભુલી જાય કે અટકી જાય તો બતાવવામાં જલ્દી કરે નહીં. ભુલતાંની સાથે બોલી પડવું અને બતાવ્વું મકરૂહ અને મના છે. ઈમામને પણ જોઈએ કે બતાવ્વાની વાર (રાહ) જુએ નહીં, ઝરૂરત જેટલી કિર્અત પઢી ચૂકયા હોય તો રૂકૂઅ કરી લે, નહીં તો બીજી જગ્યાથી પઢવાનું શરૂ કરી દે, ખામોશ ઉભા રહી અને એક શબ્દને વારંવાર પઢતા રહી મુકતદીને બતાવ્વા ઉપર મજબૂર કરવું ખોટું છે. છતાં સહીહ એ છે કે ઈમામને લુકમો આપવાથી અને ઈમામે લુકમો લઈ લેવાથી કોઈની નમાઝ ફાસિદ કે વાજિબુલ ઈઆદહ (દોહરાવ્વા કિંવા ફરીથી પઢવા લાયક) થતી નથી. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૯૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈમામત માટે વધુ હકદાર કોણ?

(૬૬) સવાલ :- ઈમામત માટે વધુ હકદાર કોણ છે? સૈયદ, જાહિલ અને બેઅમલ હોય અને બિન સૈયદ દીનનો જાણકાર અને બાઅમલ હોય તો એ બન્નેવમાં ઈમામત માટે પસંદગી કોની હોવી જોઈએ?

જવાબ :- ઈમામ આકિલ, બાલિગ, સહીહુલ અકીદહ, નમાઝને લગતા અહકામ અને મસાઈલથી વાકિફ હોય અને સહીહ પઢનાર દીનદાર હોવો જોઈએ, હદીસ શરીફમાં છે કે; જો તમને આ પસંદ હોય કે તમારી નમાઝ કબુલિયતના દરજે પહોંચે તો તમારામાં જે વધુ સારા અને નેક માણસ હોય તેઓ તમારી ઈમામત કરે કે તેઓ તમારા અને તમારા પરવરદિગાર વચ્ચે એલચી છે. (શર્હુન્નિકાયહ ભાગ-૧ પાનું-૮૬) (શામી ભાગ ૧ પાનું ૫૨૫)

બીજી હદીસમાં છે કે; તમારામાંના શ્રેષ્ઠ માણસોને તમારા ઈમામ બનાવો કારણ કે તેઓ તમારા અને તમારા પરવરદિગાર દરમિયાન એલચી તરીકે છે. (શર્હુન્નિકાયહ ભાગ-૧ પાનું-૮૬)

ફિકહની પ્રખ્યાત કિતાબ નુરૂલ ઈઝાહમાં છે કે 'ફલ અઅલમુ અહકકુ બિલ્ઈમામતિ સુમ્મલ અકરઉ સુમ્મલ અવરઉ, સુમ્મલ અહસનુ ખુલુકન, સુમ્મલ અહસનુ વજહન સુમ્મલ અશ્રફુ નસબન-સુમ્મલ અહસનુ સવ્તન સુમ્મલ અન્ઝફુ સવ્બન.

અર્થાત :- ઈમામતનો વધુ હકદાર તે છે જે દીનની બાબતોનો વધુ જાણકાર (ખાસ કરીને નમાઝને લગતા મસાઈલનો માહિતગાર) હોય. પછી જે તજવીદના કાયદા કાનુન પ્રમાણે પઢનાર હોય, પછી જે વધુ મુત્તકી અને પરહેઝગાર હોય, પછી જે ઉમરમાં મોટો હોય, પછી જે ખુશ અખ્લાક (સદાચારી) હોય, પછી જે વધુ સૌંદર્યવાન, ખાન્દાનમાં વધુ શરીફ હોય, પછી જે વધુ સારા આવાઝવાળો હોય, પછી જે વધુ સ્વચ્છ વસ્ત્રો પહેરતો હોય વિગરે વિગેરે. (નુરૂલ ઈઝાહ પાનું ૮૨)

સારાંશ કે જેની અંદર ક્રમવાર ગુણો વધતા જશે તે બીજા કરતાં ઈમામતનો વધુ હકદાર ગણાશે. ઉચ્ચને છોડી અદનાને પસંદગી આપવી ખોટું છે. હદીસમાં છે કે જયારે કૌમની ઈમામત એવો માણસ કરે કે તેની પાછળ તેનાથી શ્રેષ્ઠ માણસ મૌજુદ હોય તો તે કૌમ (જેણે ઉચ્ચને છોડી અદનાને પસંદગી આપી) સદા પડતી અને ઝિલ્લતમાં રહેશે. (ફતાવા ઈબ્ને તૈમિય્યહ ભાગ-૧ પાનું-૧૦૮)

એક હદીસમાં છે કે જેણે એવા માણસને જમાઅતનો સરદાર (ઈમામ) બનાવ્યો કે તે જમાઅતમાં તેના કરતાં ખુદાનો વધુ પસંદગી પામેલો બંદો મૌજુદ હોય તો ખરેખર તેણે (પસંદ કરનારે) ખુદાપાકની ખિનાયત કરી અને તેના રસુલ (સલ.)ની ખિયાનત કરી અને તમામ મુસલમાનોની ખિયાનત કરી. (ફતાવા ઈબ્ને તૈમિય્યહ ભાગ-૧ પાનું-૧૦૮, ઈઝાલતુલ ખિફા વિગેરે)

જે સય્યિદ નમાઝના અહકામથી વાકિફ ન હોય, કુર્આન શરીફ પણ સહીહ પઢી શકતો ન હોય, દીનદાર ન હોય તે જાણકાર, સહીહ પઢનાર, દીનદાર બિન સય્યિદના મુકાબલામાં ઈમામતનો હકદાર નથી.

આપ (સલ.)નું ફરમાન છે કે 'મન અબ્તઅ બિહી અમલુહુ લમ યુસ્રિઅ બિહી નસબુહુ.' એટલે જેનો અમલ તેને પાછળ રાખે તો તેની ખાન્દાની તેને આગળ વધારી શકતી નથી. (અબૂ દાઉદ ભાગ-૨ પાનું-૧૫૭)

કારણકે તરકકી અને ફઝીલત ઈલ્મ અને અમલથી છે. નહી કે નસબથી, હાં, ઈલ્મ અને અમલ સાથે કૌટુંબિક શરાફત પણ હોય તો નૂરૂન અલા નૂર અને સોના ઉપર સુહાગુ! ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફજરની નમાઝના ફાસિદ થયેલા ફર્ઝો મોડેથી જમાઅતથી પઢી શકાય?**

(૬૭) સવાલ :- કેટલાય માણસોએ નમાઝે ફજરના ફરઝો ઈમામની સાથે જમાઅતથી અદા કર્યા પછી ઝુહર વખતે કે બીજા દિવસોમાંની કોઈ નમાઝના સમયે જે ઈમામની પાછળ ફજરની નમાઝ જમાઅતથી અદા કરેલી તે ઈમામે એ'લાન કર્યું કે જેઓએ મારી પાછળ ફલાણી ફજરના ફર્ઝો ફલાણી તારીખે પઢયા હોય તેઓ પોત-પોતાની નમાઝે ફર્ઝની કઝા કરી લે! કેમકે શરઈ ઉઝરે તે નમાઝમાં હું પાક હાલતમાં ન હતો.

તો આ નમાઝે ફર્ઝની કઝા જમાઅતથી કરવી કે અલગ-અલગ પઢી લેવી? અને જો અલગ-અલગ પઢવામાં આવશે તો જે જમાઅત સાથે પહેલાં નમાઝ પઢયા હતા અને નમાઝ થઈ નથી તે જમાઅતનો સવાબ મળશે કે નહીં?

જવાબ :- અગર તે જ વખતે ઈમામને યાદ આવી જાત તો ઉઝર દૂર કરી તેજ જગ્યાએ અઝાન અને ઈકામત વિના જમાઅત સાથે નમાઝ અદા કરી લેવાત. બુખારી શરીફમાં હઝ. અબૂહુરૈરહ (રદી.)થી રિવાયત છે કે એક વેળા નમાઝ માટે ઈકામત થઈ અને સફો બરાબર કરી લેવાઈ ત્યારે આપ (સલ.) (હુજરામાંથી) બહાર (મસ્જિદમાં) તશરીફ લાવ્યા અને મુસલ્લા ઉપર ગયા પછી આપ (સલ.)ને પોતાનું જુનુબી (જનાબતની હાલતમાં) હોવું યાદ આવ્યું. (એક રિવાયતના શબ્દો છે કે નમાઝ શરૂ કર્યા પછી યાદ આવ્યું) (અબૂ દાઉદ ભાગ-૧ પાનું-૩૫) તો ફરમાવ્યું કે તમે પોતાની જગ્યાએ ઉભા રહો અને આપ ગયા અને ગુસલ કરી આવ્યા. આપના મુબારક સર ઉપરથી પાણી ટપકી રહ્યું હતું. આપે તકબીરે તહરીમહ કહી અને અમે આપની સાથે નમાઝ અદા કરી. (ભાગ-૧ પારો ૨ પાનું-૪૧)

પણ નમાઝનો ટાઈમ ખતમ થઈ જવા અને નમાઝીના વિખરાઈ જવા બાદ યાદ આવે તો બધા નમાઝીઓને એકઠા કરી જમાઅત સાથે નમાઝની કઝા કરવાનો એહતેમામ ઝરૂરી નથી જેને જ્યારે યાદ આવે અને ખબર થાય તે જ વખતે (અગર મકરૂહ ટાઈમ ન હોય) નમાઝની કઝા કરી લે,

એવો એક બનાવ હઝરત અલી (રદિ.)ના ઝમાનામાં બન્યો હતો.

'મરાકિલ ફલાહ'માં છે કે :-

હઝરત અલી (રદિ.) એ લોકોને નમાઝ પઢાવી, પછી આપની જાણમાં આવ્યું કે આપ મુહદિસ (ગુસલની હાજતમાં) હતા, તો આપે નમાઝ દોહરાવી લીધી અને લોકોને નમાઝ દોહરાવી લેવાનો હુકમ કર્યો. (પાનું-૫૭)

અને ફતાવા આલમગીરીમાં છે કે:- એક જમાઅતે કોઈ ટાઈમની નમાઝ જમાઅત સાથે મસ્જિદમાં પઢી પછી ટાઈમ અંદર નમાઝ ફાસિદ હોવાનું જણાયું તે જ વખતે તે જ મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢે તો અઝાન અને ઈકામત ન દોહરાવે અને જો ટાઈમ પછી કઝા કરે તો મસ્જિદ સિવાય બીજી કોઈ જગ્યાએ અઝાન ઈકામત સાથે કઝા કરે. (ભાગ ૧ પાનું ૫૫)

પુછેલી સુરતમાં હદીસની રૂએ નમાઝીઓ જમાઅતના સવાબથી મહરૂમ રહેશે નહી. હદીસમાં છે કે જે માણસ સારી રીતે વુઝુ કરી મસ્જિદમાં ગયો પણ જમાઅત મળી નહી તો ખુદાપાક તેને જમાઅત સાથે નમાઝ પઢનારના બરાબર સવાબ આપશે અને તેઓના સવાબમાં કમી થશે નહી. (મિશ્કાત પાનું ૧૦૨)

નુરૂલ ઈઝાહમાં છે:- (અર્થાત) ઉઝરને લઈ જમાઅતમાં શરીક થઈ શકાયું નહી તો તેને જમાઅતનો સવાબ મળશે. (પાનું ૮૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## મુન્ફરિદની ઈકતિદા બાબત

(૬૮) સવાલઃ- ગાડી પકડવાની જલ્દી હતી, માટે સ્ટેશનની મસ્જિદમાં જમાઅત પહેલાં મેં સવારની ફર્ઝ નમાઝ શરૂ કરી, સુરએ ફાતિહા પઢી એટલામાં બે-ચાર નમાઝીઓએ મારી ઈકતિદા કરી મારી સાથે નમાઝમાં શામિલ થઈ ગયા. તો હવે મારે સુરત ઝોરથી પઢવી જોઈતી હતી કે ધામે? સુરએ ફાતિહા તો મેં ધામે પઢી હતી.

જવાબ :- મઝકુર સુરતમાં અગર તમોએ ઈમામ બનવાની નિય્યત કરી લીધી હોય તો સુરત ઝોરથી પઢવી ઝરૂરી હતી, નહીં તો નહીં.

''કબીરી''માં છેઃ- શરઅ મુન્ફરિદન ફી સલાતિન જહરિય્યતિન ફકરઅલ ફાતિહત મખાફતન્ન સુમ્મક-તદા બિહી જમાઅતુન યજહરૂ બિસ્સૂરતિ ઈન કસદલ ઈમામત વઈલ્લા ફલા. (પાનું-૫૭૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈમામ કેવી રીતે નિય્યત કરે?

(૬૯) સવાલઃ- ઈમામ સાહબ જયારે નમાઝ માટે ઉભા રહે ત્યારે તેમને કેવી રીતની નિય્યત કરવી ઝરૂરી છે?

જવાબઃ- ઈમામ વિગેરે આ પ્રમાણે નિય્યત કરે,

(૧) હું ખાલિસ ખુદાના માટે નમાઝ પઢું છું.

(૨) ફર્ઝ નમાઝ પઢું છું (વાજિબ વિગેરે હોય તો તેનો ખ્યાલ કરે)

(૩) જે ટાઈમની નમાઝ હોય (ઝુહર કે અસર વિગેરે) તેનું ધ્યાન કરે.

ઈમામે ઈમામ હોવાની કિંવા ઈમામત કરવાની નિય્યત કરવું ઝરૂરી નથી. પણ કરી લે તો બેહતર છે કે અમુક સૂરતમાં ઝરૂરી થઈ જાય છે. હા, મુકતદી માટે ઈકતિદાની નિય્યત કરવી ઝરૂરી છે. (શામી ભાગ-૧. વિગેરે વિગેરે.) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ફાસિક ઈમામ પાછળ નમાઝ પઢવા વિષે

(૭૦) સવાલઃ- અમારે ત્યાના ઈમામ સાહબ ફાસિક-ફાજિર છે, તેમની અંદર દીનદારી નથી, શરીઅત વિરૂદ્ધ કામો કરતા રહે છે, તો એમની પાછળ અમારી નમાઝ થાય કે નહીં? એમની પાછળ અમારે નમાઝ પઢવી કે નહીં? અમુક નમાઝીઓ આ જ કારણ ને લઈ એમની પાછળ નમાઝ પઢવા રાઝી નથી, અને કહે છે કે અમને એમનાથી નફરત આવે છે, છતાં મુતવલ્લી વિગેરે મને રજા [illegible]વા તૈયાર નથી!

વળી જે બિદઅતી હોય અને મુશ્રિકાના અકીદા રાખતો હોય, તેની ઈમામતનો શું હુકમ છે? તેને ઈમામ્ઞ રાખી શકાય કે નહીં? ખુલાસાથી જણાવશો.

જવાબઃ- ઈમામનું સહીહુલ અકીદહ અને નમાઝને લગતા મસાઈલથી વાકિફ હોવું, સહીહ કિર્અત પઢનાર, દીનદાર અને ઝાહિરી ગુનાહો અને બુરાઈઓથી પાક હોવું ઝરૂરી છે. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૮૩)

ફાસિકની ઈમામત મકરૂહે તહરીમી છે. ફાસિક તે છે જે કબીરહ (મોટા) ગુનાહ કરે અથવા સગીરહ (નાના) ગુનાહ કરવા ટેવાયેલો હોય. (શામી ભાગ ૪ પાનું ૫૩૧) માટે ફાસિક-ફાજિરને ઈમામ બનવું, બનાવ્વું ગુનાહનું કામ છે.

હદીસમાં છે. 'લા યઉમ્મુ ફાજિરૂન મુ'મિનન'

અર્થાતઃ- ફાજિર માણસ કોઈ મુ'મિનની ઈમામત કરે નહીં. (ઈબ્ને માજહ પાનું ૭૭) અને કબીરીમાં છે, 'લવ કદ્દમુ ફાસિકન યઅ્સિમુન' અર્થાતઃ- અગર ફાસિકને ઈમામ બનાવશે તો

ગુનેહગાર થશે. (પાનું ૪૭૯)

કારણ કે ફાસિક પોતાના જ દીનનો એહતેમામ કરતો નથી (તો નમાઝ જેવી મહાન ઈબાદત બાબત તેનો ભરોસો કેમ કરી લેવાય) વળી તેને ઈમામતનો મન્સબ (હોદ્દો) આપવામાં તેની તઅઝીમ અને મોટાઈ લાઝિમ આવે છે. જો કે શરીઅતમાં તેની ઈહાનત (અપમાન) વાજિબ છે. (શામી ભાગ ૧ પાનું પ૨૩) માટે શરીઅત વિરૂદ્ધ ચાલનાર, વાજિબુલ ઈહાનત ઈમામને રજા આપી દેવું ઝરૂરી છે.

અબુ દાઉદ શરીફમાં હદીસ છે કે આપ (સલ.)એ એક ઈમામને કિબ્લા તરફ થૂકતો જોયો તો નમાઝથી ફારિગ થઈ કૌમને હિદાયત કરી કે હવે પછી આ માણસ તમારી ઈમામત કરે નહી! પછી જયારે તેણે નમાઝ પઢાવ્વા ઈરાદો કર્યો તો તેને આપ (સલ.)નો મનાઈ હુકમ સંભળાવી નમાઝ પઢાવતાં અટકાવ્વામાં આવ્યો તો તેણે આપ (સલ.)ની ખિદમતમાં હાઝિર થઈ પુછયું તો આપે ફરમાવ્યું કે હા! મેં મનાઈ હુકમ આપ્યો છે. હદીસ બયાન કરનાર કહે છે કે મને ખ્યાલ છે કે આપે તેને એ પણ ફરમાવ્યું કે તેં (કિબ્લા તરફ થુકી) ખુદા અને તેના રસૂલ (સલ.) ને ઈઝા આપી છે. (ભાગ ૧ પાનું ૭૬)

ફિકહની પ્રખ્યાત કિતાબ 'દુર્રે મુખ્તાર'માં છે કે અગર કોઈ માણસ કૌમની ઈમામત કરે અને કૌમના લોકો તેને પસંદ કરતા ન હોય તો જો નાપસંદ કરવાનું કારણ ઈમામની અંદર દીની ખામી હોય અથવા કૌમના લોકો તેના કરતાં ઈમામતના વધુ લાયક હોય તો તેની ઈમામત અબુ દાઉદની હદીસની રૂએ મકરૂહે તહરીમી છે. હદીસ એ છે કે ''ખુદાપાક તે માણસની નમાઝ કબૂલ કરતો નથી, જે કૌમની ઈમામત કરે અને કૌમ તેનાથી નફરત કરતી હોય'' અને જો તે હકીકતમાં ઈમામતનો વધુ લાયક હોય તો તેનું ઈમામત કરવું મકરૂહ નથી. એવી સુરતમાં લોકો નફરત કરતા હોય તો તેનો વબાલ લોકો પર રહેશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧, પાનું પ૨૨)

મઝકૂર હદીસો અને ફિકહી રિવાયતોથી પુરવાર થાય છે કે ફાસિક માણસ ઈમામતના લાયક નથી. તેની ઈકતિદામાં નમાઝ મકરૂહે તહરીમી થાય છે. માટે એવા ઈમામને વિલંબ કર્યા વિના રજા આપી દેવી લાઝિમ છે. જો રજા નહી આપવામાં આવે તો બીજી મસ્જિદમાં ચાલ્યા જાય. બીજી મસ્જિદ ન હોય તો લાચારીએ એની પાછળ પઢી લે કે મઝકૂર સુરતમાં એકલા પઢવા કરતાં જમાઅતના સવાબ ખાતર આવા ઈમામ પાછળ પઢી લેવું બેહતર છે. (શામી ભાગ-૧ પાનું પ૨૩) (મરાકિલ ફલાહ પાનું પ૮) (ફતાવા ઈબ્ને તૈમિય્યહ ભાગ-૧ પાનું-૧૦૬)

મજબૂરીની સુરતમાં કરાહત લાઝિમ આવશે નહી. બધી ઝિમ્મેદારી ઈમામ અને તેને રાખનાર અને નિભાવનાર ઉપર છે. બિદઅતી ઈમામનો પણ એ જ હુકમ છે. હઝરત મુજાહિદ (રહ.) ફરમાવે છે કે હું અને હઝરત ઈબ્ને ઉમર (રદિ.) એક મસ્જિદમાં ગયા, જયાં ઝુહરની તૈયારી હતી, એટલામાં આપે મુઅઝઝિનનું ''તસ્વીબ'' પુકારવું (અઝાન પછી નમાઝનું એલાન કરવું) સાંભળ્યું તો આપે ફરમાવ્યું કે, ચાલો બિદઅતીની પાસેથી નિકળી જાઓ અને ત્યાં નમાઝ નહી પઢી અને ચાલ્યા આવ્યા. (તિર્મિઝી ભાગ ૧ પાનું ૨૮) (એઅતિસામ ભાગ ૨ પાનું ૧૬૪) અને જો બિદઅતીની બિદઅત અને બદઅકીદગી કુફ્રની હદે પહોંચાડનારી હોય તો પછી તેની ઈમામત કોઈ પણ હાલતમાં જાઈઝ જ નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈમામ પોતે નિય્યત કરે કે નહી?

(૭૧) સવાલઃ- ઈમામ માટે ઈમામતની એટલે પોતે ઈમામ હોવાની નિય્યત કરવી ઝરૂરી છે કે નહી?

જવાબઃ- ઈમામ માટે ઈમામતની નિય્યત કરવી ઝરૂરી નથી. હા, મુકતદી માટે ઝરૂરી છે કે તે ઈમામની ઈકતિદાની નિય્યત કરે. (શામી ભાગ-૧)

**હન્ફી ઈમામ શાફેઈ મુકતદીઓની ઈમામત કેવી રીતે કરાવે?**

(૭૨) સવાલઃ- હું હનફિયુલ મઝહબ છું. શાફિઈયુલ મઝહબના મદ્રસામાં પઢાવું છું. કદી-કદી જહરી નમાઝ પઢાવી લઉં છું, તો શાફિઈયુલ મઝહબ નમાઝીઓનો લિહાઝ કરી સૂરએ ફાતિહા પઢી એટલી વાર ખામોશ રહું છું કે જેટલી વારમાં તેઓ જલ્દીથી સૂરએ ફાતિહા પઢી શકે. પછી સુરત પઢું છું તો એમાં કંઈ વાંધો છે?

જવાબઃ- હન્ફી ઈમામ માટે આવી રીતે (સૂરએ ફાતિહા પછી) સુરત મેળવ્વામાં તાખીર કરવી જાઈઝ નથી, મના છે. નમાઝ નાકિસ અને વાજિબુલ ઈઆદહ થશે. ફિર્વા પાછી પઢવી પડશે. સજદએ સહવ પણ કાફી થશે નહીં, કારણ કે મઝકૂર સુરતમાં ઈરાદા પુર્વક વિલંબ કરવામાં આવે છે એ ભૂલ નથી. જાણી જોઈ કરવામાં આવ્યું છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈમામ ઝુહરની સુન્નતો પઢયા વગર જમાઅત પઢાવી શકે ખરો?**

(૭૩) સવાલઃ- દાખલા તરીકે ઈમામ ઝુહર વખતે મોડા આવ્યા, જમાઅતનો ટાઈમ થઈ ગયો છે. ચાર રકઅત સુન્નત પછી નમાઝ પઢાવે તો લોકોને કંટાળો આવે છે, રાહ જોવા ન માંગતા હોય તો ઈમામ સાહબ ફર્ઝ પહેલાંની સુન્નત પઢયા વગર નમાઝ પઢાવે તો જાઈઝ છે કે નમાઝ મકરૂહ થશે?

જવાબઃ- પૂછેલી સુરતમાં ઈમામ સુન્નત પઢયા વિના ફર્ઝ નમાઝ પઢાવી શકે છે. નમાઝ મકરૂહ થશે નહીં, ફર્ઝ પછી બે રકઅત સુન્નત પઢવા બાદ રહી ગયેલી સુન્નત પઢી લેવામાં આવે. હદીસ શરીફમાં છે આપ (સ. અ. વ.) ઝુહર પહેલાંની ચાર રકઅત પઢવાની રહી જતી તો રહી ગયેલી રકઅત ફર્ઝ પછી પઢી લેતા હતા. (તિર્મિઝી શરીફ ભાગ-૧ પાનું ૫૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**જલ્સએ ઈસ્તિરાહત વિષે**

(૭૪) સવાલઃ- જલ્સએ ઈસ્તિરાહત (બે સિજદાઓ વચ્ચે થોડીક વાર બેસવું) કરનાર પાછળ હન્ફીની નમાઝ થાય કે નહીં?

જવાબઃ- જલ્સએ ઈસ્તિરાહત કરનારની નમાઝમાં બીજી કોઈ ખરાબી ન હોય, કોઈ બીજો વાજિબ છુટતો ન હોય તો નમાઝ પઢવી જાઈઝ છે. નમાઝ થઈ જશે. (શામી ભાગ ૧ પાનું ૪૭૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈમામ એકલો ઉંચી જગ્યા ઉપર ઉભો રહી શકે?**

(૭૫) સવાલઃ- એકલો ઈમામ ૯ ઈંચ ઉંચી જગ્યા (બરામદહ) ઉપર ઉભો રહી નમાઝ પઢાવે અને નમાઝીઓ નીચે (સહનમાં) હોય તો શું હુકમ છે? નમાઝીઓની ભીડ વિગેરે શરઈ ઉઝર કાંઈ નથી.

જવાબઃ- શરઈ ઉઝર વિના ઈમામનું આવી રીતે ૯ ઈંચ બુલંદ જગ્યા ઉપર ઉભા રહી નમાઝ પઢાવવું અહલે કિતાબની સાથે મુશાબહતના કારણે (કે તેઓના ઈમામની જગ્યા ઉંચી રખાય છે.) મકરૂહ છે. હા, અગર ઈમામની પાછળ ઉંચી જગ્યા ઉપર અમુક નમાઝી (એક સફ) સાથે હશે તો પછી કરાહત નથી. **'વ યુકરહુ અય્યંન્ફરિદલ ઈમામુ અનિલ કવ્મિ ફી મકાનિન અઅલા મિમ મકાનિલ કવ્મિ ઈઝા લમ યકુન બઅઝુલ કવ્મિ મઅહુ લિઅન્ન ફીહિ-ત્તશબ્બુહ બિઅહલિલ કિતાબિ....** (કબીરી પાનું ૩૪૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સ્ત્રીઓ મસ્જિદમાં આવી જમાઅતથી નમાઝ પઢી શકે?

(૭૬) સવાલ:- અમુક જગ્યાએ મુતવલ્લી, ઈમામ આલિમ અથવા મુસલમાનો મસ્જિદમાં સ્ત્રીઓ માટે ફર્ઝ કે તરાવીહની જમાઅત માટે વ્યવસ્થા કરે છે. અને અમુક વખતે રાતના કે દિવસના મહરમ સાથે કે મહરમ વિના દુર-દરાઝથી આવી મસ્જિદમાં જમાઅતથી અલગ જગ્યામાં નમાઝ પઢે છે. તેઓ દલીલ કરે છે કે, મક્કામાં મસ્જિદે હરામમાં ઓરતો, મરદો સાથે નમાઝ પઢે છે. અને નબીએ કરીમ (સલ.)ના ઝમાનામાં સ્ત્રીઓ મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢતી હતી. ઉપલી હકીકત ખરી હોય તો શા કારણથી મના થયું? એ કિતાબના હવાલા સાથે જણાવશો!

જવાબ:- સ્ત્રીઓ માટે જેમ બને તેમ છુપી જગ્યામાં અને સંતાઈને નમાઝ પઢવામાં વધુ ફઝીલત અને સવાબ છે. રસુલૂલ્લાહ (સલ.) ફરમાવે છે:- "સ્ત્રીઓની નમાઝ ઘરના સહન (એટલે ઘરની અંદરની ખુલ્લી જગ્યા જેના ઉપર છાપરૂં ન હોય તે)માં પઢવા કરતાં ઘરની અંદર (બંધ ભાગમાં) પઢવી અફઝલ છે. અને ઘરના અંદર પઢવા કરતાં ઘરની કોઠડીમાં પઢવું બેહતર છે." (અબુ દાઉદ ભાગ ૧ પાનું ૯૧)

એક હદીસમાં છે કે ઓરતોને જમાઅત સાથે નમાઝ પઢવા કરતાં એકલા પઢવામાં ૨૫ દરજા વધારે સવાબ મળે છે. (મુસ્નદુલ ફિરદૌસ)

બેશક! આપ (સલ.) ના મુબારક ઝમાનામાં સ્ત્રીઓને મસ્જિદમાં નમાઝ પઢવાની ઈજાઝત હતી, તે સમયના લોકો ઘણાં નેક હતા. અને સ્ત્રીઓને મસ્અલાઓ અને અહકામ જાણવાનો સારો મૌકો હતો, પાછળથી ખરાબી પૈદા થવાથી હઝરત ઉમર (રદિ.) એ સ્ત્રીઓને મસ્જિદમાં જતી અટકાવી. એની શિકાયત હઝરત આઈશહ (રદિ.) સામે આવી તો તેઓએ ફરમાવ્યું કે જો આપ (સલ.) તે હાલત જોતે જે હઝરત ઉમર (રદિ.) એ જોઈ તો તમને મસ્જિદમાં જવાની ઈજાઝત નહી આપતે. (અબુ દાઉદ ભાગ ૧ પાનું ૯૧)

એ કારણે ફુકહાએ પણ સ્ત્રીઓને મસ્જિદમાં નમાઝ પઢવા વિષે મનાઈ અને મકરૂહ હોવાનો ફત્વો આપ્યો. (દુર્રે મુખ્તાર મઅ તહતાવી ભાગ ૧ પાનું ૩૮૩)

સદરહુ હુકમ આમ છે. હરમ શરીફ હોય કે મસ્જિદે નબવી હોય, હિન્દુસ્તાન હોય કે અરબસ્તાન બધાને લાગુ પડે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈમામ મુકતદીઓથી કેટલી ઉચાઈ ઉપર ઉભો રહી શકે?

(૭૭) સવાલ:- ઈમામ એકલો મુક્તદીથી કેટલી ઉચાઈ ઉપર ઉભો રહે તો મકરૂહ છે. ઉચાઈની હદ ઓછામાં ઓછી કેટલી છે?

જવાબ:- ઊંચાઈની કમ-અઝ-કમ મિકદાર અને ઓછામાં ઓછી હદ બાબત ફુકહા (રહ.)માં ઈખ્તિલાફ છે. કારણ કે એ વિષયમાં જે હદીસો આવી છે તેમાં મિકદારની સ્પષ્ટતા નથી. હદીસમાં છે કે **આપ (સલ.) એ ઈમામને મુકતદીથી ઉંચી જગ્યા પર ઉભા રહેવાની મનાઈ કરી છે.** (અય્ની શર્હે હિદાયહ ભાગ ૧ પાનું ૮૦૫) (તહતાવી ભાગ ૧ પાનું ૪૩૧) (શામી ભાગ ૧ પાનું ૬૦૪)

અને "અબુ દાઉદ શરીફ"માં રિવાયત છે કે હઝરત અમ્માર ઈબ્ને યાસિર (રદી.)એ "મદાઈન"માં નમાઝ પઢાવી તો મુકતદીઓથી ઉંચે ઉભા રહ્યા. હઝરત હુઝૈફહ (રદી.) આ જોઈ આગળ વધી તેમનો હાથ પકડી નીચે ખસેડી લાવ્યા, નમાઝ પછી આપે ફરમાવ્યું શું તમે આપ (સલ.)ને આ ફર્માવતાં નથી સાંભળ્યા કે:-

**ઈઝા અમ્મ-ર્રજુલુલ કવ્મ ફલા યકુમુ ફી મકાનિન અરફઅ મિમ મકામિહીમ...**

અર્થાત:- **જયારે કોઈ માણસ કૌમની ઈમામત કરે તો તેમની જગ્યાથી ઉંચી જગ્યા**

**ઉપર ઉભો નહી રહે.** હઝરત અમ્માર કહ્યું કે યાદ આવ્યું ત્યારે જ તો હટી જવામાં તમારો સાથ આપ્યો, કિંવા સહેલાઈથી હટી આવ્યો. (ભાગ-૧ પાનું ૯૫)

મઝકુર બન્નેવ રિવાયતોમાં ઉંચાઈની કોઈ હદ અને મિકદાર મઝકુર નથી, જેથી ઈખ્તિલાફ થવો કુદરતી જ છે. માટે મિકદારના બારામાં અમુક અક્વાલ (કથનો) છે જેમાં બે કૌલ મોઅતબર ગણાયા છે.

(૧) એક ઝિરાઅ એટલે એક હાથ જેટલી ઉંચાઈ મના અને મકરૂહ છે, એનાથી કમ મકરૂહ નથી. દલીલ એ છે કે નમાઝી સામે સુત્રાની ઉંચાઈની મિકદાર ઓછામાં ઓછી એક હાથની મોઅતબર માનવામાં આવી છે, એના ઉપર કિયાસ કરી જગ્યાની ઉંચાઈ પણ એક હાથની મોઅતબર માનવી જોઈએ.

(૨) સામાન્ય નઝરે જોતાં જે જગ્યા ઉંચી માલમ પડે અને ઈમામ મુકતદીઓથી મુમ્તાઝ અને જુદો પડતો દેખાતો હોય તો મકરૂહ છે. દલીલ એ છે કે હદીસોમાં મુત્લક ઉંચાઈ મના છે. માટે જે સુરતમાં ઈમામ મુક્તદીથી ઉંચાઈમાં મુમ્તાઝ અને સામાન્ય નઝરે જુદો પડતો માલમ પડે એટલી ઉંચાઈ મના અને મકરૂહ હોવી જોઈએ. અને એમાં જેમ-જેમ ઉંચાઈ વધશે, કરાહતમાં પણ વધારો થશે. સાહિબે "બદાઈઅ" વિગેરે ફુકહા (રહ.) એ આ કૌલની તાઈદ કરી છે, અને એને "ઝાહિર રિવાયત" બતાવ્યું છે. (બદાઈઅ ભાગ ૧ પાનું-૨૧૬) ઈબ્ને હુમામ (રહ.)એ પણ એ કૌલને ઈખ્તિયાર કર્યો છે. (ફત્હુલ કદીર ભાગ-૧ પાનું-૩૬૦)

અને "ઝાદુલ ફકીર"માં લખે છે કેઃ-

**વ કિયામુહુ અલા મકાનિન મુર્તફિઈન વહુમ મા યકઉ બિહિ-ત્તમય્યુઝુ ઝાહિરન વહદહુ.** (અર્થાત) અને (મકરૂહ છે) ઈમામનું એકલા એટલી ઉંચી જગ્યા ઉપર ઉભા રહેવું જે ઝાહિરન (સામાન્ય નઝરે) મુમ્તાઝ દેખાય અને સાફ જુદાપણું માલમ પડે (પાનું ૫૦ "બહરૂ-ર્રાઈક"માં છે કે બન્નેવ કૌલની સ્પષ્ટતા થઈ જાય છે. પણ ઝાહિર રિવાયત (બીજો કૌલ) અને ઈત્લાકે હદીસના મુવાફિક અમલ કરવું બેહતર છે (ભાગ ૨ પાનું ૨૬)

અલ્લામહ તહતાવી (રહ.) અને અલ્લામહ શામી (રહ.) એ પણ બીજા કૌલની તાઈદ અને મુવાફિક્ત ફરમાવી છે. (તહતાવી ભાગ-૧ પાનું-૪૩૧, (શામી ભાગ-૧ પાનું-૬૦૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફર્ઝ નમાઝ પછી લાંબી દુઆ માંગવા વિષે

(૭૮) સવાલઃ- ઝુહર, મગ્રિબ તથા ઈશાની નમાઝ બાદ જેના પછી સુન્નતો પઢવાની હોય છે. દુઆ **'અલ્લાહુમ્મ અન્ત-સ્સલામ, વ મિન્ક-સ્સલામ, તબારકત યા ઝલ્જલાલિ વલ્ઈકરામ'** સાથે બીજી દુઆઓ પઢી શકાય કે નહી? અમારા ઈમામ સાહબ ના પાડે છે અને સુન્નત વિરૂદ્ધ બતાવે છે, અને દલીલમાં ફતાવા આલમગીરીની ઈબારત રજૂ કરે છે કે "અલ્ઈમામુ ઈઝા ફરગ મિનઝ-ઝુહરિ વલ્મગ્રિબિ વલ્ઈશાઈ યશ્રઉ ફીસ્સુન્નતિ વલા યશ્તગિલુ બિઅદઈયતિન તવીલતિન."

અથાર્ત :- જયારે ઈમામ ઝુહર, મગ્રિબ તથા ઈશાની નમાઝથી ફારિગ થાય તો સુન્નત શરૂ કરી દે અને લાંબી દુઆઓમાં મશ્ગુલ થાય નહી. માટે આ બાબતનો ખુલાસો કરશો.

જવાબ :- ઝુહર, મગ્રિબ તથા ઈશાની નમાઝ બાદ અલ્લાહુમ્મ અન્ત-સ્સલામ વ મિન્ક-સ્સલામ તબારક્ત યા ઝલ્જલાલિ વલ્ઈકરામ. સાથે બીજા થોડાક અઝકારે માસૂરહ પઢવું જાઈઝ બલ્કે બેહતર છે, સુન્નત વિરૂદ્ધ નથી. એની ઘણી ફઝીલત આવી છે. આપ (સલ.)ને પુંછવામાં આવ્યું કે કઈ દુઆ મકબૂલ હોય છે? આપે ફરમાવ્યું, પાછલી રાતની અને ફર્ઝ નમાઝ પછીની દુઆ, બીજી હદીસમાં છે કે આપ (સલ.)એ હઝરત મઆઝ (રદી.)ને ફરમાવ્યું કે "તમે કોઈ

પણ નમાઝ પછી **"અલ્લાહુમ્મ અઈન્ની અલા ઝિકરિક વ શુકરિક વ હુસ્નિ ઈબાદતિક."** પઢવું કદી છોડશો નહીં."

ક્તિાબ દલીલુ-ત્તાલિબ અલા અરજહિલ મતાલિબ (પેજ ૩૨૩)માં આ બે હદીસો ટાંકી લખ્યું છે કે :- "વ ઈ હર દો હદીસ દલાલત દારદ બર આં કે દુઆ બઅદે ફરીઝહમીબાયદ"

અર્થાત :- આ બન્નેવ હદીસો ફર્ઝ નમાઝ પછી દુઆ મસ્નુન હોવા પર દલાલત કરે છે.

હઝરત અબુ સઈદ (રદિ.)ને પુછવામાં આવ્યું કે તમે તે શબ્દો યાદ કર્યા છે જેને આપ (સલ.) સલામ ફેરવ્યા પછી ફરમાવતા હતા? કહ્યું, હા, આપ (સલ.) ફરમાવતા હતા; સુબ્હાન રબ્બિલ ઈઝ્ઝતિ અમ્મા યસિફુન, વ સલામુન અલલ મુર્સલીન વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. (મજમઉઝ-ઝવાઈદ ભાગ-૧ પાનું-૨૦૧)

બુખારી શરીફમાં છે કે આપ (સલ.) દરેક ફર્ઝ નમાઝ બાદ 'લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ, લહુલ મુલ્કુ વલહુલ હમ્દુ, વહુવ અલા કુલ્લિ શય્ઈન કદીર, અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અઅતયત, વલા મુઅતિય લિમા મનઅત વલા યન્ફઉ ઝલ્જદ્દિ મિન્કલ જદ્દ' પઢતા હતા. (ભાગ-૧ પાનું-૧૧૭)

ફજર અને મગ્રિબની સલામ ફેરવ્યા પછી તે જ બેઠકે ૧૦ વખત 'લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ લહુલ મુલ્કુ વલહુલ હમ્દુ, વહુવ અલા કુલ્લિ શય્ઈન કદીર' પઢવાનું પણ હદીસથી સાબિત છે. એટલા માટે હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફર્ઝ નમાઝ બાદ અસ્તગ્ફિરુલ્લાહ ત્રણ વખત અને 'અલ્લાહુમ્મ અન્ત-સ્સલામ' તથા 'લાઈલાહ ઈલ્લલ્લાહ' વિગેરે અમુક વઝીફા પઢવાના ટાંકી ફરમાવે છે કે :- વલ્અવ્લા અય્યંઅતિય બિહાઝિહિલ અઝકારિ કબ્લ-ર્રવાતિબિ ફઈન્નહુ જાઅ ફી બઅઝિલ અઝકારિ મા યદુલ્લુ અલા ઝાલિક નસ્સન.

અર્થાત :- બેહતર એ છે કે આ વિર્દો સુન્નત પહેલાં પઢી લેવામાં આવે, કારણકે અમુક વિર્દોમાં એવી વાત આવી છે કે સુન્નત પહેલાં પઢવા ઉપર સ્પષ્ટ રીતે દલાલત છે. (હુજ્જ-તુલ્લાહિલ બાલિગહ ભાગ-૨ પાનું-૪૯)

સારાંશ કે ફર્ઝ નમાઝ પછી પઢવાની દુઆઓ અને વિર્દો ઘણાં આવ્યા છે. પરંતુ એ ઝરૂરી નથી કે બધા જ વિર્દો દરેક નમાઝ બાદ પઢી લેવામાં આવે. બલ્કે તેમાંથી અમુક પઢી લેવું સુન્નત અદા હોવા માટે પુરતું છે. હઝરત શાહ અબ્દુલ હક મુહદ્દિસ (રહ.) ફરમાવે છે; 'ઝાહિર આંનસ્ત કે ફેઅલે આંહઝરત સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ હમ બરી નમ્ત બુદહ ન આંકે બર જમીઅ દઅવાત દર જમીઅ અવ્કાત મુવાઝબત નમૂદહ' (શર્હે સિફરૂ-સ્સઆદત પાનું-૧૧૮) સારાંશ કે 'અલ્લાહુમ અન્ત-સ્સલામ' સાથે બીજી થોડી દુઆઓ શામિલ કરી શકાય છે એનાથી સુન્નત પઢવામાં વિલંબ થાય છે તે સવાબમાં કમી કરનાર નથી જેવી રીતે કે સુન્નતો ઘેર જઈ પઢવામાં થતો વિલંબ નુકસાન કારક નથી. હઝરત શાહ અબ્દુલ હક (રહ.) ફર્માવે છે કે સુન્નત પઢવામાં જલ્દી કરવાનો હુકમ સુન્નત પહેલાં આયતુલ કુરસી અને તેના જેવા બીજા ઝિક્ર પઢવા વિરૂદ્ધ નથી. (અશિઅતુ-લ્લમ્આત ભાગ-૧ પાનું-૧૧૮) અલબત્ત બહું લાંબી-લાંબી દુઆઓ પઢવાની ઈમામે આદત કરી લેવી જોઈએ નહી, જેથી સુન્નત પઢવામાં વિલંબ થાય. (અને નમાઝીઓને પણ ભારે લાગે) ફતાવા આલમગીરીની ઈબારતનો પણ એ જ ભાવાર્થ છે. વધુ ખુલાસા માટે જુઓ.(અન્નફાઈસુલ મરગૂબહ ફી હુકમિ-દદુઆઈ બઅદલ મકતૂબહ)ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સફમાં જગ્યા ન હોય તો એકલા કયાં ઉભા રહેવું ?**

(૭૯) સવાલ :- સફમાં જગ્યા ન હોય તો પાછળ એકલા કયાં ઉભા રહેવું વચમાં કે

નાકે?

જવાબઃ- સફમાં જગ્યા ન હોય તો ઈમામ રૂકુઅમાં જાય ત્યાં લગી રાહ જુએ, અગર કોઈ બીજો માણસ આવી જાય તો તેની સાથે ઈમામની સીધમાં ઈકામત (તકબીર) કહેનાર પાછળ ઉભા રહી જાય. અગર કોઈ નહી આવે તો એકલો જ ત્યાં ઉભો થઈ જાય. (મજાલિસુલ અબ્રાર પાનું-૩૫૨) (શામી ભાગ-૧ પાનું-૫૩૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈસ્લામમાં બાજમાઅત નમાઝની મહત્વતા**

(૮૦) સવાલઃ- જમાઅત સાથે નમાઝ પઢવાનો શું હુકમ છે? વધુ ભાગે લોકો નમાઝ પઢતા નથી. જેઓ પઢે છે તેઓ બધા પણ જમાઅતના પાબંદ નથી. વિના ઉઝરે પણ ઘરમાં પઢી લે છે. જમાઅતની પાબંદી અને મસ્જિદની હાજરીને ખાસ અહમિયત આપતા નથી. એના વિષે કુર્આન, હદીસ અને ફિકહની મોઅતબર કિતાબોના હવાલા સહિત ખુલાસો આપવા વિનંતી છે.

જવાબઃ- શરીઅતમાં જમાઅત સાથે નમાઝ અદા કરવાની બહું ફઝીલત અને ઘણી જ સખત તાકીદ આવી છે. ઈશાદે ખુદાવંદી છે. **વર્કઉ મઅ-ર્રાકિઈન.**

અર્થાતઃ- નમાઝ પઢો નમાઝ પઢનારાઓ સાથે કિંવા જમાઅત સાથે નમાઝ અદા કરો. (સૂરએ બકરહ પારો ૧ રૂકુઅ ૫)

**અય સલ્લૂ મઅલ મુસલ્લીન** (તફસીરે જલાલૈન પાનું-૭) (તફસીરે કબીર ભાગ-૧ પાનું-૪૯૪)

**અય ફી જમાઅતિહિમ.** (તફસીરે બૈઝાવી ભાગ-૧ પાનું-૭૧)

**વ સલ્લુહા મઅલ મુસલ્લીન લા મુન્ફરિદીન**

(તફસીરે કશશાફ ભાગ ૧ પાનું ૫૩) (તફસીરે મદારિક ભાગ-૧ પાનું-૧૧૩)

**અય સલ્લૂ બિલ જમાઅતિ.** (તફસીરે મહાઈમી ભાગ-૧ પાનું-૪૨)

અને ફરમાને નબ્વી છેઃ- **સલાતુલ જમાઅતિ તફઝુલુ સલાતલ ફઝઝિ બિસબ્ઈવ વ ઈશ્રીન દરજતન.**

અર્થાતઃ- જમાઅત સાથેની નમાઝ એકલા પઢેલી નમાઝથી સત્તાવીસ દરજા વધુ સવાબ અને ફઝીલત ધરાવે છે. (સહીહ બુખારી ભાગ ૧ પારો-૩ પાનું-૮૯) (સહીહ મુસ્લિમ શરીફ ભાગ-૧ પાનું-૨૩૧) (તિરમિઝી શરીફ ભાગ-૧ પાનું ૩૦)

આપ (સલ.)નું ફરમાન છે કે એકલા નમાઝ પઢવા કરતાં એકની સાથે મળી પઢવું બહું બેહતર છે. અને બેના સાથે તેનાથી વધુ બેહતર છે. અને જમાઅત જેમ મોટી હોય ખુદાપાકને બહું પસંદ હોય છે. (અબૂ દાઉદ ભાગ-૧ પાનું ૮૯)

અને ફરમાને નબ્વી છે કેઃ- ઈશાની નમાઝ જમાઅત સાથે પઢનારને અધી રાત ઈબાદત કરવાનો સવાબ મળે છે, અને જે સવારની નમાઝ પણ જમાઅત સાથે અદા કરે તેને આખી રાત ઈબાદત કરવાનો સવાબ મળે છે. (તિરમિઝી શરીફ ભાગ-૧ પાનું-૩૦)

એટલા માટે આપ (સલ.)એ કદી જમાઅત છોડી નહી, માંદગીની હાલતમાં ચાલી શકતા ન હતા છતાં બે માણસોના સહારે (એવી હાલતમાં કે કદમ મુબારક ઝમીન સાથે ઘસડાતા હતા છતાં) મસ્જિદમાં તશરીફ લાવી જમાઅત સાથે નમાઝ અદા ફરમાવી. જમાઅત છોડનારને આગ લગાડી ઘર અસ્બાબ સહિત ફુંકી દેવાનો વિચાર પણ હતો, પણ બાળકો અને સ્ત્રીઓના લીધે આમ કરી શકયા નહી.

(સહીહ બુખારી શરીફ ભાગ ૧ પારો ૩ પાનું ૯૦) (સહીહ મુસ્લિમ શરીફ ભાગ ૧

પાનું-૭) (તિરમિઝી શરીફ ભાગ-૧ પાનું-૩૦)

આપ (સલ.)નું ફરમાન છે કે:- કોઈ વસ્તી યા જંગલમાં ફક્ત ત્રણ માણસો રહેતા હોય અને તેઓ જમાઅત સાથે નમાઝ પઢતા ન હોય તો તેઓ ઉપર શય્તાન ગાલિબ થઈ જશે. માટે જમાઅત સાથે નમાઝ પઢવાનું લાઝિમ કરી લો. (નસાઈ શરીફ ભાગ-૧ પાનું-૭૪) (અબુ દાઉદ ભાગ-૧ પાનું ૮૮)

અને આપ (સલ.)નો ઈર્શાદ છે કે:- જે માણસ અઝાન સાંભળે અને ઉઝર ન હોવા છતાં મસ્જિદમાં હાજરી ન આપે તો તેની એકલી પઢેલી નમાઝ કબૂલ થશે નહી (જો કે ફર્ઝ માથેથી ઉતરી જશે, પણ નમાઝ તકમીલના દરજે પહોંચશે નહીં, તકમીલ માટે જમાઅત શર્ત છે) સહાબા (રદિ.)એ પૂછયું, ઉઝરથી શું મુરાદ છે? ફર્માવ્યું કે (જાન-માલ, આબરૂ જવાનો યા ઝુલ્મ થવાનો) ડર અથવા માંદગી. (અબુ દાઉદ ભાગ-૧ પાનું ૮૮)

આપ (સલ.)એ ફરમાવ્યું કે લોકો જમાઅત ત્યાગ કરવાનું છોડી દે, નહી તો ખુદાપાક તેમના દિલો ઉપર મહોર લગાડી દેશે અને ગાફિલોમાંથી બની જશે.

(ઈબ્ને માજહ પાનું ૨૬૦)

આપ (સલ.)એ ફરમાવ્યું કે માણસના કાન પીગળી ગયેલી કલાઈ (ધાતુ)થી ભરાઈ (બેહરા બની) જવું બેહતર છે કે અઝાન સાંભળે અને અઝાનની પુકારને કબૂલ ન રાખે. (કિતાબુ-સ્સલાત ઈબ્ને કય્યિમ)

એક હદીસમાં ત્રણ પ્રકારના માણસો ઉપર ખુદાની લઅનત હોવાનું આવ્યું છે જેમાં એક તે છે જે અઝાન સાંભળે અને નમાઝમાં હાજરી ન આપે. અને આપ (સલ.) ફરમાવે છે કે:- અલ્જફાઉ કુલ્લુલ જફાઈ, વલ્કુફરૂ વન્નિફાકુ મન સમિઅ મુનાદિયલ્લાહિ તઆલા યુનાદી બિસ્સલાતિ વયદઉ ઈલલ ફલાહિ ફલા યુજિબુહુ

અર્થાતઃ- સરાસર ઝુલ્મ છે અને કુફ્ર તથા નિફાકની વાત છે કે ખુદાના મુનાદી (મુઅઝ્ઝિન)નું નમાઝ વિષે આમંત્રણ સાંભળે અને કબૂલ ન રાખે એટલે જમાઅતમાં શામિલ ન થાય.

(જામેઉ-સ્સગીર ભાગ ૧ પાનું ૧૨૧) (મજમઉઝ-ઝવાઈદ ભાગ ૧ પાનું ૧૫૮)

અને આપ (સલ.)એ ફરમાવ્યું કે:-

લકદ હમમ્તુ અન આમુર ફત્યતી ફયજમઉ લી હઝમન મિન હતબિન સુમ્મ આતિય કવ્મન યુસલ્લૂન ફી બુયૂતિહિમ લય્સત બિહિમ ઈલ્લતુન ફઅહરિકુહા અલય્હિમ

અર્થાતઃ- ખચિત મારૂં દિલ ચાહે છે કે જવાનોને કહું કે લાકડાં ભેગા કરે, પછી તેઓ પાસે જાઉં જેઓ વિના ઉઝરે ઘરમાં નમાઝ પઢે છે તેમને ઘર સહિત ફુંકી દઉં. (અબુ દાઉદ શરીફ ભાગ-૧ પાનું-૮૮)

**સૂચના:-** રહમતે આલમ (સલ.) આગમાં ફૂંકી દેવાની સઝા તેમના માટે તજવીઝ ફરમાવે છે કે જેઓ ઘરમાં તો નમાઝ પઢે છે, પણ મસ્જિદમાં આવતા નથી. હવે સોચો વિચારો કે જેઓ તદ્દન નમાઝ પઢતા નથી તેમને માટે શું સઝા હોવી જોઈએ?

બે નમાઝી ભાઈ બહેનો! વિચારો! અને નમાઝના પાબંદ બની નજાતનો સામાન કરી લો. કિયામતમાં સૌથી પહેલાં નમાઝનો હિસાબ થશે. (મિશ્કાત ૧૧૭)

જલીલુલ કદ્ર સહાબી હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) ફરમાવે છે કે હમોએ કોઈ સહાબીને જમાઅતની નમાઝમાં ગૈરહાજર રહેતા જોયા નથી. જમાઅતથી તે જ માણસ ગૈરહાજર રહેતો જે ખુલ્લો મુનાફિક હતો. બીમાર પણ બે માણસના સહારે જમાઅતની નમાઝમાં શામિલ થઈ જતો. આપ(સલ.) એ અમને હિદાયત અને નજાતના જે રસ્તા બતાવ્યા છે, તેમાં અઝાન સાંભળી મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ અદા કરવું પણ છે અને ફર્માવ્યું કે જે મુસલમાનને કાલે કિયામતના દિવસે)

ખુદાપાકથી મળવું હોય તે પાંચેવ નમાઝ જમાઅતથી અદા કરે. કારણ કે ખુદાપાકે તમારા નબીને જે હિદાયતના તરીકા તઅલીમ કર્યા છે, તેમાં એ પણ છે કે અગર તમો પેલા મુનાફિકના જેમ પોતાના ઘરોમાં નમાઝ પઢતા રહ્યા તો બેશક તમોએ તમારા નબીનો તરીકો છોડી દીધો અને જ્યારે તમોએ તમારા નબીનો તરીકો છોડયો તો ખચિત તમો ગુમ્રાહ થઈ ગયા. (મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૨૩૨) (નસાઈ શરીફ ભાગ ૧ પાનું ૭૫) (મિશ્કાત શરીફ વિગેરે)

એટલા માટે હાકિમે મકકા હઝરત ઉતાબ બિન ઉસૈદ (રદિ.)એ આપ (સલ.)ની વફાતની ખબર સાંભળી મકકહના લોકોને એકત્ર કરી ખુત્બો આપતાં ફરમાવ્યું:- અગર કોઈના વિષે મારી જાણમાં આવશે કે મસ્જિદમાં આવી જમાઅત સાથે નમાઝ પઢતો નથી તો ખુદાની કસમ! હું તેની ગરદન ઉડાવી દઈશ. (કિતાબુસ્સલાત, ઈબ્ને કય્યિમ)

હઝરત અબુ દરદહ (રદિ.) ફરમાવે છે કે ખુદાની કસમ! હઝરત મુહમ્મદ (સલ.)ની ઉમ્મતમાં નમાઝ બાજમાઅતથી વધુ કોઈ મહત્વની વાત હું જાણતો નથી. (બુખારી શરીફ પારો ૩, ભાગ ૧ પાનું ૯૦)

બેશક! જમાઅતની નમાઝની બહું તાકીદ આવી છે અને તેમાં ઘણી ખૂબીઓ અને બહું ફાયદાઓ છે.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે કે :-

આ ઉમ્મતથી અલ્લાહ તઆલાનો મકસદ આ છે કે તેનો કલિમો બુલંદ અને કુફ્રનો કલિમો નીચો થાય. અને ઝમીન પર કોઈ ધર્મ ઈસ્લામથી ઉપરવટ ન રહે, અને એ વાત ત્યારે જ થઈ શકે છે કે આ તરીકો મુકર્રર કરવામાં આવે કે સઘળા આમ અને ખાસ, નાના અને મોટા, મુસાફિર અને મુકીમ મુસ્લિમો પોતાની કોઈ મોટી અને પ્રખ્યાત ઈબાદત માટે ભેગા થતા રહે અને ઈસ્લામની શાનો-શવ્કત ઝાહિર કરે. આ બધી મસ્લિહતોને લીધે શરીઅતનું પુરૂં લક્ષ "જમાઅત" પ્રતિ દોરાયું અને તેની તરગીબ (પ્રેરણા) આપવામાં આવી અને તેને ત્યાગવા (છોડવા)ની સખ્ત મનાઈ કરવામાં આવી. (હુજ્જતુ-લ્લાહિલ બાલિગહ ભાગ ૨ પાનું ૮૮)

અમેરીકાના એક માહિરે ઈજતિમાઈયાત વનફસિય્યાત (સામુહિક વ્યવસ્થાના અનુભવી અને માનસશાસ્ત્રના અભ્યાસી) મી. હેની સન્સ પોતાના પુસ્તક "ઈમોશન ઓફ ધી બેસીસ સિવીલેશન"ના પેજ ૨૭૫ પર લખે છે કે સઘળા ઈતિહાસકારો કહે છે કે ઈસ્લામને જે હૈરત અંગેઝ કામ્યાબી દુન્યાને મુસખ્ખર કરી લેવામાં થઈ તેનું કારણ આ હતું કે તેણે પોતાના વર્તુળમાં ઝબરદસ્ત એકતા અને સંગઠન જન્માવી દીધું હતું પરંતુ ખુદ એ ચમત્કાર કઈ રીતે શકય બન્યો એને કોઈ ઉકેલી શકતું નથી. આ વાતમાં સહેજ પણ શંકા નથી કે એનું મહાન અને અત્યંત અસરકારક સાધન "નમાઝ" (બાજમાઅત) હતું. દરરોઝ પાંચ વખતની નમાઝ માં મુસ્લિમો જયાં પણ હોય ચાહે જંગલ બયાબબાનમાં હોય, મુહમ્મદ (સલ.) પ્રથમ વ્યકિત છે, જેમણે એકતા સાધવા અને વ્યવસ્થિત થવા અંગે બાજમાઅત નમાઝની અદભુત શકિતનો એહસાન કર્યો અને એમાં ઝરા પણ શંકા નથી કે ઈસ્લામનું બળ તે પાંચ વખતની (બાજમાઅત) નમાઝની કડક પાબંદીનું પરિણામ છે.

સારાંશ કે શરીઅતમાં નમાઝ બાજમાઅત એક અત્યંત ઝરૂરી અને બહું જ મોહતમ બિશ્શાન મસ્અલો છે. ઈસ્લામ અને અહલે ઈસ્લામની શાનો-શવ્કત વધારનારી અને તેમને ઉચ્ચ મકામે અને કમાલ દરજે પહોંચાડનારી ચીઝ છે. જમાઅત સાથે નમાઝ પઢવું સુન્નતે મુઅકકદહ અને વાજિબના હુકમમાં છે., એટલું જ નહી પણ નમાઝ બાજમાઅત મહાન ઈસ્લામી શિઆર અને દીને ઈસ્લામની મોટી અલામતો અને તેની ખુસુસિય્યાતમાંથી, છે. જે બીજા કોઈ દીનમાં ન હતી. એટલા માટે સહાબા (રદિ.) અઝાન સાંભળતા તો દુકાનો છોડી મસ્જિદમાં ચાલ્યા જતા. માટે જમાઅત તર્ક કરવાની આદત કરી લેનાર સખ્ત ગુનેહગાર અને ફાસિક, મરદૂદુ-શ્શહાદત છે. પાડોશી દરકાર

કરશે નહી તો તે પણ ગુનેહગાર થશે. (કબીરી પાનું-૪૭૫)

અગર કોઈ જગ્યાના બધા મુસલમાનો ઘરમાં પોતે-પોતે નમાઝ પઢી લેવા ઉપર ઈકતિફા કરી મસ્જિદમાં જમાઅત સાથે નમાઝ પઢવું છોડી બેસે તો તેમની સાથે હથિયારથી લડવું વાજિબ છે. (મજાલિસુલ અબ્રાર પાનું ૩૧૮) (મિરકાત શર્હે મિશ્કાત ભાગ ૨ પાનું ૭૩) (કિતાબુ-સ્સલાત ઈબ્ને કય્યિમ ૧૦૫)

પહેલા ઝમાનાના બુઝુર્ગો એક વખતની જમાઅત છુટી જવાને એટલી ભારે દીની મુસીબત અને મોટું નુકસાન સમજતા કે ૭ દિવસ લગી માતમ અને સોગ કરતા. અને તકબીરે ઉલા ફોત થતી તો ૩ દિવસ લગી માતમ કરતા. (અહયાઉલ ઉલુમ ભાગ-૧ પાનું ૧૫૫)

રિવાયત છે કે મય્મુન ઈબ્ને મહરાન મસ્જિદમાં આવ્યા તો લોકોએ કહ્યું કે જમાઅત થઈ ગઈ તો આપે ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલય્હિ રાજિઉન પઢી ફરમાવ્યું કે મને આ જમાઅતની નમાઝ ઈરાકની હુકૂમતથી વધુ પસંદ છે. (અહયાઉલ ઉલુમ ભાગ-૧ પાનું-૧૫૪)

માટે મુસલમાનોને લાઝિમ છે કે પાંચ વખતની નમાઝ જમાઅત સાથે જ અદા કરે અને તકબીરે ઉલાનો સવાબ છોડે નહી અને પહેલી સફમાં ઈમામની નઝદીક હોવાની કોશિશ કરે, પહેલી સફ બીજી સફથી અફઝલ છે. અને બીજી ત્રીજીથી અફઝલ છે. એ જ પ્રમાણે છેલ્લે લગી.

હદીસ શરીફમાં છે કે ખુદાપાક જયારે જમાઅત ઉપર રહમત નાઝિલ ફરમાવે છે તો ઈમામથી શરૂઆત ફરમાવે છે તે પછી તેની ઉપર જે ઈમામની સીધમાં પહેલી સફમાં હોય છે. પછી તેની સીધી બાજુ, પછી તેની ડાબી બાજુ, એવી જ રીતે બીજી સફો ઉપર. અને હદીસમાં છે કે જે ઈમામની સીધમાં પાછળ પહેલી સફમાં હોય છે તેના માટે (૧૦૦) નમાઝો લખાય છે અને તેની સીધી બાજુવાળા માટે (૭૫) નમાઝો અને તેની ડાબી બાજુ વાળા માટે (૫૦) અને બીજી સફો વાળા માટે (૨૫)નમાઝો લખાય છે.

(મજાલિસુલ અબ્રાર, મજલિસ ૫૪ પાનું-૩૧૯)

ખુદાપાક દરેક મુસલમાનને નમાઝ બાજમાઅત અદા કરવાની તૌફીક અતા ફરમાવે. આમીન

વ સલ્લલ્લાહુ અલા ખાતિમિ-ન્નબિય્યીન વ અલા જમીઈલ અંબિયાઈ વલ મુર્સલીન વલ-મલાઈકતિલ મુકર્રબીન વ અલા સાઈરિ ઈબાદિલ્લાહિ-સ્સાલિહીન વઅલય્ના મઅહુમ બિરહમતિક યા અરહમ-ર્રાહિમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝ બાદ દુઆએ સાનિયહ (ફાતિહા) વિષે ખુલાસો.

(૮૧) સવાલ :-ઝુહર, મગ્રિબ તથા ઈશાની નમાઝ પછી દુઆ માંગવાના બે તરીકા જોવામાં આવે છે, પહેલો તરીકો નમાઝ બાદ ઈમામ મુકતદી મળી "અલ્લાહુમ્મ અન્તસ્સલામ" વાળી દુઆ સાથે બીજી અમુક દુઆએ માસુરહ (પણ વધારે લાંબી નહીં) મંગાય છે, પછી સુન્નતો વિગેરે મસ્જિદમાં અથવા ઘેર જઈ પઢી પોતે-પોતે દુઆ કરી લે છે, ઈમામ, મુકતદી ભેગા મળી દુઆ કરવામાં આવતી નથી.

બીજો તરીકો એ છે કે ફર્ઝ નમાઝ બાદ ફકત "અલ્લાહુમ્મ અન્તસ્સલામ" વાળી દુઆ પઢાય છે, પછી સુન્નતો વિગેરે મસ્જિદમાં પઢી ઈમામ મુકતદી મળી અલફાતિહા કહી જમાઅતઅ સાથે દુઆ કરવામાં આવે છે, ઈમામ ઝોર ઝોરથી દુઆ કરે છે, મુકતદી આમીન કહેતા જાય છે, જેનાથી નમાઝ પઢનારાને ઘણી અડચણ પડે છે. આ તરીકાને (એટલે સુન્નતો પછી બા જમાઅત ઝોર-ઝોરથી દુઆ કરવાને) ઝરૂરી સમજાય છે, ઘણા એહતેમામ, ઈલ્તિઝામ અને ઘણી પાબંદીથી કરવામાં આવે છે કદી પણ છુટે નહી. ઈમામ સાથે શર્ત કરવામાં આવે છે કે આવી રીતે ફાતિહા

પઢવા પડશે. મઝકુર તરીકાની સુબુતીમાં કુર્આનની આયત 'ફઈઝા ફરગ્ત ફન્સબ વઈલા રબ્બિક ફ઼ગબ. અર્થાત :-તો જયારે આપ ફારિગ થાવ તો દુઆમાં મહેનત કરો અને પોતાના રબની જ તરફ રગ્બત કરો. અને હદીસે રસૂલ 'અદદુઆઉ મુખ્ખુલ ઈબાદહ (અર્થાત :-દુઆ ઈબાદતનું મગ્ઝ છે. પેશ કરે છે) અને પહેલા તરીકાવાળાને ફાતિહા તજી દેનાર, દુઆનો ઈન્કાર કરનાર વહાબી, બદ અકીદા કહે છે. અને અહલે સુન્નત વલ જમાઅતથી ખારિજ પણ સમજે છે, તેમની પાછળ નમાઝ પઢતા નથી. મઝકૂર બન્નેવ પ્રકારોમાં સુન્નત પ્રમાણે કઈ રીત છે? પહેલી કે બીજી?

જવાબ :-ફર્ઝ નમાઝો જમાઅત સહિત અદા કરી દુઆ પણ જમાઅત સાથે (ઈમામ-મુકતદી મળી) કરવું અને સુન્નતો એકલા પઢી દુઆ પણ એકલા અને પોતે-પોતે માંગવું મસ્નુન છે.

માટે પૂછેલી બન્નેવ રીતોમાં પહેલી રીત મસ્નુન અને સુન્નતના મુતાબિક છે. બીજી સુન્નત વિરૂદ્ધ, બે અસલ, મનઘડત અને દલીલ વિનાની છે. સુન્નતો પછી ઈમામ, મુકતદી મળી ઈજતિમાઈ દુઆ કરવું આપ (સલ.) ના અમલ તથા ફરમાનથી તેમજ સહાબા (રદી.) તથા તાબેઈન, તબએ તાબેઈન અને દીનના ઈમામો (રહ.) ના કથન અને વર્તનથી સાબિત નથી. આપ (સલ.) અને સહાબા (રદિ.) વિગેરે સલફે સાલિહીન (રહ.) નો તરીકો એ હતો કે ફર્ઝ નમાઝ બાજમાઅત અદા કરી દુઆ પણ બાજમાઅત (ઈમામ-મુકતદી મળી ઈજતિમાઈ દુઆ) કરતા અને સુન્નતો એકલા પઢી દુઆ પણ એકલા અને પોતે પોતે જ માંગી લેતા હતા. સહીહ હદીસોથી સાબિત છે કે આપ (સલ.)ની આદતે શરીફહ હતી કે સુન્નતો ઘેર જઈ પઢતા હતા, અને સહાબા (રદિ.) ને પણ એની હિદાયત ફરમાવતા. એક વખત આપ (સલ) એ બની અબ્દુલ અશહલની મસ્જિદમાં મગ્રિબની નમાઝ અદા ફરમાવી, લોકોને મગ્રિબ પછીની સુન્નત મસ્જિદમાં પઢતા જોઈ ફરમાવ્યું કે આ નમાઝો તો ઘરમાં પઢવાની છે. (અબુ દાઉદ) અને તિરમિઝી તથા નસઈની રિવાયતમાં છે કે આપ (સલ.) એ સુન્નત, નફિલ નમાઝ માટે લોકોને મસ્જિદમાં ઉભા થતા જોઈ ફરમાવ્યું કે આ નમાઝો તમને ઘરમાં પઢવી લાઝિમ છે. (મિશ્કાત પાનું-૧૦૫)

જયારે આપ (સલ.) અને સહાબા (રદિ.) મોટે ભાગે સુન્નતો ઘેર જઈ પઢતા હતા તો ઈમામ-મુકતદી મળી બાજમાઅત દુઆ માંગવાનું રહ્યું જ કયાં ? શું સુન્નતો ઘેર જઈ પઢી દુઆ બાજમાઅત માટે પાછા મસ્જિદમાં એકત્ર થતા હતા? બલ્કે કદી કોઈ મસ્લિહત અને કારણસર આપ (સલ.) ને મસ્જિદમાં સુન્નત પઢવાના સંજોગ આવી પડતા ત્યારે પણ આપે મુકતદીઓ સાથે મળી દુઆ કરી નથી બલ્કે આપ (સલ.) સુન્નત પઢવામાં મશ્ગુલ રહેતા અને મુકતદીઓ પોત -પોતાની નમાઝથી ફારિગ થઈ આપ (સલ.) ના ફારિગ થવાની રાહ જોયા વિના એકે એક ચાલ્યા જતા.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે આપ (સલ.) મગ્રિબની નમાઝ બાદ બે રકઅત સુન્નતમાં કિર્અત એટલી લાંબી પઢતા કે નમાઝીઓ મસ્જિદમાંથી ચાલ્યા જતા. (અબુ દાઉદ ભાગ-૧ પાનું-૧૯૧)

અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) બયાન ફરમાવે છે કે એક રાતે હું આપની ખિદમતમાં રહ્યો, આપે ઈશાની નમાઝ પઢી, પછી નમાઝમાં મશ્ગુલ થઈ ગયા, એટલે લગી કે મસ્જિદમાં આપ (સલ.) સિવાય કોઈ બાકી રહ્યું નહીં. (શર્હે મઆનિયુલ-આસાર ભાગ-૧ પાનું-૨૦૧)

આથી પણ સાબિત થયું કે સુન્નતો પછી ઈમામ મુકતદી મળી દુઆ કરવાનો દસ્તુર હતો જ નહી, માટે એ દસ્તુર અને તરીકો ખિલાફે સુન્નત છે, એને તજી દેવું ઝરૂરી છે.

કારણકે અમલ મકબુલ હોવા માટે એક ઝરૂરી શર્ત એ પણ છે કે તે સુન્નતના મુતાબિક હોય.

હઝરત ફુઝૈલ ઈબ્ને અયાઝ (રહ.) આયતે કરીમહ **"લિયબ્લુવકુમ અય્યુકુમ અહસનુ અમલા"**ની તફસીરમાં ફરમાવે છે :-

જે અમલ ખાલિસ (માત્ર અલ્લાહ માટે)હોય પણ સવાબ (સુન્નત તરીકા પ્રમાણે)ન હોય તો તે મકબૂલ નથી તેમજ જે અમલ સવાબ (સુન્નત પ્રમાણે) હોય પણ ખાલિસ (માત્ર અલ્લાહ માટે) ન હોય તે પણ મકબૂલ હોતો નથી. અમલ તે જ મકબૂલ હોય છે જે ખાલિસ માત્ર અલ્લાહ માટે હોય અને સવાબ (સુન્નત પ્રમાણે) પણ હોય. (તફસીરે કબીર ભાગ ૮ પાનુ ૨૪૩) (અલ ઉબુદિયહ પાનું ૧૯-૨૦)

હઝરત સુફયાન સૌરી (રહ.)ની આજ્ઞા છે કે કોઈ કથન અને વર્તન તથા નિય્યત દુરૂસ્ત અને ઠીક થઈ શકતી નથી જ્યાં લગી કે રસૂલે ખુદા (સલ.)ના તરીકા અનુસાર ન હોય.

(તલ્બીસે ઈબ્લીસ અલ્લામહ ઈબ્ને જવ્ઝી પાનું ૯)

હઝરત ગવ્વસે અ'ઝમ શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.)નો ઈર્શાદ છે, કોઈ પણ અમલ નિખાલસતા અને સુન્નત તરીકાની પૈરવી વિના મકબૂલ થતો નથી.

(ફત્હે રબ્બાની મજલિસ ૨ પાનું ૧૪)

હઝરત અહમદ ઈબ્ને અબુલ હવારી (રહ.) ફરમાવે છે જે પણ અમલ સુન્નતના અનુકરણ વિના કરવામાં આવશે તો તે બાતિલ છે. (અલ્એઅતિસામ ભાગ ૧ પાનું ૧૧૪)

હઝરત ઈમામ ગઝાલી (રહ.) નો ઈર્શાદ છે કે તમે કોઈ કામ શારિઅ અલય્હિ-સ્સલામના હુકમ વિના કરશો તો ભલે તે ઈબાદતના રૂપમાં હોય તે ઈબાદત નથી બલ્કે ગુનાહનું કામ છે. (મકતુબાતે ઈમામ ગઝાલી પાનું ૭)

હઝરત ખ્વાજા મુહમ્મદ મઅસુમ સરહન્દી (રહ.) પોતાના એક પત્રમાં લખે છે કે; બન્નેવ જહાનની સઆદત (સૌભાગ્ય) સય્યિદે કવ્નૈન (સલ.)ની પૈરવી પર અવ્લંબિત છે. જહન્નમથી નજાત અને જન્નતમાં દાખિલ થવું સય્યિદે અબરાર કુદવતે અખ્યાર (સલ.)ની તાબેદારી ઉપર જ મવ્કુફ છે તેમજ ખુદાની રઝામંદી રસૂલે મુખ્તાર (સલ.)ની પૈરવી સાથે મશરૂત (બંધાયલી) છે. તૌબહ, ઝુહદ, પરહેઝગારી, તવક્કુલ અને દુનિયાથી બેઝારી આપ (સલ.)ના તરીકા વિના મકબૂલ નથી અને ઝિક્ર- ફિક્ર- શૌક- ઝૌક આપ (સલ.)ના સંબંધ વિના મોઅતબર નથી.

(મક્તૂબ ૧૦ બનામે ખ્વાજા દીનાર (રહ.)

અને ફરમાવે છે કે; સુન્નતે નબવીની રોશની વિના સીધો માર્ગ મળવો મુશ્કિલ છે અને નુબુવ્વતનો માર્ગ ગ્રહણ કર્યા વિના નજાત મેળવ્વી માત્ર ખ્યાલ છે.

(મક્તૂબ બનામે મુહમ્મદ હનીફ નંબર ૨૨)

ઉપરોક્ત મહત્વપુર્ણ વિષયને બુઝુર્ગાને દીન (રહ.)એ શેઅરોમાં પણ ઘણી ખુબીથી વર્ણવ્યો છે:

**(૧) બઝુહદો વરઅ કોશો સિદકો-સફા વ લેકિન મયફઝાય બર મુસ્તફા**

એટલે પરહેઝગારી અને પારસાઈ તથા સચ્ચાઈ અને સફાઈમાં કોશિશ કર ! પંરતુ આપ (સલ.)થી આગળ નહી વધ ! મતલબ કે જેટલું અને જેમ કર્યું છે તેટલું અને તેમ કર, પોતાના તરફથી વધારો નહી કર.

**(૨) ખિલાફે પયમ્બર કસે રહ ગઝીદ કે હરગિઝ બમંઝિલ ન ખ્વાહદ રસીદ**

એટલે જે માણસ પય્ગમ્બર (સલ.)થી ઉલ્ટો માર્ગ ગ્રહણ કરશે તે કદી મંઝિલે મકસૂદ પર

પહોંચી શકશે નહીં.

(૩) મપિંદાર સઅદી કે રાહે સફા તવાં રફત જુઝ બર પયે મુસ્તફા

એટલે હે સઅદી ! આપ (સલ.) ની પૈરવી વિના સીધો માર્ગ મળી શકશે એ ગુમાન કરશો નહીં.

હઝરત અબૂલ આલિયહ તાબેઈ (રહ.) ફરમાવે છે; "તમારો તે પહેલો તરીકા જેની ઉપર ઈમાનવાળા મુતફર્રિક હોવા પહેલાં મુત્તફિક હતા, ધારણ કરવો વાજિબ છે.

(તલ્બીસે ઈબ્લીસ ઈબ્ને જવ્ઝી પાનું-૮)

હઝરત અવ્ઝાઈ મુહદ્દિસ (રહ.) ફરમાવે છે; સુન્નત તરીકા ઉપર પોતાના નફસને થંભાવી રાખ જ્યાં સહાબા (રદિ.) થંભી ગયા ત્યાં તુ પણ થંભી જા! અને તે જ કહે જે તેઓએ કહ્યું! અને જે બાબતથી તેઓ અટકી રહ્યા, તુ પણ અટકી જા, અને પોતાના દીનના સલ્ફે સાલેહીનના માર્ગે ચાલ. (તલ્બીસ પાનું ૯)

હઝરત અલ્લામહ ઈબ્નુલ હાજ (રહ.)નું ફરમાન છે કે ; અમે સલફ (સહાબા વિગેરે)ના પૈરવી કરનારા છીએ, ઈજાદ (નવી શોધ) કરનારા નથી,જ્યાં અમારા સલફ (સહાબા વિગેરે (રદી.) થોભી ગયા, અમે પણ થોભી જઈશું. (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૩૫૪)

એટલા માટે સુર્ય ગ્રહણની નમાઝ બાજમાઅત પઢાય છે કે સાબિત છે, અને ચાંદ ગ્રહણની નમાઝ છુટા-છુટા પઢાય છે કે જમાઅત સાબિત નથી.

ઈદુલ અઝહાના દિવસે ઈદગાહ જતાં-આવતાં અવાઝથી તકબીર પઢીએ છીએ કે સાબિત છે, અને ઈદુલ ફિત્રમાં ધીમે-ધીમે પઢીએ છીએ કે ઝોરથી પઢવું સાબિત નથી. જુમ્અહની નમાઝ માટે બે અઝાનો અને તકબીર કહેવાય છે કે સાબિત છે અને ઈદની નમાઝ માટે ન તો અઝાન કહેવાય છે, ન તો તકબીર, કારણકે સાબિત નથી. નમાઝે વિત્ર રમઝાનનો ચાંદ જોઈ બાજમાઅત પઢીએ છીએ કે સાબિત છે. અને ઈદનો ચાંદ જોતાં જ છુટા-છુટા પઢવા લાગી જઈએ છીએ કે જમાઅત સાબિત નથી. એ જ પ્રમાણે ફર્ઝ નમાઝો પછી ઈમામ મુક્તદી મળી ઈજતિમાઈ (બધા સાથે મળી) દુઆ કરીએ છીએ કે સાબિત છે,અને સુન્નતો વિગેરે અલગ-અલગ પઢી દુઆ પણ પોતે-પોતે જ માંગી લઈએ છીએ કે જમાઅત સાબિત નથી. એમાં ખોટી રીત શું છે?

સારાંશ કે સવાલમાં જણાવેલ બીજા તરીકાને દીનનું કામ સમજવું અને સુન્નત તરીકા જેમ પકડી રાખવું દીનમાં પોતાના તરફથી વધારો-સુધારો કરવા સમાન છે જે સદંતર નાજાઈઝ અને ગુનાહનું કામ છે, અમીરૂલ મુઅમિનીન હઝરત અલી (રદી.)એ ઈદના દિવસે ઈદગાહમાં ઈદની નમાઝ પહેલાં એક માણસને નફિલ નમાઝ પઢતાં અટકાવ્યો, તેણે કહ્યું કે યા અમીરલ મુઅમિનીન! મને ખાત્રી છે કે ખુદાપાક નમાઝ પઢવા ઉપર અઝાબ કરશે નહી. (તો પછી મને નમાઝ પઢવાથી કેમ રોકવામાં આવે છે ?) ફરમાવ્યું કે મને પણ યકીન છે કે જે કામ આપ (સલ.) એ કર્યુ નથી અથવા જેને કરવાની તરગીબ આપી નથી તે કામ કરવા ઉપર ખુદાપાક સવાબ આપશે નહી, માટે તારી આ નમાઝ બેકાર અને નકામી છે અને (ઈબાદતમાં) વધારાનું કામ હરામ છે. ભય છે કે રસૂલુલ્લાહ (સલ.)ની મુખાલિફત (વિરૂદ્ધતા) કરવાના લીધે તને ખુદાપાક અઝાબ આપે.

(મજાલિસુલ અબ્રાર મજલિસ ૧૮, પાનું-૧૨૯)

એટલા માટે હઝરત ઈમામ માલિક (રહ.) ફરમાવે છે કે ; "જેણે ઈસ્લામમાં નવી વાત કાઢી અને તેને સારી સમજી તો તેણે મુહમ્મદ (સલ.) ને ખુદાના હુકમો પહોંચાડવામાં (તબ્લીગ કરવામાં ) ખિયાનત અને કમી કરનાર ઠેરવ્યા કેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે કે "આજે મેં

તમારા દીનને મુકમ્મલ (સંપૂર્ણ) કરી આપ્યું તો જે કામ હુઝૂર (સલ.)ના મુબારક ઝમાનામાં દીનમાં દાખલ ન હતું(એટલે જ તો પોતે કર્યું નહી, અને કરવાની તરગીબ પણ આપી નહી.) તે આજે પણ દીનમાં શામિલ થઈ શકતું નથી. (ઈઅતિસામ ભાગ-૧ પાનું ૪૯)

મતલબ કે જે કામ આપ (સલ.) એ જેવી રીતે કર્યું છે, તેવી જ રીતે (બાજમાઅત અને એકલા-એકલા) કરવાનું નામ તાબેદારી અને પૈરવી છે, નહીંતર ખિલાફે સુન્નત અને બિદઅત ગણાંશે.

''ચાશ્ત''ની નમાઝ ઘરમાં અથવા મસ્જિદમાં એકલા અલગ-અલગ પઢી લેવાને બદલે મસ્જિદમાં જમા થઈ ઝાહિરાત કરી પઢવાનો એહતેમામ અને ઈલ્તિઝામ જોઈ હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ નાપસંદ કરી બિદઅત હોવાનો હુકમ લગાડયો. (બુખારી શરીફ ભાગ ૧ પાનું ૨૩૮)(શર્હે મુસ્લિમ નવવી ભાગ ૧ પાનુ ૨૪૯)

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)એ પણ નાપસંદ કરી ફરમાવ્યું કે, ઈન કાન વલા બુદ્દ ફફી બુયૂતિકુમ. (ફત્હુલ બારી ભાગ ૩ પાનું-૪૩)

અર્થાત :- અગર તમારે (ચાશ્તની નમાઝ ) પઢવી જ હોય તો પોતાના ઘરોમાં પઢો, જુઓ નમાઝે ચાશ્ત હદીસથી સાબિત છે, પરંતુ મસ્જિદોમાં જમા થઈ ઝાહિરાત કરી પઢવાનો ઈલ્તિઝામ નબી (સલ.) થી સાબિત ન હોવાથી જલીલુલ કદ્ર સહાબીએ ટીકા કરી બિદઅત હોવાનો હુકમ લગાડયો અને ઘરમાં પઢવાની સલાહ આપી, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદી.) ના વખતમાં સવારની નમાઝ પહેલાં લોકો મસ્જિદમાં એકત્ર થઈ બેસતા હતા અને નમાઝની રાહ જોતા હતા, તેમાંનો એક માણસ કહેતો કે (૧૦૦) વખત અલ્લાહુ અકબર પઢો, તેઓ પઢતા, એ જ પ્રમાણે (૧૦૦) વખત લાઈલાહ ઈલ્લલ્લાહ, અને(૧૦૦) વખત સુબ્હાનલ્લાહ પઢવા કહેતો અને તેઓ તેમ કરતા હતા. હઝરત ઈબ્ને મસ્ઉદ (રદી.)એ આ જોઈ ફરમાવ્યું કે, હે ઉમ્મતે મુહમ્મદ (સલ.) તમારા ઉપર અફસોસ છે, તમારો હલાક થવાનો સમય કેટલો નઝદીક છે, હજુ તો તમારા નબી (સલ.)ના સહાબહ ઘણા મૌજુદ છે, અને તમારા નબી (સલ.)ના કપડાં હજી બગડયાં નથી અને તેમના વાસણો તુટયાં નથી, અને તમો હમણાંથીજ બિદઅતો કરવા લાગ્યા ! કસમ છે તે ઝાતની જેના કબ્ઝામાં મારી જાન છે, અગર તો તમે એક એવા દીન પર છો જે મુહમ્મદ (સલ.)ના દીન કરતાં વધારે સીધું છે. અથવા તો તમે ગુમરાહીના બારણે પહોંચી ગયા છો જે ખુલનારો છે. તેઓએ જવાબ આપ્યો કે ખુદાની કસમ, અમે આ અમલથી નેકીનો ઈરાદો રાખીએ છીએ, (એટલે નિય્યત હમારી સારી છે) આપે ફરમાવ્યું કે કેટલાક નેકીનો ઈરાદો રાખનારાઓ એવા છે કે તેમને નેકી મળતી નથી. (કારણકે તેઓના અમલ સુન્નત તરીકા પ્રમાણે હોતા નથી) છેવટે એ લોકોનો અંજામ (મૌત) બહું જ ખરાબ આવ્યો હતો. ખવારિજની સાથે મળી ગયા હતા. (બિદઅતમાં સંડોવાયેલા હોવાના કારણે) (તલ્બીસે ઈબ્લીસ પાનું-૧૮)

(ઈઝાલતુલ ખિફા મકસદ ૧ ફસલ ૫ પાનું-૧૩૦)

એક રિવાયતમાં છે કે; હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)ને ખબર મળી કે અમુક લોકો મગ્રિબ પછી મસ્જિદમાં ટોળું વળી બેસે છે, તેમાંનો એક માણસ કહે છે કે આટલી વખત અલ્લાહુ અકબર અને આટલી વખત સુબ્હાનલ્લાહ અને આટલી વખત અલ્હમ્દુ લિલ્લાહ પઢો ! તે લોકો તે પ્રમાણે પઢતા, આપ તેમની પાસે ગયા અને તેમનો આ તરીકો જોઈ કસમ ખાઈને કહ્યું કે બેશક તમે ઘણી તારીક (અંધકાર) બિદઅતમાં પડી ગયા છો, અગર તો હઝરત રસૂલે ખુદા (સલ.)ના સહાબહ (રદિ.)થી પણ ઈલ્મમાં વધી ગયા છો. પછી તેઓને મસ્જિદમાંથી હાંકી મુકયા.

(એઅતિસામ ભાગ-૨ પાનું-૧૬૫) (મજાલિસુલ અબ્રાર મજલિસ ૧૮ પાનું-૧૨૫)

જુઓ ! મઝકુર તસ્બીહાત પઢવામાં કોઈનો મત ભેદ કે ટીકા જેવું નથી, પરંતુ પઢવાનો તરીકો અને તેનો ઈલ્તિઝામ ખિલાફે સુન્નત હોવાથી જલીલુલ કદ્ર સહાબીએ બિદઅત હોવાનો ફત્વો આપ્યો. એટલા માટે ઈમામ શાતબી (રહ.) ફરમાવે છે કે; ઈબાદતોમાં ખાસ-ખાસ કૈફિયતો અને ખાસ-ખાસ તરીકા અને ટાઈમો નકકી કરી લેવા જે શરીઅતમાં વારિદ નથી, બિદઅત અને નાજાઈઝ છે. (એઅતિસામ ભાગ-૧ પાનું-૩૪)

હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ (રહ.) ફરમાવે છે; દરેક કામ કે જેના વિષે સાહિબે શરીઅતની તરગીબ અને ટાઈમ નકકી કરેલો ન હોય તેને નકકી કરી કરવું નકામું છે, અને સુન્નતે સય્યિદુલ અનામની વિરૂદ્ધ છે અને સુન્નતની વિરૂધ્ધતા હરામ છે.(મજમૂઅએ ફતાવા અઝીઝી ભાગ-૧ પાનું-૯૯, બહરૂ-ર્રાઈક ભાગ-૨ પાનું ૧૫૯)

અને હઝરત ઈમામ કુર્તબી (રહ.) ફરમાવે છે કે ; એવી જ રીતે કોઈ ઈબાદતને ખાસ કરી લેવું કોઈ સમય અથવા કેઈ જગ્યાની સાથે જેના વિષે નબી (સલ.) ની કોઈ હદીસ અને હિદાયત નથી તો તે મના છે, અને તેને અકીદો બનાવી લેવું હરામ છે. એટલા જ માટે ફુકહા લખે છે કે બન્નેવ ઈદો અને શબે બરાત તથા રમઝાનની છેલ્લી ૧૦ રાતો અને ઝિલ્હજની પહેલી ૧૦ રાતોમાં જાગી ઈબાદત કરવું મુસ્તહબ છે. પરંતુ એના માટે મસ્જિદોમાં જમા થવું મકરૂહ છે. કારણકે આપ (સલ.) અને સહાબા (રદિ.)થી સાબિત નથી. (બહરૂ-ર્રાઈક ભાગ ૨ પાનુ ૫૨)

હઝરત ઈમામ રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ફરમાવે છે; અફસોસ હઝાર અફસોસ ! કે જે બિદઅતોનું બીજા બુર્ઝુગોના સિલ્સિલામાં નામ નિશાન પણ નથી તે આ મહાન તરીકા (નકશબન્દિયહ)માં પૈદા કરી છે. તહજ્જુદની નમાઝ બાજમાઅત પઢાય છે, આજુ-બાજુની આબાદીના લોકો તહજ્જુદ માટે એકઠા થાય છે અને ભારે જમાઅતથી અદા કરવામાં આવે છે. આ અમલ મરૂકહે તહરીમી છે. (મકતૂબાતે ઈમામે રબ્બાની, મકતૂબ ૧૩૧ ભાગ-૧ પાનું-૧૪૪)

જુઓ તહજ્જુદની નમાઝ એકલા પઢવાના બદલે હમેશા બાજમાઅત પઢવાનો દસ્તૂર બનાવી લેવાયો જેથી ઈમામ રબ્બાની (રહ.) એ સખ્ત મુખાલિફત કરી મકરૂહે તહરીમી ઠેરવ્યું.

સુન્નતો પછી બાજમાઅત દુઆની સાબિતી માટે કુર્આનની આયત ‘ફઈઝા ફરગ્ત ફન્સબ......’અને મઝકુર હદીસ પેશ કરવું, જહાલતની દલીલ છે. નમાઝ પછી દુઆનો કોને ઈન્કાર છે? સવાલ તો સુન્નતો પછી બાજમાઅત દુઆ માંગવા બાબત છે. એના માટે કુર્આનની આયત અને સહીહ હદીસ તો શું ઝઈફ હદીસ પણ પેશ કરી શકતા નથી, અગર મઝકુર આયત સુન્નતો પછી બાજમાઅત દુઆ માંગવા બાબત છે તો પછી આપ (સલ.) ફર્ઝ નમાઝ પછી ઘેર કેમ ચાલ્યા જતા હતા?

આવા બેઅસલ અને દલીલ વિનાના તકલીદી , ખિલાફે સુન્નત તરીકાને ઈસ્લામી અકીદો અને અહલે સુન્નત વલ જમાઅતની અલામત અને શિઆર બનાવી લેવું અને નહી કરનારને મુન્કિરે દુઆ, વહાબી, બદ અકીદા, અહલે સુન્નતથી ખારિજ બતાવ્વું કયાંની શરીઅત અને કયાંની સુન્નિયત અને કયાંનો ઈન્સાફ છે ?

બેશક ! આ તે જ સમય આવી ગયો છે જેની પેશીનગોઈ ૧૩૦૦ વર્ષ પહેલાં આપ (સલ.) ના સહાબી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.)ની ઝબાની થઈ ચુકી છે કે તમારો શું હાલ થશે જયારે લોકોમાં ફેલાએલી બિદઅતને સુન્નત ઠેરવી લેવાશે . અગર તમે તેને બદલી નાંખશો તો કહેશે કે સુન્નતને બદલી નાંખી અથવા તમને મુન્કિરે સુન્નત તરીકે પ્રખ્યાત કરશે.

(૧) હદીસ શરીફમાં જાગવા અને સુવાના વખતે પઢવાની દુઆ આવેલી છે અને સાબિત છે તેમજ.

(૨) સવારે તથા સાંજે પઢવાની દુઆ.

(૩) ઘરથી નિકળતાં અને ઘરમાં દાખિલ થતાં પઢવાની દુઆ.

(૪) મસ્જિદમાં દાખલ થતાં અને નિકળતાં પઢવાની દુઆ.

(૫) ખાવા પહેલાં અને ખાવા પછી પઢવાની દુઆ.

(૬) વુઝુ પહેલાં અને પછી દરમિયાનમાં પઢવાની દુઆ.

(૭) ચાંદ જોવા અને ચાંદગ્રહણ તથા સૂર્યગ્રહણની દુઆ.

(૮) કપડાં પહેરવાની દુઆ.

(૯) સફર જવા તથા સફરથી આવ્વાની દુઆ.

(૧૦) વિદાય કરવાની દુઆ.

**મુબારકબાદી, બીમાર પુરસી, માતમ પુરસી, હદ એ કે સોહબત પહેલાં અને પછી તથા જાજરૂમાં જવા પહેલાં અને નિકળવા પછી પઢવાની દુઆઓ પણ આવેલી છે.**

સારાંશ કે સવારથી રાત લગી સેંકડો દુઆઓ પઢવાની મસ્નૂન છે તેને કોઈ પઢતું નથી, કોઈને યાદ પણ નથી, અને તેની કોઈને પણ ચિંતા નથી, ચિંતા છે તો બિદઅતની ! મસ્નૂન દુઆઓ છોડી ગૈર મસ્નૂન, ગૈર સાબિત અને ખિલાફે સુન્નત કામોને કરવા-કરાવ્વવા અને તેને કાયમ રાખવાની તન-તોડ કોશીશ કરવામાં આવે છે. અફસોસ ! આ તે જ ઝમાનો આવી ગયો છે જેની અગમચેતી (પેશીનગોઈ) આપ (સલ.)એ ફરમાવી છે કે; "મારા પછી એવો સમય આવશે કે લોકો સુન્નત તરીકાને નાબૂદ કરશે, અને બિદઅતને સજીવન અને જારી કરશે.

(હઝરત પીરાને પીર (રહ.)ની કિતાબ ગુન્યતુ-ત્તાલિબીન પાનું-૧૫૦)

અને આપ (સલ.)ની પોતાની ઉમ્મતને બહું જ તાકીદી નસીહત અને અત્યંત મહત્વની વસિય્યત છે કે ; "મારા પછી લોકો ઘણો ઈખ્તિલાફ જોશે ત્યારે તમે મારી સુન્નત અને મારા ખુલફાએ રાશિદીનના તરીકાને સંપૂર્ણ રીતે પકડી રાખશો અને નવી બાબતો (ખિલાફે સુન્નત)થી બચીને રહેશો. બેશક ! દરેક નવી બાબતો બિદઅત છે અને દરેક બિદઅત ગુમ્રાહ કરનારી છે. (મિશ્કાત પાનું-૩૦)

એટલા જ માટે સહાબએ કિરામ (રદી.) વિગેરે સલ્લફે સાલિહીન (રહ.) સાબિત નહી થએલા કામો અને ખિલાફે સુન્નત તરીકાઓને કદી સહન કરી શકતા ન હતા.

હઝરત ઉમારહ બિન રૂવય્બહ (રદી.) એ બિશ્રૂ-બ્ને મરવાન (રહ.)ને ખુત્બામાં હાથ ઉઠાવી દુઆ કરતાં જોઈ બદદુઆ કરી કે ખરાબ કરે અલ્લાહ આ બન્નેવ નાનકડા નકામા હાથોને ! ખુત્બામાં અમે આપ (સલ.)ને આ પ્રમાણે હાથ ઉઠાવી દુઆ કરતા જોયા નથી.
(તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનુ ૬૭).

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફફલ (રદિ.)ના સાહબઝાદાએ નમાઝમાં સૂરએ ફાતિહાની શરૂમાં બિસ્મિલ્લાહ ઝોરથી પઢી તો હજરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફફલ (રદિ.) બોલ્યા કે હે મારા દીકરા ! આ બિદઅત છે એનાથી બચીને રેહ ! સહાબામંથી કોઈને બિદઅતથી વધુ બીજી કોઈ ચીઝ સાથે બુગ્ઝ રાખતા મેં જોયા નથી. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૩૩) જુઓ! બિસ્મિલાહ ધીમે પઢવાને બદલે ઝોરથી પઢવાને સહાબી નાપસંદ કરે છે, અને બિદઅત હોવાનો ફત્વો આપે છે

અને દલીલ માં પેશ કરે છે કે મેં હઝરત (સલ.)અને હઝરત અબુ બકર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) તથા હઝરત ઉસ્માન (રદિ.)માંથી કોઈને બિસ્મિલ્લાહ ઝોરથી પઢતા સાંભળ્યા નથી. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૩૩)

હઝરત ઈમામ નાફિઅ (રદિ.) ફરમાવે છે કે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ની સામે એક માણસે છીંક ખાઈ કહયું; **'અલ્હમ્દુ લિલ્લાહિ વસ્સલામુ અલા રસુલિલ્લાહ'** હઝરત અબ્દુલ્લાહ (રદિ.)એ 'વસ્સલામુ અલા રસુલિલ્લાહ' નો વધારો નાપસંદ કરી ફરમાવ્યું કે આપ (સલ.) એ આમ પઢવાની તઅલીમ આપી નથી. (માત્ર) ''અલ્હમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિ હાલ'' કહેવાની અમને તઅલીમ આપી છે.

હઝરત અબુ માલિકિલ અશ્જઈ ફરમાવે છે કે મેં મારા બાપ (તારિક રદિ.) ને પુછયું કે આપે રસૂલે ખુદા (સલ.), હઝરત અબુબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદી.) અને હઝરત ઉસ્માન (રદિ.) તથા હઝરત અલી (રદિ.) પાછળ નમાઝ પઢી છે ? શું એ સાહિબો કુનૂત પઢતા હતા ? જવાબ આપ્યો કે હે મારા દિકરા આ તો બિદઅત છે.

(તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનુ પ૩ નસઈ શરીફ ભાગ ૧ પાનું ૧૩૨)

જુઓ ! આપ (સલ.) અને ખુલફાએ રાશિદીન (રદી.) થી ફજરની નમાઝમાં હમેશા દુઆએ કુનૂત પઢવાનું સાબિત ન હોવાથી સહાબીએ તેને બિદઅત હોવાનો હુકમ લગાડયો, શું આ સહાબા વહાબી હતા ?

હકતઆલા તેના હબીબ (સલ.) ના વસીલાથી આપણને સારી સમજ આપી સુન્નતની સાચી મહબ્બત અને બિદઅતથી ખરી નફરત અતા ફરમાવે. આમીન. વસલલ્લાહુ તઆલા અલા ખય્રિ ખલ્કિહી મુહમ્મદિંવ વ આલિહી વ અસ્હાબિહી અજમઈન ! ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## કુનૂતે નાઝિલહ બાબત વધુ ખુલાસો

(૮૨) સવાલ :- કુનૂતે નાઝિલહ પઢવા બાબત બે મત નથી. પરંતુ નમાઝની અંદર પઢવાનું લખવામાં આવે છે માટે લોકોને શંકા થાય છે, નમાઝમાં ખલલ તો નહીં આવે ? કુનૂતે નાઝિલહ કયા સંજોગોમાં અને કયાં સુધી પઢવી ? હમારે ત્યાં પહેલાં કદી પઢવામાં આવી ન હતી અને અમને યાદ પણ નથી. આપ (સલ.) અને આપના સહાબા (રદી.)એ નમાઝમાં કુનૂતે નાઝિલહ પઢી હતી ? કિતાબોના હવાલા સાથે જણાવશો, એના માટે જમાઅત શર્ત છે કે એકલા માણસ પણ પઢી શકે ? ઔરતો પઢી શકે કે નહીં. ? ખુલાસો કરશોજી.

જવાબ :- જયારે મુસલમાનો કોઈ આમ મુસીબત અને બલામાં મુબ્તલા થઈ જાય જેમકે કોઈ દુશ્મન ચઢી આવે અથવા તાઉન (પ્લેગ) અને હૈઝહ (કોલેરા) જેવી હલાક કરનારી બીમારી ફેલાઈ જાય અને લોકોમાં ગભરાટ અને પરેશાની ફેલાઈ જાય એવા સંજોગોમાં મુસીબત દુર થતાં સુધી દરરોઝ સવારની નમાઝમાં બીજી રકઅતના રૂકુઅ પછી 'કૌમા'માં હાથ બાંધી અથવા હાથ છુટા રાખી (દલીલની રૂએ હાથ બાંધવા જ બેહતર છે) ઈમામ ઝોરથી પણ કિર્અતની આવાઝ કરતાં કમ કુનુતે નાઝિલહ પઢે અને મુકતદી મોકે-મોકે ધીમે-ધીમે આમીન કહે. અગર બધાને કુનુતે નાઝિલહ યાદ હોય તો ઈમામ તથા મુક્તદી બધાય ધીમે ધીમે કુનૂતે નાઝિલહ પઢે જેમકે રમઝાનમાં વિત્ર જમાઅત સાથે પઢતી વખત દુઆએ કુનુત પઢવામાં આવે છે.

આમ મુસીબતના સમયે દુઆએ કુનુત પઢવું મસ્નુન છે. આપ (સલ.) અને સહાબા (રદી.)ના અમલથી સાબિત છે. સહીહ હદીસો અને ફિકહની મોઅતબર કિતાબોથી પુરવાર થાય છે. એની શરૂઆત માહે સફર સન ૪ હિજરીમાં થઈ છે, આપ (સલ.) એ ૭૦ સહાબા (રદી.)ની એક

મુકદ્દસ જમાઅત જેમાં મોટા-મોટા ઉલ્મા અને કારીઓ હતાં અહલે 'નજદ' પાસે તબ્લીગ માટે રવાના ફરમાવી, રસ્તામાં 'બીરે મઉનહ', મકામે આમિર, રઅલ, ઝકવાન, ઉસય્યહ અને બની લહયાન વિગેરે કબીલાના બદમાશો મુકાબલામાં આવ્યા અને સહાબા (રદી.) ને ઘેરામાં લઈ લીધા. સહાબા (રદી.) એ કહયું કે હમો તમારી સાથે લડવા નથી આવ્યા. અમને અલ્લાહના રસુલે તબ્લીગ માટે જયાં રવાના કર્યા છે ત્યાં હમો જઈ રહયા છે. પરંતુ ઝાલિમોએ નહીં માન્યું અને બધાને શહીદ કરી નાખ્યા. એક સહાબી ઘણાં ઝખ્મી થયા છતાં બચી આવ્યા હતા. આ દર્દનાક બનાવથી આપ (સલ.) ને ઘણો જ સદમો થયો. અને એક મહીના લગી સવારની નમાઝમાં કુનુતે નાઝિલહ પઢતા રહયા. હઝરત અનસ (રદી.) ફરમાવે છે કે કુનૂતે નાઝિલહ પઢવાનો આ પહેલો મૌકો છે એ પહેલાં અમે પઢતા ન હતા.

હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફર્માવે છે કે આપ (સલ.) અને આપના ખુલફા .રદી.) ઉપર જયારે કોઈ હાદિસો (મુસીબત) પેશ આવતો તો નમાઝોમાં મુસલમાનોના હકમાં દુઆ અને દુશ્મનો માટે બદદુઆ કરતા હતા. અને આ તરીકાને કદી છોડયો નહી એટલે જયારે પણ હાદિસો પેશ આવતો ત્યારે એ અમલમાં લાવતા હતા.

(હુજ્જતુલ લાહિલ બાલિગહ ભાગ-૨ પાનું-૪૫)

અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.) ફર્માવે છે કે મુસય્લમએ કઝઝાબ સાથે હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.)ની જંગ થઈ ત્યારે હઝરતે સિદ્દીક (રદી.) એ નમાઝમાં કુનુતે નાઝિલહ પઢી. હઝરત ઉમરે ફારૂક (રદી.) એ અહલે કિતાબ સાથે મુકાબલાના વખતે કુનુતે નાઝિલહ પઢી. હઝરત અલી (રદી.) અને હઝરત અમીર મુઆવિયહ (રદી.)ની લડાઈ વખતે બન્નેવ સાહિબોએ કુનુતે નાઝિલહ પઢી.

(ઝાદુલ મઆદ-ભાગ-૧ પાનું-૭૫)

કુનુતે નાઝિલહનો હુકમ આમ છે, મર્દ, ઔરત, ઈમામ, મુન્ફરિદ દરેકને શામિલ છે. જમાઅતની કૈદ અને મર્દોની તખ્સીસ અને મુન્ફરિદ તથા ઔરતો માટે મુમાનિઅતની સહીહ અને સચોટ દલીલ મન્કૂલ નથી 'કુનતલ ઈમામ' એને માટે પુરતી દલીલ નથી. હઝરત મૌલાના મુફતી કિફાયતુલ્લાહ (રહ.)નો પણ આ જ મત છે. માટે મુન્ફરિદ (એકલો નમાઝ પઢનાર) અને ઔરતો પોતાની નમાઝમાં કુનુતે નાઝિલહ પઢી શકે છે પણ ઔરતે ઝોરથી પઢે નહી.

સવારની નમાઝ સિવાય બીજી જહરી નમાઝો (મગ્રિબ, ઈશાં)માં કુનૂતે નાઝિલહ પઢવા બાબત આપણાં ફુકહા (રહ.)માં ઈખ્તિલાફ છે. માટે પઢવા કે નહી પઢવા ઉપર કોઈને મજબુર કરવું અને લડવું-ઝઘડવું મુનાસિબ નથી. (અસહહુ-સ્સિયર) (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧ પાનું-૩૫૮) (તહતાવી ભાગ-૧ પાનું - ૬૪૭) (શામી ભાગ-૧ પાનું-૬૨૮)

કુનૂતે નાઝિલહ એક મુકર્રર નથી. સમય અને સંજોગ અનુસાર દુઆએ માસુરહમાંથી મુનાસિબ દુઆ શામિલ કરી શકાય છે.

નીચેની દુઆ પણ બહું મુનાસિબ છે.

અલ્લાહુમ્મન સુરિલ ઈસ્લામ વલ્મુસ્લિમીન વઅન્જિઝ વઅદક વકાન હકકન અલય્ના નસ્રૂલ મુઅમિનીન વલ્લ મુઅમિનાતિ, વલ્મુસ્લિમીન વલ્મુસ્લિમાતિ વઅલ્લિફ બય્ન કુલૂબિહિમ વઅસ્લિહ ઝાત બય્નિહિમ વન્સુરહુમ અલા અદુવ્વિક વઅદુવ્વિહિમ અલ્લાહુમ્મ અહલિકિલ કફરતલ્લઝીન યસુદ્દુન અન સબીલિક વયુકઝ્ઝિબુન રૂસુલક, વયુકાતિલુન અવ્લિયાઅક, અલ્લાહુમ્મ ખાલિફ બય્ન કલિમતિહિમ વઝલ્ઝિલ અકદામહુમ વશત્તિત શમ્લહુમ વફર્રિક જમ્અહુમ વખર્રિબ બિલાદહુમ, અલ્લાહુમ્મ અલ્કિ ફી કૂલુબિહિમુ-ર્રૂઅબ અલ્લાહુમ ખુઝહુમ અખ્ઝ અઝીઝિમ મુક્તદિર, અલ્લાહુમ્મ ઈન્ના નજઅલુક

ફી નુહૂરિહિમ વનઉઝુ બિક મિન શુરૂરિહિમ વઅન્ઝિલ બિહિમ બઅસકલ્લઝી લા તરૂદ્દુહૂ અનિલ કવ્મિલ મુજરિમીન.

નોટ :- મોટા આલિમને દુઆ સંભળાવી સહીહ કરી પઢવી.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**હન્ફીની નમાઝ માલિકી, હંબલી પાછળ થશે કે નહી. ?**

(૮૩) સવાલ :- હન્ફી મુકતદીની માલિકી અને હમ્બલી ઈમામની પાછળ નમાઝ થઈ શકે કે કેમ ?

જવાબ :- શાફેઈ વિગેરે ઈમામ તહારત વિગેરે ખાસ મસાઈલમાં જેના ઉપર હન્ફી મુકતદીની નમાઝ સહીહ હોવાનો દારો-મદાર છે, રિઆયત કરતો હોય તો વિના કરાહતે તેની ઈકતિદા જાઈઝ છે. જો રિઆયત નહી કરવાની ખાત્રી હોય તો ઈકતિદા દુરૂસ્ત નથી. અને શક હોય તો મકરૂહે તન્ઝીહી છે. (બહરૂ-ર્રાઈક ભાગ ૨ પાનું ૪૬-૪૭) (શામી ભાગ ૧ પાનું ૨૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝાતી અદાવતને લઈ ઈમામને બરતરફ કરવું-કરાવ્વું કેવું છે ?**

(૮૪) સવાલ :- ઈમામ આલિમ બાઅમલ અને મુત્તબિએ સુન્નત છે, પરંતુ અમુક નમાઝીઓ ઝાતી અદાવત અથવા ખ્યાલાતના ઈખ્તિલાફને લઈ વિરોધ કરે છે અને ઈમામને બરતરફ કરવાની કોશિશમાં હોય છે, તો મુતવલ્લીએ એઓની ફરયાદ ઉપર ઈમામને બરતરફ કરવું જાઈઝ છે કે નહી ?

જવાબ :- પુછેલી સુરતમાં ઈમામ જયારે કુસુરવાર નથી તો વિરોધીઓની શિકાયત ઉપર ઈમામને બરતરફ કરવું જાઈઝ નથી. અદાવત અને ઈખ્તિલાફે રાયના કારણે ઈમામને અલગ કરનારાઓ પોતે ઝાલિમ અને ગુનેહગાર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફર્ઝ નમાઝ પછી ઝોરથી દુઆ માંગવા વિષે.**

(૮૫) સવાલ :- ઘણી જગ્યાએ નમાઝ પછી ઈમામ ઝોર-ઝોરથી દુઆ માંગે છે. મસ્બુક (જેની રકઅતો ગઈ હોય) વિગેરે નમાઝ પઢનારાઓને ઘણી જ અડચણ થાય છે, નમાઝમાં ભુલ પડી જાય છે. તો શું આવી રીતે દુઆ માંગવાની મનાઈ નથી? હવાલાથી જણાવશો.

જવાબ આહિસ્તા અને ધીમા આવાઝથી દુઆ માંગવું અફઝલ છે. નમાઝીઓ દુઆ શીખી લે અથવા [illegible] વાકય પૂર્ણ થવા પર આમીન કહી શકે એ હેતુએ કોઈક વખત ઝરા આવાઝથી દુઆ માંગવામાં આવે તો વાંધો નથી તે એ શર્તે કે નમાઝ પઢનારાઓને હરકત થાય નહી. એવી રીતે દુઆ માંગવી કે નમાઝ પઢનારાઓને તશ્વીશ થાય. નમાઝમાં ખલલ આવે અને ભૂલ પડે, જાઈઝ નથી. ઈમામ ગુનેહગાર થાય છે. અને જેઓ ઈમામને આવી રીતે દુઆ માંગવાની ફરઝ પાડશે તેઓ પણ ગુનેહગાર છે. (રૂહુલ મઆની ભાગ ૮ પાનું ૧૨૨) ફકત ખુદાપાક વધુ જાણનારછે.

**નમાઝમાં સુરતોની તરતીબથી ઉલ્ટું પઢવું.**

(૮૬) સવાલ :- ઈમામે પહેલી રકઅતમાં સુરએ કાફિરૂન પઢી અને બીજી રકઅતમાં ઈન્ના અઅતય્ના અથવા લિઈલાફિ પઢી તો કુર્આનની તરતીબ (ક્રમ) થી ઉલ્ટું થવાથી નમાઝ થઈ કે નહી. ?

જવાબ :- સુરતોની તરતીબ (ક્રમ) તિલાવતના વાજિબોમાંથી છે. નમાઝના વાજિબોમાંથી નથી. માટે આમ પઢવાથી સહવનો સિજદો લાગુ પડતો નથી. હાં, જાણી જોઈ આમ પઢવું મકરૂહ

છે. ભુલથી પઢાય જાય તો મકરૂહ પણ નથી. (દુરે મુખ્તાર શામી સાથે ભાગ ૧ પાનું ૫૧૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કિર્અતમાં એક સુરત છુટી જાય તો ?

(૮૮) સવાલ :- પહેલી રકઅતમાં સુરએ ઈન્ના અઅતય્ના અને બીજી રકઅતમાં ઈઝા જાઅ પઢવાથી નમાઝ મકરૂહ થાય છે કે નહી ? કારણ કે વચમાં એક નાની સુરત છુટી ગઈ તો હવે સહવનો સિજદો કરવાથી નમાઝની કરાહત દુર થશે કે નહી. ?

જવાબ :- જાણી જોઈ આમ પઢવું મના છે. (નફિલમાં અવકાશ છે) પરંતુ સહવનો સિજદો કરવાની ઝરૂરત નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફજરની જમાઅત છુટી જાય તો ?

(૮૯) સવાલ :- ફજરની જમાઅત છુટી ગઈ હોય તો પહેલાં સુન્નત પઢી પછી ફર્ઝ પઢવા કે ફકત ફર્ઝ પઢવા અને સુન્નત સુરજ ઉગી ગયા પછી પઢવી ?

જવાબ :- પહેલાં સુન્નત પઢે, પછી ફર્ઝ પઢે. તે દિવસે ઝવાલ લગી એ હુકમ છે. ઝવાલ પછી પઢે તો ફકત ફર્ઝ પઢે. હવે સુન્નતની કઝા નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફજરની જમાઅત શરૂ થઈ ગઈ તો ?

(૯૦) સવાલ :- સવારની ફર્ઝ નમાઝની જમાઅત શરૂ થઈ જવા પછી સુન્નત પઢવી કે નહી ? સુન્નત રહી જાય તો નમાઝ પછી તરત પઢવી કે સુરજ નિકળવા પછી, બહેતર શું છે?

જવાબ :- સવારની સુન્નતની ઘણી ફઝીલત અને તાકીદ આવી છે. અને જમાઅતની પણ ભારે ફઝીલત અને તાકીદ છે અને છોડવા ઉપર વઈદ પણ આવી છે. માટે બન્તાં સુધી બન્નેવ હાસિલ કરવાની કોશિશ કરે, જમાઅતની એક રકઅત, બલ્કે અત્તહિય્યાત પણ મળવાની ખાત્રી હોય તો સુન્નત છોડે નહી. (મસ્જિદ બહાર હોઝના તખત ઉપર અથવા સહનમાં, અગર જમાઅત સહનમાં થઈ રહી હોય તો જમાઅતખાનામાં પઢી લે, ગર્ઝ કે બન્તી કોશિશે જમાઅતથી દુર અને ઓથામાં પઢે, સફમાં અથવા સફ પાછળ નઝદીકમાં લોકો પઢવા મંડી જાય છે એ સખ્ત મકરૂહ અને મના છે) અગર જમાઅત બિલ્કુલ છુટી જવાનો સંભવ હોય તો સુન્નત છોડી જમાઅતમાં શામિલ થઈ જાય, પછી સુરજ નિકળ્યા બાદ સુન્નતની કઝા કરી લે તો બેહતર છે. ઝરૂરી નથી. પરંતુ સુરજ નિકળવા પહેલાં પઢવું સખ્ત મના છે. (અશ્બાહ તથા શર્હે હમવી પાનું ૧૯૪, શામી ભાગ-૧ પાનું-૩૫૧-૬૭૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### કોણી લગી આસ્તીનો ચઢાવી નમાઝ પઢવું કેવું. ?

(૯૧) સવાલ :- કોણી લગી આસ્તીનો (બાંય) ચઢેલી રાખી નમાઝ પઢવાથી નમાઝમાં કોઈ ખરાબી આવે છે કે નહી ?

જવાબ :- હા ! મકરૂહ છે. 'ખુલાસતુલ ફતાવા'' માં છે.

**વલવ સલ્લા રાફિઅન કમ્મયહિ ઈલા મિરફકય્નિ યકરહુ**

(અર્થાત) બન્ને આસ્તીનો કોણી લગી ચઢેલી રાખી નમાઝ પઢવી મકરૂહ છે.

(ભાગ ૧ પાનું ૫૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં લાઉડસ્પીકરના ઉપયોગ વિષે

(૯૨) સવાલ :- નમાઝમાં લાઉડસ્પીકરના ઉપયોગ માટે આપની શું રાય છે ? લાઉડસ્પીકર દ્વારા ઈમામનો આવાઝ નમાઝીઓને પહોંચે છે તે ઈમામનો અસ્લી આવાઝ છે, નકલી નથી. એ

તહકીક થઈ ચુકી છે તો હવે મારા ધારવા પ્રમાણે વાંધા જેવું કશું રહેતું નથી. દારૂલ ઉલૂમ દેવબંદના નાઈબ મુફતી મવ. જમીલુ ર્રહમાન સાહબનો લાઉડસ્પીકર ઉપર નમાઝ સહીહ હોવાનો તાઝો ફત્વો જેની ઉપર હઝરત શૈખુલ ઈસ્લામ (રહ.) ના દસ્તખત પણ છે. અલ્જમ્ઈય્યત શૈખુલ ઈસ્લામ નંબર પાનું ૫-૬ કોલમ ૨ ઉપર પ્રગટ થયો છે. જેનો ખુલાસો આ છે. "લાઉડસ્પીકર પર **નમાઝ પઢના દુરૂસ્ત હે ઔર દુર વ નઝદીકકી સફોંકો ઈસ્કી આવાઝ પર ઈકતિદા** કરના સહીહ હે."

જવાબ :- જયાં લગી અહલે સાયન્સની તહકીક અને અભિપ્રાયને લાગે વળગે છે ત્યાં સુધી લાઉડસ્પીકર દ્વારા ઈમામની આવાઝ દુરના મુકતદીઓને પહોચે છે તે ઈમામની અસ્લી આવાઝ હોતી નથી, નકલી હોય છે. ઉલમાનો ફત્વો લાઉડસ્પીકરની આવાઝ ઉપર ઈકતિદા સહીહ ન હોવા અને નમાઝ ફાસિદ હોવાનો હતો, હવે જયારથી સાયન્ટીસ્ટોનો અભિપ્રાય બદલાયો કે નકલી નહી. અસ્લી આવાઝ છે, ત્યારથી ઉલ્માનો ફત્વો પણ સ્વભાવિક રીતે જ બદલાય ગયો કે લાઉડસ્પીકરની આવાઝ ઉપર ઈકતિદા સહીહ છે અને નમાઝ ફાસિદ થતી નથી, પરંતુ ઈકતિદા દુરૂસ્ત હોવા અને નમાઝ ફાસિદ ન હોવાનો મસ્અલો હલ થઈ જવાથી બીજા મનાઈ અને કરાહતના કારણો દુર થઈ જતા નથી, તે તો તેની જગ્યાએ કાઈમ જ છે, માટે અલલ ઈત્લાક (વિના શર્તે) અને આમ ઈજાઝતનો ફત્વો અને ઉપયોગની સલાહ આપી શકાય નહીં. માત્ર એટલી ગુંજાઈશ તો નિકળી છે કે લાઉડસ્પીકર ઉપર પઢેલી નમાઝ સહીહ ગણાંશે, ફાસિદ અને વાજિબુલ અદા ગણાશે નહીં.

(૧) નમાઝની અંદર લાઉડસ્પીકર બગડી જવાથી દુરની સફોની નમાઝની ખરાબીનો સબબ બને છે.

શરીઅતનો માનીતો કાયદો છે કે :-

**દફઉલ-મફાસિદિ અવ્લા મિન જલ્બિલ મસાલિહિ.**

(અર્થાત) ફાયદો હાસિલ કરવા કરતાં ખરાબીઓને દુર કરવું અને તેનાથી બચવું મુકદ્દમ અને ઝરૂરી છે, જયારે ફાયદાની સાથે ખરાબી પણ હોય તો ખરાબીથી બચવા માટે તે ગૈર મઅમૂર બિહી કામ (જેમકે નમાઝમાં લાઉડસ્પીકરનો ઉપયોગ)થી બાઝ રહેવું ઝરૂરી છે, જુઓ વુઝુ અને ગુસલમાં ગરગરો કરવો અને નાકની અંદર બઝ નાકા લગી પાણી પહોંચાડવું મસ્નુન છે. પરંતુ હલકમાં પાણી ઉતરી જવાના સંભવ અને મગઝ ઉપર પાણી ચઢી જવાના ભયને લીધે રોઝદાર માટે મના અને મકરૂહ છે, તેમજ વાળનો ખિલાલ કરવો મસ્નુન છે પરંતુ વાળ તુટી જવાના ડરથી એહરામની હાલતમાં વાળનો ખિલાલ મના અને મકરૂહ છે.

(અલઅશબાહ વન્નઝાઈર પાનું ૧૧૪-૧૧૫)

(૨) લાઉડસ્પીકરમાં કિર્અત અને તકબીરોની આવાઝ ઝરૂરતથી બહું જ વધારે બુલંદ હોય છે અને એઅતેદાલ અને કંટ્રોલ રહેતો કે રખાતો નથી . હાલાંકે કિર્અત અને રૂકુઅ-સુજૂદની તકબીરોની આવાઝમાં એઅતેદાલનો હુકમ છે, હદ ઉપરાંત આવાઝ કાઢવો મકરૂહ છે. (દુર્રે મુખ્તાર-તહતાવી સાથે ભાગ ૧ પાનું ૩૨૮) (શામી ભાગ ૧ પાનું ૪૪૩ તથા ૪૯૭)

(૩) લાઉડસ્પીકરની હદ ઉપરાંત બુલંદ આવાઝથી ખુશૂઅ-ખુઝૂઅ અને હુઝુરે કલ્બમાં (જે નમાઝની રૂહ છે) ખલલ આવે છે.

**આયત :-વલા તજહર બિસલાતિક વલા તુખાફિત બિહા વબ્તગિ બય્ન ઝાલિક સબીલા.**

અર્થાત :-અને તમારી ઝરૂરી નમાઝમાં ન તો બહું ઝોરથી પઢો અને ન તો તદ્દન જ ધીમે પઢો, બન્નેના વચ્ચે એક દરમિયાની રસ્તો ઈખ્તિયાર કરી લો. (બની ઈસ્રાઈલ) ની તફસીરમાં

મુફસ્સિરીન (રહ.) લખે છે કે દરમિયાની આવાઝથી પઢવામાં દિલ પર અસર થાય છે અને હદથી વધવામાં હુઝુરે કલ્બમાં ખલલ આવે છે.

(૪) લાઉડસ્પીકરના ઉપયોગમાં સરાસર તકલ્લુફ છે, હાલાંકે ઈબાદતોમાં ખાસ કરી નમાઝમાં સાદગી ઈખ્તિયાર કરવાનો અને તકલ્લુફથી બચવાનો એહતેમામ છે.

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) ફરમાવે છે કે ઈબાદતોમાં તશ્દ્દુદ અને તકલ્લુફાત બરતવું દીનની તહરીફના કારણોમાંથી છે અને એ યહુદ તથા નસારાના પાદરીઓની બીમારી છે. (હુજ્જત-લ્લાહિલ બાલિગહ પાનું ૧૨૧)

(૫) લાઉડસ્પીકરનો રિવાજ થઈ જવાથી ઈમામનો આવાઝ કાફી હોવા છતાં લાઉડસ્પીકરનો ઉપયોગ થશે. (અવામનું હદમાં રહેવું આદતન લગભગ ના મુમકિન છે.) જેનું નાજાઈઝ અને બિદઅતે કબીરહ હોવું ઝાહિર છે, ફુકહા (રહ.) લખે છે કે ઈમામની આવાઝ નમાઝીઓને પહોંચી વળવા છતાં મુકબ્બિરોના ગોઠવણ કરવું ચારેવ ઈમામોના નઝદીક મકરૂહ અને બિદઅત છે, (શામી ભાગ ૧ પાનું ૪૪૪) (આવી બીજી પણ ખરાબીઓ છે.)

આ ફત્વો મઅમુલી ફેરફાર સાથે પચ્ચાસ વર્ષ પહેલું અંક ૫ ઓગષ્ટ ૧૯૫૩ માં પ્રગટ થઈ ચુકયો છે. તે પછી બે મહીના બાદ ઓકટોબર ૧૯૫૩ માં કરાંચી (પાકિસ્તાન)થી 'આલએ મુકબ્બિરૂ-સ્સવ્તકે શરઈ અહકામ ' નામનો રિસાલો પ્રગટ થયો, જેમાં પાકિસ્તાનના મુફતીએ અઅ્ઝમ હઝરત મૌલ્વી મુહમ્મદ શફીઅ સાહબે ઘણી તફસીલ સાથે એ મસ્અલા ઉપર બહસ ફરમાવી છે. અલ્હમ્દુ લિલ્લાહ સુમ્મ અલ્હમ્દુ લિલ્લાહ કે મઝકૂર ફત્વાથી પણ નાચીઝના ફત્વાની પુરી તાઈદ થાય છે, એ ફત્વામાં અહલે સાયન્સની તહકીક મોઅતબર માની એટલે લાઉડસ્પીકરની આવાઝ ઈમામની અસ્લી આવાઝ તસ્લીમ કરી ઈકતિદા સહીહ હોવા અને નમાઝ દુરૂસ્ત થઈ જવાનો ફેસ્લો આપ્યો છે, સાથે જ નમાઝમાં લાઉડસ્પીકરના ઉપયોગમાં શું-શું કબાહતો છે તે જણાવી ફરમાવ્યું છે કે :-

ઈન મફાસિદે કસીરહ ઔર એક ફાઈદેકા મુકાબલા કરકે દેખેં તો કોઈ સમજદાર ઈન્સાન ઈસ્કે નમાઝમેં ઈસ્તિઅમાલકો મુસ્તહસન નહીં કેહ સકતા, કિસી ચીઝકે મફાસિદસે કત્એ નઝર કરકે ઈસ્કે સત્હી ફાઈદેકો દેખના ઔર ઉસ્કે પીછે પળ જાના કિસી દાનિશમંદકા કામ નહીં હો સકતા. (પાનું ૧૯) અને ફરમાવે છે કે :-ખુલાસએ કલામ યે હે કે કવાઈદ વ ઉસૂલે શરઈય્યહ વ અકલિય્યહકા મુકતઝા ઈસ મુઆમલેમેં યે મઅલુમ હોતા હે. વલ્લાહુ-સુબ્હાનહુ -વ તઆલા અઅલમ કે આલએ મુકબ્બિરૂ-સ્સવ્તકા ઈસ્તિઅમાલ નમાઝોંમેં દુરૂસ્ત ઔર મુનાસિબ નહીં ઈસ્સે ઈજતિનાબ કરના ચાહીયે. સાદા તરીકા મસ્નુનહકે સાથ બળી જમાઅતોંમેં મુકબ્બિરીનકે ઝરીઅહ તકબીરાતે ઈન્તિકાલિય્યહકી આવાઝ આખિરી સફો તક પહોંચાઈ જાએ યહી જામિએ ખયરાત વ બરકાત ઔર મફાસિદસે પાક તરીકા હે, ઈસીકો ઈખ્તિયાર કરના ચાહિયે. (પાનું-૨૦)

હઝરત મુફતી શફીઅ સાહબે પોતાના તજરૂબાની એક વધુ ખરાબી એ બતાવી છે કે જ્યાં પાસે-પાસે મસ્જિદો હશે તો એક મસ્જિદના ઈમામની આવાઝ બીજી મસ્જિદના ઈમામની આવાઝથી ટકરાશે અને નમાઝમાં ખલલ આવશે જેમકે અહીયા કરાંચીમાં બની રહ્યું છે. (પાનું-૧૮)

**મઝકુર રિસાલા ઉપર અકાબિરીને ઉલમાએ દેવબંદની તસ્દીકી નોટ અને દસ્તખતો :-**

મવ્જુદહ હાલાત વ વાકિઆત ઔર ઉલ્માએ અસ્રકે અકવાલ વ મબાહિસ નીઝ સાઈન્સદાનોંકી આરાઅ વ તહકીકાતકી રોશનીમેં યે એક મુઅતદિલ ઔર મુતવસ્સિત ફૈસ્લા હે કે નમાઝોંમેં ઈસ આલેકે ઈસ્તિઅમાલસે (ઉન મફાસિદકી બિના પર જીનકો ઈસ તહરીરમેં નિહાયત વઝાહત ઔર

તફસીલસે બયાન કિયા ગયા હે) એહતિરાઝ કિયા જાએ કે **ઈસ્કા ઈસ્તિઅમાલ કરાહતસે ખાલી નહીં હે.**

હઝરત મવ. મુફતી મેહદી હસન સાહબ સદર મુફતી દારૂલ ઉલૂમ દેવબંદ

હઝરત શૈખુલ ઈસ્લામ મવ. મદની (રહ.), હઝરત મવ. કારી તૈયબ સાહબ, હઝરત મવ. સૈયદ મુબારકઅલી સાહબ, હઝરત મવ. મુહમ્મદ ઈબ્રાહીમ સાહબ, હઝરત મવ. એઅઝાઝ અલી સાહબ (રહ.) વિગેરે વિગેરે.

**અકાબિરીને મઝાહિરે ઉલુમ સહારનપુરની તસ્દીકી નોટ અને દસ્તખતો**

અગર ઈસ ફન (સાયન્સ) કે અકસર કાબિલે એઅતિમાદ માહિરીનકી રાય હે કે યે ઐન આવાઝ હે તો નમાઝ ઈસ પર હો જાએગી મગર ઈસ્કા ઈસ્તિઅમાલ નમાઝમેં ઉન અવારિઝકી વજહસે જિન્કો આપને મુફસ્સલ બયાન ફરમાયા હે નાજાઈઝ હી રહેગા.

હઝરત મવ. સઈદ અહમદ સાહબ સદર મુફતી(રહ.), હઝરત મવ. અબ્દુલ્લતીફ સાહબ (રહ.), હઝરત શય્ખુલ હદીસ મૌલાના મુહમ્મદ ઝકરિયા સાહબ, હઝરત મવ્લાના અસ્અદુલ્લાહ સાહબ.

**ખય્રૂલ મદારિસ તથા કાસિમુલ ઉલૂમ મુલ્તાનના ૧૦ ઉલ્માની તસ્દીકી નોટ :-**

હઝરત મુફતિયે અઅઝમ મવ. શફીઅ સાહબ (મ. ઝિ.)ને નમાઝમેં લાઉડસ્પીકર ઈસ્તિઅમાલ કરનેકે મુતઅલ્લિક જો રાય કાઈમ ફરમાઈ હે વો બિલ્કુલ સહીહ ઔર મસ્અલેકે એઅતિદાલકે મુવાફિક હે. યઅની નમાઝમેં ઈસ આલેકે ઈસ્તિઅમાલકો બવજહે મફાસિદે અદીદહ મન્અ (મનાઈ)કા ફત્વા દિયા હે ઔર યેહ મફાસિદ ઐસે હેં જિન્કી વાકિઈય્યતમેં કિસી કિસમકા શુબહ નહી હેં,

સારાંશ કે અકસર ઉલ્માઓનો મત એ છે કે લાઉડસ્પીકરની આવાઝ ઉપર ઈકતિદા દુરસ્ત અને નમાઝ સહીહ થઈ જાય છે દોહરાવ્વાની ઝરૂરત નથી. પરંતુ એના ઉપયોગમાં ઘણી ખરાબીઓ છે. નફા કરતા નુકસાનનો પેહલુ (પાસો) ગાલિબ છે. કુર્આનની આયત "ઈસ્મહુમા અકબરૂ મિન નફઈહિમા" ના મિસ્દાક છે માટે સલફે સાલિહીનના સાદા અને બરકતોથી ભરપુર તરીકાને છોડી નમાઝ જેવી ઈબાદતમાં આવા મખ્દૂશ તરીકાને ઈખ્તિયાર કરવાની સલાહ આપી શકાય નહી. ખુત્બામાં પણ એનો ઉપયોગ ખુત્બાની શાયાને શાન નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝ અને ખુત્બહમાં લાઉડસ્પીકરનો ઉપયોગ.**

(૯૩) સવાલ :- એક મસ્જિદ ઘણી મોટી છે. અને નમાઝી પણ ઘણાં થાય છે અહી સુધી કે મસ્જિદનું જમાઅતખાનું ભરાય જવા બાદ બહાર વરંડો ઉભરાય જવા છતાં પણ નમાઝી ઘણાં હોય છે એવી મસ્જિદ માટે ઈમામની કિર્અત સાંભળવા માટે લાઉડસ્પીકરથી આવાઝ પહોંચાડવો કેમ છે? અને નમાઝની જાહેરાત કરવા માટે લાઉડસ્પીકરનો વપરાશ કરી શકાય છે?

જવાબ :-લાઉડસ્પીકર મારફત જે આવાઝ દુરના નમાઝીઓને પહોંચે છે તે ઈમામની અસ્લી આવાઝ છે કે (સદાએ ગુંબદની જેમ)નકલી અને બીજી આવાઝ છે. એ બારામાં સાયન્સદાનો વચ્ચે મતફેર છે. નકલી આવાઝ હોય તો એના ઉપર ઈકતિદા સહીહ થશે નહીં કારણ કે ઈકતિદા સહીહ હોવા માટે એ પણ ઝરૂરી છે કે જેની આવાઝ ઉપર ઈકતિદાનો આધાર છે તે મુકલ્લફ(જેના ઉપર શરીઅતના હુકમો લાગુ પડતા હોય)હોય, નહીં તો જેણે તેની આવાઝ ઉપર ઈકિતદા કરી છે તેની નમાઝ સહીહ થશે નહી. (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ ૧ પાનું ૩૨૮)

અગર લાઉડસ્પીકરની આવાઝ ગુબંદની આવાઝ જેમ નકલી નથી, ઈમામની અસ્લી આવાઝ

છે, છતાં નમાઝમાં ઈમામ માટે એના ઉપયોગની ઈજાઝત આપી શકાય નહી કારણ કે ઈબાદતોમાં સાદગી અને બેતકલ્લુફીનો એહતેમામ છે અને લાઉડસ્પીકરના ઉપયોગમાં સરાસર તકલ્લુફ છે જે શરઅન મના છે. હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) ફરમાવે છે કે ઈબાદતોમાં તશદ્દુદ અને તકલ્લુફ કરવું દીનમાં (ફેરફાર)ના કારણોમાંથી છે અને એ. યહુદ તથા નસારાના પાદરીઓની બીમારી છે. (હુજ્જતુ લ્લાહિલ બાલિગહ પાનું ૧૨૧)

બીજી વાત એ છે કે ખુશુઅ નમાઝની જાન છે અને નમાઝમાં લાઉડસ્પીકરનો વપરાશ ખુશુઅમાં ખલલ નાંખનાર છે. વળી કિર્અત અને તકબીરોના આવાઝમાં એઅતેદાલનો હુકમ છે અને હદથી વધવું બુરૂં છે અને લાઉડસ્પીકરના ઉપયોગમાં હદથી વધવું લાઝિમ આવે છે. એઅતેદાલ અને કંટ્રોલ રાખવો અને રહેવો અશકય છે. અલ્લાહ તઆલા ફરમાવે છે. **વલા તજહર બિસલાતિક વલા તુખાફિત બિહા વબ્તગિ બય્ન ઝાલિક સબીલા.** (બની ઈસ્રાઈલ) અર્થ :- અને તમારી જહરી નમાઝો (જે નમાઝમાં ઝોરથી કિર્અત પઢવામાં આવે છે)માં ન તો બહું ઝોરથી પઢો અને ન તો બિલ્કુલ જ ધીમે પઢો. બન્નેવના વચમાં એક વચગાળાનો માર્ગ ગ્રહણ કરો. (બયાનુલ કુર્આન ભાગ ૬ પાનું ૧૦૬)

આયતની તફસીરમાં મુફસ્સિરીન લખે છે કે દરમિયાની આવાઝથી પઢવામાં દિલ પર અસર થાય છે અને હદથી વધવામાં હુઝૂરે કલ્બમાં ખલલ આવે છે.

ઘણી વખતે નમાઝમાં લાઉડસ્પીકર ખરાબ થઈ જઈ પાછળની સફોની બરબાદીનું કારણ બને છે.

શરીઅતનો કાયદો છે કે ફાયદો પ્રાપ્ત કરવા કરતાં ખરાબીને દુર કરવું અને તેનાથી બચવું મુકદ્દમ છે 'અલઅશબાહ વન્નઝાઈર'માં છે, **દફઉલ મફાસિદિ અવ્લા મિન જલ્બિલ મસાલિહિ ફઈઝા તઆરઝત મફસદતુન વ મસ્લિહતુન કુદ્દિમ દફઉલ મફસદતિ ગાલિબન લિઅન્ન ઈઅતિનાઅ-શ્શરઈ બિલ મનહિય્યાતિ અશદ્દુ મિન ઈઅતિનાઈહી બિલ્મામુરાત.** (અર્થાત) ફાયદો પ્રાપ્ત કરવા કરતાં ખરાબીઓને દુર કરવું મુકદ્દમ છે એટલા માટે જયારે ફાયદાની સાથે ખરાબી પણ હોય તો ખરાબીને લીધે તે ગૈર મામુરબિહી કામને (ન કરવાના કામો) છોડી દેવું ઝરૂરી છે કારણ કે શરીઅતમાં કરવાના કામો કરવા કરતાં નહી કરવાના કામોથી બચવાનો વધુ એહતિમામ અને તાકીદ છે (પાનું-૧૪૪) જુઓ વુઝુ અને ગુસલમાં ગરગરો કરવો સુન્નત છે પરંતુ પાણી ગળામાં ઉતરી જવાના સંભવના કારણે રોઝદાર માટે મના છે, તેમજ વાળનો ખિલાલ સુન્નત છે પણ વાળ તુટી જવાના ડરથી એહરામની હાલતમાં મકરૂહ છે, સારાંશ કે નમાઝમાં ઈમામ માટે લાઉડસ્પીકરના ઉપયોગમાં ફાયદા કરતાં ખરાબીનું પાસું ગાલિબ છે. માટે શરઅન એની ઈજાઝત નથી અને એની ઝરૂરત પણ નથી કારણકે નમાઝની સિહહત અને તકમીલ ઈમામની કિર્અત સાંભળવા ઉપર અવલંબિત નથી અને તકબીરે ઈન્તિકાલાત સાંભળવાની ઝરૂરત જેની ઉપર ઈકતિદા અને રૂકુઅ-સુજૂદનો આધાર છે તે મુકબ્બિરોની ગોઠવણથી પુરી થઈ જાય છે. રહ્યો નમાઝમાં દિલ લાગવાનો પ્રશ્ન તો શું મગ્રિબની છેલ્લી રકઅત અને ઈશાની ત્રીજી અને ચોથી રકઅત તથા ઝુહર-અસરની ચારેવ રકઅતોમાં ઈમામની કિર્અત સંભળાય છે એ સર્વે નફસના બહાના છે. ઈબાદત, ખાસ કરી નમાઝની અદાયગીમાં સલ્ફે સાલિહીનના તરીકાની તાબેદારી કરવી ઝરૂરી છે. અલ્લાહ વધુ જાણનાર છે અને એમાં જ દીન-દુનિયાની સફળતા તથા ઉપરોકત ખરાબીઓથી નજાત છે.

ખુત્બહની અંદર પણ તેનો ઉપયોગ મુનાસિબ નથી. ખુત્બહની શાનના વિરૂદ્ધ છે અને કોઈ વખતે ખરાબ થઈ હાઝિરીનમાં ઈન્તિશાર અને પરેશાની પૈદા કરવાનો પણ સબબ બની શકે છે, માટે નહી જ વાપરવું બહેતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ખંખારવાથી નમાઝ ફાસિદ થઈ જશે?**

(૯૪) સવાલ :-નમાઝની હાલતમાં ખંખારવાથી નમાઝ ફાસિદ થાય ખરી કે ?

જવાબ :-નમાઝમાં વગર ઉઝરે અને સહીહ ગર્ઝ વિના બે હરફો અથવા બેથી વધુ હરફોથી ખંખારવું એટલે 'ઉહ-ઉહ' કરવું મુફસિદે નમાઝ છે, પરંતુ ઉઝરસર અને સહીહ મકસદે એટલે આવાઝ સુધારવા ખાતર ખંખારવું પડે તો નમાઝ ફાસિદ થતી નથી. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૧ પાનું ૫૭૮) (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૧૦૧) (મજમઉલ અન્હુર ભાગ-૧ પાનું-૧૧૯) ફક્ત ખુદાપાક વધુ જાણનર છે.

**ફર્ઝ નમાઝ પછીની દુઆમાં વધારો કરવો.**

(૯૫) સવાલ :-ફર્ઝ નમાઝની સલામ ફેરવી અલ્લાહુમ્મ અન્ત-સ્સલામ, વમિન્કસ્સલામ, તબારક્ત યા ઝલ્જલાલિ વલ્ઈકરામ'ની દુઆમાં કેટલાક ઈમામો 'વમિન્ક-સ્સલામ' પઢી "વઈલય્ક યરજિઉ-સ્સલામ, ફહય્યિના રબ્બના બિસ્સલામ, વઅદખિલ્ના દાર-સ્સલામ"ના શબ્દો વધારીને પઢે છે એની કંઈ અસલ છે? લખી જણાવશો.

જવાબ :-ફર્ઝ નમાઝ પછીની મસ્નુન દુઆઓમાં પોતાના તરફથી આ શબ્દો વધારવાની આદત સુન્ન્ત વિરૂદ્ધ છે.

હઝરત અલ્લામહ જઝરી (રહ.) ફરમાવે છે કે 'વમિન્ક-સ્સલામ' પછી મઝકુર શબ્દોનો જે વધારો કરવામાં આવે છે, એ હદીસથી સાબિત નથી, બેઅસલ છે. કેટલાક વાઈઝ કરનારાઓની ઈજાદ છે. (મિર્કાત શર્હે મિશ્કાત ભાગ ૨ પાનું ૧૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**પહેલો કાયદો ભુલી જવાય તો સહવનો સિજદો કરવો કે કેમ?**

(૯૬) સવાલ :-અમારે ત્યાં ઈશાની નમાઝમાં ઈમામ પહેલો કાયદો ભુલી ગયા અને સીધા ઉભા થઈ ગયા, મુક્તદી કે જેઓ બેસી રહ્યા હતા તેમણે લુકમો આપ્યો, (ભુલ બતાવી) અને ઈમામ કિયામ છોડી બેસી ગયા. છેલ્લા કાયદામાં સહવનો સિજદો કરી નમાઝ પુરી કરી, એક માણસનું કહેવું એમ છે કે નમાઝ ફાસિદ થઈ ગઈ. ફરીથી પઢવી ઝરૂરી છે. શું એ બરાબર છે ? નમાઝ ફરીથી પઢવી પડશે?

જવાબ :- પુછેલી સુરતમાં ખરી વાત એ છે કે નમાઝ ફાસિદ થઈ નથી અને દોહરાવવાની પણ ઝરૂરત નથી. પરંતુ ઉભા થઈ જવા પછી બેસવું જોઈતું ન હતું. બેસી ગયા એ ખોટું કર્યું. સહવનો સિજદા કાફી હતો, એવી હાલતમાં લુકમો આપી ઈમામને બેસાડવાની કોશિશ કરવી પણ ખોટું છે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું ૬૯૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝમાં રકઅત વિષે શંકા થવી.**

(૯૭) સવાલ :- ઈમામને નમાઝમાં શંકા ગઈ કે પહેલી રકઅત છે કે બીજી, આવા સંજોગોમાં ઈમામે સિજદાથી ઉઠતી વખતે મુક્તદીઓ તરફ ધ્યાન કરવું કે મુક્તદીઓ ઉભા થાય તો ઈમામ પણ ઉભા થાય, અને મુક્તદીઓ બેસે તો ઈમામ પણ બેસી જાય. આ પ્રમાણે પોતાની ભુલ સુધારે તો નમાઝ થશે કે નહી?

જવાબ :- નમાઝ થઈ જશે. દોહરાવ્વાની કે સિજદો કરવાની ઝરૂરત નથી. (ફતાવા આલમગીરી ભાગ-૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મસ્બૂક ઈમામ સાથે સલામ ફેરવે કે નહી?**

(૯૮) સવાલ :- મસ્બુક (જેની શરૂઆતની રકઅત ગઈ હોય તે) સિજદએ સહવના સલામ

ફેરવવામાં ઈમામની તાબેદારી કરે કે નહી?

જવાબ :- મસ્બુક, જેની પ્રથમની રકઅત કે રકઅતો ગઈ હોય અને ઈમામની નમાઝ પુરી થયા પછી તેને પોતાની છુટી ગએલી રકઅત કે રકઅતો પઢવાની છે તે સહવના સિજદામાં ઈમામની તાબેદારી કરે પણ સલામ ફેરવવામાં સાથ આપે નહી. (શામી ભાગ ૧ પાનું ૬૯૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સલામ ફેરવ્વામાં ભુલ થવી.

(૯૯) સવાલ :-નમાઝીએ જમણી બાજુ સલામ ફેરવ્વાના બદલે ભુલથી ડાબી બાજુ સલામ ફેરવી દીધી તો હવે જમણી બાજુ સલામ ફેરવી, બીજી વાર ડાબી બાજુ સલામ ફેરવે કે નહી? અને સહવનો સિજદો કરવો પડશે કે નહી?

જવાબ :-જમણી બાજુ સલામ ફેરવી લે, હવે ડાબી બાજુ સલામ ફેરવ્વાની હાજત નથી. અને સહવના સિજદાની પણ ઝરૂરત નથી. નમાઝ થઈ જશે,

(જવ્હરહ ભાગ-૧ પાનું ૫૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફાસિક ઈમામ પાછળ નમાઝ પઢવા વિષે.

(૧૦૦) સવાલ :-અમારી કિતાબે ફિકહમાં ફાસિક યા બિદઅતી પાછળ નમાઝ પઢી હોય તો નમાઝ દોહરાવ્વી ઝરૂરી છે. જ્યારે કે હઝરત ઉસ્માન(રદી.)ના યુગમાં બળવો થયો અને હઝરાત સહાબએ કિરામ (રદી.)એ બળવાખોરો પાછળ નમાઝ પઢવા બાબત આપને પૂછ્યું તો આપે ઈજાઝત આપી. પઢી લીધી હોય તો ફરીથી દોહરાવ્વાનો હુકમ ન આપ્યો હાલાંકે બળવો કરનારથી વધીને કોણ ફાસિક હોય શકે છે? બળવાખોરો પણ એવા કે ખલીફએ બરહક અમીરૂલ મુઅમિનીન દામાદે રસુલ (સલ.) અને અશરએ મુબશ્શરહમાં દાખલ હોય, એમના વિરૂદ્ધ બળવો કરનારા હતા.

જવાબ :-રાજેહ અને મુફતા બિહી(જેના ઉપર ફત્વો અપાયો હોય) કથન એ છે કે ફાસિક અને બિદઅતીની પાછળ જેની બદઅકીદગી (અકીદાની ખરાબી) કુફ્રની હદ સુધી પહોંચી ન હોય પઢેલી નમાઝ દોહરાવવી ઝરૂરી નથી. (શામી ભાગ ૧ પાનું ૪૨૬) લાચારીએ પઢવું પડે તો મકરૂહ પણ નથી. (રસાઈલુલ અરકાન પાનું ૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈમામે ભુલથી ઝોરથી કિર્અત પઢી લીધી તો?

(૧૦૧) સવાલ :-મગ્રિબની ત્રીજી અને ઈશાંની ત્રીજી રકઅતમાં ઈમામે ભુલથી સુરએ ફાતિહા ઝોરથી પઢી લીધી તો સહવનો સિજદો કરવો પડશે કે નહીં?

જવાબ :- હા, કરવો પડશે. (તહતાવી ભાગ-૧ પાનું-૩૨૪)

(બહરૂ-ર્રાઈક ભાગ-૧ પાનું-૩૦૨) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### અસર અને મગ્રિબ વચ્ચે કઈ-કઈ નમાઝ પઢી શકાય?

(૧૦૨) સવાલ :-અસર મગ્રિબ દરમિયાન કઈ નમાઝ પઢી શકાય છે?

જવાબ :- સૂરજ પીળો પડવા પહેલા કિંવા સૂરજની તેઝી બાકી રહે ત્યાં લગી, ફર્ઝ તથા વાજિબ નમાઝની કઝા પઢી શકાય છે.(પરંતુ એ કઝા એકાંતમાં પઢે, લોકોને જોતાં ન પઢે) જનાઝાની નમાઝ અને તિલાવતનો સિજદો પણ જાઈઝ છે, સુરજની તેઝી ચાલ્યા જવા બાદ કિંવા સૂરજ પીળો પડી જવા પછી ઈજાઝત નથી, અગર એવા સમયે જનાઝો હાઝિર થાય અથવા તિલાવતનો સિજદો વાજિબ થાય તો કરાહત સાથે જાઈઝ છે, અને તે દિવસની અસરની નમાઝ પઢવાની બાકી હોય તો આવી હાલતમાં

પણ પઢી લેવી જોઈએ.(જો કે આટલો વિલંબ કરી પઢવું મકરૂહે તહરીમી છે) કઝા થવા દે નહી, કઝા કરી દેવાનો મોટો ગુનોહ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુબ્હે સાદિક અને તુલૂએ આફતાબ વચ્ચે નફિલ નમાઝ પઢી શકાય?

(૧૦૩) સવાલ :-સુબ્હે સાદિકથી લઈ તુલૂઅ (સૂર્યોદય)સુધી કોઈ પણ નફિલ નમાઝ પઢી શકાય કે નહી?

જવાબ :-નહી પઢી શકાય, એ સમયે નફિલ નમાઝ મકરૂહ અને મના છે. તુલૂઅ પછી પણ જ્યાં લગી સુરજ એક નેઝા (બાર વેંત કિંવા ત્રણ ગઝ) ઉંચે ચઢી તેઝી નહી પકડે ત્યાં સુધી કોઈ પણ નમાઝ પઢવાની ઈજાઝત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈમામે 'અસ્સલામ' કહી દીધા પછી કોઈ ઈકતિદા કરે તો?

(૧૦૪) સવાલ :-ઈમામ નમાઝ ખત્મ કરી પહેલી સલામ ફેરવતાં 'અસ્સલામ'નો શબ્દ બોલ્યા, હજુ 'અલય્કુમ'નો શબ્દ બોલ્યા ન હતા એટલામાં એક નમાઝીએ ઈમામની ઈકતિદા કરી તો એ ઈકતિદા મોઅતબર લેખાશે કે નહી?

જવાબ :-ઉપરોક્ત ઈકતિદા મોઅતબર ગણાંશે નહી. ફરીથી તકબીરે તહરીમહ કહી નમાઝ શરૂ કરે, (શામી ભાગ-૧ પાનું ૫૩૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મસ્બુકના તકબીરે તહરીમા કહેવા પછી ઈમામે સલામ ફેરવી દીધી તો?

(૧૦૫) સવાલ :-મસ્બુકે (જેની રકઅતો છુટી ગઈ હોય) તકબીરે તહરીમહ કહી અને ઈમામે સલામ ફેરવી, કિંવા મસ્બુક કઅદહમાં ઈમામ સાથે શરીક નથી થયો. ઉભો જ છે તો તકબીરે તહરીમહ દોહરાવ્વી પડશે કે પહેલી તકબીરે તહરીમહ કાફી થઈ જશે?

જવાબ :-ઈમામના સલામ ફેરવ્વા પહેલાં તકબીરે તહરીમા કહી દીધી છે તો નમાઝમાં શામિલ થઈ ગએલો ગણાંશે. તકબીરે તહરીમહ દોહરાવ્વાની જરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મઝકૂર ફત્વા ઉપર એક મુફતી સાહબનો ઈશ્કાલ અને તેનો ખુલાસો

**ઈશ્કાલ :-** આ જવાબ ઉપર એક મુફતી સાહબને ઈશ્કાલ છે કે જયારે એ માણસ કઅદહમાં શરીક થયો નથી તો ઈકતિદા કઈ રીતે સહીહ ગણાંશે? એનો શું જવાબ? ખુલાસો કરશો.

જવાબ :-જ્યારે મસ્બુકે ઈમામના સલામથી પહેલાં ઈકતિદાની નિય્યતથી તકબીરે તહરીમહ કહી દીધી તો તે હુરમતે સલાતમાં દાખિલ થઈ ગયો અને ઈકતિદા સહીહ થઈ ગઈ. ઈકતિદા સહીહ હોવા માટે એટલી શિરકત કાફી છે. કઅદહમાં શરીક થવું શર્ત નથી, અલબત્ત અગર લફઝે અસ્સલામ કહેવા પછી તકબીરે તહરીમહ કહી હોય તો ઈકતિદા સહીહ ગણાંશે નહી. શામીમા છે. ('કવ્લુહુ વતન્તહી કુદવતમ બિલ્અવ્વલિ) અય બિસ્સલામિલ અવ્વલિ કાલ ફિત્તજનીસિ અલ્ઈમામુ ઈઝા ફરગ મિન સલાતિહી ફલમ્મા કાલ અસ્સલામુ જાઅ રજુલુન વકતદા બિહી કબ્લ અંય યકૂલ અલય્કુમ લા યસીરૂ દાખિલન ફી સલાતિહી લિઅન્ન હાઝા સલામુન' એટલે ઈમામે લફઝે 'અસ્સલામ' કહ્યું ત્યારે એક માણસ આવ્યો અને ઈમામના "અલય્કુમ" કહેવા પહેલાં ઈકતિદા કીધી તો તે માણસ નમાઝમાં દાખલ થયો નહી. કારણ કે ઈમામે અસ્સલામ કહી દીધું. (શામી ભાગ-૧ પાનું-૪૩૬) એનાથી જણાયું કે પહેલી સુરતમાં ઈકતિદા સહીહ છે. ઈકતિદા સહીહ હોવા માટે અદના મુશારકત કાફી છે. 'સગીરી'માં છે વફિઝ-ઝખીરતિ કાલ વઈન સવ્વા ઝહરહુ ફિ-ફૈકુઈ યઅની હાલ કવ્નિલ ઈમામિ રાકિઅન સાર મુદરિકન અય લિતિલ્ક-ર્રકઅતિ કદર-અલત્તસ્બીહિ અવ લમ યકદિર

અય લા તુશ્તરતુલ મુશારકતુ કદાર-ત્તહ્બીહતિ વહાઝા હુવલ અસહહુ લિઅન્ન-શ્શર્ત અલ્મુશારકતુ ફી જુઝઈમ મિન-રૂકનિ વઈન કલ્લ વઅદનાહુ અંય યન્તહી ઈલા હદ્દિ-રૂકુઈ કબ્લ અંય યર્ફઅ઼ અલ ઈમામુ અન હદ્દિ-રૂકુઈ......(સગીરી પાનું-૧૬૫-૧૬૬)

એની તાઈદમાં અત્રે ચાર ફત્વા રૂજુઅ કરવામાં આવે છે.

**નં. (૧) હિંદના મુફ્તીએ અ'ઝમ હઝરત મુફ્તી કિફાયતુલ્લાહ સાહબ (રહ.)નો ફત્વો :-**

સવાલ :- મુક્તદી બનિય્યતે ઈકતિદા સિર્ફ તકબીરે તહરીમા હી કેહને પાયા થા કે ઈમામને સલામ ફેર દિયા તો કયા મુક્તદી ઈસ તહરીમહસે અપની નમાઝ પુરી કરે યા બારે દિગર ઈન્ફિરાદી નિય્યત કરકે તહરીમહ કેહ કર નમાઝ શુરૂઅ કરે.

જવાબ :- (૨૦૦) અગર સલામસે પેહલે મુક્તદીને તકબીરે તહરીમહ ખતમ કર લી થી તો વો નમાઝમેં શરીક હો ગયા. ઔર ઈસી નમાઝકો પુરી કર લે. (કિફાયતુલ મુફ્તી જિલ્દ સોમ સફા-૯૮)

**નં. (૨) હઝરત મુફ્તી અઝીઝુ-ર્રહમાન સાહબ (રહ.) મુફ્તીએ અ'ઝમ દારૂલ ઉલૂમ દેવબંદનો ફત્વો :-**

સવાલ :- (૫૮૬) ઝેદને તકબીરે તહરીમહ કહી ઔર ઈમામને સલામ ફેર દિયા ઔર ઝેદને ઈમામકી શિર્કત કુઉદમેં બિલ્કુલ નહી કી તો અબ ઝેદકો દો બારહ તકબીરે તહરીમહ કેહની ચાહયે યા અવ્વલ હી કી તકબીરે તહરીમહ કાફી હે?

અલ્જવાબ :- પુરી તકબીરે તહરીમહ યઅની અલ્લાહુ અકબર ઈમામકે સલામ ફેરનેસે પેહલે કેહ ચુકા હે તો વો શરીકે જમાઅત હો ગયા, અબ ઉસ્કો દોબારહ તકબીર કેહનેકી ઝરૂરત નહી હે. 'કાલ ફિલ-હિલ્યતિ ઈન્દ કવ્લિલ મુન્યતિ વલા દુખૂલ ફિસ્સલાતિ ઈલ્લા બિતકબીરિલ ઈફતિતાહિ (શામી) (ફતાવા દારૂલ ઉલુમ મુદલ્લલ વ મુકમ્મલ જિલ્દ-સાલિસ સફા-૬૯)

**ઈમ્દાદુલ અહકામ (કર્તા મૌલાના મુફ્તી ઝફર અહમદ થાનવી)માં છે.**

નં. (૩) સવાલ :- (૮) અગર મસ્બૂક નમાઝી જમાઅતમેં ઐસે વકત આ કર મિલે કે વો ઈમામકે સલામ ફેરનેસે પેહલે સિર્ફ નિય્યત હી બાંધને પાયા યા કઅ઼દહમેં મિલનેકે લિયે કુછ થોડી હી જુકા થા મગર કઅ઼દહ ન મિલ સકા, ઔર ઈમામને સલામ ફેર દિયા તો યે ફરમાઈયે કે વો મસ્બૂક નમાઝી જમાઅતમેં શામિલ હુવા યા નહી. અગર જમાઅતમેં શામિલ હુઆ નહી તો ઈસી નિય્યતસે અપની નમાઝ ફરદન પુરી કરે યા ફિરસે અલાહિદહ નમાઝકી નિય્યત કરે?

અલ્જવાબ :- કાલ ફિદ્દુર્રિ લવ કબ્બર કાઈમન ફરકઅ વલમ યકિફ સહહ લિઅન્ન મા અતા બિહી ઈલા અંય યબ્લુગ-રૂકઅ યકફીહી (કુન્યહ સફા ૪૬૩ જિલ્દ ૧) વફિશ્શુરૂમ્બુલાલિય્યતિ વસ્સાની મિન શુરૂતિ સિહહતિ-ત્તહરીમતિ અલ્ઈત્યાનુ બિત્તહરીમતિ કાઈમન અવ મુન્હનિયન કલીલન કબ્લ વુજૂદિ ઈન્હિનાઈહી બિમા હુવ અકરબુ લિરૂકુઈ કાલ ફિલ બુર્હાનિ લવ અદરકલ ઈમામ રાકિઅન ફહના ઝહરહુ સુમ્મ કબ્બર ઈન કાલ ઈલલ કિયામિ અકરબુ સહહ-શ્શુરૂઉ વલવ અરાદ બિહી તકબીર-રૂકુઈ વતલ્ગુ નિય્યતુહુ લિઅન્ન મુદરિકુલ ઈમામિ ફિ-રૂકુઈ લા યહતાજુ ઈલા તકબીરિ મર્રતય્નિ ખિલાફલ લિબઅઝિહિમ વઈન કાન ઈલ-રૂકુઈ અકરબૂ લા યસિહહુ-ત્તહરીમતુ.... સફા-૧૨૭) ઈસ્સે મઅલુમ હોતા હે કે તકબીરે તહરીમહકે લિયે બકદ્રે અલ્લાહુ અકબર કિયામ કાફી હે. ઝયાદહકી ઝરૂરત ઉસ વકત હે જબ્કે મુસલ્લે પર તહરીમહકે બાદ કિયામ ભી ફર્ઝ હો. સિર્ફ

સિહહતે તહરીમહકે લિયે ઈદરાકે રૂકુઅ વગૈરહમેં કિયામ ઝાઈદ અલા કદ્રિ અલ્લાહુ અકબર લાઝિમ નહીં. પસ અગર સલામે ઈમામસે પેહલે નિય્યતે સલાતકે બાદ અલ્લાહુ અકબર કેહ લે તો ઈકતિદા સહીહ હો ગઈ, ગો જુકને ભી ન પાયા હો. બેઠને ભી ન પાયા હો. ઔર અલ્લાહુ અકબરકે બાદ વકફહ ભી ન હુવા હો, વલ્લાહુ અઅલમ,

૨૨ સફર સન ૪૬ હિજરી (ઈમ્દાદુલ અહકામ જિલ્દ અવ્વલ સફા ૪૫૭-૪૫૮)

**નં. (૪) હઝરત મવ. મુફતી રશીદ અહમદ સાહબ (પાકિસ્તાન) દામત બરકાતુહુમનો ફત્વો:-**

**મુકતદીકે બેઠનેસે કબ્લ ઈમામને સલામ ફેર દિયા.**

સવાલ :- એક શખ્સ તકબીરે તહરીમહ કેહ પર ઈમામકે સાથ ઈસ હાલતમેં શરીક હુવા કે ઈમામ કઅદએ અખીરહમેં હે. મુકતદી બેઠને નહીં પાયા કે ઈમામને સલામ ફેર લિયા, કયા ઈસ્કી ઈકતિદા સહીહ હુઈ યા નહીં?

જવાબ :- ઈકતિદા સહીહ હો ગઈ. કાલ ફિ શર્હિ-ત્તન્વીર વતન્કઝી કુદવતુમ બિલ્અવ્વલિ કબ્લ અલય્કુમ અલલ મશ્હુરિ ઈન્દના વઅલય્હિ-શ્શાફિઈય્યતુ (રદદુલ મુહતાર સફા-૪૩૬ જિલ્દ-૧) ફકત વલ્લાહુ અ'લમ ૨ રજબ ૮૬ હિજરી (અહસનુલ ફતાવા જિલ્દ-૩ સફા-૨૭૦)

**ઈમામથી કિર્અતમાં ત્રણ આયતો પહેલાં ભુલ પડી અને મુકતદીના લુકમો આપવા પહેલાં સુધારી તો સજદએ સહવ છે કે નહીં?**

(૧૦૬) સવાલ :- ઈમામ સાહબથી ત્રણ આયતો પઢવા પહેલાં જ (લહને જલીની) ભુલ થઈ અને મુકતદીઓના લુકમો આપવા પહેલાં જ એમણે પોતાની ભુલ સુધારી નમાઝ અદા કીધી તો શું સજદએ સહવ લાગુ પડશે કે નહીં? કે પછી નમાઝ અદા થઈ જશે? અને જો મુકતદીના લુકમો દેવા પછી સુધારે તો શું સજદએ સહવ લાગુ પડશે?

જવાબ :- પુછેલી બન્નેવ સુરતોમાં સજદએ સહવ લાગુ પડશે નહીં. નમાઝ અદા થઈ જશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# નમાઝના મુતફર્રિક મસાઈલ

### અસર બાદ તહિય્યતુલ વુઝુ પઢી શકાય?

(૧૦૭) સવાલ :- અસર અને મગ્રિબ વચ્ચે તહિય્યતુલ વુઝુ પઢી શકાય કે નહી?

જવાબ :- નહી પઢી શકાય, અસર-મગ્રિબ વચ્ચે નફિલ નમાઝ પઢવું મકરૂહ અને મના છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### તહિય્યતુલ મસ્જિદ, દરેક નમાઝની સુન્નતો પહેલાં પઢી શકાય?

(૧૦૮) સવાલ :- જે મસ્જિદમાં આપણે નમાઝ પઢતા રહેતા હોય, તેમાં વારે ઘડીએ જતાં-આવતાં કે પાંચ વખતની નમાઝ વેળા સૌ પ્રથમ તહિય્યતુલ મસ્જિદ પઢી શકાય? નમાઝ (જમાઅત) થવાને સાતેક મિનિટની વાર હોય તો સુન્નત પઢવા પહેલાં એ પઢી શકાય ખરી કે?

જવાબ :- મકરૂહ ટાઈમ ન હોય તો પઢી શકાય છે. જમાઅત શરૂ થવા પહેલાં ફારિગ થવાતું હોય તો પઢે. નહી તો છોડી દે. મસ્જિદમાં વારંવાર જનાર માટે એક વખતે બે રકઅત તહિય્યતુલ મસ્જિદ પઢી લેવું પુરતું છે. દર વખત પઢવાની ઝરૂરત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### સલાતુત્તસ્બીહની તસ્બીહમાં વધારો કરી શકાય?

(૧૦૯) સવાલ :- સલાતુત્તસ્બીહની તસ્બીહ 'સુબ્હાનલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહિ વલાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર' સાથે 'વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અલિય્યિલ અઝીમ' નો વધારો કરી શકાય કે નહી?

જવાબ :- હદીસની આમ રિવાયતોમાં માત્ર ઉપલા જ શબ્દો આવ્યા છે. પરંતુ અમુક રિવાયતોમાં પાછલા શબ્દો પણ મન્કૂલ છે. માટે પઢવા માંગે તો પઢી શકાય છે. નાજાઈઝ નથી. 'અહ્યાઉલ ઉલૂમ'' માં મઝકુર વધારા સહિત પઢવાને મુસ્તહસન ઠેરવ્યું છે. (ભાગ-૧ પાનું.-૨૧૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### સુર્ય ગ્રહણની નમાઝમાં કિર્અત ઝોરથી પઢવું કે ધીમે?

(૧૧૦) સવાલ :- સૂરજ ગ્રહણની જે બે રકઅત બાજમાઅત પઢવામાં આવે છે તેમાં કિર્અત ઝોરથી પઢવાની છે કે આહિસ્તા?

જવાબ :- આહિસ્તા પઢવાની છે. ફતાવા સિરાજિય્યહ વિગેરે ફિકહની મોઅતબર કિતાબોમાં છે, વયુખાફતુ ફીહા બિલ-કિર્અતિ. અર્થ :- સૂરજ ગ્રહણની નમાઝમાં કિર્અત આહિસ્તા પઢવામાં આવે. (પાનુ-૨૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ફાતિહા ડબલ વખત પઢી તો સહવનો સિજદો કરવો કે નહી?

(૧૧૧) સવાલ :- નમાઝમાં સૂરએ ફાતિહા ભૂલથી ડબલ વખત એટલે કે બે વખત પઢી લેવાય તો સહવનો સિજદો લાગુ પડે છે કે નહી?

જવાબ :- સૂરએ ફાતિહા ભૂલથી લગાતાર ડબલ પઢી લેવાય તો સહવનો સિજદો લાગુ પડે છે, કારણ કે સૂરત મેળવવામાં વિલંબ થયો, અગર સૂરત પઢયા પછી સૂરએ ફાતિહા પઢી તો સહવનો સિજદો લાગુ પડશે નહી 'ઝાદુલ ફકીર'માં છે :- વલવ કરઅલ ફાતિહત સુમ્મ-સ્સુરત, સુમ્મલ ફાતિહત ફલા સુજૂદ અલય્હી. (પાનું.-૬૩)

અર્થાત :- અને જો સૂરએ ફાતિહા પઢયો, પછી સૂરત પઢયો, ફરી સુરએ ફાતિહા પઢયો તો તેના ઉપર સજદએ સહવ નથી.

પરંતુ ફર્ઝ નમાઝની પાછલી બે રકઅતોમાં સુરએ ફાતિહા ડબલ પઢી લે તો સહવનો સિજદો લાગુ પડતો નથી. 'ઝાદુલ ફકીર'માં છે :- વ કઝા કિરાઅતુલ ફાતિહતિ મર્રતય્નિ મુતવાલિયય્નિ ફી રકઅતિમ મિનલ ઉલયય્નિ અમ્મા ઈઝા કર્રરહા ઉખરયય્નિ ફલા યજિબુ. (પાનું ૬૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ભુલથી સલામ ફેરવવામાં વાર કરવા બાબત

(૧૧૨) સવાલ :- નમાઝના છેલ્લા કઅદહમાં તશહહુદ, દુરૂદ તથા દુઆ પઢી પણ સલામ ફેરવી નહીં. એવા ખ્યાલથી બેસી રહયો કે સલામ ફેરવી ચુકયો છું. પછી યાદ આવ્યું કે સલામ ફેરવી નથી, યાદ આવતાં તરત જ સલામ ફેરવી દીધી. એ દરમિયાન નમાઝ વિરૂદ્ધ કોઈ કામ નથી કર્યું તો મારી આ નમાઝ સહીહ થઈ કે દોહરાવવા લાયક છે?

જવાબ :- પુછેલી સુરતમાં સહવનો સિજદો કરવો જોઈતો હતો, કર્યો હોત તો નમાઝ સહીહ થઈ ગઈ હોત. સહવનો સિજદો કર્યો નથી માટે નમાઝ દોહરાવવા લાયક છે 'ઝાદુલ ફકીર'માં છે કે વકઝા લવ અખ્ખર-સ્સલામ બિઅન ઝન્ન અન્નહુ સલ્લમ વસ્તમર્ર કાઈદન સુમ્મ અલિમ અન્નહુ લમ યુસલ્લિમ ફસલ્લમ (પાનું-૬૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં સુરએ ફાતિહાની જગ્યાએ અત્તહિય્યાત પઢાઈ જાય તો?

(૧૧૩) સવાલ :- નમાઝમાં કોઈ વાર સુરએ ફાતિહાની જગ્યાએ અત્તહિય્યાત પઢાય યા અત્તહિય્યાતની જગ્યાએ અલ્હમ્દુ પઢી લેવાય તો સજદએ સહવ લાગુ પડશે? જણાવશો.

જવાબ :- હા, બન્નેવ સુરતોમાં સહવનો સિજદો લાગુ પડશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### તસ્બીહ-ઓછી વધતી પઢાઈ જાય તો?

(૧૧૪) સવાલ :- સલાતુ-ત્તસ્બીહની નમાઝ પઢતી વેળા સુબ્હાનલ્લાહિ પુરૂં કોઈ વાર ગણત્રીથી ઓછું અથવા વધારે પઢી લેવાય તો સહવનો સિજદો કરવો કે નહીં? અને સહવનો સિજદો કરે તો તેમાં એ (સુબ્હાનલ્લાહ) પઢવું કે કેમ?

જવાબ :- પુછેલી સુરતમાં સિજદએ સહવની ઝરૂરત નથી, રહી ગયેલી તસ્બીહો બીજા રૂકનમાં પઢી લે. (પરંતુ રૂકૂઅની રહી ગએલી તસ્બીહો 'કૌમહ'માં નહી પણ પહેલા સિજદામાં પઢે. તેમજ સિજદાની રહી ગએલી તસ્બીહો 'જલ્સા' માં નહી પણ બીજા સિજદામાં પઢે, કારણ કે કૌમહ અને જલ્સો ટુંકો રૂકન છે. તેમાં પઢવાથી તે લંબાઈ જશે.) દરેક રકઅતમાં ૭૫ તસ્બીહો હોવી જોઈએ. એથી ઓછી-વત્તી નહી હોવી જોઈએ. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### સિજદામાં દુઆ માંગવી

(૧૧૫) સવાલ :- સિજદામાં જઈ દુઆ માંગવી દુરૂસ્ત છે કે નહીં? કોઈ માણસ તહજ્જુદની નમાઝ પઢી અથવા બીજા કોઈ સમયે દરરોઝ સિજદામાં જઈ પોતાની મગ્ફિરતની તેમજ પોતાની હાજત માટે દુઆ માંગે છે તો એવી રીતે દુઆ માંગવી જાઈઝ છે કે નહીં? અમારે ત્યાં અમુક લોકો કહે છે કે મકરૂહ છે. અને અમુકનું કહેવું છે કે જાઈઝ છે, શું હુઝુર(સલ.) એ સિજદામાં દુઆ માંગી છે?

જવાબ :- મઝકુર સિજદો "સજદએ મુનાજાત" કહેવાય છે. સિજદહ વિષે ઘણાં ઉલ્માએ દીન (રહ.)નો મત મકરૂહ હોવાનો છે. શર્હે મિશ્કાત વિગેરેમાં છે :- સુવુમ સજદએ મુનાજાત

બઅદ અઝ નમાઝ વ ઝાહિરે કલામે અકસર ઉલમા આંનસ્ત કે મકરૂહ-સ્ત. (અશિઅતુ-લ્લમઆત ભાગ-૧ પાનું-૬૨૦) (શર્હે સિફરૂ-સ્સઆદત પાનું-૧૫૯)

માટે એની આદત કરી લેવી ખોટું છે. દુઆ અને મુનાજાતનો મસ્નુન તરીકો જેના મસ્નુન હોવામાં કોઈનો ઈખ્તિલાફ નથી તેને છોડી ઈખ્તિલાફી તરીકાને ઈખ્તિયાર કરી લેવું યોગ્ય નથી.

આપ (સલ.)થી સિજદામાં દુઆ કરવાની રિવાયત આવી છે તે અકસર ઉલ્માએ દીન (રહ.)ના નઝદીક "સજદએ સલાતિય્યહ", કિંવા નમાઝનો સિજદો મુરાદ છે, આપ (સલ.) નફિલ નમાઝના સિજદામાં લાંબી દુઆ ફરમાવતા. "શર્હે સિફરૂ-સ્સઆદત'માં છે. :- વ આંકે દર અહાદિસ આમદહ અસ્ત કે આં હઝરત સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ દર સજદહ ઈતાલત મી ફરમુદહ વ દુઆ બિસ્યાર મીકર્દ, મુરાદ બદાં સિજદહ સલાતિય્યહ અસ્ત. (પાનું-૧૫૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં સહવનો સિજદો અદા ન કરી શકાયો તો?

(૧૧૬) સવાલ :- નમાઝમાં સહવનો સિજદો વાજિબ થયો હોય તે અદા ન કરતાં બન્ને તરફ ભુલથી સલામ ફેરવાતાં તરત જ ભુલ યાદ આવતાં તે જ સમયે સહવનો સિજદો કરી અત્તહિય્યાત, દુરૂદ અને દુઆ પઢી નમાઝ પુરી કરી. આવી રીતમાં નમાઝ સહીહ ગણાશે કે ફરી પઢવી પડશે?

જવાબ :- પુછેલી સુરતમાં નમાઝ અદા થઈ ગઈ. દોહરાવ્વાની ઝરૂરત નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### સિજદહની હાલતમાં દુઆ માંગવું કેવું છે?

(૧૧૭) સવાલ :- ઘણી વાર જોવામાં આવે છે કે કેટલાક માણસો નમાઝ પછી જા નમાઝ પર (નમાઝના સ્થળે) સિજદહમાં જઈ દીની દુન્યવી બેહબૂદી (ભલાઈ) માટે દુઆ માંગે છે એમાં કાંઈ વાંધો છે?

જવાબ :- એની આદત કરી લેવી બિદઅત છે. પરંતુ કોઈકવાર એમ થઈ જાય અને જોનારા પણ એ રીતને એક હેતુ તથા ઝરૂરી વસ્તુ ન સમજવા લાગે તો જાઈઝ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નમાઝમાં સૂરતનું ભુલી જવું

(૧૧૮) સવાલ :- ફર્ઝ, વાજિબ નમાઝમાં ઈમામ સૂરએ ફાતિહા અથવા સૂરત પઢવાનું ભુલી ગયા, રૂકૂઅમાં યાદ આવ્યું તો ઉભા થઈ કિર્અત પઢી, તો હવે રૂકુઅ ફરી વાર કરવો કે નહીં? અને સહવનો સિજદો કરવાથી નમાઝ સહીહ થશે કે નહીં? જો ફરી વાર રૂકુઅ કર્યો અને પાછળથી આવનાર નમાઝીએ તે રૂકુઅમાં ઈમામ સાથે શિર્કત કરી તો તે રકઅત તેને મળેલી ગણાશે કે નહીં?

જવાબ :- મઝકુર સૂરતમાં કિર્અત પછી રૂકુઅ કરવો ઝરૂરી છે, નહી કરશે તો નમાઝ બાતિલ થઈ જશે. રૂકૂઅ કરી આખિરમાં સહવનો સિજદો કરી લેવાથી નમાઝ સહીહ થઈ જશે. રૂકૂઅમાં શામિલ થનાર મુક્તદીની આ રઅત મોઅતબર ગણાશે. દોહરાવવાની ઝરૂરત નથી. (શામી ભાગ.-૧ પાનું.-૬૨૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ભુલથી પહેલો કઅદો છુટી જાય તો નમાઝ ફાસિદ થશે?

(૧૧૯) સવાલ :- ત્રણ અને ચાર રકઅતવાળી ફર્ઝવાજિબ નમાઝમાં પહેલો કાયદો ભુલથી છુટી જાય અને સીધા ઉભા થયા પછી કિયામ (કે જે ફર્ઝ છે) છોડી કઅદહમાં (જે વાજિબ છે) બેસે તો નમાઝ ફાસિદ થશે કે નહીં?

જવાબ :- પહેલો કઅદો છોડી સીધા ઉભા થઈ જવા અથવા કિયામની નઝદીક હોવા પછી કઅદહ તરફ લોટવાથી ફર્ઝ તર્ક કરી વાજિબ તરફ લોટવું લાઝિમ આવતું નથી. પણ ફર્ઝ અદા કરવામાં તાખિર લાઝિમ આવે છે જેનો તદારૂક (તોડ) સહવના સિજદહથી થઈ જાય છે, માટે રાજેહ અને હક એ છે કે નમાઝ ફાસિદ થતી નથી, અલ્બત્ત કિયામ છોડી કઅદહ તરફ લોટવું ખોટું છે. જાણી જોઈ આમ કરશે તો ગુનેહગાર થશે. (ફત્હુલ કદીર ભાગ-૧ પાનું.-૪૪૫) (બહર ભાગ-૨ પાનું-૧૦૧) (શામી ભાગ-૧ પાનું-૬૩૨ તથા પાનું-૬૯૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### તહિય્યતુલ વુઝુ પહેલાં બેસવું.

(૧૨૦) સવાલ :- અમુક નમાઝી મસ્જિદમાં આવી પહેલાં બેસી જાય છે, પછી ઉભા થઈ નમાઝ તહિય્યતુલ વુઝુ વિગેરે પઢે છે તો શું પ્રથમ બેસી જવું મસ્નુન છે?

જવાબ : મસ્જિદના આદાબ (અદબ)માંથી છે કે મસ્જિદમાં જનાર માણસ બેસવા પહેલાં તહિય્યતુલ મસ્જિદની બે રકઅત પઢે, પ્રથમ બેસી જવું મસ્નુન નથી, બલ્કે ખિલાફે મસ્નુન છે.

હદીસમાં છે; ઈઝા દખલ અહદુકુમુલ મસ્જિદ ફલ્યકરઅ રકઅતય્નિ કબ્લ અંય્યજલિસ (સિહાહ સિત્તહ) અર્થાત :- જ્યારે તમારા પૈકી કોઈ મસ્જિદમાં આવે તો બેસતાં પહેલાં બે રકઅત પઢે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### વ્યાજે નાણાં લઈ બાંધેલા મકાનમાં નમાઝ પઢવા વિષે.

(૧૨૧) સવાલ :- અહીયા ઈંગ્લેન્ડમાં મોટા ભાગના માણસો પાસે પોતાના મકાનો છેઅને તે પણ દરેક બિલ્ડીગ સોસાયટી પાસેથી નાણાં વ્યાજે લઈ ખરીદયા છે તો હવે તેમાં નમાઝ અદા થઈ શકે કે કેમ?

જવાબ :- આપને ત્યાંના નિયમ મુજબ સોસાયટી પાસેથી વ્યાજે નાણાં લઈ બંધાવેલ મકાનોમાં નમાઝ પઢવાથી નમાઝ અદા થઈ જશે, શક શુબહ વગરની જગ્યા હોય તો બેહતર છે, ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### બીમાર માણસનું બેસીને નમાઝ પઢવું.

(૧૨૨) સવાલ :- બીમાર માણસ મસ્જિદમાં આવી જમાઅત સાથે નમાઝ પઢે છે પણ બેસીને પઢે છે એનો શું હુકમ છે? જાઈઝ છે કે નહીં?

જવાબ :- જે બીમાર ઉભા રહેવાથી આજિઝ હોય એટલે કે ઉભો રહે તો પડી જાય અથવા બીમારી વધી જવા યા વહેલા સારૂં ન થવાનો ભય હોય અથવા ઘણી તકલીફ થતી હોય તો બેસીને પઢે જાઈઝ છે. પણ ઉભા રહેવાની તાકત હોવા છતાં બેસીને પઢે તો જાઈઝ નથી.અગર થોડીવાર ઉભા રહી શકાતું હોય તો તેટલી વાર પણ ઉભો રહે એટલે સુધી કે અગર ઉભા રહી તકબીરે તહરીમા કહેવાની શકિત હોય તો તકબીરે તહરીમા ઉભા રહી કહે, પછી બેસી જાય. કેટલાક બીમાર માણસો ઉભા રહી શકતા હોવા છતાં બેસી જઈ તકબીરે તહરીમહ કહે છે એ જાઈઝ નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ગૈર મુસ્લિમના ઘરમાં છાણથી લીપેલી જગ્યા ઉપર નમાઝ પઢવી.

(૧૨૩) સવાલ :- મારી નોકરી સરકારી છે. મારે ગામે-ગામ ફરવું પડે છે. કેટલીક જગ્યા એવી પણ હોય છે કે ત્યાં મસ્જિદ કે મુસ્લિમોના ઘરો હોતાં નથી. ગેરમુસ્લિમોના મકાનો છાણથી લીપેલાં હોય છે તો તેવી જગ્યા ઉપર મુસલ્લો બીછાવી નમાઝ પઢી શકાય કે નહીં?

જવાબ :- ગોબર (છાણ)થી લીપેલી જગ્યા સુકાઈ જવા પછી પાક કપડું બિછાવી નમાઝ પઢવામાં વાંધો નથી, જાઈઝ છે. નમાઝ સહીહ થઈ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈશાની નમાઝના ટાઈમ વિષે જરૂરી ખુલાસો

(૧૨૪) સવાલ :- ફતાવા રહીમિય્યહ ગુજરાતી ભાગ-૩ ના પાના-૩૯ ઉપર સવાલ નંબર ૫૮૨ના જવાબમાં ઈશાના ટાઈમ અંગે હઝરત મૌલાના મુફતી કિફાયતુલ્લાહ દહેલ્વી સાહબ (રહ.)નો સામેનો નકશો આપે પેશ કર્યો છે. તે દિલ્હી માટે છે કે આપણા સુરત જિલ્લા માટે? એનો ખુલાસો કરશો.

પુછનાર સય્યિદ અબ્દુલ-સ્સલામ સય્યિદ મુહમ્મદ નાનપુરા-સુરત.

| મહિનો અને તારીખ | શફકનો આંતરો કલાક-મિનીટ |
|---|---|
| ૧ લી જાન્યુઆરી | ૧-૨૭ |
| ૧ લી ફેબ્રુઆરી | ૧-૨૪ |
| ૧ લી માર્ચ | ૧-૨૨ |
| ૧ લી એપ્રિલ | ૧-૨૩ |
| ૧ લી મે | ૧-૨૭ |
| ૧ લી જુન | ૧-૩૪ |
| ૨૩ મી જુન | ૧-૩૮ |
| ૨૫ મી જુન | ૧-૩૭ |
| ૧ લી જુલાઈ | ૧-૩૪ |
| ૧ લી ઓગષ્ટ | ૧-૩૦ |
| ૧ લી સપ્ટેમ્બર | ૧-૨૫ |
| ૨૧ મી સપ્ટેમ્બર | ૧-૨૧ |
| ૧ લી ઓકટોબર | ૧-૨૨ |
| ૧ લી નવેમ્બર | ૧-૨૩ |
| ૧ લી ડિસેમ્બર | ૧-૨૭ |
| ૩૧ મી ડિસેમ્બર | ૧-૨૮ |

જવાબ :- મઝકૂર ફત્વો મંગાવનાર કઠોરના રહેવાસી મર્હુમ મૌલાના અબ્દુ-ર્રહીમ હવાલદાર સાહબ છે. મર્હુમે હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહબને ઉર્દુમાં સવાલ કરી જવાબ મંગાવેલો તેનો ગુજરાતી તર્જુમો જનાબ મર્હુમ મુનાદી સાહબે ૩૦-૩૫ વર્ષ પહેલાં પોતાના 'મુસ્લિમ ગુજરાત' માં છપાવેલો, ત્યારબાદ પેતાના 'મુસ્લિમ ગુજરાત ફતાવા સંગ્રહ ભાગ-૧ પાનું-૧૫૭-૧૫૮ ઉપર સન ૧૯૫૧માં તેમજ ભાગ-૩ પાનું-૯૬૫ ઉપર સન ૧૯૫૫ માં પણ છપાવ્યો છે જેને સવાલ-જવાબ સહિત નીચે નકલ કરવામાં આવે છે.

### સૂર્યાસ્ત પછી શફક કયાં સુધી બાકી રહે છે? ઈશાનો વખત સૂર્યાસ્ત પછી કયારે શરૂ થાય છે? ઈશાની નમાઝના વખતોમાં ફેરફાર કેવી રીતે કરવા? મવ્લાના મુફતી કિફાયતુલ્લાહ સાહબની ચોખવટ કાયમી આંતરો દેખાડતો કોઠો

સવાલ :- સુર્યાસ્ત પછી કેટલા અરસા સુધી શફક (આકાશી લાલી પશ્ચિમે દેખાય છે તે) બાકી રહે છે એટલે કયારે અલોપ થઈ જઈ ઈશાની નમાઝનો વખત શરૂ થઈ જાય છે?

જવાબ :- એ આંતરો હમેશા એક સરખો હોતો નથી. મહીને મહીને કિંવા થોડા-થોડા દિવસોએ એમાં વધઘટ થતી રહે છે. પરંતુ એ આંતરો કદી એક કલાક આડત્રીસ મીનીટથી કદી વધુ હોતો નથી. અને એક કલાક એકવીસ મીનીટથી ઓછો હોતો નથી. જુન મહીનામાં તે સૌથી મોટો એટલે કે એક કલાક આડત્રીસ મીનીટનો હોય છે. અને સપ્ટેમ્બરમાં સૌથી નાનો એટલે એક કલાક એકવીસ મીનીટનો હોય છે. આ સાથે એનો એ કોઠો મોકલું છું તે મુજબ ઈશાની નમાઝના વક્તમાં ફેરફાર કર્યા કરવો.

| મહિનો અને તારીખ | શફકનો આંતરો કલાક-મિનીટ |
|---|---|
| ૧ લી જાન્યુઆરી | ૧-૨૭ |
| ૧ લી ફેબ્રુઆરી | ૧-૨૪ |
| ૧ લી માર્ચ | ૧-૨૨ |
| ૧ લી એપ્રિલ | ૧-૨૩ |
| ૧ લી મે | ૧-૨૭ |
| ૧ લી જુન | ૧-૩૪ |
| ૨૩ મી જુન | ૧-૩૮ |
| ૨૫ મી જુન | ૧-૩૭ |
| ૧ લી જુલાઈ | ૧-૩૪ |
| ૧ લી ઓગષ્ટ | ૧-૩૦ |
| ૧ લી સપ્ટેમ્બર | ૧-૨૫ |
| ૨૧ મી સપ્ટેમ્બર | ૧-૨૧ |
| ૧ લી ઓકટોબર | ૧-૨૨ |
| ૧ લી નવેમ્બર | ૧-૨૩ |
| ૧ લી ડિસેમ્બર | ૧-૨૭ |
| ૩૧ મી ડિસેમ્બર | ૧-૨૮ |

**વરસ દરમ્યાન શફકના આંતરા**

સામેનો કોઠો આપને ઈશાની નમાઝનો શરઈ વખત ગોઠવવામાં મદદ કરશે. એને જાળવી રાખો.

સુચના :- આ કોઠાની અગત્યતા પીછાનો (જાણો) અને પુઠા પર ચોંટાડી યા ફ્રેમમાં મઢાવી મસ્જિદો યા પોતાના મકાનોમાં હમેશા નમાઝના વખત માટે માર્ગદર્શન મેળવવા સાચવી રાખો.

(૧) મઝકુર જવાબ આપનાર મહાન મુફતી છે. તેઓએ સવાલના મુતાબિક જવાબ આપ્યો છે. કારણ કે સવાલ જે જગ્યાનો હોય તે મુજબ તે જગ્યા માટે જવાબ અપાય છે.

(૨) પુછનાર કઠોર જિલ્લા સુરતના છે. એટલે સવાલ સુરત જિલ્લા માટે જ હોવો જોઈએ.

(૩) ત્રીજું એ કે જનાબ મર્હુમ મુનાદી સાહબે પોતાના અખ્બાર 'મુસ્લિમ ગુજરાત' તથા 'મુસ્લિમ ગુજરાત-ફતાવા સંગ્રહ'માં એને સ્થાન આપ્યું. અને તે વખતે હઝરત મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ (રહ.) પણ હયાત હતા. એનાથી પણ સાબિત થાય છે કે મઝકૂર નકશો સુરત જિલ્લા માટે જ છે, નહી કે દિલ્હી માટે, ત્યાર પછી ધી સુરત કો-ઓપરેટીવ પ્રીન્ટીગ પ્રેસ લી. રાની તલાવ, મેઈન રોડ, સુરત વિગેરે કેટલાક સાહિબોએ વખતો વખત એને પ્રગટ કરી લોકોમાં વહેંચ્યો છે. છતાં પણ એમ સમજવું કે એ નકશો દિલ્હી માટે છે. સુરત માટે નથી. એ કઈ રીતે સહીહ હોઈ શકે?

નોટ :- આ પણ હિસાબ છે. હિસાબમાં ભુલ હોય શકે છે તથા ઘડિયાળોમાં પણ ફર્ક હોઈ શકે છે. ઈબાદતના મામલામાં એહતિયાતથી કામ લેવું જરૂરી છે. સય્યિદ અબ્દુર્રહીમ-લાજપુરી.

**જેનો એક ખુણો નાપાક હોય તેવી શેતરંજી ઉપર નમાઝ પઢવી.**

(૧૨૫) સવાલ :- મકાન રાવટી (દીવાનખાના)માં શેતરંજી બિછાવેલી રહે છે, તેના એક ખુણા પર બચ્ચાએ પેશાબ કરી હોય તો તેના બીજા ખુણા પર કપડું બિછવી નમાઝ પઢી શકાય કે નહી?

જવાબ : પુછેલી સુરતમાં શેતરંજીના બીજી પાક ખુણા ઉપર કપડું બિછાવે કે નહી બિછાવે નમાઝ વિના વાંધે અદા થઈ જશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સફથી અલગ ઉભા રહેવું મકરૂહ છે!**

(૧૨૬) સવાલ :- ઈમામ રૂકુઅમાં હોય તો અગર પાછળથી આવનાર માણસ સફ લગી પહોંચી નમાઝ શરૂ કરે તો ઈમામને રૂકુઅમાં પકડી શક્તો નથી અને રકઅત જતી રહે છે તો એવી હાલતમાં સફથી છેટે ઉભા રહી કૌલ બાંધી લે તો કાંઈ વાંધો છે?

જવાબ :- સફમાં જગ્યા હોવા છતાં સફથી દૂર અલગ ઉભા રહેવું મકરૂહ છે. સફ લગી પહોંચી નમાઝ શરૂ કરે, ભલે રકઅત જતી રહે કે 'તર્કુલ મકરૂહિ અવ્લા મિન ઈદરાકિલ ફઝીલતિ (અર્થાત) મકરૂહથી બચવું ફઝીલત હાસિલ કરવાથી બેહતર છે. (કબીરી ૫૭૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ-તરાવીહ વલ વિત્ર

### તરાવીહ જમાઅત સાથે સુન્નત છે ?

(૧૨૭) સવાલ :- તરાવીહ મસ્જિદમાં જમાઅત સાથે પઢવી સુન્નત છે? ઘરમાં પઢી શકાય કે નહી ? જવાબ આપી આભારી કરશો.

જવાબ :- તરાવીહ મસ્જિદમાં જમાઅત સાથે પઢવી સુન્નત છે. પંરતુ સુન્નતે કિફાયહ છે, એટલે અગર મસ્જિદમાં તરાવીહની જમાઅત થશે નહી તો મહોલ્લાવાસીઓ સુન્નતને છોડનાર ગણાશે અને ગુનેહગાર થશે. અગર અમુક માણસોએ મસ્જિદમાં જમાઅત સાથે તરાવીહ પઢી અને અમુકે ઘરમાં પઢી તો સુન્નત છોડવાનો ગુનોહ થશે નહી, પરંતુ જમાઅત અને મસ્જિદની ફઝીલતથી મહરૂમ રહેશે. (સગીરી પાનું ૨૦૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### દાઢી મુંડા હાફિઝ પાછળ તરાવીહ પઢી શકાય ?

(૧૨૮) સવાલ :- જે હાફિઝ દાઢી મુંડાવે છે તેને તરાવીહ પઢાવ્વા માટે ઈમામ બનાવ્વાનો શું હુકમ છે?

જવાબ :- દાઢી મુંડાવવું હરામ છે. અને દાઢી મુંડાવનાર શરીઅતની રૂએ ફાસિક ગણાય છે. માટે દાઢી મુંડા હાફિઝને તરાવીહ માટે ઈમામ બનાવ્વો જાઈઝ નથી. એવા ઈમામ પાછળ તરાવીહ પઢવી મકરૂહે તહરીમી છે. (શામી ભાગ ૧ પાનું ૫૨૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### નાબાલિગ બાલિગોનો ઈમામ બની શકતો નથી.

(૧૨૯) સવાલ :- હાફિઝ છોકરો નાબાલિગ છે. પણ એકદમ નાનો નથી. મુરાહિક જેવો દેખાય છે. એવો છોકરો તરાવીહ પઢાવી શકે કે કેમ ?

જવાબ :- નાબાલિગ બાલિગોનો ઈમામ બની શકતો નથી, માટે મઝકૂર છોકરાને તરાવીહ પઢાવ્વા માટે ઈમામ બનાવ્વો જાઈઝ નથી. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું ૮૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### વિત્રની નમાઝમાં તરાવીહ સમજી ઈકતિદા કરે તો ?

(૧૩૦) સવાલ :- ઈમામે વિત્ર શરૂ કર્યા પછી નમાઝીએ તરાવીહની નમાઝ સમજી ઈકતિદા કરી (કૌલ બાંધ્યો) તો વિત્ર અદા થશે કે નહી ?

જવાબ :- પુછેલી રીતમાં ઈમામના સલામ ફેરવ્યા પછી ચોથી રકઅત મેળવી નમાઝ પુરી કરે, એ નફિલ થઈ. વિત્રની જવાબદારી બાકી છે તે પઢવી પડશે. (સગીરી પાનું ૨૧૧) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### તરાવીહમાં કિર્અત થાય ત્યારે બેસી રહે એવા માટે શું હુકમ ?

(૧૩૧) સવાલ:- તરાવીહ વખતે કેટલાક લોકો પાછળ બેસી રહે છે જયારે ઈમામ રૂકુઅમાં જાય છે ત્યારે ઉભા થઈ રૂકુઅમાં શામિલ થાય છે એનો શું હુકમ છે ?

જવાબ :- આમ કરવું મકરૂહ છે. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું ૧૧૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મુકતદી તરાવીહના કઅદહમાં ઉંઘી જાય તો ?

(૧૩૨) સવાલ :- મુકતદી તરાવીહના કઅદહમાં ઉંઘી ગયો. ઈમામે સલામ ફેરવી ત્યારે જાગ્યો, તો હવે તેને શું કરવું જોઈએ ?

જવાબ :- પુછેલી રીતમાં અત્તહિય્યાત પઢી સલામ ફેરવે, નમાઝ થઈ જશે. (સગીરી પાનું ૨૧૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહની એક સામટી ૨૦ રકઅતની નિય્યત કરી શકાય ?**

(૧૩૩) સવાલ :- તરાવીહની ૨૦ રકઅત માટે શરૂઆતની એક નિય્યત ૨૦ રકઅત માટે બસ છે કે દર બે રકઅત ઉપર નિય્યત કરવી જરૂરી છે ?

જવાબ :- તરાવીહ માટે શરૂઆતમાં ૨૦ રકઅતની નિય્યત કાફી છે. દરેક બે રકઅત ઉપર નિય્યત કરવી શર્ત નથી. હાં, બેહતર છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહ વખતે ઉંઘનો બહું જ ગલ્બો હોય તો શું કરવું ?**

(૧૩૪) સવાલ :- તરાવીહ વખતે ઉંઘનો બહું જ ગલ્બો હોય, મોઢા પર પાણી નાંખવા છતાં ઉંઘ સતાવે તો જમાઅત છોડી ઘરે સુવા જઈ શકે છે ?

જવાબ :- હા, જઈ શકે છે. કંઈ વાંધો નથી. ઉંઘના ગલ્બાની સ્થિતિમાં નમાઝ પઢવી મના અને મકરૂહ છે. ઉંઘ દુર થયા પછી બાકી રહેલી તરાવીહ વખતની અંદર (સુબ્હે સાદિક લગી) પઢી લે. (સગીરી પાનું ૨૧૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝીઓમાં તરાવીહની રકઅતો બાબત ઈખ્તિલાફ હોય તો ?**

(૧૩૫) સવાલ :- નમાઝીઓમાં તરાવીહની રકઅતો બાબત ઈખ્તિલાફ હોય, અમુક કહે છે કે અઢાર રકઅત થઈ અને અમુક કહે છે કે ૨૦ થઈ તો કોની વાત મોઅતબર ગણાંશે?

જવાબ :- ઈમામ જે તરફ હશે તે પક્ષની વાત મોઅતબર ગણાંશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહની રકઅતોમાં શક થવો.**

(૧૩૬) સવાલ :- ઈમામ અને બધા મુકતદીઓને શંક હોય કે અઢાર રકઅતો થઈ કે વીસ, તો શું કરવું ? બે રકઅત પઢી લેવી કે નહી ?

જવાબ :-બધાને શક હોય તો બે રકઅત પઢી લેવી જોઈએ, પરંતુ જમાઅત સાથે નહી પઢે, અલગ-અલગ પઢી લે. (સગીરી પાનું ૨૦૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈશા એકલા પઢનાર તરાવીહ અને વિત્ર બાજમાઅત પઢી શકે ?**

(૧૩૭) સવાલ :- જે માણસે ઈશાની ફર્ઝ નમાઝ જમાઅત સાથે પઢી ન હોય. (એકલા પઢી હોય) તે માણસ તરાવીહ અને વિત્ર જમાઅત સાથે પઢી શકે છે ?

જવાબ :- હા, પઢી શકે છે. (સગીરી પાનું ૨૧૦) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહ એકલા પઢનાર વિત્ર બાજમાઅત પઢી શકે ?**

(૧૩૮) સવાલ :- જેણે તરાવીહ જમાઅત સાથે પઢી ન હોય તે વિત્ર જમાઅત સાથે પઢી શકે છે ?

જવાબ :- હા, પઢી શકે છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહ વીસ રકઅત સુન્નતે મુઅક્કદહ છે.**

(૧૩૯) સવાલ :- મુકર્રમી જનાબ હઝરત મવ. અબ્દુ-રહીમ સાહબ, અસ્સલામુ અલયકુમ! તકલીફ દેવાનું કારણ એ છે કે અબ્દુલ જલીલ સામરોદી (ગૈર મુકલ્લિદ)નુ ઈશ્તિહાર આઠ રકઅત તરાવીહ વિષે હનફીઓ માટે એક ચેલેંજ છે. અને તેના લીધે ઘણાં લોકો મુંઝવણમાં પડી ગયા

છે અને ખરાબ અસર ફેલાઈ રહ્યો છે કે હનફી ઉલ્માને હદીસનો સહીહ ઈલ્મ નથી અને આંધળી તકલીદ કરી રહ્યા છે. દલીલો અને કિતાબોના હવાલા સાથે જવાબની ઝરૂરત છે. અગર છપાઈ ગયો હોય તો થોડીક કોપીઓ ઈનાયત કરો. નહી તો જવાબની ઝરૂરત છે. (ઉર્દૂ ઉપરથી)

(હકીમ) **અહમદ મિયાં ગુફિરલહુ (સુરત)**

જવાબ :-તરાવીહ આપ (સલ.)એ બાજમાઅત બે-ત્રણ દિવસ પઢી, સહાબાનો શોક જોઈ ઉમ્મત ઉપર ફર્ઝ થઈ જવાના ખોફે તરાવીહ માટે બહાર નિકળ્યા નહીં, સહાબા ઈન્તિઝારમાં રહ્યા, સવારની નમાઝ પઢી, સહાબા તરફ મોં કરી નહી નિકળવાનો મઝકૂર ઉઝર બયાન ફરમાવી કહ્યું કે પોતાના ઘરોમાં પઢયા કરો, તે પછી સહાબા (રદિ.) છુટા-છુટા અને નાની-નાની જમાઅતથી પઢતા રહ્યા. આ તરીકો હઝરત ઉમર (રદિ.) ના ઝમાનએ ખિલાફત લગી રહ્યો.હઝરત ઉમરે ફારૂક (રદિ.) ને ઈસ્લામી મુહિમ્માતથી ફુરસત મળી અને વહી બંધ હોવાથી ફર્ઝ હોવાનો ડર પણ રહ્યો ન હતો. માટે છુટા-છુટા અને નાની જમાઅતથી પઢનારાને એક મોટી જમાઅતથી (જેમકે આપ (સલ.)ના ઝમાનામાં બે ત્રણ દિવસ પઢવામાં આવી હતી.) પઢવાની તજવીઝ કરી, જેથી આપ (સલ.)ના મુબારક અમલ અને ઝમાનાની યાદગાર તાઝી થઈ જાય. અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમરે ફારૂક (રદિ.)એ હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)અને હઝરત તમીમે દારી (રદિ.) ને ઈમામ બની (૨૦) રકઅત તરાવીહ પઢાવ્વાનો હુકમ કર્યો અને એ જ પ્રમાણે અમલ થયો. તે વખતે હઝરત ઉસ્માન, હઝરત અલી, હઝરત ઈબ્ને મસ્ઉદ, હઝરત અબ્બાસ, હઝરત ઈબ્ને અબ્બાસ, હઝરત તલ્હા, હઝરત ઝુબૈર અને હઝરત મઆઝ (રદિ.) વિગેરે મુહાજિરીન અને અન્સાર (રદિ.) મોટી તઅદાદમાં મૌજુદ હતા. સૌએ મન્ઝુર રાખ્યું. કોઈ એક સહાબીએ પણ ખિલાફ કરી વિરૂધ્ધ આવાઝ ઉઠાવ્યો નહી. અગર ૨૦ રકઅત તરાવીહ ખિલાફે સુન્નત હોત તો સહાબા કદી ખામોશ રહત નહી, બલ્કે એક હંગામો બર્પા થઈ જાત. બાતિલની મુખાલિફત કરવામાં તે વખતના લોકો કોઈની પરવા કરતા ન હતા. જુઓ.

(૧) એક વખતે અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમર (રદિ.) ખુત્બામાં નસીહત કરવા લાગ્યા તો હાઝિરીનમાંથી એક સાહબે સાંભળવાનો ઈન્કાર કર્યો અને એઅતેરાઝ કર્યો કે ગનીમતની ચાદરની વહેંચણીમાં આપે ઈન્સાફ કર્યો નથી, સૌને એક-એક આપી અને પોતે બે લીધી છે ત્યારે આપનો કુરતો બન્યો હશે. ત્યારે આપના સાહબઝાદાએ કહ્યું કે બીજી ચાદર મારા હિસ્સામાં આવેલી તે શામિલ કરી છે. આપે બે ચાદર લીધી નથી, જુઓ! તે વખતના લોકોની અમીરૂલ મુઅમિનીનની સામે હિમ્મત હતી. પછી (૨૦) વીસ રકઅત તરાવીહનો વિરૂધ્ધ કેમ નહી કર્યો? વળી સહાબએ કિરામ (રદિ.) સુન્નતે નબવી વિરૂધ્ધ કામોના સખત દુશ્મન હતા તેઓ ૮ રકઅતમાં ૧૨ રકઅતનો ઉમેરો કદી બરદાશ્ત કરી શક્તા ન હતા.

(૨)અશરએ મુબશ્શરહમાંથી હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.) ગુઝરી ગયા તો ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) એ પોતાને અને અઝવાજે મુતહહરાત (રદિ.)ને નમાઝે જનાઝહ પઢવાનો શર્ફ હાસિલ કરવા માટે જનાઝો મસ્જિદે નબવીમાં લાવ્વાની દરખાસ્ત કરી તો સહાબાએ ફૌરન મુખાલિફત કરી અને હઝરત આઈશા (રદિ.)ની દરખાસ્તને નાપસંદ કરી. (મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૩૧૩)

જુઓ ! વિના ઉઝરે જનાઝો મસ્જિદમાં દાખિલ કરવું ખિલાફે સુન્નત હોવાથી સહાબાએ વિરૂધ્ધ આવાઝ ઉઠાવ્યો તો અગર (૨૦) રકઅત તરાવીહમાં ૧૨ નો વધારો થયો હોય તો સહાબાએ વિરોધ કેમ નહી કર્યો?

(૩) અમીરૂલ મુઅમિનીન (હઝરત) અલી (રદિ.) એ ઈદના દિવસે ઈદગાહમાં ઈદની નમાઝ

પહેલાં એક માણસને નફિલ નમાઝ પઢતાં અટકાવ્યો, તેણે કહ્યું કે યા અમીરલ મુઅમિનીન ! મને ખાત્રી છે કે ખુદાપાક નમાઝ પઢવા ઉપર અઝાબ કરશે નહીં, (તો પછી મને નમાઝ પઢવાથી કેમ રોકવામાં આવે છે?)તો ફરમાવ્યું કે મને પણ યકીન છે કે જે કામ આપ (સલ.)એ કર્યુ નથી અથવા જેને કરવાની તરગીબ આપી નથી તે કામ કરવા ઉપર ખુદાપાક સવાબ આપતો નથી. માટે તારી આ નમાઝ બેકાર અને નકામી છે. અને (ઈબાદતમાં) નકામું કામ હરામ છે. અંદેશો છે કે રસૂલુલ્લાહ (સલ.) ની મુખાલિફત (વિરોધ) કરવાના લીધે તને ખુદાપાક અઝાબ આપે. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૧૮, પાનું ૧૨૯)

જુઓ ! ઈદની નમાઝ પહેલાં (૨) રકઅત નફિલ નમાઝ આપ (સલ.) થી સાબિત ન હોવાથી હઝરત અલી (રદિ.) એ મુખાલિફત કરી તો અગર આપ (સલ.)થી માત્ર ૮ રકઅત તરાવીહ સાબિત હોત તો ૧૨ નો વધારો કેમ મન્ઝુર ફરમાવત ?

(૪) હઝરત ઉમારહ બિન રૂવય્બહ (રદિ.)એ બિશ્ર્ બ્ને મરવાન (રહ.) ને ખુત્બામાં હાથ ઉઠાવી દુઆ કરતાં જોઈ બદદુઆ કરી કે ખરાબ કરે અલ્લાહ આ બન્નેવ નાનકડા નકામા હાથોને, ખુત્બામાં અમોએ આપ (સલ.)ને આ પ્રમાણે હાથ ઉઠાવી દુઆ કરતાં જોયા નથી. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૭૬)

જાુઓ ! સહાબીએ આપ (સલ.) ની આદત વિરૂધ્ધ ખુત્બામાં દુઆ કરતી વેળા હાથ ઉઠાવ્વાને નાપંસદ કરી એની મુખાલિફત અને બદદુઆ કરી. અગર (૨૦) રકઅત ખિલાફે સુન્નત હતી તો કેમ કોઈએ મુખાલિફત કરી નહી ?

(૫) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફફલ (રદિ.)ના સાહબઝાદાએ નમાઝમાં સુરએ ફાતિહાની શરૂમાં બિસ્મિલ્લાહ ઝોરથી પઢી તો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુગફફલ (રદિ.) બોલ્યા કે હે મારા દિકરા ! **આ બિદઅત છે એનાથી બચીને રહે. સહાબામાંથી કોઈને બિદઅતથી વધુ બીજી કોઈ ચીઝ સાથે બુગ્ઝ રાખતા મેં જોયા નથી.** (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનુ ૩૩)

જાુઓ ! બિસ્મિલ્લાહ ધીમે પઢવાને બદલે ઝોરથી પઢવાને સહાબી નાપંસદ કરે છે અને બિદઅત હોવાનો ફત્વો આપે છે. તો અગર તરાવીહની આઠ જ રકઅત સાબિત હોત તો ૧૨ નો ઉમેરો કેમ મન્ઝુર રાખ્યો ? અને વિરોધ કેમ નહીં કર્યો ?

(૬) હઝરત ઈમામ નાફિઅ (રદી.)ફરમાવે છે કે હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ની સામે એક માણસે ખાઈ કહ્યું અલ્હમ્દુલિલ્લાહિ, વસ્સલામુ અલા રસૂલિલ્લાહ, હઝરત અ. ઈબ્ને ઉમર (રદિ.)એ 'વસ્સલામુ અલા રસુલિલ્લાહ' નો વધારો નાપસંદ કરી ફરમાવ્યું કે આપ (સલ.)એ અમને આમ પઢવાની તઅલીમ આપી નથી. અમને તો 'અલ્હમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિ હાલ' કહેવાની તઅલીમ આપી છે. (તિરમિઝી ભાગ ૨ પાનું ૯૮)

**જુઓ** ! સહાબાએ આટલો વધારો પસંદ કર્યો નહીં અને ટીકા કરી નાંખી તો (૨૦) રકઅતમાં ૧૨ નો વધારો કર્યો હોય તો કેમ ખામોશ રહ્યા?

(૭) હઝરત અબુ માલિકિલ અશ્જઈ ફરમાવે છે કે મેં મારા બાપ (તારીક રદી.)ને પુછ્યું કે આપે રસૂલે ખુદા (સલ.) અને હઝરત અબુ બક્ર (રદી.) તથા હઝરત ઉમર (રદી.)અને હઝરત ઉસ્માન (રદી.) તથા હઝરત અલી (રદી.) પાછળ નમાઝ પઢી છે. ? શું એ સાહિબો કુનૂત પઢતા હતા? જેવાબ આપ્યો કે ઓ મારા દીકરા ! આ તો બિદઅત છે. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૫૩)(નસઈ શરીફ ભાગ ૧ પાનું ૧૨૨)

જુઓ ! આપ (સલ.)થી દાઈમી કુનૂત સાબિત ન હોવાથી સહાબીએ બિદઅત હોવાનો ફત્વો

આપ્યો તો (૨૦) રકઅત હુઝુરથી સાબિત ન હતી તો કેમ બોલ્યા નહી ?

(૮) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ લોકોને દુઆમાં છાતીથી ઉચા હાથ કરતાં જોઈ ફરમાવ્યું કે દુઆમાં આવી રીતે હાથ ઉચા કરવા બિદઅત છે. રસુલે ખુદા (સલ.) દુઆ વખંતે છાતીથી વધુ હાથ ઊંચા કરતા ન હતા. (મિશ્કાત ૧૯૬) જુઓ દુઆમાં ઈસ્તિસ્કાના ખાસ મૌકા સિવાય આપની આદત શરીફ છાતીથી હાથ ઉચા કરવાની ન હતી, માટે સહાબીએ તરત જ ટીકા કરતાં બિદઅત હોવાનો હુકમ લગાડયો. તો તરાવીહની હુઝુરથી આઠ જ રકઅત સાબિત હોત તો ૨૦ કેમ સહન કરી શકત ? આથી પણ સાબિત થાય છે કે ૨૦ રકઅત તરાવીહ ખિલાફે સુન્નત નથી અબ્ને સુન્નત છે. મઝકુર બનાવોથી પુરવાર થાય છે કે સહાબા ખિલાફે સુન્નત કામોને સહન કરી શકતા ન હતા. માટે જો (૨૦) રકઅત તરાવીહ ખિલાફે સુન્નત હોત તો સહાબા કદી પણ ખામોશ રહત નહી. ઝરૂર વિરોધ કરત.

હઝરત ઉમર (રદિ.)અને તરાવીહ બાબત, ઈમામ અબુ યુસુફ (રહ.)ના સવાલના જવાબમાં હઝરત ઈમામે અઅઝમ અબુ હનીફા (રહ.) ફરમાવે છે કે :-

તરાવીહ સુન્નતે મુઅકકદહ છે, અને હઝરત ઉમર (રદિ.) એ ન તો પોતાના તરફથી ઈજાદ કરી છે, ન તો તેઓ બિદઅત કરનારા હતા. આપનો ૨૦ રકઅત તરાવીહ બાબતનો હુકમ અસલના મુતાબિક હતો જેનો સુબૂત આપ (સલ.)થી તેમને મળ્યો હતો. (બહરૂ-ર્રાઈક ભાગ. ૨, પાનું ૬૬)(શામી ભાગ ૧, પાનું ૬૫૯)

અને શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે :-

**ફઝ્ઝાહિરૂ અન્નહા કદ સબત ઈન્દહુમ સલાતુ-ન્નબિય્યિ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ, ઈશ્રીન રકઅતન.**

(અર્થાત) ઝાહિર એ છે કે સહાબાના નઝદીક નબી (સલ.)નું (૨૦) રકઅત તરાવીહ પઢવું સાબિત હતું. જેમ કે હદીસે ઈબ્ને અબ્બાસમાં વારિદ છે. એટલા જ માટે હઝ. ઉમર (રદી.) એ (૨૦) રકઅત ઈખ્તિયાર ફરમાવી. (ફત્હુલ મન્નાન)

બહર હાલ (૨૦) રકઅત તરાવીહ પઢવાનો તરીકો હક છે. અને આપ (સલ.) ના ફરમાન વાજિબુલ ઈઝઆનના બિલ્કુલ મુતાબિક છે. તરીકએ હકની અલામત આપ (સલ.) એ બતાવી છે કે જેના ઉપર હું અને મારા સહાબીઓ છે તે તરીકો હક અને નજાત આપનાર છે.

અને ઈરશાદ છે કે જે તરીકાને મુઅમિન સહાબા પસંદ કરે તે ખુદાના નઝદીક પણ પસંદીદહ છે. અને ફરમાવ્યું મારા પછી અબુબક્ર અને ઉમરની ઈકતિદા કરશો. અને ફરમાવ્યું મારા પછીના લોકો ઘણો ઈખ્તિલાફ જોશે ત્યારે તમો મારા તરીકા અને ખુલફાએ રાશિદીન મહદિય્યીનના તરીકાને સંપૂર્ણ પકડી રાખશો (મિશ્કાત પાનું ૩૦) (ઝુજાઝતુલ મસાબીહ ભાગ ૧, પાનું ૨૬૪) (મુઅત્તા ઈમામ મુહમ્મદ વિગેરે)

અને ફરમાવ્યું મારી ઉમ્મત માટે ઈબ્ને મસ્ઉદે જે પસદ કયુ હુ તનાથા રાઝી છું.

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદી.) થી (૨૦) રકઅત તરાવીહ પઢવું-પઢાવ્યું સાબિત છે.

અને ફરમાવ્યું ઈબ્ને મસ્ઉદની વસિય્યતને મઝબૂત પકડી રાખો. હવે હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)ની સહાબાના બારામાં શી વસિય્યત છે તે જુઓ :-

ફરમાવે છે :- તમારામાંથી કોઈને ઈકતિદા કરવી હોય તો હઝરત મુહમ્મદ (સલ.) ના સહાબાની જ ઈકતિદા કરે. ખુદાપાકે એ સૌથી બેહતરીન જમાઅતને પોતાના બેહતરીન રસુલની

સોહબત અને દીનની હિફાઝત માટે ચુંટી હતી, માટે તમો પણ એમની બુઝુર્ગી ઓળખો અને તેમના જ નકશે કદમ (પગલે) ચાલો. કારણકે તેઓ સીધા અને ચોખ્ખા માર્ગ ઉપર હતા. (અલ-મુવાફિકાત ભાગ ૪ પાનું ૭૮)

આથી સાબિત થાય છે કે જે જમાઅત માત્ર આપ (સલ.) ના તરીકાને માન આપતી હોય પરંતુ સહાબાના તરીકાને માનતી ન હોય એવી જમાઅત મઝકુર હદીસો અને રિવાયતોની હદથી બાહિર છે.કારણ કે આપ (સલ.) અને સહાબાના તરીકામાં તફાવુત જ નથી. તફાવુત આપણા ઈલ્મ, નઝર અને સમજનો છે. માટે જ્યાં ઝાહિરમાં કોઈને ફર્ક દેખાય ત્યાં સહાબાના ઈત્તિફાકી તરીકાને **(જેમ કે ૨૦ રકઅત તરાવીહ)** ઈખ્તિયાર કરવું ઝરૂરી છે. કારણ કે આપ (સલ.) ના ફરમાન સાંભળનારા અને અમલના જોનારા, ઈબાદતના શરીક તથા સહીહ તરજુમાન સહાબા જ છે. એટલા માટે આપ (સલ.) એ ઉમ્મતને હિદાયત ફરમાવી છે કે :- **અલય્કુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈ-ર્રાશિદીનલ મહદિય્યીન,**

યાદ રાખો કે, જેવી રીતે રસુલનો તરીકો ખુદાના તરીકાથી જુદો નથી એવી જ રીતે સહાબાનો તરીકો આપ (સલ.)ના તરીકાથી અલગ નથી.

માટે સહાબાના તરીકાને અમલ માટે નાકાફી સમજી હુઝુર (સલ.) ના તરીકાનો મુતાલબો કરવો એવું જ છે જેમકે સુન્નતે નબવીના મુકાબલામાં કુર્આની હુકમનો મુતાલબો કરવો.

હઝરત અબુ અય્યુબ સખ્તયાની (જલીલુલ કદ્ર તાબેઈ) રિવાયત કરે છે કે :-

**જ્યારે તુ કોઈ માણસને સુન્નતે નબવીની ખબર આપે અને તે કહે કે એને રહેવા દો, એ બતાવો કે કુર્આનમાં શું હુકમ છે? તો તે માણસ ગુમ્રાહ છે.** (ગુન્યતુ-ત્તાલિબીન પાનું-૧૪૩)

આઠ (૮) રકઅત તરાવીહ વિષે કોઈ સહીહ અને સરીહ હદીસ નથી. ઈમામ ઈબ્ને તૈમિય્યહ(રહ.), ઈમામ સુયૂતી (રહ.), કાઝી શવ્કાની (રહ.) અને નવાબ સિદ્દીક હસન ભોપાલી અહલે હદીસ પણ માને છે કે આઠ (એક) નકકી ગણત્રી બાબત આપ (સલ.) ની કોઈ સહીહ હદીસ નથી. (મિર્કાત મુલ્લાં અલી કારી (રહ.) ભાગ-૨ પાનું ૧૧૫) અને (નય્લુલ અવ્તાર) તથા (અલ ઈન્તિકાદ વિગેરે.)

હઝરત આઈશહ (રદી.)ની આઠ (૮) રકઅત બાબત હદીસ તહજ્જુદના બારામાં છે. તરાવીહ સાથે તેનો કોઈ સંબંધ નથી. કારણકે હઝરત અબુ સલ્મહ (રદી.)ના સવાલના જવાબમાં હઝરત આઈશહ (રદી.) ફર્માવે છે કે :-**આપ (સલ.) રમઝાન અને ગૈર રમઝાનમાં ૧૧ રકઅતથી વધુ પઢતા ન હતા. (વિત્ર સાથે.)**

ગૈર રમઝાનનો શબ્દ સાફ બતાવે છે કે તરાવીહ મુરાદ નથી. તહજ્જુદ મુરાદ છે કારણ કે રમઝાન અને ગૈર રમઝાનમાં તહજ્જુદ પઢાય છે, નહીં કે તરાવીહ ? તરાવીહ ગૈર રમઝાનમાં જાઈઝ નથી. તો પછી એ હદીસને તરાવીહની આઠ રકઅત માટે પેશ કરવું **હદધરમી** નહીં તો શું છે?

તેમજ રઈસુલ મુહદ્દિસીન હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે :- આં રિવાયત મહમૂલ બર નમાઝે તહજ્જુદ અસ્ત કે દર રમઝાન વગૈરે રમઝાન યકસાં બુદ (અર્થાત) (હઝરત આઈશહ (રદી.)વાળી) રિવાયત તહજ્જુદની નમાઝ ઉપર મહમૂલ છે કે રમઝાન અને ગૈરે રમઝાનમાં બરાબર છે. (મજમૂઅહ ફતાવા અઝીઝી ફારસી ભાગ-૧ પાનું ૧૨૫)

(હઝ.) જાબિર (રદી.)ની રિવાયત જે પેશ કરવામાં આવે છે તે ઝઈફ છે તેની સનદમાં રાવી ઈબ્ને હુમૈદ રાઝી **મુઅતબર નથી** એમના બારામાં રાવિયોની જાંચ કરનાર બુઝુર્ગોના અભિપ્રાય

નીચે મુજબ છે.

(૧) ઝઈફ છે. (ઈમામ ઝહબી)

(૨) કસીરૂલ મનાકીર છે. (યાકુબ ઈબ્ને શૈખ)

(૩) ફીહિ નઝરૂન (બુખારી)

(૪) જુઠો છે. (અબુ ઝરઅહ)

(૫) ગવાહી આપુ છું કે કઝઝાબ છે.(ઈસ્હાક કોસજ)

(૬) મુત્તહમ છે, હદીસો બદલી નાંખે છે. (સાલિહ ઝરઅહ)

(૭) ખુદાની કસમ એ કઝઝાબ છે. (ઈબ્ને ખર્રાશ)

(મીઝાનુલ-એ'તિદાલ ભાગ ૩, પાનું ૪૯-૫૦)

બીજો રાવી યાકુબ ઈબ્ને અબ્દુલ્લાહ પણ મોઅતબર નથી.

(૧) કવી નથી. (દારે કુત્ની) (મીઝાન ભાગ ૩, પાનું ૩૨૪)

ત્રીજો રાવી ઈસા ઈબ્ને જારિયહ મોઅતબર નથી.

(૧) એની પાસે ગૈર મોઅતબર રિવાયતો છે. (ઈબ્ને મુઈન)

(૨) ગૈર મોઅતબર હદીસો રાખે છે. (નસાઈ)

(૩) ભરોસાપાત્ર નથી (અબુ દાવુદ)

(૪) ઝઈફ રાવિયોમાં ગણાય છે. (શામી વિ.) (મીઝાન ભાગ-૨ પાનું-૩૧૧ વિગેરે,

વળી એ રિવાયતમાં ઈઝતિરાબ છે. ઈબ્ને હિબ્બાને બુલૂગુલ મરામમાં હઝ. જાબિર (રદી.)થી રિવાયત કરી છે તેમાં રકઅતની ગણત્રી જ નથી અને બીજી ગળબળ એ છે કે તરાવીહ ફર્ઝ થઈ જવાના ભયથી આપ (સલ.) બહાર નહી આવ્યાના બદલે વિત્ર ફર્ઝ થઈ જવાનો ભય બતાવ્યો છે અને ત્રીજી બાબત એ છે કે આપ(સલ.) એ ત્રણ રાત તરાવીહ બાજમાઅત પઢી છે તેના બદલે એક જ રાત જણાવી છે. (બુલૂગુલ-મરામ પાનું ૪૨,૪૩) (મીઝાન ભાગ ૨ પાનું ૩૧૧.)

આવી રિવાયતના સહારે ગૈર મુકલ્લિદો તઆમુલે સહાબાને ઠુકરાવી રહ્યા છે. (ઈન્ના-લિલ્લાહિ-વ-ઈન્ના-ઈલયહિ-રાજિઉન).

**(૨૦) રકઅત તરાવીહ બાબત** તઆમુલે સહાબા ઉપરાંત હઝ. ઈબ્ને અબ્બાસ (રદિ.) ની હદીસ છે કે આપ (સલ.) (૨૦)રકઅત તરાવીહ પઢતા હતા. જુઓ (મુસન્નફ ઈબ્ને અબી શય્બહ) (તબરાની)(બયહકી વિ.) એની સનદમાં એક રાવી કાંઈક ઝઈફ છે. પરંતુ તઆમુલે સહાબા મઝકુર હદીસની સંપૂર્ણ મુવાફિકત અને તાઈદ કરે છે, માટે દિરાયતન હદીસ યકીનન કવી અને સહીહ છે.

જુઓ ! શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફતાવા અઝીઝીમાં લખે છે કે :- આપ (સલ.)એ ૨૦ રકઅત તરાવીહ પઢી છે. હદીસની મશ્હુર કિતાબ મુસન્નફ ઈબ્ને અબી શય્બહ અને સુનને બયહકીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત આવી છે. **'કાન રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ તઆલા અલયહી વઅલા આલિહી વસલ્લમ, યુસલ્લી ફી રમઝાન ફી ગૈરિ જમાઅતિન બિઈશ્રીન રકઅતન વયુ'તિરૂ.**

અર્થાત :- આપ (સલ.) રમઝાનમાં વગર જમાઅતે ૨૦ રકઅત પઢતા હતા અને વિત્ર, (મજમુઅએ ફતાવા અઝીઝી ફારસી ભાગ-૧ પાનું ૧૨૬)મઝકુર હદીસ બાબત ગૈરમુકલ્લિદો શોર મચાવે છે કે સનદમાં એક રાવી ઝઈફ છે. માટે હદીસ ઝઈફ છે. કાબિલે ઈસ્તિદલાલ નથી.હાલાંકે

રાવીમાં કાંઈક જ ખામી છે. (અને તેની તલાફી સહાબાના અમલથી થઈ જાય છે) એટલી નથી કે રિવાયત દલીલ નહીં બની શકે ?

અને આપ લખે છે કે :- હાલાંકે અબુ શય્બહ જદ્દે અબુ બક્ર ઈબ્ને અબી શય્બહ આંકદ્ર ઝુઅફ નદારદ કે રિવાયતે ઉરા મત્રૂકે મુત્લક સાખ્તહ શવદ.......કય્ફ વકદ તઅય્યદ બિફેઅલિ-સ્સહાબતિ, કમા રવાહુલ બય્હકી ફી સુનનિહી બિઈસ્નાદિન સહીહિન.....

અર્થાત :- હાલાંકે અબુ શય્બહ એટલા ઝઈફ નથી કે તેમની રિવાયત સાકિતુલ એઅતેબાર હોય ! ....બલ્કે સહાબાના ૨૦ રકઅતના મુત્તફિકહ અમલથી રિવાયતને તાઈદ મળે છે. જેમકે બય્હકીએ પોતાની સુનનમાં સાબિત ઈબ્ને ઝૈદ સહાબીથી સહીહ સનદથી રિવાયત કરી છે કે જમાઅતે સહાબહ હઝરત ઉમરે ફારૂકના મુબારક ઝમાનામાં ૨૦ રકઅત પઢતા હતા.... (મજમુઅહ ફતાવા અઝીઝી ભાગ-૧ પાનું ૧૨૬)

હઝ. અલ્લામહ બહરૂલ ઉલૂમ (રહ.) ફરમાવે છે :-

**વમુવાઝબતુ-સ્સહાબતિ-અલા-ઈશ્રીન કરીનતુ-સિહહતિ-હાઝિહિ-રિંવાયતિ.**

(અર્થાત) અને સહાબાની (૨૦) રકઅત ઉપર મુવાઝિબત કરીનો છે કે હઝ.ઈબ્ને અબ્બાસની રિવાયત સહીહ છે. (રસાઈલુલ-અરકાન પાનું ૧૩૮)

એટલું જ નહી બલ્કે (૨૦) રકઅત ઉપર સહાબાનો ઈજમાઅ નકલ કર્યો છે.

(૧) શારિહે મિશ્કાત ઈબ્ને હજર હૈસમી ફરમાવે છે કે :- સહાબાએ "ઈજમાઅ" કર્યો છે કે **તરાવીહ (૨૦) રકઅત છે.** (તુહફતુલ-અખ્યાર પાનું-૧૯૭)

(૨) હમ્બલી મઝહબના મહાન મુહદ્દિસ ઈબ્ને કુદામહ (૨૦) રકઅત બાબત ઈજમાએ સહાબા માને છે. (મુગ્ની ભાગ ૧, પાનું-૮૦૩)

(૩) એની શરહે કન્ઝમાં છે કે :- હમારા માટે દલીલ તે રિવાયત છે જેને બય્હકી એ સહીહ સનદ સાથે રિવાયત કરી છે કે હઝ. ઉમર (રદિ.) ના ઝમાનામાં (**૨૦ રકઅત**) પઢવામાં આવતી હતી અને એ જ પ્રમાણે હઝ. ઉસ્માન (રદિ.) અને હઝ. અલી (રદિ.)ના ઝમાનામાં પણ પઢાતી હતી. માટે એના ઉપર ઈજમાઅ થઈ ચુકયો છે. (ભાગ ૧, પાનું ૪૮)

(૪) હઝ. મુલ્લા અલી કારીની મિર્કાત શર્હે મિશ્કાતમાં છે. લાકિન-અજમઅ-સ્સહાબતુ-અલા-અન્ન-ત્તરાવીહ ઈશ્રૂન રકઅતન (વીસ રકઅત તરાવીહ હોવા ઉપર સહાબાનો ઈજમાઅ છે.)

શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) પણ વીસ રકઅત ઉપર સહાબાનો ઈજમાઅ માને છે. જુઓ.

'દરી અદદ ઈજમાઅ શુદહ બુદ' (ફતાવા અઝીઝી ભાગ-૧ પાનું ૧૨૬) છતાં એમ કહેવું કે હદીસ લચર છે, કયાંની ઈમાનદારી અને કયાંનો ઈન્સાફ છે?

**ઈબ્ને હુમામ** ફરમાવે છે કે:- હાં, સહીહ રીતથી સાબિત થઈ ચુક્યું છે કે હઝ. ઉમર (રદિ.)ના ઝમાનામાં સહાબા વિગેરે (૨૦) રકઅત પઢતા હતા. જે યઝીદ ઈબ્ને રૂમાનથી મુઅત્તામાં મરવી છે. અને બય્હકીએ સાઈબ ઈબ્ને યઝીદથી રિવાયત કરી છે કે હઝ. ઉમર (રદિ.)ના ઝમાનામાં **હમો ૨૦ રકઅત પઢતા હતા.** જેની સનદ સહીહ હોવાની તહકીક નવવીએ ખુલાસામાં કરી છે. (ફત્હુલ-કદીર ભાગ ૧, પાનું ૪૦૭)

અલ્લામહ ઐની શર્હે બુખારીમાં ફરમાવે છે:- **તરાવીહની ગણત્રી (૨૦) રકઅત છે.** ઈમામ શાફેઈ (રહ.) અને ઈમામ અહમદ (રહ.) આમ કહે છે. અને હન્ફી, શાફેઈ, હમ્બલીની દલીલ

છે તે રિવાયત જેને બય્હકીએ સહીહ સનદ સાથે સાઈબ ઈબ્ને યઝીદ સહાબીથી રિવાયત કરી છે. સહાબા અને તાબેઈન (હઝ.) ઉમર, (હઝ.) ઉસ્માન, (હઝ.) અલી (રદિ.) ના ઝમાનામાં (૨૦) **રકઅત પઢતા હતા. અને અંતમાં ફેસ્લો આપ્યો છે કે** :- પૈરવી માટે વધુ સઝાવાર તરીકો રસુલુલ્લાહ (સલ.)ના સહાબાનો જ છે, (ઉમ્દતુલ-કારી શર્હે બુખારી ભાગ ૭, પાનું ૧૭૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફત્વો નં. ૨ :- (૨૦) રકઅત તરાવીહ સુન્નતે મુઅક્કદહ છે.**
**હદીસ અને તઆમુલે સહાબાથી સાબિત છે.**
**મના કરનાર મુખાલિફે સુન્નત, ખુદા તઆલા અને રસૂલ (સલ.)**
**તથા સહાબા (રદી.)ના નાફરમાન છે.**

(૧૪૦) સવાલ:- ગૈરમુકલ્લિદ મવ. અ. જલીલ સામરોદી સાહબની ગુજરાતી ચોપડી ''નબી (સલ.)ની નમાઝ'' માં (૨૦) રકઅત તરાવીહ વિરૂદ્ધ લખેલું છે કે:- મવ્લાના અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વીએ પોતાની કિતાબ નામે ફત્હુ સિર્રિલ મન્નાન પાના ૩૨૭ માં લખ્યું છે કે વીસ રકઅતની રિવાયત નબી સાહબથી સાબિત નથી અને જે રિવાયત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની વીસ (રકઅત) બદલ છે તે બિલ્કુલ લચર છે. અને સહીહ હદીસ વિરૂદ્ધ છે. મિત્રો! આ વાતમાં તો કાંઈ શંકા જ નથી. નબી સાહબે વીસ રકઅત તો પઢી જ ન હતી અલબત્ત, લોકોએ (સહાબાએ) પાછળથી વધુ પઢી છે. હવે વિચાર કરવાનું અને ઈન્સાફ કરવાનું આટલું જ છે કે હમારે માટે ખુદાપાકે નબી સાહબની જ ફરમાબરદારી અને તાબેદારી કરવી ફરઝ ઠેરાવી છે અથવા કે લોકો (સહાબા)ની, દીને ઈસ્લામ શરીઅતના કાયમ કરવાનું હક શું કોઈ ઉમ્મતીઓને ખુદાપાકે આપેલો છે? લોક (સહાબા) નું વધુ પ્રમાણમાં ૨૦ રકઅત તરાવીહ પઢવા ઉપર ધોકો ખાવું નહીં. (નબીની નમાઝ પાનું-૪૩) મઝકુર બાબતનો ખુલાસો કરવા મહેરબાની કરશોજી! (કૌંસની ઈબારત ખુલાસા માટે મેં લખી છે. લી. અબ્દુ - શ્શકુર શરફ શય્દાઈ - સુરત

જવાબ:- હઝ. શૈખ અબ્દુલહક મુહદ્દિસ દહેલ્વી (રહ.)ની હરગિઝ એ માન્યતા નથી કે હ. ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત બિલ્કુલ લચર છે. (સુબ્હાનક હાઝા બુહતાનુન અઝીમ) બલ્કે! આપ મઝકૂર રિવાયતની તાઈદમાં છે, આપને ૨૦ રકઅત તરાવીહના વિરોધી તરીકે ઝાહિર કરવું પણ ખોટું છે. આપ ૨૦ રકઅતને માનનારા છે. ૨૦ ની વિરૂદ્ધ આપનો કૌલ કે અમલ સાબિત નથી. આપ એકલા જ નહીં બલ્કે હિન્દુસ્તાનના સુવિખ્યાત અને માનીતા મુહદ્દિસીન હ. શાહ વલિયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) અને હ. શાહ અ. અઝીઝ મુહદ્દિસ દહેલ્વી (રહ.) તથા હ. કાઝી સનાઉલ્લાહ મુહદ્દિસ પાનીપતી (રહ.) વિગેરે પણ ૨૦ રકઅતના કાઈલ હતા, ૨૦ થી કમ પઢવું સાબિત નથી. જુઓ કિતાબ (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ ૨ પાનું ૬૭) (મજમુઅહ ફતાવા અઝીઝી ભાગ ૧ પાનું ૧૨૫) (માલા બુદ્દ મિન્હુ પાનું ૬૩)

એટલું જ નહીં અહલે હદીસના માનીતા મુહદ્દિસ મુહમ્મદ અબુલ હસન (શાર્ગિદ મુહદ્દિસ સૈ. નઝીર હસન દહેલ્વી અહલે હદીસ) પણ ૭૦ વરસ પહેલાં પોતાના માનનારાઓને ૨૦ રકઅત પઢવાની સલાહ આપી ગયા છે કે:- અવ્લા યે હે કે તરાવીહકી નમાઝમેં કિસી ખાસ અદદકો મુઅય્યન ન કિયા જાયે બલ્કે બિલા તઅયીન જિસ કદર ચાહે પળ્હે, ખ્વાહ દો રકઅતેં હોં યા ચાર-યા-બીસ-યા તેઈસ યા કમો-બેશ, ઔર હમેશા મુખ્તલિફ તોરસે પળ્હા કરે, વલ્લાહુ અઅલમ.

(ઉર્દુ ફૈઝુલ બારી શર્હે બુખારી પારો ૮ પાનું ૫૬)

**આમદમ બર સરે મતલબ**

મવ. અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી પોતાની કિતાબ ફતહુલ મન્નાનમાં લખે છે કેઃ-

**"ફઝ્ઝાહિરૂ અન્નહુ કદ સબત ઈન્દહુમ સલાતુન્નબિય્યિ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈશરીન રકઅતન કમા જાઅ ફી હદીસિ ઈબ્ને અબ્બાસ ફખ્તારહુ ઉમર."**

(અર્થાત) ઝાહિર એ છે કે સહાબએ કિરામ (રદી.)ના નઝદીક આપ (સલ.)નું ૨૦ રકઅત તરાવીહ પઢવું સાબિત થઈ ચૂક્યું હતું જેમ કે હઝ. ઈબ્ને અબ્બાસ (રદી.)ની હદીસમાં આવ્યું છે. એટલા જ માટે હઝ. ઉમર (રદી.)એ વીસ (૨૦) રકઅતને ઈખ્તિયાર ફરમાવી.

અને ફરમાવે છે કેઃ- વ સહીહ આંનસ્ત કે આંચે આં હઝરત સલ્લલ્લાહુ અલય્હી વસલ્લામ ગુઝારદ હમાં નમાઝે તહજ્જુદે વે બુદ કે યાઝદહ રકઅત બાશદ વ ઈબ્ને અબી શય્બહ અઝ ઈબ્ને અબ્બાસ રિવાયત આવુર્દ કે આંચે આં હઝરત ગુઝારદ બિસ્ત રકઅત બૂદ. (અર્થાત) અને સહીહ એ છે કે આપ (સલ.) અગિયાર ૧૧ રકઅત (વિત્ર સહિત) પઢતા હતા તે તહજ્જુદની નમાઝ હતી, અને ઈબ્ને અબી શય્બહ હઝ. ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત કરે છે કે આપ (સલ.) એ તરાવીહ પઢી છે તે વીસ રકઅત હતી. (અશિઅતુલ્લમ્આત, ભાગ ૧ પાનું ૫૪૪)

અને ફર્માવે છે કેઃ- "ઝીરા કે બસિહહત રસીદહ અસ્ત કે કિયામ મીકર્દન્દ દર અહદે ઉમર બિસ્ત રકઅત."

(અર્થાત) ખરી રીતે સાબિત થઈ ચુક્યું છે કે હઝ. ઉમર (રદી.)ના ઝમાનામાં સહાબએ કિરામ (રદી.) વીસ રકઅત પઢતા હતા. (મિર્કાતની શર્હ અશિઅતુલ લમ્આત, ભાગ ૧ પાનું ૫૪૭)

અને 'મા સબત મિન-સ્સુન્નહ'માં લખે છે કે :- હમારા નઝદીક તરાવીહ વીસ રકઅત સુન્નત છે કે બય્હકીએ સહીહ સનદ સાથે રિવાયત કરી છે કે હઝ. ઉમર (રદી.)ના ઝમાનામાં સહાબા વીસ રકઅત પઢતા હતા તેમજ હઝ ઉસ્માન (રદી.) તથા હઝ અલી (રદી.)ના ઝમાનામાં પણ એ જ અમલ હતો. (પાનું ૨૨૩)

આ છે અસલ હકીકત અને આપનો અકીદો, કોઈ અકલમંદ કહી શકે છે કે હઝ. શૈખ મુહદ્દિસ દહેલ્વી (રહ.) હઝ. ઈબ્ને અબ્બાસ (રદી.) વાળી હદીસને "બિલ્કુલ લચર" માને છે? અને આપ વીસ રકઅતના વિરોધી હતા. અસલ હકીકત એ છે કે હઝ. ઈબ્ને અબ્બાસ (રદી.) અને હઝ. ઉમર (રદી.) સહાબી છે. એમની વચ્ચે કોઈ ઝઈફ રાવી નથી કે હદીસને ઈબ્ને અબ્બાસ (રદી.)ને ઝઈફ કહી શકાય? અને સહાબાનો અમલ ઝઈફ હદીસના આધારે સમજી શકાય! તેમનો અમલ સહીહ બુન્યાદ ઉપર છે. માટે તેમની પૈરવી કરનારા કઈ રીતે ધોકો ખાનારા હોય શકે? મત્લબ કે સહાબાના એતેબારથી મઝકુર હદીસ હરગિઝ ઝઈફ નથી. હા, પાછળથી એક ઝઈફ રાવી ઈબ્રાહીમ ઈબ્ને ઉસ્માન શામિલ થવાથી પાછલા લોકોના એ'તેબારથી મઝકુર "રિવાયતને" ઝઈફ કહેવાય છે પણ "દિરાયતન" સહીહ છે. કારણ કેઃ- ખુલફાએ રાશિદીન વિગેરે સહાબાનો (૨૦) રકઅતનો અમલ અને મુવાઝિબત એની મુઅતબર હોવાની દલીલ છે.

'રસાઈલુલ અરકાન'માં હદીસે ઈબ્ને અબ્બાસ બાબત ચોખવટ છે કેઃ-

(અર્થાત) અને સહાબએ કિરામની વીસ રકઅત ઉપર મુવાઝબત (હમેશગી) દલીલ છે કે હઝ. ઈબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત સહીહ છે. (રસાઈલુલ અરકાન પાનું ૧૩૮) આપ (સલ.)ના હર વખતના સાથી અને ઈબાદતના શરીક સહાબાનો આખિરી અને દાઈમી અમલ (૨૦) રકઅતનો છે.

જુઓ! મહાન મુહદ્દિસ હઝ. ઈમામ તિરમિઝી (રહ.) ફરમાવે છે કેઃ-

તરાવીહની રકઅત બાબત અહલે ઈલ્મ (મુહદ્દિસીન)માં મતફેર છે. અમુક વિત્ર સહિત (૪૧)

રકઅતના કાઈલ છે. જેમકે અહલે મદીનાનો કૌલ અને અમલ છે. પરંતુ અકસરની તે જ માન્યતા છે જે હઝ. ઉમર (રદી.) અને હઝ. અલી (રદી.) અને બીજા સહાબા (રદી.)થી મરવી અને મન્કુલ છે અને તે (૨૦) રકઅત છે. એ જ કૌલ મહાન મુહદ્દિસ સુફયાન સૌરી (રહ.) અને ઈબ્નુલ મુબારક (રહ.) અને ઈમામ શાફેઈ (રહ.)નો છે. અને ઈમામ શાફેઈ (રહ.) ફરમાવે છે કે મેં અહલે મક્કાને પણ ૨૦ રકઅત પઢતા જોયા છે. (તિરમિઝી શરીફ ભાગ ૧, પાનું ૯૯) તો અમને ખાત્રી થઈ જવી જોઈએ કે ઈબ્રાહીમ વીસ રકઅતની રિવાયત બાબત સાચો છે. એક બાબતની સહીહ રીતે (સહાબાના અમલથી) તસ્દીક હોવા છતાં તેને જુઠાડતા રહેવું કયાંનો ઈન્સાફ છે? રહી મુહદ્દિસીનની તકરાર તો તે એક કાનુની બહસ છે. એની એ મતલબ નથી કે તેઓ ૨૦ રકઅત પઢવાના વિરૂધી હતા અને તેઓ ૨૦ રકઅત પઢતા ન હતા? શાહ અ. હક મુહદ્દિસ દહેલ્વી અને ઈબ્ને હુમામ વિગેરે જેમને મુખાલિફ તરીકે પેશ કરવામાં આવે છે તેમનો અમલ ૨૦ થી કમનો સાબિત નથી.

સહાબા ખાસ કરી ખુલફાએ રાશિદીનની તાબેદારી અને પૈરવી પણ હમારા માટે ઝરૂરી છે. ખુદાપાક ફરમાવે છે:- હે, ઈમાનવાળાઓ તમે ખુદાની ઈતાઅત કરો અને રસુલની ઈતાઅત કરો અને તમારામાં જે ઉલુલ અમ્ર છે તેમની પણ, (કુર્આને હકીમ)

ઉલૂલ-અમ્રમાં ખુલાફાએ રાશિદીન વિગેરે શામિલ છે. જુઓ અહલે હદીસ મવ. નવાબ સિદ્દીક હસન સાહબની તફસીર (ફત્હુલ બયાન ફી મકાસિદિલ કુર્આન ભાગ ૧ પાનું ૫૮૫)

અને ખુદાપાકનું ફરમાન છે:- **વમા આતાકુમુ-ર્રસૂલુ ફખુઝૂહુ**

(અર્થાત) અને રસૂલ તમને જે કાંઈ (હુકમ વિગેરે) આપે તેને કબુલ કરી લો. (કુર્આને હકીમ)

આપ (સલ.) અમને હુકમ આપે છે કે મારા પછીના લોકો ઘણો ઈખ્તિલાફ જોશે ત્યારે તમે મારા તરીકા અને ખુલફાએ રાશિદીનના તરીકાને સંપૂર્ણ પકડી રાખશો. (અબૂદાઉદ ભાગ-૨ પાનું ૨૮૭)

મઝકુર આયતો અને હદીસની રૂએ અમને લાઝિમ થઈ જાય છે કે હમો ખુલફાએ રાશિદીન અને સહાબાની ફરમાબરદારી અને પૈરવી કરીએ.

અને ફરમાને નબવી છે કે :- મારા પછી અબુબકર અને ઉમરની ઈકતિદા કરશો. (મિશ્કાત પાનું ૫૬૦)

અને ફરમાવ્યું:- **મારા સહાબા સિતારા સમાન છે એમનામાંથી જેમની ઈકતિદા કરશો, હિદાયત પર રહેશો.** (મિશ્કાત-૫૫૪)

(૨૦) રકઅત બાબત સહાબાની પૈરવી કરવામાં કઈ રીતે ધોકો ખાવું લાઝિમ આવે છે તે સમજાતું નથી. આપ (સલ.) હિદાયતની બાંહેધરી આપે છે, ત્યારે સામરોદી સાહબ તેને ધોકો ખાવું બતાવે છે.

અને મુઅત્તા ઈમામ મુહમ્મદમાં છે કે:- જે તરીકાને મુ'મિન (સહાબા વિ.) પસંદ કરે તે ખુદાના નઝદીક પણ પસંદીદહ છે. (પાનું ૧૧૨)

આપ (સલ.) ફરમાવે છે:- જે તરીકા ઉપર હું અને મારા સહાબા છે તે હક અને નજાત આપનાર છે. (મિશ્કાત પાનું ૩૦)

આપ (સલ.) ફરમાવે છે કે:- ઈબ્ને મસ્ઉદ (રદી.)ની વસિય્યતને મઝબુત પકડી રાખો એટલે તેમની વસિય્યત ઉપર સંપૂર્ણ અમલ કરો. (તિરમિઝી ભાગ-૨ પાનું-૨૨૧)

હવે હઝ. ઈબ્ને મસ્ઉદ (રદી.)ની વસિય્યત સહાબા વિષે શી છે તે જુઓ:- ફરમાવે છે:- તમારામાંથી કોઈને ઈકતિદા કરવી હોય તો હઝરત મુહમ્મદ (સલ.)ના સહાબાની જ ઈકતિદા કરે.

ખુદાપાકે એન સૌથી બેહતરીન જમાઅતને પોતાના બેહતરીન રસૂલની સોહબત અને દીનની હિફાઝત માટે ચુંટી હતી. માટે તમો પણ એમની બુઝુર્ગી ઓળખો અને તેમના જ નકશે કદમ (પગલે) ચાલો, કારણ કે તેઓ સીધા અને ચોખ્ખા માર્ગ ઉપર હતા. (અલ્મુવાફિકાત ભાગ ૪ પાનું ૭૮)

અને હઝ. હસન (રદી.) ગવાહી આપે છે કે :- આ 'કઅબહ'ના રબની કસમ ! આ સહાબાની જમાઅત સિરાતે મુસ્તકીમ ઉપર કાયમ હતી. (અલ્મુવાફિકાત ભાગ-૪ પાનું-૭૮) (અઝ-તરજુમાનુ-સ્સુન્નહ ભાગ-૧)

હઝ. ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ફરમાવે છે કે:- ફિરકએ નાજિયહ (નજાત પામનાર જમાઅત)ની ઓળખ બાબત આપ (સલ.)નું ફરમાન છે, **'અલ્લઝીન હુમ અલા મા અન અલય્હી વઅસ્હાબી'** એટલે નજાત પામનાર ફિર્કો તે છે જે એ તરીકા ઉપર હોય જેની ઉપર હું અને મારા અસ્હાબ છીએ, બઝાહિર એ ફરમાવી દેવું કાફી થઈ જાત જેની ઉપર હું છું. અસ્હાબનો ઝિક્ર પણ પોતાની સાથે ફરમાવ્યો એનું કારણ એ છે કે સૌ જાણી લીએ કે મારો તરીકો તે જ છે જે મારા અસ્હાબનો છે. માટે નજાતનો તરીકો સહાબા (રદી.)ની જ ઈત્તિબાઅની સાથે વાબસ્તહ (સંબધિત) છે, જેવી રીતે ખુદાપાકે ફરમાવ્યું છે. **'વમંય યુતિઈ-ર્રસૂલ ફકદ અતાઅલ્લાહ.'** (અર્થાત) જેણે રસુલ (સલ.)ની ઈતાઅત કરી તેણે ખુદાપાકની ઈતાઅત કરી "એટલે રસૂલની ઈતાઅત એજ ખુદાની ઈતાઅત છે અને આપ (સલ.)ની નાફરમાની ઠીક હકતઆલાની નાફરમાની છે. એવી જ રીતે આપ (સલ.)ની ઈત્તિબાઅનો દાવો કરવો અને સાથે જ એ સહાબાના તરીકાની પૈરવીની મુખાલિફત કરવી **'એ દાવો રદ બાતલ છે'** બલ્કે એવી ઈત્તિબાઅ હકીકતમાં આપ (સલ.)ની નાફરમાની ગણાંશે તો એવી સુરતમાં નજાતની કયાં ગુંજાઈશ રહી? **વયહસબૂન અન્નહુમ અલા શય્અ, અલા ઈન્નહુમ હુમુલ કાઝિબુન.** (અર્થાત) તેઓ ગુમાન કરે છે કે હમો કોઈ હકીકત ઉપર છીએ, પણ જાણી લો કે તેઓ જુઠા છે. (કુર્આને હકીમ) એવો હાલ એમનો છે અને એમાં કાંઈ શંકા નથી કે તે ફિર્કો જેણે આપ (સલ.)ના સહાબાની તાબેદારીને લાઝિમ કરી લીધી છે તે જ અહલે સુન્નત વલ્જમાઅત છે. ખુદાપાક તેમની કોશીષને મશ્કૂર ફરમાવે. (મકતુબાત ભાગ ૧ પાનું ૧૦૨૧-૦૩ મકતુબ નંબર ૮૦)

હઝ. અમ્રિ બ્ને અ. અઝીઝ (રદી.) (વફાત ૧૦૧ હિજરી)ના મકતૂબે ગિરામીને મુહદ્દિસીન (રહ.)એ સનદની સાથે રિવાયત કરી છે. જેમાં આપ ફરમાવે છે કે:- હઝરાતે સહાબા (રદી.)એ પોતાના માટે જે રાઈ અને માન્યતા પસંદ કરી છે તમે પણ પોતાના માટે તેને જ પસંદ કરો અને પોતાનો મસ્લક બનાવી લેશો કારણકે આપ (સલ.) ખુદાના તરફથી જે ઈલ્મ લાવ્યા હતા સહાબએ કિરા. તેનાથી પુરી રીતે વાકિફ અને જાણકાર હતા અને દીનના બારામાં તેમને સંપૂર્ણ બસીરત હાસિલ હતી, જેથી દરેક બાબતની હકીક્ત લગી પહોંચી જતા હતા અને દીનની હકીકતને સમજવા માટે તમારાથી વધુ શક્તિમાન હતા. અને દીની ઈલ્મ અને સમજ બુજમાં બીજાઓ ઉપર ઘણી જ ફઝીલત ધરાવતા હતા. છતાં અગર તમે સમજતા હોય કે (સહાબા અને તમારા મતફેરમાં) તમે હક પર છો એનો અર્થ એ થશે કે તમો પોતાને સહાબાની જમાઅતથી આગળ વધી ગયેલા માનો છો. દેખીતું છે કે આ ખ્યાલ કેટલો મુર્ખાઈભર્યો અને ગુમ્રાહાના છે. (અબુ દાઉદ ભાગ ૨ પાનું ૨૮૫)

એક વખત હઝ. અલી (રદી.) ખવારિજ (ખારજીઓ)ને સમજાવ્વા ગયા. ખારજીઓ કહેવા લાગ્યા કે હમો તો ફકત કુર્આનની વાત માન્ય રાખીશું, બીજી કોઈ દલીલ સાંભળવા માંગતા નથી. હઝ અલી (રદિ.)એ કુર્આન હાથમાં લઈ ઉઠાવી કહ્યું કે કુર્આન બોલ જે બાબતમાં એઓ ઝઘડી રહ્યા છે તેની હકીકત એમને સમજાવ ! પછી આપે ખારજીઓને કહ્યું કે તમોએ જોયું?

કુર્આને મારા કહેવા છતાં કાંઈ કર્યું નહી. (મત્લબ એ હતી કુર્આનની પૈરવીની સુરત એ જ છે કે તેને જાણનારા અને સમજનારા જે કાંઈ બતાવે તેની પૈરવી કરી લો, એ જ કુર્આનની પૈરવી છે.) પછી કહ્યું કે:- બેવકૂફો ! જે લોકોએ રસુલે ખુદા (સલ.)થી બિલા વાસ્તા (પરભારા) કુર્આન અને દીનને હાસિલ કર્યું શું તમો સમજો છો કે તમો તેઓથી વધુ કુર્આન અને દીનને જાણનારા છો? એ જ પ્રમાણે સુન્નતના વધુ જાણનાર પણ સહાબા જ છે.

સારાંશ કે ૨૦ રકઅત પઢનારા હક પર છે. ખુદાના ફરમાનો, તેના રસુલ (સલ.)ની બધી સહીહ હદીસો, મુઅતબર રિવાયતો ઉપર અમલ કરનારા છે, ધોકો ખાનારા નથી, **ધોકો ખાનારા ૨૦ થી કમ પઢનારા છે** કે રમઝાન જેવા મુબારક મહીનામાં એક એવી ઈબાદતથી મહરૂમ છે જેના ઉપર ખુલફાએ રાશિદીન, સહાબા, તાબિઈન, તબએ તાબિઈન, સલફે સાલિહીનથી લઈ ખલફે લાહિકીન લગી ઈજમાઅ અને ઈત્તિફાક થઈ ચુકયો છે. એક એવી હદીસ ઉપર જેમાં બીજા એહતેમાલો પણ મૌજુદ હોય અમલ કરી બીજી સહીહ હદીસોને છોડી દેવું ઈમાનદારી નથી. ઈમાનદાર તે છે કે જે બધી હદીસો ઉપર અમલ કરે અને માન આપે. ખુદા રા! **૨૦ રકઅત પઢવા દો, ઈબાદતથી રોકો નહીં અને પોતે પણ ૨૦ ઉપર અમલ કરો.** જોઈએ તો સુન્નતે ખુલફાએ રાશિદીન માનીને પઢો. અહલે હદીસના માનીતા મુહદ્દિસ મવ. નવાબ સિદ્દીક હસન (રહ.) ફરમાવે છે. **ઈન્નમા સન્નહુલ ખુલફાઉ- ર્રાશિદૂન મિમ બઅદી ફલ્અખ્ઝુ બિહી લય્સ ઈલ્લા બિઅમ્રિહી સલ્લલાહુ અલય્હી વસલ્લમ, બિલ્અખ્ઝિ બિહી.** (અર્થાત) આપ (સલ.)પછી જે ચીઝ ખુલફાએ રાશિદીને મસ્નુન ઠેરાવી છે તેને માત્ર એટલા માટે ઈખ્તિયાર કરવામાં આવે છે કે આપ (સલ.)એ તેને ઈખ્તિયાર કરવાનો હુકમ આપ્યો છે. (અદ્દીનુલ ખાલિસ ભાગ ૨ પાનું ૪૩૫)

બાનિયે દારૂલ ઉલૂમ દેવબંદ શમ્સુલ ઈસ્લામ હઝરત મૌલાના મુહમ્મદ કાસિમ નાનોત્વી (રહ.)નો ૨૦ રકઅત બાબત ફેસ્લાકુન ફત્વો વાંચો:-

સવાલ:- ઉલમાએ દીનની ખિદમતમાં અર્ઝ છે કે એક માણસ કોહલન ધુરાપર નગીના જિલ્લા બીજનોરનો રહીશ આવ્યો છે કહે છે. કે 'ઝાદ' બમખ્રજે 'ઝા' પઢો, નહી તો નમાઝ બાતિલ થશે અને તરાવીહ આઠ રકઅત પઢો, વીસ રકઅત પઢવું ફુઝૂલ છે.

જવાબ:- બાકી રહી તરાવીહ! તેમાં જે આજ કાલના મુલ્લાંઓએ તખ્ફીફ (કમ પઢવાની સુરત) કાઢી છે એટલે ૨૦ ની ૮ કરી નાંખી છે. તે સૌને સહેલાઈના કારણે પસંદ આવે છે. પણ એ વાત કોઈ સમજતું નથી કે આઠ રકઅત જે હદીસમાં આવી છે તે તહજ્જુદની રકઅતો છે. તહજ્જુદ બીજી ચીઝ છે અને તરાવીહ બીજી વસ્તુ, તરાવીહની વીસ જ રકઅતો છે.

હઝરત ઉમર (રદી.)ના ઝમાનામાં હઝારો સહાબા (રદી.) હતા તે ઝમાનાથી લઈ આજ લગી કોઈએ વીસ રકઅત (પઢવામાં) કાંઈ હુજ્જત કરી ન હતી. (ખુશી-ખુશી ૨૦ રકઅત પઢા કરતા હતા) પરંતુ આજ કાલ એવા અનપઢ ઉમ્મી આલિમ પૈદા થયા છે કે તેઓએ હઝ. ઉમર (રદી.) અને સહાબા (રદી.)ની પણ ભુલ કાઢી. સુબ્હાનલ્લાહ ! આ મોઢું અને મસૂરની દાલ ? (નાના મોઢે મોટી વાત) બાકી એ કહેવું કે હઝ. ઉમર (રદી.)થી પહેલાં વીસ રકઅતો પઢતા ન હતા એ ખ્યાલ ખોટો છે. હઝ. ઉમર (રદી.)ના ઝમાનામાં (૨૦) રકઅત ખાસ એહતેમામની સાથે પઢાવા લાગી. એનાથી એ કઈ રીતે લાઝિમ આવ્યું કે પહેલાં (૨૦) પઢતા ન હતા, અલબત્ત ! આટલા એહતેમામથી મોટી જમાઅત સાથે પઢાતી ન હતી. છુટા છવાયા અને મુતફર્રિક જમાઅતોથી પઢાતી હતી. હઝ. ઉમર (રદી.)એ સૌને એક મોટી જમાઅત સાથે પઢવાનો એહતેમામ કરી આપ્યો.

જુઓ! પહેલા ઝમાનામાં 'નિકાહે સાની' (રંડાયલી બાઈના નિકાહનો એટલા માટે ખાસ એહતેમામ ન હતો કે નિકાહે-સાનીને એટલો ખરાબ સમજતા ન હતા. જયારે શાહ વલિયુલ્લાહ

સાહબે જોયું કે આ નેક કામને લોકો મઅયુબ (ઘણું ખરાબ) સમજવા લાગ્યા તો આપે એનો ઝિક્ર પોતાની કિતાબોમાં કર્યો અને આપની ઔલાદ તથા શાગિર્દોએ 'નિકાહે સાની'નો તરીકો જારી કરવા માટે કમર બાંધી પણ એનો એ અર્થ નથી કે એ 'નિકાહે સાની'નો તરીકો શાહ વલિયુલ્લાહ અને તેમના ખાનદાનની ઈજાદ છે. આપ (સલ.)ના ઝમાનાનો તરીકો નથી? એ જ પ્રમાણે ૨૦ રકઅત તરાવીહને હઝ. ઉમર (રદી.) અને તેમના ઝમાનાના સહાબીઓની ઈજાદ નહી સમજે. સુન્નતે નબવી જ સમજે. નહી તો એની મતલબ એ થશે કે હઝ. ઉમર (રદી.) સુન્ની ન હતા, તેમના ઝમાનાના સહાબા (રદી.) સુન્ની ન હતા. સૌ નઉઝુ બિલ્લાહ! બિદઅતી હતા, આપ (સલ.)ની સુન્નતને મિટાવી દીધી. પોતાની સુન્નત ચાલુ કરી દીધી હવે તમે જ કહો કે હઝ. ઉમર (રદી.) અને આપના સહાબા (રદી.)ને બુરા સમજનારા કોણ છે? હઝ. ઉમર (રદી.) અને સહાબા (રદી.)ની પૈરવીનો હુકમ તો સહીહ-સહીહ હદીસોમાં મૌજુદ છે. અમુક હદીસો લખી આપું છું. તે જ (ગૈર મુકલ્લિદ) મૌલ્વી સાહબ પાસે એમની મીનીંગ કરાવી લેશો જે આઠ રકઅત ગાતા ફરે છે (અને ૨૦ ને ફુઝૂલ સમજે છે) (૧) અલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલફાઈ-ર્રાશિદીન મિમ બઅદી (૨) ઈક્તદૂ બિલ્લઝયિન મિમ બઅદી. (૩) અસ્હાબી કન્નુજૂમ ફબિઅય્યિહિમ ઈકતદય્તુમ ઈહદય્તુમ. (તસફિયતુલ અકાઈદ પાનું ૩૮-૩૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ફત્વો નં. ૩ :- વીસ રકઅત તરાવીહ સુન્નતે મુઅકકદહ છે. આં હઝરત (સલ.)થી સાબિત છે. ખિલાફે સુન્નત માનનાર, અને પઢવાથી રોકનાર બદતરીન ફાસિક, બિદઅતી અને ગુમ્રાહ છે.**

(૧૪૧) સવાલ :- હઝરત મુફતી સૈ. અ. રહીમ લાજપૂરી સાહબ

સલામે મસ્નૂન બાદ ! સામરોદી ગૈર મુકલ્લિદ સાહબે તરાવીહની વીસ રકઅત સાબિત કરવા બાબત **"પ્રતાપ"** પેપરમાં ઈન્આમી ચેલેંજ આપી છે અને સેહરી-ઈફતારીના ટાઈમ ટેબલમાં પણ હન્ફી મઝહબની કિતાબો તહતાવી, મરાકિલ ફલાહ, ફત્હુલ કદીર, ઐની, કબીરી વિગેરેના હવાલા આપી વીસ રકઅત તરાવીહ ખિલાફે સુન્નત ઠેરવ્વાની કોશિશ કરી છે. અને દઅવો કર્યો છે કે "વીસ રકઅત નબી સાહબનું જમાઅત સાથે પઢવું ઝઈફ હદીસથી પણ સાબિત નથી." એનાથી લોકોમાં ખરાબ અસર ફેલાવાનો સંભવ છે. માટે એ બાબતમાં વિગતવાર ખુલાસો કરવા મહેરબાની કરશો.

**લી. હાફિઝ ગુલામ મોહમંદ શેખ મોહમંદ**

ઠે. રાણીતળાવ, સુરત.

તા. ૫ માહે રમઝાનુલ મુબારક ૧૩૮૨ હિજરી

જવાબ :- મઝકુર એઅતેરાઝોના જવાબો હું વારંવાર આપી ચુકયો છું. (જુઓ અગત્યનો ફત્વો નં. ૧ તથા નં. ૨ અને પય્ગામ (કાવી) વર્ષ નવમું અંક એકથી અગ્યાર અને વર્ષ દસમું અંક પાંચ)

પરંતુ એ ભાઈને સમજવું નથી અને સુધરવું નથી. એમને તો "અહલે હદીસ"ના ખૂબસુરત નામે ભોળા મુસલમાનોને ઘેરી રાખી પોતાની તકલીદ કરાવી ઈમામ અને મુજતહિદ બનવું છે.

ખરેખર ! **ઈઝા કાનલ ગુરાબુ દલીલ કવ્મિન સયહદિહીમ તરીકલ-હાલિકીન**

(જયારે કોઈ કૌમનો આગેવાન (પેશ્વા) કાગડો હોય તો તેમની હલાક્ત યકીની છે)

એમની આવી શરારતોથી એમની જમાઅતના સંજીદા માણસો પણ બેઝાર છે. એમને સામરોદીના બદલે 'સામેરી' (મૂસા) (અલ.)ના ઝમાનાનો ચાલબાઝ મુનાફિક) કહેવા અને લખવા લાગ્યા છે.

જુઓ ! તર્જુમાન દેહલીના એડીટર ૧ લી ઓકટોબર ૧૯૫૭ ના અંકમાં :- "ફિત્નએ

સામેરી''ના હેડીંગે લખે છે કે :- ઈન્કી નિસ્બત (સામ્રોદી) એક ફિત્નાખેઝ વ શર અંગેઝ 'સામેરી, કે હમનામ હોકર રહેગી. (રકઅતે તરાવીહ જદીદ એડીશન પાનું ૭-૮)

જેઓ સહીહ ઈલ્મો-ફહમથી મહરૂમ હોય છે, અને સહીહ ઈલ્મ ધરાવે છે. અને જેમની સામે દીનની નાતમામ (અધૂરી) હકીકત હોય છે અને તેને કામિલ દીન સમજે છે તેઓ હમેશા ફિત્ના-ફસાદના બીજ રોપતા રહે છે.

મવ. રૂમ (રહ.) ફર્માવે છે કે :-

શેઅર 'દસ્તે નાકિસ દસ્તે શય્તાન-સ્ત દેવ'

ઝાંકે અંદર દામ તકલીફ-સ્ત રેવ.'

(અર્થાત :- નાકિસનો હાથ શય્તાનનો હાથ હોય છે. માટે નાકિસના પ્રપંચથી બચીને રહેશો. નહીં તો ઈમાન ખરાબ થશે.)

ગૈરમુકલ્લિદ સાહબના ઈશ્તિહારો અને ચેલેંજની હકીકત ધોકાબાઝી ઉપર અવલંબિત છે. જેવી રીતે નમાઝના ચોર ફકીરો કુર્આન શરીફની અધુરી આયત **યા-અય્યુહ-લ્લઝીન આમનુ લા-તકરબુ-સ્સલાત** (હે ઈમાનવાળાઓ ! તમો નમાઝના નઝદીક જશો નહી પેશ કરી લોકોને ધોકો આપે છે. અને મુદ્દાની વાત **વઅન્તુમ સુકારા** (અર્થાત :- નશાની હાલતમાં) છોડી દે છે. એવી જ રીતે વીસ રકઅતના વિરોધી તહતાવી, ઐની, ફત્હુલ કદીર, કબીરી વિ. કિતાબોની અધુરી ઈબારતો પેશ કરે છે. મુદ્દાની વાતને ઝાહિર કરતા નથી.

**(૧) તહતાવીનો દાખલો** :- ''અલ્લામહ તહતાવી'' (રહી.) લાંબા વિવેચન પછી લખે છે કે :- તો હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ની આ હદીસની બિના પર વીસ રકઅત આપ (સલ.)ના ફેઅલથી સાબિત થાય છે. (ભાગ. ૧, પાનું ૪૬૮)

**(૨) મરાકિલ ફલાહનો દાખલો :-** તરાવીહની વીસ રકઅત સુન્નતે મુઅકકદહ છે. સહાબા (રદી.)ના ઈજમાઅથી સાબિત છે, દસ ઈસલામ સાથે, જેમ કે મુતવારિસ છે. (પાનું ૮૧)

**(૩) ફત્હુલ કદીરનો દાખલો :-** ''અલ્લામહ ઈબ્ને હુમામ'' (રહ.) ફરમાવે છે કે:- ''હા, સહીહ સનદથી પૂરવાર થઈ ચૂકયું છે કે હઝરત ઉમર (રદી.)ના મુબારક ઝમાનામાં સહાબા (રદી.) વિગેરે તાબેઈન (રદી.) વીસ રકઅત પઢતા હતા. જે ''યઝીદ ઈબ્ને રૂમાન''થી મુઅત્તા ઈમામ માલિક''માં મરવી છે. અને 'બય્હકી' એ હઝરત સાઈબ ઈબ્ને યઝીદથી રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદી.)ના મુબારક ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા. (જેની સનદ સહીહ હોવાની તહકીક ''ઈમામ નવવી'' (રહ.)એ ખુલાસામાં કરી છે.) (ભાગ ૧ પાનું ૪૦૭)

**(૪) ઐની શર્હે બુખારીનો દાખલો** :- અલ્લામહ ઐની (રહ.) ''શર્હે બુખારીમાં લખે છે કે:- ''તરાવીહની ગણત્રી વીસ રકઅત છે. ઈમામ શાફિઈ (રહ.) અને ઈમામ અહમદ (રહ.) પણ આમ કહે છે. અને હન્ફી, શાફેઈ અને હંબલીની દલીલ તે રિવાયત છે કે જેને બય્હકીએ સહીહ સનદ સાથે હઝરત સાઈબ ઈબ્ને યઝીદ (રદી.) સહાબીથી રિવાયત કરી છે કે સહાબા (રદી.) અને તાબેઈન (રહ.), હઝરત ઉમર (રદી.), હઝરત ઉસ્માન (રદી.) અને હઝરત અલી (રદી.)ના મુબારક ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા. પૈરવી માટે વધુ સઝાવાર તરીકો રસૂલે ખુદા (સલ.)ના સહાબાનો જ છે. (અય્ની શર્હે બુખારી ભાગ ૭, પાનું ૧૭૮)

**(૫) કબીરીનો દાખલો** :- ''અલ્લામહ હલ્બી'' (રહ.) ફરમાવે છે કે:- બેશક! અમારા નઝદીક તરાવીહ વીસ રકઅત છે. ૧૦ સલામ સહિત અને એ જ જમ્હુરનો મઝહબ છે. જમ્હુરની દલીલ તે રિવાયત છે જેને ''ઈમામ બય્હકી'' (રહ.) એ **સહીહ સનદ** સાથે રિવાયત કરી છે

કે હઝરત ઉમર (રદી.)ના મુબારક ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા તેમજ હઝરત ઉસ્માન (રદી.) અને હઝરત અલી (રદી.)ના ઝમાનામાં (કબીરી, પાનું ૩૮૮)

(૬) **તહાવી શરીફનો દાખલો** :- ઈમામ તહાવી (રહ.) તહાવી શરીફમાં તરાવીહના બયાનમાં (૧૧) રકઅતવાળી રિવાયત લાવ્યા જ નથી. કારણ કે તેઓ જાણતા હતા કે વીસ રકઅત તરાવીહ ઉપર સહાબા (રદિ.)નો ઈજમાઅ થઈ ચૂક્યો છે. માટે અગ્યાર (૧૧) રકઅતવાળી રિવાયત તરાવીહ બાબત કાબિલે ઈસ્તિદલાલ નથી. વિત્રના બયાનમાં વિત્રની ત્રણ રકઅત સાબિત કરવા માટે લાવ્યા છે તેને અમે પણ માનીએ છીએ.

**વધારાના દાખલા**

હદીસ-શરીફની મશ્હુર કિતાબ'જામેઅ તિર્મિઝી'માં છે કે, અન-અલિય્યિન-વઉમર-વગયરિહિમા-મિન-અસ્હાબિ-ન્નબિય્યિ-(સલ.) ઈશ્રીન રકઅતન (અર્થાત હઝરત અલી (રદી.) અને હઝરત ઉમર (રદી.) વિગેરે સહાબા (રદી.)થી વીસ રકઅત સાબિત છે. (ભાગ ૧ પાનું ૯૯)

હદીસ શરીફની મશ્હુર કિતાબ 'બય્હકી'માં છે કે હઝરત સાઈબ ઈબ્ને યઝીદ (રદી.)થી રિવાયત છે કે અમે લોકો હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં ૨૦ રકઅત અને વિત્ર પઢતા. (બય્હકી ભાગ ૨ પાનું ૪૯૬)

હદીસ શરીફની ત્રીજી મશ્હુર કિતાબ 'મઆરિફુ સ્સુનન' માં ઈમામ બય્હકી (રહ.)એ સહીહ સનદ સાથે અ. રહમાન સુલમીથી રિવાયત નકલ કરી છે કે :- હઝરત અલી (રદી.) એ રમઝાનમાં કારીઓને બોલાવી એકને હુકમ આપ્યો કે લોકોને વીસ રકઅત પઢાવે અને હઝરત અલી (રદી.) વિત્ર પઢાવતા હતા. (ભાગ ૧ પાનું ૪૭૭)

હદીસ શરીફની ચોથી મશહૂર કિતાબ 'કન્ઝુલ ઉમ્માલ'માં છે કે :- હઝરત ઉમર (રદી.) એ હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદી.)ને હુકમ કર્યો કે રમઝાનમાં લોકોને ૨૦ રકઅત પઢાવે (ભાગ ૪ પાનું ૨૨૪)

હદીસ શરીફની પાંચમી મશ્હુર અને મુઅતબર કિતાબ ''મુઅત્તા ઈમામ માલિક''માં છે કે:- યઝીદ ઈબ્ને રૂમાનથી રિવાયત છે કે હઝરત ઉમર (રદી.)ના ઝમાનામાં સહાબા (રદી.) વીસ રકઅત પઢતા હતા (પાનું-૪૦) રિવાયત મુનકતેઅ છે, પણ ઈમામે અહલે ઉસૂલ ઈમામ માલિક (રહ.)ના નઝદીક હુજ્જત અને મુઅતબર છે. (કબીરી પાનું ૩૮૮)

તિર્મિઝીની શર્હ 'તુહફતુલ અહવઝી'માં છે કે:- હઝરત અ. ઈબ્ને મસ્ઉદ (રદી.) વીસ રકઅત પઢતા હતા. (ભાગ ૨ પાનું ૩૭) (ઐની ભાગ ૧ પાનું ૧૨૭) (કિયામુ-લ્લય્લ પાનું ૯૧)

જલીલુલ કદ્ર તાબેઈ હઝરત અતા ઈબ્ને અબી રબાહ (રહ.) (વફાત ૧૧૪ હિ.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ના શાર્ગિદ છે અને મકકાના મુફતી શહાદત આપે છે કે:- મેં મકકામાં સહાબા (રદી.) વિ.ને વિત્ર સહિત (૨૩) તેવીસ રકઅત પઢતા જોયા છે. **સનદ હસન** છે. (કિયામુલ્લય્લ પાનું ૯૧ (ફત્હુલ બારી શર્હે બુખારી ભાગ ૫ પાનું ૨૧૯)

ઈમામ શાફેઈ (રહ.) (વફાત સન ૨૦૪ હિ.) શહાદત આપે છે કે:- મેં અહલે મકકહને વીસ રકઅત પઢતા જોયા છે. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૯૯)

અમીરૂલ-મુઅમિનીન ફિલ હદીસ હઝરત ઈબ્ને મુબારક (રહ.) વીસ રકઅતના કાઈલ હતા. (તિર્મિઝી શરીફ ભા. ૧ પાનું ૯૯)

હઝરત સુફયાન સૌરી (રહ.) વીસ રકઅતના માનનારા હતા. (તિર્મિઝ ભા. ૧ પાનું ૯૯)

ચારેવ મઝહબના ઈમામો વીસ રકઅતના માનનારા હતા. (બિદાયતુલ મુજતહિદ ભાગ ૧, પાનું ૨૦૨) (રહમતુલ ઉમ્મહ પાનું ૪૫)

નોટઃ- ઈમામ માલિક (રહ.) વીસ રકઅત ઉપરાંત (૧૬) સોળ રકઅત માને છે. તે નફિલના તોર પર છે. અગર માની લો કે તરાવીહના તોર પર (૩૬) છત્રીસ રકઅત પઢતા હતા, તોય એનાથી ઈજમાએ સહાબા (રદી.)ને આંચ આવી શકતી નથી. કારણકે તેઓ સહાબી નથી.

કુત્બુલ આરિફીન ઈમામ શઅરાની (રહ.) વફાત ૯૭૩ હિ. ફરમાવે છે કેઃ- પછી હઝરત ઉમર (રદી.) એ તેવીસ (૨૩) રકઅતનો હુકમ આપ્યો તેમાંથી ત્રણ રકઅત વિત્ર હતી. અને તમામ શહેરોમાં એનો અમલ થતો રહ્યો. (કશ્ફુલ ગુમ્મહ ભાગ ૧ પાનું ૧૬૭)

**માનીતા મુહદ્દિસ હઝરત શાહ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી** (રહ.) ફરમાવે છે કે :- અમારા નઝદીક તરાવીહની વીસ રકઅત સુન્નત છે. બયહકીએ **સહીહ સનદ** સહિત રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદી.) ના મુબારક ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા. તેમજ હઝરત ઉસ્માન (રદી.) તેમજ હઝરત અલી (રદી.)ના મુબારક ઝમાનામાં પણ એ જ વીસ રકઅતનો અમલ હતો. (મા સબત બિસ્સુન્નહ પાનું-૨૩૩)

(૮) અને ફરમાવે છે કેઃ- **સહીહ હદીસથી** પૂરવાર થઈ ચૂકયું છે કે હઝરત ઉમર (રદી.)ના મુબારક ઝમાનામાં સહાબએ કિરામ (રદી.) વીસ રકઅત પઢતા હતા. (મિશ્કાતની ફારસી શર્હ અશિઅતુ-લલ્મ્આત ભાગ ૧ પાનું ૫૪૭)

(૯) અને ફરમાવે છે કેઃ- જે અદદ (સંખ્યા) ઉપર અંતમાં કરાર થયો અને હઝરાતે સહાબા (રદી.) તેમજ હઝરાતે તાબિઈન (રહ.) અને તે પછી ના બધા લોકોમાં મશહુર હતું તે વીસ રકઅતની સંખ્યા હતી. (મા સબત બિસ્સુન્નહ પાનું-૨૨૪)

હઝરત ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કેઃ- તરાવીહની વીસ રકઅત છે. તેની કૈફિયત પ્રખ્યાત છે અને તે સુન્નતે મુઅકકદહ છે. (અહયાઉલ-ઉલૂમ ભાગ ૧ પાનું ૨૦૮)

**પ્રખ્યાત મુહદ્દિસ ઈબ્ને હજર મકકી** (રહ.) ફરમાવે છે કેઃ- સહાબા (રદી.) એ વીસ રકઅત ઉપર **ઈજમાઅ કર્યો** છે. (મિરકાત ભાગ ૨ પાનું ૧૭૫)

**મહાન મુહદ્દિસ ઈમામ નવવી** (રહ.) કિતાબુલ અઝકાર (પાનું. ૧૦૪)માં લખે છે કે જાણી લો કે વીસ રકઅત તરાવીહ સુન્નત હોવા પર બધા ઉલમાનો ઈત્તિફાક છે.

**જલીલુલ કદ્ર મુહદ્દિસ મુલ્લા અલી કારી** (રહ.)ની મિર્કાતમાં છેઃ- પરંતુ સહાબએ કિરામ (રદી.)એ ઈજમાઅ કર્યો છે કે તરાવીહની વીસ રકઅત છે. (ભાગ ૨ પાનું ૧૭૫)

**મુહદ્દિસ ઈબ્ને કુદામહ** "મુગ્ની"માં લખે છે કેઃ- વીસ રકઅત તરાવીહ ઉપર સહાબા (રદી.)નો ઈજમાઅ છે. (ભાગ ૧, પાનું ૮૦૩)

**મુહદ્દિસ અલ્લામહ ઈબ્ને હજર હય્સમી** (રહ.)ની તહકીક છે કે સહાબએ કિરામ (રદી.)એ તરાવીહની વીસ રકઅત ઉપર ઈજમાઅ કર્યો છે. (તોહફતુલ અખ્યાર પાનું ૧૯૭)

**મશહુર હાફિઝે હદીસ અલ્લામહ ઈબ્નુલ બર** (રહ.) ફરમાવે છે કેઃ- સહીહ એ છે કે સહાબા ઉમરે ફારૂક (રદી.)ના મુબારક ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા. (મિર્કાત ભાગ ૨ પાનું ૧૭૪)

**ઈમામ ઈબ્ને તૈમિય્યહ** (રહ.) ફરમાવે છે કેઃ- જયારે હઝરત ઉમરે ફારૂક (રદી.)એ હઝરત ઉબય ઈબ્ને કઅબની ઈમામત ઉપર સહાબાને જમા કર્યા તો તેમને વીસ રકઅત પઢાવતા હતા. (મિર્કાત ભાગ ૨, પાનું ૧૭૫)

**હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી** (રહ.) ફરમાવે છે કેઃ- સહાબએ કિરામ (રદી.) અને તાબઈન (રહ.)ના ઝમાનામાં તરાવીહની વીસ રકઅત ઉપર કરાર થયો હતો. (હુજ્જતુ-લ્લાહિલ બાલિગહ ભાગ ૨, પાનું ૬૭)

**હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલ્વી** (રહ.) ફરમાવે છે કેઃ- સહાબએ કિરામ (રદી.)એ તરાવીહની વીસ રકઅત ઈખ્તિયાર ફરમાવી. એ વીસની ગણત્રી ઉપર સહાબા (રદી.)નો ઈજમાઅ, થઈ ચૂકયો છે (મજમૂઅએ ફતાવા અઝીઝી ભાગ ૧ પાનું ૧૨૬)

**મવ. કુત્બુદ્દીનખાં મુહદ્દિસ દહેલ્વી** (રહ.) લખે છે કેઃ- પરંતુ સહાબા (રદી.)નો ઈજમાઅ વીસ રકઅત ઉપર થયો છે. (મઝાહિરે હક ભાગ ૧ પાનું ૪૨૧)

**અલ્લામહ અન્વર શાહ કશ્મીરી** (રહ.)ની તહકીક :- બેશક! હઝરત ઉમર (રદી.)થી વીસ રકઅત સાબિત હોવા ઉપર સૌનો ઈત્તિફાક છે. (ફય્ઝુલ બારી અલા સહીહિલ બુખારી ભા. ૨ પાનું. ૪૨૦)

**અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની** (રહ.) ફરમાવે છે કેઃ- સહાબા (રદી.) પૈકી કોઈએ પણ વીસ રકઅતનો વિરોધ કર્યો નથી એટલે સર્વે વીસ રકઅત ઉપર સહમત હતા. (ફત્હે મુલ્હિમ શર્હે સહીહ મુસ્લિમ ભાગ ૨, પાનું ૩૨૦)

**૨૦ રકઅત આપ (સ. અ. વ.)ના અમલથી સાબિત છે.**

આપ (સલ.)એ બે કે ત્રણ રાતો જમાઅત સાથે તરાવીહ પઢી છે. પછી ફર્ઝ થઈ જવાના ખૌફે જમાઅતનો એહતિમામ છોડી એકલા પઢવાની હિદાયત ફર્માવી.

**આપ (સલ.)થી એકલા અને જમાઅત સાથે વીસ રકઅત પઢવું સાબિત છે.**

ઈબ્ને અબી શય્બહએ 'મુસન્નફ'માં અને તબરાનીએ 'કબીર'માં અને બય્હકીએ 'સુનને કુબરા'માં અને ઈબ્ને અદીએ 'મુસ્નદ'માં અને બગવીએ 'મુઅજમે સહાબા'માં હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત કરી છે કેઃ- **કાન રસૂલુલ્લાહિ સલ્લલાહુ-અલય્હી-વસલ્લમ-યુસલ્લી ફી રમઝાન ઈશ્રીન રકઅતન -વલ વિત્ર.**

(અર્થાત) રસૂલે ખુદા (સલ.) રમઝાનમાં વીસ રકઅત પઢતા હતા. અને વિત્ર, (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૧, પાનું ૩૬૬)

અને સુનને બયકહીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કેઃ-

**અન્ન-ન્નબિય્ય-સલ્લલાહુ-અલય્હી-વસલ્લમ-કાન યુસલ્લી-ફી-શહરિ-રમઝાન-ફી ગૈરિ-જમાઅતિન-ઈશ્રીન-રકઅતન-વલ વિત્ર.**

અર્થાત-બેશક! આપ (સલ.) માહે રમઝાનમાં બિલા જમાઅત વીસ રકઅત અને વિત્ર પઢતા હતા. (ભાગ ૨, પાનું ૪૯૬)

મઝકુર હદીસની સનદમાં ઈબ્રાહીમ ઈબ્ને ઉસ્માન કાઝીએ વાસિત કાંઈ ઝઈફ છે. માટે ગૈર મુકલ્લિદો વાવ્યલા કરે છે. પરંતુ વિચારતા નથી કે રાવી સાતમા તબકકાનો છે. જેની વફાત (૧૬૯ હિ.)માં થઈ છે અને વીસ રકઅત બાબત સહાબાનો ઈત્તિફાકી અને ઈજમાઈ ફૅસ્લો ખલીફએ સાની હઝરત ઉમર (રદી.)ના ઝમાનામાં (૧૪ હિ.)માં થયો છે. ત્યારે મઝકુર રાવી પૈદા પણ થયો ન હતો. પછી સહાબા (રદી.)ના એઅતેબારથી રિવાયત ઝઈફ કઈ રીતે થઈ ગઈ?

હાં, જયારથી ઈબ્રાહીમ રાવી હદીસની સનદમાં શામિલ થઈ ગયા છે ત્યારથી રિવાયતન ઝઈફ ગણાય છે, "દિરાયતન" તો સહીહ જ છે કે એના મુતાબિક સહાબાનો અમલ અને ઈજમાઅ

છે, જે હદીસના મુતાબિક સહાબાનો અમલ હોય અને જેને સહાબાના "ઈજમાઅ"ની તાઈદ હાસિલ હોય તે કદી ઝઈફ હોઈ શકે છે કે? નહી. હરગીઝ નહી. તઆમુલે સહાબા એના સહીહ હોવા માટે સનદી દસ્તાવેઝ છે.

"રસાઈલુલ-અરકાન"માં છે:- **મુવાઝબતુ-સ્સહાબતિ-અલા-ઈશરીન-કરીનતુ-સિહહતિ હાઝિહિ-રિવ્વાયતિ** (અર્થાત :- અને વીસ રકઅત ઉપર સહાબાની મુવાઝબત આ રિવાયત સહીહ હોવાનો કરીનો છે. (પાનું-૧૩૮)

મુહક્કિકીનનો ફેસ્લો છે કે મરફુઅ ઝઈફ હદીસની તાઈદ સહાબાના અથવા અકસર ઉલ્માના અકવાલથી થતી હોય તો તે હદીસ મકબૂલ છે. અને તેનાથી દલીલ પકડવું સહીહ છે. (તદરીબુ-ર્રાવી)

તલક્કી બિલ્કુબૂલ પણ હદીસ સહીહ હોવાની દલીલ છે. (નય્લુલ અવ્તાર ભાગ ૧ પાનું ૧૩) (મુકદ્દમહ અવ્જઝુલ મસાલિક પાનું ૮૭) (કશ્ફુલ ગુમ્મહ ભાગ-૧ પાનું-૪) (તદરીબુ-ર્રાવી પાનું-૧૫)

જેઓ કહે છે કે વીસ રકઅંત નબી (સલ.)નું જમાઅત સાથે પઢાવ્વું ઝઈફ હદીસથી પણ સાબિત નતી. તેઓની મિસાલ કુવાના મેંડક (દેડકા) જેવી છે. ગરીબ કુવાના મેંડક (દેડકા)ને શી ખબર કે દરિયામાં શું છે?

લ્યો ! હું એવી હદીસનો પત્તો આપું છું જેના સહીહ હોવા ઉપર **હાફિઝે હદીસ શય્ખુલ ઈસ્લામ ઈબ્ને હજર** (રહ.) મુહદ્દિસીનનો ઈત્તિફાક માને છે. **હાફિઝ ઈબ્ને હજર** (રહ.) **ઈમામ શાફેઈ** (રહ.)થી હદીસ નકલ કરે છે કે:- **અન્નહુ સલ્લલ્લાહુ-અલય્હિ-વસલ્લમ-સલ્લા બિન્નાસિ ઈશરીન-રકઅતન-લય્લતૈનિ-ફલમ્મા-કાન-ફી લય્લતિ-સ્સાલિસતિ-ઈજતમઅન્નાસુ-ફલમ-યખ્રુજ-ઈલયહિમ-સુમ્મ-કાલ-મિનલ ગદિ ઈન્ની ખશીતુ-અન-તફરૂઝ આલય્કુમ-ફલા તુતિકૂનહા.... મુત્તફકુન-અલા સિહહતિહી.** (અર્થાત) બેશક! આપ (સલ.)એ બે રાત વીસ રકઅત પઢાવી. જ્યારે ત્રીજી રાત આવી તો સહાબા (રદી.) એકઠા થયા, પણ આપ (સલ.) તશરીફ લાવ્યા નહી, પછી સવારે ફરમાવ્યું કે હું એટલા માટે નહી આવ્યો કે શાયદ તમારા ઉપર ફર્ઝ થઈ જાય. પછી તમે એને નહી કરી શકો.

આ હદીસ સહીહ હોવા ઉપર બધા મુહદ્દિસીન મુત્તફિક છે. (અત્તલ્ખીસુલ હબીર ફી તખરીજિ અહાદીસ-ર્રાફિઈલ કબીર ભાગ. ૧ પાનું ૧૧૯) (અલ્હાવી લિલ ફતાવા ભાગ ૨ પાનું ૭૫)

આ રિવાયત હદીસની મશહુર કિતાબ "જમ્ઉલ-જવામિઅ" માં પણ છે.

પછી સન હિ. ૧૪ માં ખલીફએ સાની હઝરત ઉમર (રદી.)એ જમાઅત સાથે વીસ રકઅત પઢવાનો એહતેમામ કરી આપ (સલ.)ની સુન્નત ઝિન્દહ કરવાની સઆદત હાસિલ કરી. (**ઝાલિક ફઝ્લુલ્લાહિ યુઅતીહી-મંય્યશાઅ**)

હઝરત આઈશહ (રદી.)ની (૧૧) રકઅતવાલી રિવાયત તહજ્જુદ વિષે છે. તરાવીહની સાથે તેનો કોઈ સંબંધ નથી.

હઝ. ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે:- આપ (સલ.) એ (૧) રકઅત અને (૩) રકઅત અને (૫) રકઅત અને (૭) રકઅત અને (૯) રકઅત અને (૧૧) રકઅત વિત્ર સહિત પઢી છે. અને (૧૩) રકઅતની રિવાયત મુતરદૃદ છે. અને એક હદીસે શાઝમાં (૧૭) રકઅત પણ આવી છે અને એ સૌ આપ (સલ.)ની રાતની તહજ્જુદની નમાઝ છે. (અહયાઉલ ઉલૂમ ભાગ ૧, પાનું ૨૦૨)

આઠ રકઅત માટે હઝરત જાબિર (રદી.)ની રિવાયત ઉપર **સામરોદી સાહબ**ને ઘણો નાઝ છે જેની સનદમાં એક રાવી ઈબ્ને હુમૈદ રાઝી વિષે હદીસના જાંચ કરનારા બુઝુર્ગોનો અભિપ્રાય વાંચો:-

(૧) ઝઈફ છે. (ઈમામ ઝહબી)

(૨) કસીરૂલ મનાકીર છે. (યાકુબ ઈબ્ને શય્બહ)
(૩) ફીહી નઝરૂન, એ વાંધા ભર્યો છે (બુખારી)
(૪) જૂઠો માણસ છે. (અબુ ઝરઅહ)
(૫) હું ગવાહી આપુ છું કે કઝઝાબ છે. (ઈબ્ને ખરાંશ)
(કિતાબ મીઝાનુલ-એઅતિદાલ ભાગ-૩, પાનું ૪૯-૫૦)

**બીજા રાવી યાકુબ ઈબ્ને અબ્દુલ્લાહ માટે શહાદત:-**

(૧) કવી નથી. (દારે કુત્ની) (મીઝાન ભાગ ૩, પાનું ૩૨૪)

**ત્રીજા રાવી ઈસા ઈબ્ને જારિયહ વિષે અભિપ્રાય:-**

(૧) એની પાસે ગૈર મોઅતબર રિવાયતો છે. (ઈબ્ને મુઈન)
(૨) ગૈર મોઅતબર હદીસો રાખે છે (નસઈ)
(૩) ગૈર મોઅતબર રિવાયતો રાખે છે. (અબુ દાઉદ)
(૪) ઝઈફ રાવિયોમાં ગણાય છે. (શામી વિ.) (મીઝાન ભાગ. ૨ પાનું ૩૧૧)

વળી એ રિવાયતમાં ઈઝતિરાબ છે (એ પણ રિવાયત ઝઈફ હોવાનું એક કારણ છે) કે ઈબ્ને હિબ્બાને 'બુલૂગુલ મરામ'માં હઝરત જાબિરથી રિવાયત કરી છે. તેમાં રકઅતની ગણત્રી જ નથી. જુઓ:- (બુલૂગુલ મરામ પાનું ૪૨-૪૩)

બીજી એક ગરબડ એ છે કે વિત્ર ફર્ઝ થઈ જવાના ખૌફે આપ (સલ.) બાહર નહી આવ્યા. હાલાંકે સહીહ હદીસોમાં તરાવીહનો ઝિક્ર છે. (મીઝાન ભાગ ૨ પાનું ૪૨-૪૩)

"શીશે કે ઘરમેં બેઠ કર, પત્થર હૈં ફેંકતે, દીવારે આહની પે હિમાકત તો દેખ્યે"

આ આઠ વાળી ઝઈફ રિવાયતને વીસની રિવાયતના મુકાબલાની માની લેવામાં આવે છે. પણ મુહદ્દિસીનના ઉસૂલ મુજબ વીસની રિવાયતને જ તાઈદ અને તરજીહ છે.

ઈમામ અબુ દાવુદ (રહ) ફરમાવે છે કે:- જ્યારે બે હદીસો મુતઝાદ હમારી સામે હોય તો જોવામાં આવશે કે સહાબા (રદી.) એ કોના ઉપર અમલ કર્યો છે. (અબુ દાવુદ શરીફ ભાગ ૧ પાનું ૨૬૩)

સારાંશ કે એમાં શક નથી કે વીસ રકઅત આપ (સલ.)ની સુન્નત છે.

હન્ફી ફિકહની મોઅતબર કિતાબ ફતાવા કાઝીખાનમાં છે કે:-

અમારા માટે દલીલ હઝ. ઈબ્ને અબ્બાસ (રદી.)ની રિવાયત છે કે આપ (સલ.) રમઝાનમાં વીસ રકઅત તરાવીહ પઢતા હતા અને ત્રણ રકઅત વિત્ર, (ભાગ-૧ પાનું ૨૩૪) તથા (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું ૧૧૬) અને એમાં ઝરા પણ શંકા નથી કે હઝ. ઉમર (રદિ.)ના હુકમથી જ હઝ. ઉબય ઈબ્ને કઅબ (રદી.) ૨૦ રકઅત પઢાવતા હતા.

ઈમામ શઅરાની (રહ.)ના શબ્દ જુઓ:- **ઈન્ન-ઉમર-રઝિ.-અમર-બિફેઅલિહા-સલાસન-વ-ઈશરીન રકઅતન-સલાસુન-મિન્હલ-વિત્ર..**

(અર્થાત) બેશક! હઝ. ઉમર (રદિ.)એ તેવીસ રકઅતનો હુકમ કરેલો તેમાં ત્રણ રકઅત વિત્રની હતી. (કશ્ફુલ ગુમ્મહ ભાગ-૧ પાનું ૧૬૭)

અને કાઝીએ મદીના હઝ. યહયા ઈબ્ને સઈદ અન્સારી (રહ.)થી રિવાયત છે કે બેશક! હઝ. ઉમર (રદિ.)એ એક માણસને હુકમ કર્યો કે લોકોને ૨૦ રકઅત પઢાવ્યા કરે. સનદ મુર્સલ,

કવી છે. (આસારૂ-સ્સુનન ભાગ-૧ પાનું-૫૮) ફકત ખુદાપાક બધુ જાણનાર છે.

**ફત્વો નં. ૪ ગૈર મુકલ્લિદ સામરોદીની તરાવીહ બાબત**

**વાર્ષિક ધોકાબાઝી અને ફિત્ના અંગ્રેઝી**

(૧૪૨) સવાલ :- તા. ૧૯ મી નવેમ્બર ૧૯૬૭ ના 'પ્રતાપ'માં ગૈરમુકલ્લિદ સામરોદીનો વીસ રકઅત તરાવીહ વિરૂધ્ધ લેખ છપાયો છે. જેમાં 'તરાવીહ આઠ જ રકઅત સુન્નત છે. વીસ નથી' અને હન્ફી મઝહબની અમુક કિતાબોના નામો પણ આપ્યા છે. માટે એ વિષે દલીલો સાથે જવાબ આપો તો તે યોગ્ય ગણાંશે

જવાબ :-મઝકુર દરેક દાખલાના દલીલો સાથે સંતોષકારક જવાબો વર્ષો પહેલાં 'પય્ગામ'માં છપાઈ ચુકયા છે. જુઓ 'ફતાવા રહીમિય્યહ ભાગ-૧' છતાં એ ભાઈ ધોકો આપવાનું અને ફસાદ ફેલાવ્વાનું ચાલુ રાખે છે. પોતાની ફિત્નાખોરી બંધ કરતા નથી. એમની આવી શરારતો ચેષ્ટાઓથી એમના જુથના સમજુ લોકો બેઝાર છે. એમને સામરોદીના બદલે સામેરી (હઝરત મુસા (અલ.) ના સમયનો ચાલબાઝ મુનાફિક) કહેવા અને લખવા લાગ્યા છે.

જુઓ 'તરજુમાન દેહલી'ના તંત્રી સાહબ તા. ૧ ઓકટોબર ૧૯૫૭ ના અંકમાં 'ફિત્નએ સામેરી'ના શિર્ષક હેઠળ લખે છે 'ઈન્કી નિસ્બત (સામરોદી) એક ફિત્નાખેઝ વ શરઅંગેઝ સામેરીકે હમનામ હોકર રહેગી.' (રકઆતે તરાવીહ જદીદ એડીશન પાનું-૭-૮)

હદીસની રૂએ એ ભાઈ દીનની આફતો (દીનને નુકસાન પહોચાંડનારી વસ્તુઓ) માંની એક મોટી આફત છે.

હદીસમાં છે :- **આફતુ-દ્દીનિ સલાસતુન ફકીહુન ફાજિરૂન, અમીરૂન જાઈરૂન, મુજતહિદુન જાહિલુન.**

અર્થાત :-દીનની આફતો ત્રણ છે. ફાસિક ફકીહ, ઝાલિમ હાકિમ અને જાહિલ મુજતહિદ. (જામિઅ સગીર ભાગ-૧ પાનું-૩)

ખરેખર ! નીમ હકીમ ખત્રએ જાન, નીમ મુલ્લા ખત્રએ ઈમાન

ખુદાપાક આવા જાહિલ મુજતહિદની ફિત્ના અંગેઝીથી મુસલમાનોને બચાવે. આમીન.

એ જાહિલ મુજતહિદ ખલીફતુલ મુસ્લિમીન હઝરત ઉમરે ફારૂક (રદિ.) ની શાનમાં લખે છે :-'હઝરત ઉમરે ફારૂકને સાળે તીન બરસ તક ઉસી કદીમા લાઈન પર ગાડી ચલાઈ વો કિયા સોચ કર ? કિયા નાજાઈઝ હરામ ચીઝ પર વો લોગોંકો અમલ કરાતે રહે ઔર ફિર ઉન્કી આંખ ખુલી. હુઝુરે અકદસ ઔર સિદ્દીકે અકબરકી આંખ નહી ખુલી થી, ઔર સાળે તીન સાલ તક હઝરત ઉમર ખ્વાબે ગફલતમેં સોતે રહે, ઉસ્કે બાદ આંખ ખુલી.'

એમનો ગુસ્તાખી ભર્યો ઉપરોકત પત્ર મારી પાસે મૌજૂદ છે.

આઠ રકઅતવાળી હદીસ તહજ્જુદની નમાઝ વિષે છે. તરાવીહ સાથે તેનો કોઈ સંબધ નથી. હઝરત આઈશા (રદિ.)નું બયાન છે કે, આપ (સલ.) રમઝાનમાં ઈબાદતમાં જેટલી કોશિશ કરતા હતા તેટલી ગૈર રમઝાનમાં કરતા ન હતા. (સહીહ મુસ્લિમ)

આ ઉપરથી હઝરત અબૂ સલ્મહ (રદિ.)ને વિચાર આવ્યો હશે કે રમઝાનમાં તહજ્જુદની રકઅતોમાં પણ આપ વધારો કરતા હશે. એટલા માટે હઝરત આઈશા (રદિ.) ને પૂછયું કે આપ (સલ.) ની (તહજ્જુદની) નમાઝની રમઝાનમાં શી હાલત હતી ?

હઝરત આઈશા (રદિ.) એ જવાબમાં ફરમાવ્યું :- **મા કાન રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ**

વસલ્લમ યઝીદુ ફી રમઝાન વલા ફી ગયરિહિ અલા ઈહદા અશરત રકઅતન.

અર્થાત :- રસૂલુલ્લાહ (સલ.) રમઝાનમાં (વિત્ર સહિત) ૧૧ રકઅતથી વધુ પઢતા ન હતા. (બુખારી શરીફ ભાગ-૧ પારો-૫ પાનું-૧૫૪ કિતાબુ-ત્તહજ્જુદ અને પારો-૮ પાનું-૨૬૯ કિતાબુ-સ્સૌમ)

હદીસના શબ્દો ઉપર ધ્યાન આપો અને વિચાર કરો. રમઝાન અને ગૈર રમઝાનમાં તહજ્જુદ પઢાય છે કે તરાવીહ? સૌ કોઈ જાણે છે કે રમઝાન અને ગૈર રમઝાનમાં તહજ્જુદ પઢાય છે. તરાવીહ તો રમઝાન સાથે ખાસ છે, ગૈર રમઝાનમાં તરાવીહ પઢાતી નથી.

બીજું એ કે આપ (સલ.) ચાર-ચાર રકઅત એક સલામથી પઢતા હતા. જુઓ અહલે હદીસ મવ. મુબારકપુરીની કિતાબ 'તોહફતુલ અહવઝી ભાગ-૧ પાનું ૩૩૧' જ્યારે તરાવીહ બબ્બે રકઅત પઢાય છે, ગૈર મુકલ્લિદો પણ બબ્બે રકઅત પઢે છે. ચાર-ચાર રકઅત પઢતા નથી. એનાથી પણ પૂરવાર થાય છે કે મઝકુર હદીસ તહજ્જુદ વિષે છે.

મઝકુર હદીસમાં એમ પણ છે કે, આપ (સલ.) વિત્ર પઢવા પહેલાં સૂઈ જતા હતા. એનાથી પણ પૂરવાર થાય છે કે એ તહજ્જુદની નમાઝ છે. તહજ્જુદ પછી આપ (સલ.) સૂઈ જતા હતા પછી વિત્ર પઢતા, તરાવીહ પછી વિત્ર પઢવા પહેલાં સૂવાની આપ (સલ.)ની આદત ન હતી. મઝકુર હદીસ તહજ્જુદ વિષે છે. જેથી મઝકુર રિવાયતને ઈમામ મુસ્લિમ (રહ.) એ સહીહ મુસ્લિમ ભાગ ૧ પાનું ૨૫૩ માં ઈમામ અબૂદાવુદ (રહ.)એ સુનને અબીદાવુદ ભાગ-૧ પાનું ૧૯૬'માં, ઈમામ તિર્મિઝી (રહ.) એ 'જામિઅ તિર્મિઝી ભાગ ૧ પાનું ૫૮ માં ઈમામ નસાઈ (રહ.)એ 'નસાઈ શરીફ ભાગ ૧ પાનું ૧૫૪'માં અને ઈમામ માલિક (રહ.)એ 'મુઅત્તા પાનું ૪૨ માં' તહજ્જુદના બયાનમાં નકલ કરી છે. તરાવીહના બયાનમાં નકલ કરી નથી. વળી મઝકુર હદીસ અંગે હાફિઝે હદીસ ઈમામ કુર્તબી રહ. લખે છે કે ઘણાં અહલે ઈલ્મ (મુહદ્દિસીન) મઝકુર રિવાયતને 'મુઝતરબ' માને છે. (અય્ની શર્હે સહીહ બુખારી ભાગ ૭ પાનું ૧૮૭ તબ્એ જદીદ)

જેથી મઝકૂર હદીસ ૮ રકઅત તરાવીહ અંગે દલીલ બની શકતી નથી.

શારિહે સહીહ બુખારી મુહદ્દિસ અલ્લામહ શૈખ કિર્માની (રહ.) ફરમાવે છેઃ- મઝકુર હદીસમાં તહજ્જુદની નમાઝ મુરાદ છે. હઝરત અબૂ સલ્મહનો સવાલ અને હઝરત આઈશા (રદિ.)નો જવાબ તહજ્જુદ વિષે હતો (અલકવ્કબુદ - દુરારી શર્હે સહીહ બુખારી ભાગ. ૯ પાનું ૧૫૫-૫૬)

શાહ અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છેઃ- વસહીહ આંનસ્ત કે આંચે આંહઝરત (સલ.) ગુઝારદમાં નમાઝે તહજ્જુદે વે બુદ કે યાઝદહ રકઅત બાશદ.

અર્થાત :- અને સહીહ એ છે કે આં હઝરત (સલ.) ૧૧ રકઅત (વિત્ર સહિત) પઢતા હતા; તે તહજ્જુદની નમાઝ હતી. (અશિઅતુલ-લમઆત ભાગ ૧ પાનું ૫૮૨) બાબુ કિયામિ શહરિ રમઝાન, મત્બઅ નવિલ કિશ્વર)

શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલવી (રહ.) લખે છે કે :- આં રિવાયત મહમૂલ બર નમાઝે તહજ્જુદ અસ્ત કે દર રમઝાન વ ગૈરે રમઝાન યકસાં બુદ

અર્થાતઃ- તે રિવાયત તહજ્જુદની નમાઝ ઉપર મહમૂલ છે કે રમઝાન અને ગૈર રમઝાનમાં સરખી હતી (મજમુઅએ ફતાવા અઝીઝી ભાગ-૧ પાનું-૧૨૫)

દારૂલ ઉલુમ દેવબંદના સ્થાપક મવ. મુહમ્મદ કાસિમ નાનોત્વી (રહ.) લખે છેઃ-

'આઠ રકઅતેં જો હદીસમેં આઈ હૈં તો વો તહજ્જુદકી રકઅતેં હૈં. તહજ્જુદ ઔર ચીઝ હે ઔર તરાવીહ ઔર ચીઝ, તરાવીહ કી બીસ હી રકઅતેં હૈં. હઝરત ઉમર (રદિ.) કે ઝમાનેમેં હઝારહા

સહાબા થે. ઉસ ઝમાનેસે લેકર આજ તક કિસીને બીસ રકઅતમેં કુછ હુજ્જત ન કી થી, મગર આજકલ ઐસે અનપઢ઼ ઉમ્મી આલિમ પૈદા હુએ હૈં કે ઉન્હોંને હઝરત ઉમર (રદિ.) ઔર સહાબાકી ગલ્તી નિકાલી, સુબ્હાનલ્લાહ! યે મુંહ ઔર મસુરકી દાલ! (તસ્ફિયતુલ અકાઈદ પાનું ૩૮)

શૈખુલ હદીસ હઝરત મવ. મુહમ્મદ ઝકરિય્યહ (રહ.) લખે છે કેઃ-.

ઈસ હદીસકો તરાવીહસે **કોઈ તઅલ્લુક હી નહીં.** (ખસાઈલે નબવી પાનું-૧૪૫)

તરાવીહની ૨૦ રકઅત સુન્નતે મુઅક્કદહ છે. આપ (સલ.)ના અમલ અને સહાબએ કિરામના કાયમી અમલથી સાબિત છે, બલ્કે ૨૦ રકઅત ઉપર સહાબએ કિરામનો ઈજ્માઅ અને દીનના ઈમામોનો ઈત્તિફાક છે. ૨૦ થી કમનો કોઈ કાઈલ નથી. ૨૦ રકઅત સુન્નત હોવામાં શક કરનારા ગલ્તી ઉપર છે. નહીં પઢનારા મલામતને પાત્ર અને ગુનેહગાર છે. ૨૦ રકઅતને બિદઅતે સય્યિઅહ અને ૨૦ રકઅત પઢનારા સહાબાને બિદઅતી માનનારા અહલે સુન્નત વલજમાઅતથી ખારિજ છે.

૨૦ રકઅત સુન્નત હોવાની એક દલીલ આપ (સલ.)નો અમલ છે. ઈબ્ને અબી શય્બહએ 'મુસન્નફ'માં, તબરાનીએ 'કબીર'માં બય્હકીએ 'સુન્નને કુબરા'માં ઈબ્ને અદીએ 'મુસ્નદ'માં અને બગવીએ 'મુઅજમે સહાબા'માં ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ કરી છે.

**કાન-રસુલુલ્લાહિ સલ્લલાહુ અલય્હિ વસલ્લમ યુસલ્લી ફી રમઝાન ઈશ્રીન રકઅતન વલ વિત્ર.**

અર્થાતઃ- આપ (સલ.) રમઝાનમાં ૨૦ રકઅત અને વિત્ર પઢતા હતા. (ઝુજાજતુલ મસાબીહ ભાગ-૧ પાનું ૩૩૬)

આ હદીસ દલીલ બનવાને લાયક છે. કારણકે અલ્લામહ બહરૂલ ઉલૂમ વિગેરે મુહદ્દિસોનો ફેસલો છેઃ- **વ મુવાઝબતુ-સ્સહાબતિ અલા ઈશ્રીન કરીનતુ સિહહતિ હાઝિહિ-રિવાયતિ.**

અર્થાતઃ- સહાબએ કિરામની વીસ રકઅત ઉપર મુવાઝબત (કાયમી અમલ) આ રિવાયતના સહીહ હોવા ઉપર દલાલત કરે છે. (રસાઈલુલ અરકાન પાનું ૧૩૮)

મુહદ્દિસીનનો ઈજ્માઅ છે કે અમલે સહાબા હદીસ કવી હોવાની દલીલ છે. (અલ્કવ્કબુ દ્દુર્રી ભાગ - ૧ પાનું ૨૬૭)

હાફિઝે હદીસ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) ઈમામ શાફિઈ (રહ.) થી હદીસ નકલ ફર્માવે છેઃ- **અન્નહુ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ સલ્લા બિન્નાસિ ઈશ્રીન રકઅતન લય્લતય્નિ.**

અર્થાતઃ- બેશક! આપ (સલ.)એ સહાબા (રદિ.)ને બે રાત વીસ રકઅત પઢાવી. (અત્તલ્ખીસુલ હબીર ફી તખ્રીજિ અહાદીસિ રાફિઈલ કબીર ભાગ-૧ પાનું-૧૧૯) (અલ્હાવી લિલ ફતાવા ભાગ-૨ પાનું-૭૫)

શારિહે સહીહ બુખારી મુહદ્દિસ અલ્લામહ કિર્માની (રહ.) હદીસ નકલ કરે છેઃ- **રૂવિય અન્નહુ અલય્હિ-સ્સલામ સલ્લા બિન્નાસિ ઈશ્રીન રકઅતન લય્લતય્નિ.**

અર્થાતઃ- રિવાયત છે કે રસૂલે ખુદા (સલ.)એ સહાબાને બે રાત વીસ રકઅત પઢાવી. (કવ્કબુદ-દુરારી શર્હે સહીહ બુખારી ભાગ-૯ પાનું ૧૫૫-૧૫૬)

૨૦ રકઅત તરાવીહ સુન્નત હોવાની બીજી દલીલ સહાબાની મુવાઝબત (કાયમી અમલ) છે. સહાબાનો અમલ આપ (સલ.)ના તરીકા અને મરઝી વિરૂદ્ધ હોઈ શકતો નથી.

અહલે હદીસ ફિર્કાના માનીતા મુહદ્દિસ મવ. નઝીર હુસૈન મુહદ્દિસે દહેલ્વી (રહ.) પણ એનો સ્વીકાર કરે છે.

"સહાબાકી યે આદત થી કે બિલા હુકમ ઔર બિલા ઈજાઝતે રસુલુલ્લાહ (સલ.) કે કોઈ શરઈ ઔર દીની કામ મહઝ અપની તરફસે કાઈમ વ જારી નહી કરતે થે, (ફતાવા નઝીરિય્યહ ભાગ ૧ પાનું ૩૫૮)

સુનને બય્હકીમાં છે કે જલીલુલ કદ્ર સહાબી સાઈબ ઈબ્ને યઝીદ (રદિ.) ગવાહી આપે છે કે અમે (સહાબા) હઝરત ઉમર (રદિ.)ના સમયમાં ૨૦ રકઅત પઢતા. (ભાગ ૨ પાનું ૪૯૬)

શૈખ અબ્દુલહક મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે સહીહ સનદથી સાબિત છે કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં સહાબા ૨૦ રકઅત પઢતા હતા. (અશિઅતુલ-લમઆત શર્હે મિશ્કાત ભાગ ૧ પાનું ૫૪૭) (મા સબત બિસ્સુન્નહ પાનું-૨૩૩)

શારિહે સહીહ બુખારી અલ્લામહ ઐની (રહ.) ફરમાવે છે કે બય્હિકીએ સહીહ સનદ સાથે સાઈબ ઈબ્ને યઝીદ સહાબીથી રિવાયત કરી છે કે સહાબા અને તાબિઈન હઝરત ઉમર (રદિ.) અને હઝરત અલી (રદિ.)ના સમયમાં ૨૦ રકઅત પઢતા હતા. અને લખે છે કે રસૂલે ખુદાના સહાબાનો જ તરીકો અનુકરણ માટે વધારે યોગ્ય છે. (ઉમ્દતુલ કારી શર્હે સહીહ બુખારી ભાગ ૭ પાનું ૧૭૮)

હાફિઝ ઈબ્ને હુમામ (રહ.) લખે છે કે સહીહ સનદથી સાબિત થઈ ચુકયું છે કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં સહાબા ૨૦ રકઅત પઢતા હતા. (ફત્હુલ કદીર ભાગ ૧ પાનું ૪૦૭)

ઈબ્ને અબ્બાસ (રદિ.)ના ખાસ શાર્ગિદ અને મકકાના મુફતી અતા ઈબ્ને અબી રબાહ જેઓ જલીલુલ કદ્ર તાબિઈ છે તેઓ ગવાહી આપે છે કે મેં મકકામાં સહાબા વિગેરેને વિત્ર સહિત ૨૩ રકઅત પઢતા જોયા છે. સનદ હસન છે. (કિયામુ-લ્લય્લ પાનું ૯૧) (ફત્હુલ બારી શર્હે સહીહ બુખારી ભાગ ૪ પાનું ૨૦૯)

જામિઅ તિર્મિઝીમાં છે કે અલી (રદિ.) અને ઉમર (રદિ.) વિગેરે સહાબા (રદિ.)થી વીસ રકઅત સાબિત છે.

ઈમામે કુફા સુફયાન સૌરી (વફાત હિજરી સન ૧૬૧) અમીરૂલ મુઅમિનીન ફિલ હદીસ ઈબ્ને મુબારક (વફાત હિજરી સન ૧૮૧) અને ઈમામ શાફિઈ (વફાત હિજરી સન ૨૪૦)થી તરાવીહની વીસ રકઅત મન્કુલ છે.

ઈમામ શાફિઈ (રહ.) ગવાહી આપે છે કે મેં મકકા વાસીઓને ૨૦ રકઅત પઢતા જોયા છે. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૯૯)

અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ સહાબી (રદિ.)વીસ રઅકત તરાવીહ પઢતા હતા. (કયામુ-લ્લય્લ પાનું ૯૧)

હદીસની મોઅતબર કિતાબ મુઅત્તા ઈમામ માલિકમાં છે કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં સહાબા વીસ રકઅત પઢતા હતા. (પાનું ૪૦)

ઈમામ બય્હકીએ 'મઅરિફતુ-સ્સુનનિ વલ્આસાર'માં સહીહ સનદ સાથે અબ્દુ-ર્રહમાન સુલમીથી રિવાયત નકલ કરી છે કે હઝરત અલી (રદિ.)એ રમઝાનમાં કારીઓને બોલાવીને હુકમ આપ્યો કે લોકો (સહાબા અને તાબિઈન)ને ૨૦ રકઅત પઢાવે અને અલી (રદિ.) વિત્ર પઢાવતા હતા. (ભાગ ૧ પાનું ૪૭૭) (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૧ પાનું ૩૬૬)

ઈમામ નવવી (રહ.) લખે છેઃ- જાણી લો વીસ રકઅત તરાવીહ સુન્નત હોવા ઉપર અહલે ઈલ્મનો ઈત્તિફાક છે. (કિતાબુલ અઝકાર પાનું ૧૦૪)

હાફિઝે હદીસ ઈબ્ને હજર મકકી (રહ.) ફરમાવે છે કે સહાબાનો ૨૦ રકઅત ઉપર ઈજમાઅ થઈ ચૂકયો છે. (મિરકાત શર્હે મિશ્કાત ભાગ ૨ પાનું ૨૨૪)

મુહદ્દિસ અલ્લામહ અલી કારી મકકી (રહ.) લખે છે કે સહાબાનો ઈજમાઅ છે કે તરાવીહની ૨૦ રકઅત છે. (મિશ્કાત શર્હે મિશ્કાત ભાગ ૨ પાનું ૧૭૫)

મુહદ્દિસ ઈબ્ને કુદામહ હંબલી (રહ.) લખે છે કે ૨૦ રકઅત ઉપર સહાબાનો ઈજમાઅ છે. (મુગ્ની ભાગ ૧ પાનું ૮૦૩)

મુહદ્દિસ ઈબ્ને અબ્દુલ બર્ર (રહ.) ફરમાવે છે કે સહીહ એ છે કે સહાબા ઉમરે ફારૂક (રદી.)ના સમયમાં ૨૦ રકઅત પઢતા હતા. (મિરકાત ભાગ. ૨ પાનું ૧૭૪)

અહલે હદીસના પેશ્વા શૈખુલ ઈસ્લામ ઈમામ ઈબ્ને તૈમિય્યહ (રહ.) લખે છે કે આ વાત સાબિત થઈ ચુકી છે કે ઉબય ઈબ્ને કઅબ (રદી.) રમઝાનમાં સહાબાને ૨૦ રકઅત અને વિત્ર પઢાવતા હતા. એટલા માટે જમ્હુર ઉલમાએ ૨૦ રકઅતને જ સુન્નતે નબ્વી ઠેરવી છે. કારણ કે ઉબય (રદિ.) મુહાજિરીન અને અન્સાર દરમિયાન વીસ રકઅત પઢાવતા હતા ત્યારે કોઈએ વાંધો ઉઠાવ્યો નથી. (ફતાવા ઈબ્ને તૈમિય્યહ ભાગ. ૧ પાનું ૧૯૧)

ગૈરમુકલ્લિદોના મહાન પેશ્વા મુહદ્દિસ દાવુદ ઝાહિરી (વફાત હિજરી સન ૨૭૦) ૨૦ રકઅત સુન્નત માનતા હતા. (બિદાયતુલ મુજતહિદ ભાગ. ૧ પાનું. ૧૯૨)

અને પીરાને પીર હઝરત શાહ અ.. કાદિર જીલાની (રહ.) ફરમાવે છે કે 'વહિય ઈશ્રૂન રકઅતન' અર્થાત :- અને તરાવીહની ૨૦ રકઅત મસ્નૂન છે (ગુન્યતુ-ત્તાલિબીન ભાગ. ૨ પાનું ૧૦)

જેથી ૨૦ રકઅત તરાવીહ સુન્નત હોવામાં ઝરા પણ શક નથી. આ કારણસર તેરસો વર્ષથી મસ્જિદે હરામ (ખાનએ કઅબહ) અને મસ્જિદે નબ્વીમાં જમાઅત સાથે ૨૦ રકઅત પઢાય છે.

સહાબાના કાયમી અમલનો વિરોધ કરવો પણ ગુનાહિત છે. **માટે ૨૦ રકઅત નહીં પઢનાર ગુનેહગાર છે.**

શૈખુલ ઈસ્લામ અલ્લામહ એની શારિહે સહીહ બુખારી (રહ.) ફરમાવે છે '**લા શકક ફી ફેઅલિહા સવાબુન વફી તરકિહા ઈકાબુન લિઅન્ના ઈમિરના લિલ ઈકતિદાઈ બિહા બિકવ્લિહિ અલચ્હિ સ્સલામ ઈક્તદુ બિલ્લઝચ્નિ મિમ બઅદી અબી બક્રિન વ ઉમર, ફઈઝા કાનલ ઈકતિદાઉ બિહિમા મામુરમ બિહિ યકૂનુ વાજિબન, વતારિકુલ વાજિબિ યસ્તહિકકુલ ઈકાબ વલ ઈતાબ.**

અર્થાત :- એમાં શક નથી કે તઆમુલે સહાબા (સહાબાના કાયમી અમલ)ના અનુકરણમાં સવાબ છે અને તેને છોડવામાં ગુનોહ છે કારણ કે આપ (સલ.)એ સહાબાના અમલનું અનુકરણ કરવાનો આપણને હુકમ આપ્યો છે કે મારા પછી અબુબક્ર અને ઉમર (રદિ.)નું અનુકરણ કરશો. જ્યારે સહાબાની પૈરવી અને અનુકરણ રસૂલ (સલ.)ના હુકમના કારણે છે તો યકીનન તેમની પૈરવી વાજિબ છે **અને વાજિબને છોડનાર ઈકાબ અને ઈતાબ (સઝા)નો હકદાર છે.**

(બિનાયહ શર્હે હિદાયહ)

ખુદાપાક સૌને સુદ્ધ બુદ્ધિ આપે. આમીન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**વીસ રકઅત તરાવીહ વિષે અર્થપૂર્ણ દલીલો.**

(૧૪૩) સવાલ :- ગૈર મુકલ્લિદ અ. જલીલ સામરોદીએ ૨૦ રકઅત તરાવીહ વિરૂદ્ધ ઈશ્તિહારો કાઢયાં છે જેમાં લખ્યું છે કે :-

(૧) વીસ (૨૦) રકઅત પઢવું નબી સાહબથી સાબિત નથી.

(૨) વીસ (૨૦) રકઅત નબી સાહબથી જમાઅત સાથે પઢાવ્વું ઝઈફ હદીસથી પણ સાબિત નથી.

(૩) શું (૨૦)ના પઢનારા હન્ફી મતની કોઈ મોઅતબર કિતાબથી ખરી સનદથી હઝરત ઉમરે કારૂકે (રદિ.)નું (૨૦) રકઅત પઢવું કે હુકમ કરવો બતાવી શકે ખરા ? વિગરે વિગેરે બાબતો લખી છે. જેના ખુલાસાની ખાસ ઝરૂર છે.

લી. શરફ શય્દાઈ ઠે. બડેખાં ગેટ, સુરત.

જવાબ :- આજે જ્યારે મુસલમાનોનો મોટો ભાગ નમાઝી નથી. તરાવીહના તેઓ પાબંદ નથી, ખુદાના મકાનો (મસ્જિદો) વેરાન કરી શૈતાની ઘરો (થિયેટરો) આબાદ કરી રહયા છે, એવા સંજોગોમાં તેમની સામે (૨૦) રકઅત વિરૂદ્ધ ભ્રામક ચર્ચા અને ચેલેંજો પેશ કરવી ઈસ્લામની કયા પ્રકારની ખિદમત છે. ?

**શેઅર** :- 'ગર મુઅલ્લિમ ઈ ચુંની, ગર મુકન્નિન ઈ ચુંની
અલ્વદાઅ અય સુન્નતે દી, અલ્ફિરાક અય વરએ દી.'

અર્થાત :- અગર દીનના રહબરો આવા અકલમંદ હોય તો દુન્યાથી સુન્નત અને દીન જલ્દીથી રૂખ્સત થઈ જશે.

વળી ઠીક એવા સમયે કે જબલપુર વિગેરેમાં મુસલમાનો ઉપર મુસીબતોના પહાડ તૂટી રહયા હતા, અને દુનિયાના મુસલમાનો બેચેન થઈ મઝલુમોની મદદની ચિંતામાં હતા ત્યારે આ 'સામરોદી' ભાઈ (૨૦) રકઅત તરાવીહ વિરૂદ્ધ હઝાર રૂપિયાના ઈનામની ચેલેંજ પર ચેંલેજ ફેંકવામાં મશગુલ હતા ! ! !

**શેઅર** ''ઉલ્ટી સમજ કિસીકો ભી ઐસી ખુદા ન દે,
દે આદમીકો મૌત મગર યે અદા ન દે.''

એમની આવી અણછાજતી હરકતોએ એમની જમાઅતને બદનામ કરી દીધી છે. જેથી એમના સંજીદા સમઝદાર માણસો એમનાથી સખત બેઝાર છે. એમને ''સામરોદી''ના બદલે સામેરી, (હઝરત મુસા (અલ.)ના ઝમાનાનો ચાલબાઝ મુનાફિક) કહેવા અને લખવા લાગ્યા છે. જુઓ ! 'તરજુમાન દેહલી'ના એડીટર સાહબ ૧ લી ઓકટોબર ૧૯૫૭ ના અંકમાં ''ફિત્નએ સામેરી'' નું હેડીંગ બાંધી લખે છે કે :-

**''ઈસ અજીબ ઈન્સાનકી ખુસૂસિય્યત યહ હે કે હંગામા પસંદી ઈસ્કા ખાસ શિઆર હે, ઈન્કી ઝિંદગીકે હાલાત હંગામા આરાઈ, અંદેશોં ઔર ફિત્નોંકી હવાખેઝી ઔર સાકિન ફિઝામેં તમવ્વુજ અંગેઝીસે પુર હેં.''**

**ઈન્કી નિસ્બત (સામરોદી) એક ફિત્નાખેઝ વ શર અંગેઝ 'સામેરી' કે હમનામ હોકર રહેગી.''**

(અઝ રકઅતે તરાવીહ જદીદ એડીશન મૌ. હબીબુ-ર્રેહમાન અ'ઝમી પાનું. ૭ તથા ૮)

એ સામરોદી સાહબે અહલે હદીસના સરદાર હઝરત મવ્લાના સનાઉલ્લાહ સાહબની શાનમાં કરેલો બકવાસ.

''મવ. સનાઉલાહ સાહબ અકીદએ અહલે હદીસ પર ન થે. અકીદતન મુઅતઝિલહ જુહમિય્યહ નેચરલ થે, જુઓ તરજુમાન ૧૪ દેહલી, ૧૫ મી ઓકટોબર ૧૯૫૭ (હવાલો મઝકુર)

જેઓ સહીહ. ઈલ્મો-ફહમથી મહરૂમ હોય છે. અને જાડી-મોટી અકલ ધરાવે છે અને નાકિસ (અધુરી) તથા ઉપર છલ્લો ઈલ્મ ધરાવે છે અને જેમની સામે દીનની નાતમામ (અધુરી) હકીક્ત હોય છે અને તેને પુરૂં દીન સમજે છે તેઓ હમેશા ફિત્ના-ફસાદના બી રોપનાર હોય છે. મવ. રૂમ (રહ.) ફરમાવે છે.

''દસ્તે નાકિસ દસ્તે શય્તાન-સ્ત દેવ,

ઝાં કે અંદર દામ તકલીફ-સ્ત દેવ.''

અર્થાત :- નાકિસનો હાથ શય્તાનનો હાથ હોય છે, માટે નાકિસ (અધુરા) ના પ્રપંચ અને મુસીબતથી બચીને રહેશો, નહીં તો ઈમાન ખરાબ થશે.

''ખવારિજ'' નાકિસ અને ઉપલક ઈલ્મ રાખતા હતા. તેમની સામે દીનની નાતમામ (અધુરી) હકીક્ત હતી, જેને તેઓ પૂરૂ દીન સમજતા હતા.

કુર્આનની એક આયત :- **'ઈનિલ હુકમુ ઈલ્લા લિલ્લાહ'** (ફેસ્લો માત્ર ખુદાનો છે)ને પકડી ખલીફએ ઈસ્લામ વિરૂદ્ધ અલમે બગાવત બુલંદ કર્યો, અને હઝરત અલી (રદિ.) ઉપર કુર્આનના હુકમના ઉલંઘનનો આરોપ મૂકી આપને અને આપના સાથીઓને ગુમ્રાહ બતાવ્યા. કુર્આન તેમની ઝબાન ઉપર હતું એટલે તેઓ કુર્આનની તિલાવત કરતા હતા, પરંતુ તેઓના દિલો કુર્આનની સહીહ હિદાયતો તથા લતીફ મઝામીન અને મઆનીથી ખાલી હતા. એમના વિષે હદીસમાં છે :- ''યકરઉનલ કુર્આન લા યુજાવિઝુ હનાજિરહુમ''

અર્થાત :-કુર્આનની તિલાવત કરશે અને કુર્આનના શબ્દો ઝબાન પર હશે, પણ તેમના દિલોમાં તેના સહીહ ઈલ્મો-ફહમ અને તાસીરનો કોઈ પણ ભાગ ન હશે. (બુખારી શરીફ)

ઈબ્ને અબ્બાસ (રદિ.) તેઓને સમજાવ્વા ગયા. પૂછ્યું કે હઝરત અલી (રદિ.) વિષે તમારો શું એ'તેરાઝ છે? કહેવા લાગ્યા, તેઓ દીનના મામલામાં ઈન્સાનોને હકમ બનાવે છે, અને ઈન્સાનના ફેસ્લાને વિશ્વાસપાત્ર માને છે જે કુર્આનની સરીહ ખિલાફ વરઝી છે. કુર્આનમાં છે. **'ઈનિલ હુકમુ ઈલ્લા લિલ્લાહ'** (ફેસ્લો માત્ર ખુદાનો જ છે.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) એ ફર્માવ્યું, ખુદ કુર્આનમાં ઈન્સાનને હકમ બનાવ્વાનો હુકમ મૌજુદ છે. એહરામની હાલતમાં કોઈ શિકાર કરે તો તેના માટે ખુદાપાકે જઝા (બદલો) મુકર્રર કર્યો છે અને તેનો ફેસ્લો મુસલમાનો ઉપર રાખ્યો છે. તેઓ જે ફેસ્લો કરશે તે મન્ઝુર રખાશે, એ જ પ્રમાણે મિયાં-બીવીના ઝઘડામાં બન્નેવ તરફના માણસોને ચુકાદાનો હક અપાયો છે. કુર્આનમાં છે :-**'ફબ્અસૂ હકમમ મિન અહલિહી વ હકમમ મિન અહલિહા.'**

અર્થાત :-એક હકમ મર્દના ખાનદાનમાંથી અને એક હકમ ઔરતના ખાન્દાનનો મોકલી (ફેસ્લાનો અધિકાર આપી દો.) (સૂરએ નિસાઅ)

સામ્રોદી સાહબ પણ કુર્આન હદીસની ઈચ્છા અને આશય સમજ્યા વગર 'અતીઉલ્લાહ વ અતીઉ-ર્રસૂલ'ને રટતા રહે છે અને હદીસ-હદીસ પુકારે છે. (બીજી કુર્આની આયતો અને હદીસો તથા તઆમુલે સહાબા વિગેરેથી આંખ બંધ કરી) ૧૩૦૦ વર્ષથી (૨૦) રકઅત તરાવીહ પઢનારા બેહિસાબ મુસલમાનો, દીનના મુકદ્દસ બુઝુર્ગો, અવ્લિયાઓ, મશાઈખો, મુહદ્દિસો, ઉલમા, ફુકહા, મુજતહિદો, ઈમામો અને અઈમ્મતુલ મુસ્લિમીન હઝરત ઈમામ અબુ હનીફહ (રહ.), હઝરત ઈમામ શાફિઈ (રહ.), હઝરત ઈમામ માલિક (રહ.) અને હઝરત ઈમામ અહમદ (રહ.) ને સુન્નતના વિરોધી અને હદીસના મુખાલિફ ઠેરવે છે. અને ગુમ્રાહ સાબિત કરવા માંગે છે. એટલે સુધી કે સહાબા (રદિ.) ના અમલની પૈરવી કરી (૨૦) રકઅત તરાવીહ પઢવાને ધોકો ખાવું બતાવે છે.

**શેઅર**

ઈન્કિલાબે ચમને દહરકી દેખી તકમીલ,
આજ કારૂન ભી કેહ દેતા હે હાતિમકો બખીલ.
બૂ હનીફાકો કહે તિફલે દબિસ્તાં જાહિલ,
મહે તાબાંકો દિખાને લગી મશાઅલ કન્દીલ.
હુસ્ને યૂસુફમેં બતાને લગા અબ્રસ સો એબ,
લગ ગયે ચ્યુંટીકો પર, કેહને લગી હેચ હે ફીલ
શિર્ક તવ્હીદકો કેહને લગે અહલે તસ્લીસ,
લોહે મહફૂઝકો કેહતી હે મુહર્રફ ઈન્જીલ
સામેરી મુસા ઈમ્રાનકો કહે જાદુગર,
શૈખકી કરતે હેં સ્કુલકે લળકે તજહીલ,
અસ્પે તાઝી શુદહ મજરૂહ બઝેરે પાલાં,
તૌકે ઝરીં હે ગધેકે લિયે ઈઝઝતકી દલીલ.

મૌ. સામરોદીના ઈશ્તિહારો અને ચેલેંજની હકીકત ધોકાબાજી ઉપર અવલંબિત છે. જેવી રીતે નમાઝ પઢવાના ચોર ફકીરો દલીલ રૂપે કુર્આનની અધુરી આયત પેશ કરી લોકોને ધોકો આપવા માંગે છે કે :- 'યા અય્યુહ-લ્લઝીન આમનુ લા તકરબુ-સ્સલાત.'' (અર્થાત) હે ઈમાનવાળાઓ! તમે નમાઝના નઝદીક જશો નહી અને આગળ મુદ્દાની વાત ''વઅન્તુમ સુકારા'' ઝાહિર કરતા નથી. એ જ પ્રમાણે શરાબીઓ, કબાબીઓ અધુરી આયત ''કુલૂ વશ્રબૂ'' અર્થાત :-ખાઓ અને પીઓ પેશ કરી આગળ મુદ્દાની વાત 'વલા તુસ્રિફુ' છે તેને છુપાવી રાખે છે.

જેને મર્હુમ અકબર ઈલાહાબાદી નકલ કરી જવાબ આપે છે :-

(દલીલ) 'તવ્બહ જબ હમ કરેં શરાબો કબાબસે,
કુર્આનમેં જો આયા કુલૂ વશ્રબૂ ન હો.
(જવાબ) તસ્લીમ કૌલ આપકા તબ હમ કરેં જનાબ,
કુલૂ વશ્રબૂકે આગે વલા તુસ્રિફૂ ન હો.''

મૌ. સામરોદી સાહબે પોતાના ઈશ્તિહારોમાં ''તહતાવી, અશ્બાહ, મરાકિલ ફલાહ મવ. મુ. કાસિમ સાહબની કિતાબ મકતૂબાત, મવ. અન્વર શાહ સાહબની અર્ફે શઝી, ફત્હુલ કદીર, અલ્લામહ હલબીની કબીરી, મુલ્લા અલી કારીની મિરકાત અને તહાવી શરીફ,'' વિગેરેના નામો લઈ અધુરી વાતો પેશ કરી તેમની ઈચ્છા અને માન્યતા અને પૂરી તહકીક ઉપર પર્દો નાંખી અવામને ધોકો આપવાની નાજાઈઝ કોશિશ કરી છે. તે પર્દાને ચાક કરી અસલ હકીક્ત વાઝેહ કરવા ઈચ્છુ છું. ''ઈન ઉરીદુ ઈલ્લલ ઈસ્લાહ મસ્તતઅતુ વમા તવ્ફીકી ઈલ્લા બિલ્લાહ.''

(૧) **તહતાવીનો દાખલો** :- અલ્લામહ તહતાવી (રહ.) ની માન્યતા ૨૦ રકઅત વિરૂદ્ધની નથી તેઓ ૨૦ રકઅતને સુન્નત માને છે. લખે છે કે :- ''**ફઅલા હાઝા યકૂનુલ ઈશ્રૂન સાબિતમ મિન ફેઅલિહિ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ**''

અર્થાત :- ''તો આ ઈબ્ને અબ્બાસની હદીસની બિના પર ૨૦ રકઅત આપ (સલ.)ના ફેઅલથી સાબિત છે'' (તહતાવી શર્હે દુર્રે મુખ્તાર ભાગ-૧, પાનું-૪૬૬)

અને લખે છે કે :- ૨૦ રકઅત તરાવીહ ૧૦ સલામથી મુતવારિસ છે. કિંવા સલફથી ખલફ લગી ૨૦ ઉપર અમલ થઈ રહ્યો છે. (ભાગ ૧, પાનું-૪૬૮)

(૨) **મરાકિલ ફલાહનો દાખલો** :- મરાકિલ ફલાહ માં છે :- **અત્તરાવીહુ સુન્નતુમ મુઅકકદતુન વહિય ઈશ્રૂન રકઅતન બિઈજમાઈ-સ્સહાબતિ"**

અર્થાત :- તરાવીહની ૨૦ રકઅત સુન્નતે મુઅકકદહ છે સહાબા (રદિ.)ના ઈજમાઅથી, જેમકે મુતવારિસ છે એટલે સલફથી ખલફ સુધી અમલ થઈ રહ્યો છે. (પાનું ૮૧)

(૩) **અશ્બાહ વન્નઝાઈરનો દાખલો** :- "અશ્બાહ વન્નઝાઈરમાં છે :-

**વત્તરાવીહુ ઈશ્રૂન રકઅતન બિઅશ્રિ તસ્લીમાતિન**

અર્થાત :- તરાવીહની ૨૦ રકઅત છે ૧૦ સલામથી, (અશ્બાહ મઅ શર્હે હમવી, પાનું ૪૭)

(૪) **લતાઈફે કાસિમીનો દાખલો** :- "હઝરત મવ. મુહમ્મદ કાસિમ (રહ.)ની કિતાબ લતાઈફે કાસિમીમાં છે

**જવાબ :- ૧ :-"ઈ કે હર્ચે સહાબહ રિઝવાનુલ્લાહિ અલય્હિમ અજમઈન બરાં મુવાઝબત ફરમૂદહ બાશદ સુન્નતે મુઅકકદહ મી બાશદ બિકવ્લિહી અલય્હિસ્સલામ અલય્કુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈ-ર્રાશિદીન." (મકતુબે સોમ સફા ૧૬)**

**જવાબ :- ૨ :-અલ્હાસિલ સુબૂતે બિસ્ત રકઅત બઈજમાએ સહાબહ દર આખિરે ઝમાને ઉમર (રદિ.) સાબિત શુદહ, પસ સુન્નત બાશદ વ કસે કે અઝ સુન્નિય્યતે આં ઈન્કાર દારદ ખતા-સ્ત. (મકતુબે સોમ સફા-૧૮)**

અર્થાત :-'જેની ઉપર સહાબા (રદિ.)એ મુવાઝબત કરી છે તે સુન્નતે મુઅકકદહ છે કારણ કે આપ (સલ.)નું ફરમાન છે **'અલય્કુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈ-ર્રાશિદીનલ મહદિય્યીન' (મકતુબ સોમ સફા ૧૬)**

સારાંશ કે ૨૦ રકઅત તરાવીહનો સુબૂત હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં સહાબા (રદિ.)ના ઈજમાઅથી થઈ ચુકયો છે. માટે ૨૦ રકઅત સુન્નત છે અને જે કોઈ ૨૦ રકઅતની સુન્નિય્યતનો ઈન્કાર કરે તે ખતા અને ગલતી પર છે. (પાનું-૯)

(૫) **અલ્લામહ કશ્મીરી (રહ.)નો દાખલો** :- અલ્લામહ અન્વર શાહ કશ્મીરી (રહ.)ની તિરમિઝીની તકરીર નામે "અર્ફે શઝી" માં છે કે :-**"લમ યકુલ અહદુમ મિનલ અઈમ્મતિલ અર્બઅતિ બિઅકલ્લ મિન ઈશ્રીન રકઅતન વ ઈલય્હિ જમ્હુરૂ-સ્સહાબતિ"**

અર્થાત :-ચારેવ ઈમામોમાંથી કોઈ એક પણ ૨૦ રકઅત તરાવીહથી કમ રકઅતના કાઈલ નથી, અને જમ્હુર સહાબા (રદિ.)નો અમલ અને માન્યતા પણ એ જ હતી. ઈમામ માલિક ૩૬ રકઅત કહે છે. (અર્ફે શઝી ભાગ ૧, પાનું ૩૨૯)

**નોટ :-** ઈમામ માલિકનો અસલ કૌલ ૨૦ રકઅતનો છે. પાછળથી ૧૬ રકઅતનો વધારો આવી રીતે થયો છે કે અહલે મકકહ તરવીહામાં એટલો ટાઈમ લેતા જેટલો ટાઈમ ચાર રકઅત પઢવામાં લેતા હતા, એ દરમિયાન બાહિમ્મત માણસો ખાનએ કઅબહનો તવાફ કરી બે રકઅત નફિલ પઢી લેતા. અહલે મદીના પાસે તવાફની સૂરત ન હતી માટે તવાફના બદલાની બે રકઅત વધારી ચાર નફિલ છુટા-છુટા પઢી લેતા. આવી રીતે ચાર તરવીહામાં ૧૬ રકઅત પઢતા. ઈમામ માલિક (રહ.)એ પણ આ સૂરત પસંદ ફરમાવી. એમ ૨૦ ની સાથે ૧૬ નો વધારો થવાથી ૩૬ રકઅત થઈ, અસલ મઝહબ ૨૦ રકઅત તરાવીહનો છે.

**(૬) અલ્લામહ ઈબ્ને હુમામ (રહ.)નો દાખલો :- ઈબ્ને હુમામ (રહ.) ફર્માવે છે :-**

હા, સહીહ સનદથી પુરવાર થઈ ચુક્યું છે કે હઝરત ઉમર (રદિ.)ના મુબારક ઝમાનામાં સહાબા વિગેરે (તાબિઈન) ૨૦ રકઅત પઢતા હતા જે યઝીદ ઈબ્ને રૂમાનથી મુઅત્તા ઈમામ માલિકમાં મરવી છે. અને બય્હકીએ હઝરત સાઈબ ઈબ્ને યઝીદથી રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદિ.)ના મુબારક સમયમાં હમો ૨૦ રકઅત પઢતા હતા. જેની સનદ સહીહ હોવાની તહકીક ઈમામ નવવી (રહ.)એ ખુલાસામાં કરી છે. (ફત્હુલ કદીર ભાગ ૧ પાનું ૪૦૭)

**(૭) અય્ની શર્હે બુખારીનો દાખલો :-** અલ્લામહ અય્ની શર્હે બુખારીમાં લખે છે કે :-

"તરાવીહની ગણત્રી ૨૦ રકઅત છે, ઈમામ શાફેઈ અને ઈમામ અહમદ આમ કહે છે, અને હન્ફી, શાફેઈ, હમ્બલીની દલીલ તે રિવાયત છે જેને બય્હકીએ સહીહ સનદ સાથે હઝરત સાઈબ ઈબ્ને યઝીદ સહાબીથી રિવાયત કરી છે. સહાબા અને તાબિઈન હઝરત ઉમર અને હઝરત ઉસ્માન અને હઝરત અલી (રદિ.)ના ઝમાનામાં ૨૦ રકઅત પઢતા હતા. પૈરવી માટે વધુ સઝાવાર તરીકો રસુલે ખુદાના સહાબાનો જ છે. (ઉમ્દતુલ કારી શર્હે બુખારી ભાગ ૭ પાનું ૧૭૮.)

**(૮) અલ્લામહ હલબી (રહ.)નો દાખલો :-** અલ્લામહ હલબી (રહ.) ફરમાવે છે કે :-**"ઉલિમ મિન હાઝિહિલ મસ્અલતિ અન્ન-ત્તરાવીહ ઈન્દના ઈશ્રૂન રકઅતન બિઅશ્રિ તસ્લીમાતિન વહુવ મઝહબુલ જમ્હુરિ વઈન્દ માલિકિન સિત્તુવં વ સલાસૂન રકઅતન ઈહતિજાજન બિઅમલિ અહલિલ મદીનતિ વલિલ જમ્હુરિ મા રવાહુલ બય્હકી બિઈસ્નાદિન સહીહિન અનિ-સ્સાઈબિબ્ને યઝીદ કાલ કાનુ યકૂમૂન અલા અહદિ ઉમર બિઈશ્રીન રકઅતન વ અલા અહદિ ઉસ્માન વ અલી મિસ્લહુ..... વહાઝા કલ્ઈજમાઅ."**

અર્થાત :-મઝકુર બહસથી જણાયું કે બેશક ! અમારા નઝદીક તરાવીહ ૨૦ રકઅત છે. ૧૦ સલામ સહિત અને એ જ જમ્હુરનો મઝહબ છે. અને ઈમામ માલિક (રહ.)ના નઝદીક (૩૬) રકઅતો છે અહલે મદીનાની પૈરવી ખાતર, અને જમ્હુરની દલીલ તે રિવાયત છે જેને ઈમામ બય્હકી (રહ.)એ સહીહ સનદ સાથે રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદિ.) ના ઝમાનામાં (૨૦) રકઅત પઢતા હતા, તેમજ હઝરત ઉસ્માન (રદિ.) તથા હઝરત અલી (રદી.) ના ઝમાનામાં, અને મુઅત્તામાં યઝીદ ઈબ્ને રૂમાનથી રિવાયત છે કે હઝરત ઉમર (રદી.)ના ઝમાનામાં લોકો રમઝાનમાં (૨૩) રકઅત (વિત્ર સહિત) પઢતા હતા. અને કિતાબ 'અલ્મુગ્ની'માં હઝરત અલી (રદિ.)ના બારામાં રિવાયત છે કે આપે એક માણસને હુકમ કર્યો કે રમઝાનમાં લોકોને ૨૦ રકઅત પઢાવે, ફરમાવ્યું કે આ **"ઈજમાઅ"** જેમ છે.

ઈબ્ને રૂમાન વાલી રિવાયત જો કે મુન્કતેઅ છે, પણ ઈમામ માલિક (રહ.)ના નઝદીક હુજ્જત છે જેથી મોઅતબર છે. (કબીરી પાનું-૩૮૮)

**(૯) અલ્લામહ અલી કારી (રહ.) નો દાખલો :-** અલ્લામહ અલી કારી (રહ.) "શર્હુ-ન્નિકાયહ" માં લખે છે કે :-**"ફસાર ઈજમાઅન લિમા રવલ બય્હકી બિઈસ્નાદિન સહીહિન અન્નહુમ કાનૂ યુકીમુન અલા અહદિ ઉમર બિઈશ્રીન રકઅતન વઅલા અહદિ ઉસ્માન વ અલી....."**

અર્થાત :-ઈમામ બય્હકીએ સહીહ સનદ સાથે હઝરત ઉમર (રદિ.) ના ઝમાનામાં અને હઝરત ઉસ્માન (રદિ.) તથા હઝરત અલી (રદિ.)ના ઝમાનામાં (૨૦)રકઅત પઢવાની રિવાયત કરી છે. માટે એના ઉપર ઈજમાઅ થઈ ચુકયો છે. (શર્હુ-ન્નિકાયહ. ભાગ ૧, પાનું ૧૦૪)

**(૧૦) તહાવી શરીફનો દાખલો :-** ઈમામ તહાવી (રહ.) તહાવી શરીફમાં તરાવીહના બયાનમાં ૧૧ રકઅત વાળી રિવાયત લાવ્યા જ નથી કારણ કે તેઓ જાણતા હતા કે ૨૦ રકઅત તરાવીહ

ઉપર સહાબાનો ઈજમાઅ થઈ ચુકયો છે. માટે ૧૧ રકઅત વાળી રિવાયત તરાવીહ બાબત કાબિલે ઈસ્તિદલાલ નથી.

અલબત્ત! મઝકુર રિવાયત ત્રણ રકઅત વિત્ર બાબત કાબિલે હુજ્જત છે, માટે વિત્રના બયાનમાં ત્રણ રકઅત વિત્ર સાબિત કરવા માટે લાવ્યા છે. આ છે રાઝ તરાવીહના બયાનમાં (૧૧) રકઅતવાળી રિવાયત નહીં લાવ્વાનો, જેને સમજવા માટે ઈલ્મે સહીહ અને ફહમે સલીમ દરકાર છે.

**'ઝાલિક ફઝલુલ્લાહિ યુઅતિહિ મંય્યશાઅ'**

સામ્રોદી સાહબના બધા દાખલા ખોટા સાબિત થયા. મઝકુર બુઝુર્ગો ૨૦ રકઅતના આમિલ (એટલે એના પર અમલ કરનાર) તેમજ તેના મસ્નૂન હોવાને માનનારા હતા, કોઈ એક પણ વીસ રકઅતના વિરોધી નથી. એમને ૨૦ રકઅતના વિરોધી સમજવું ઈલ્મ અને અકલનો કુસૂર છે. બધા માને છે અને એમાં ઝરાયે શંકા નથી કે હઝરત ઉમરે ફારૂક (રદિ.)ના મુબારક ઝમાનામાં સહાબા (રદી.) ૨૦ રકઅત પઢતા હતા, અને એમાં પણ ઝરાયે સંદેહ નથી કે વીસ રકઅત પઢવાનો હુકમ હઝરત ફારૂકે અ'ઝમ (રદી.)એ આપ્યો હતો. અને એમાં પણ ઝરાયે શંકા નથી કે વીસ રકઅતનો અમલ આખિરી, કાયમી, સર્વસંમત અને ઈજમાઈ હતો.

**હદીસ શરીફની મશહુર કિતાબોના હવાલા**

(૧) ઈમામ તિર્મિઝી (રહ.) (વફાત સન હિજરી ૨૭૯) ફરમાવે છે:- હઝરત ઉમર (રદી.), હઝરત અલી (રદિ.) તેમજ બીજા સહાબા (રદી.)થી તેમજ હઝરત સુફયાન સૌરી (રહ.) (વફાત હિજરી સન ૧૬૧), હઝરત ઈબ્ને મુબારક (રહ.) (વફાત હિજરી સન ૧૮૧), હઝરત ઈમામ શાફિઈ (રહ.) (વફાત હિજરી સન ૨૪૦) તરાવીહની ૨૦ રકઅત માનતા હતા.

અને હઝરત ઈમામ શાફિઈ (રહ.)નું બયાન છે કે :- 'અહલે મકકહને મેં ૨૦ રકઅત પઢતા જોયા છે'. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૯૯)

(૨) હદીસની બીજી પ્રખ્યાત કિતાબ 'કન્ઝુલ ઉમ્માલ'માં છે કે હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદી.)એ હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.)ને હુકમ કર્યો કે રમઝાનમાં લોકોને તરાવીહ પઢાવે.... **ફસલ્લા બિહિમ ઈશ્રીન રકઅતન.** અર્થાત:- તો તેમણે લોકોને (સહાબા અને તાબિઈનને) વીસ રકઅત પઢાવી (ભાગ ૨ પાનું ૨૮૪)

(૩) હદીસની ત્રીજી મશહુર કિતાબ 'બય્હકી' માં છે,

**કુન્ના નકૂમુ ફી ઝમનિ ઉમ્રબ્નિલ ખત્તાબ બિઈશ્રીન રકઅતન વલ વિત્ર.'** અર્થાત :- હઝરત સાઈબ ઈબ્ને યઝીદ (રદિ.)થી રિવાયત છે કે અમે લોકો હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં ૨૦ રકઅત અને વિત્ર પઢતા. (બય્હકી ભાગ ૨, પાનું ૪૯૬) (નસ્બુ-ર્રાયહ ભાગ ૧ પાનું ૨૯૪)

(૪) અને હદીસની ચોથી પ્રખ્યાત કિતાબ 'મુઅત્તા ઈમામ માલિક'માં છે કે, યઝીદ ઈબ્ને રૂમાનથી રિવાયત છે કે હઝરત ઉમર (રદિ.) ના ઝમાનામાં લોકો ૨૦ રકઅત પઢતા હતા (પાનું ૪૦)

(૫) માનીતા મુહદ્દિસ હઝરત શાહ અબ્દુલ હક મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે કે :- "સહીહ સનદથી પુરવાર થઈ ચુકયું છે કે હઝરત ઉમરે ફારૂક (રદી.)ના મુબારક ઝમાનામાં સહાબએ કિરામ (રદિ.) ૨૦ રકઅતો પઢતા હતા. (મિશ્કાતની ફારસી શર્હ અશિઅતુ-લ્લમઆત ભાગ ૧ પાનું ૫૪૭)

(૬) અને ફરમાવે છે; "અમારા નઝદીક તરાવીહની ૨૦ રકઅત સુન્નત છે, બય્હકીએ સહીહ સનદ સહિત રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદિ.)ના મુબારક સમયમાં સહાબા (રદિ.) વીસ રકઅતો પઢતા હતા, તેમજ હઝરત ઉસ્માન (રદિ.) તથા હઝરત અલી (રદિ.)ના મુબારક સમયમાં

પણ એ જ ૨૦ રકઅતનો અમલ હતો. (મા સબત બિસ્સુન્નહ પાનું ૨૩૩)

(૭) અને ફરમાવે છે કે જે અદદ (સંખ્યા) ઉપર અંતમાં કરાર થયો અને હઝરાતે સહાબા (રદિ.) તેમજ હઝરાતે તાબિઈન (રહ.) અને તે પછીના બધા લોકોમાં મશહુર થયું તે વીસ રકઅતની સંખ્યા હતી. (મા સબત બિસ્સુન્નહ પાનું ૨૨૪)

(૮) પ્રખ્યાત મુહદ્દિસ ઈબ્ને હજર મકકી (રહ.) ફરમાવે છે; 'સહાબા (રદિ.)એ ૨૦ રકઅત ઉપર ઈજમાઅ કર્યો છે.' (મિર્કાત ભાગ ૨, પાનું ૧૭૫)

(૯) મહાન મુહદ્દિસ ઈમામ નવવી (રહ.) કિતાબુલ અઝકાર (પાનું ૧૦૪)માં લખે છે કે; 'ઈઅલમ અન્ન સલાત-ત્તરાવીહ સુન્નતુન બિઈત્તિફાકિલ ઉલમાઈ વહિય ઈશ્રૂન રકઅતન' અર્થાત :- જાણી લો કે વીસ રકઅત તરાવીહ સુન્નત હોવા ઉપર ઉલમાનો ઈત્તિફાક (એકમત) છે.

(૧૦) જલીલુલ કદ્ર મુહદ્દિસ મુલ્લા અલી કારી (રહ.)ની 'મિર્કાત'માં છે;

લાકિન અજમઅ-સ્સહાબતુ અલા અન્ન-ત્તરાવીહ ઈશ્રૂન રકઅતન'

અર્થાત :- પરંતુ સહાબએ કિરામ (રદિ.)એ ઈજમાઅ કર્યો છે કે તરાવીહની ૨૦ રકઅત છે. (ભાગ ૨ પાનું ૧૭૫)

(૧૧) મુહદ્દિસ ઈબ્ને કુદામહ 'મુગ્ની'માં લખે છે; 'વીસ રકઅત ઉપર સહાબાનો ઈજમાઅ છે.' (ભાગ ૧ પાનું ૮૦૩)

(૧૨) મુહદ્દિસ અલ્લામહ ઈબ્ને હજર હૈસમી (રહ.)ની તહકીક :- પરંતુ સહાબએ કિરામે તરાવીહની ૨૦ રકઅત ઉપર ઈજમાઅ કર્યો છે. (તુહફતુલ અખ્યાર પાનું ૧૯૭)

(૧૩) મશહુર હાફિઝે હદીસ અલ્લામહ ઈબ્નુલ બર (રહ.) ફરમાવે છે કે :-

'સહીહ એ છે કે સહાબા હઝરત ઉમરે ફારૂક (રદિ.)ના ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા.' (મિર્કાત ભાગ ૨ પાનું ૧૭૪)

(૧૪) ઈમામ ઈબ્ને તૈમિય્યહ (રહ.) ફરમાવે છે :- જ્યારે હઝરત ઉમરે ફારૂક (રદિ.)એ હઝરત ઉબય ઈબ્ને કઅબની ઈમામત ઉપર સહાબાને જમા કર્યા તો તેમને વીસ રકઅત પઢાવતા હતા.' (મિર્કાત ભાગ ૨ પાનું ૧૭૫) (ફતાવા ઈબ્ને તૈમિય્યહ ભાગ ૧ પાનું ૧૪૮)

(૧૫) કુત્બુલ આરિફીન ઈમામ શઅરાની (રહ.) ફરમાવે છે :- પછી હઝરત ઉમર (રદિ.) એ ૨૩ રકઅનનો હુકમ આપ્યો. તેમાંથી ત્રણ રકઅત વિત્ર હતી અને તમામ શહેરોમાં એનો અમલ થતો રહ્યો. (કશ્ફુલ ગુમ્મહ ભાગ ૧ પાનું ૧૬૭)

(૧૬) પ્રખ્યાત અહલે હદીસ નવાબ સિદ્દીક હસન ભોપાલી (રહ.)ની માન્યતા છે કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં જે સૂરત વીસ રકઅતની થઈ છે તેને ઉલમાએ ઈજમાઅ જેમ ગણ્યું છે. (અવ્નુલ બારી ભાગ ૪ પાનું ૩૦૭)

(૧૭) અલ્લામહ બહરૂલ ઉલૂમ (રહ.) લખે છે કે અંતમાં વીસ રકઅત ઉપર કરાર થયો. (રસાઈલુલ અરકાન પાનું ૧૩૮)

(૧૮) શૈખુલ ઈસ્લામ અલ્લામહ અય્ની ફરમાવે છે :- અમારા માટે દલીલ તે રિવાયત છે જેને ઈમામ બય્હકીએ સહીહ સનદની સાથે રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા, તેમજ હઝરત ઉસ્માન (રદિ.) અને હઝરત અલી (રદિ.)ના ઝમાનામાં પણ એ જ અમલ હતો, જેથી ઈજમાઅ થઈ ગયો. (અય્ની શર્હે કન્ઝ ભાગ ૧ પાનું ૪૮)

(૧૯) હાફિઝે હદીસ ઈબ્ને હુમામની તહકીહ :- અંતમાં વીસ રકઅત ઉપર કરાર થઈ

ગયો અને એ જ વીસ રકઅત મુતવારિસ છે. (ફત્હુલ કદીર ભાગ ૧ પાનું ૪૦૭)

(૨૦) ઈમામ બય્હકીની કિતાબ "મઅરિફતુ-સ્સુન્નહમાં **સહીહ સનદ** સાથે અબ્દુ-ર્રહમાન સુલમીથી રિવાયત નકલ કરવામાં આવી છે કે, હઝરત અલી (રદિ.)એ રમઝાનમાં કારીઓને બોલાવી એકને હુકમ આપ્યો કે લોકોને વીસ રકઅત પઢાવે. અને હઝરત અલી (રદિ.) વિત્ર પઢાવતા હતા. (ભાગ ૧ પાનું ૪૪૭, સુનનુલ કુબ્રા ભાગ ૨ પાનું ૪૯૬ અને ૪૯૭) (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૧ પાનું ૩૬૬)

ગૈર મુકલ્લિદોના મુકતદા અને પેશ્વા ઈમામ ઈબ્ને તૈમિય્યહ (રહ.)એ પણ મઝકૂર રિવાયત નકલ કરી છે, જુઓ (મિન્હાજુ સ્સુન્નહ ભાગ ૨ પાનું ૨૨૪)

(૨૧) મુહદ્દિસ અલ્લામહ ઝૈલઈ (રહ.) બય્હકીથી નકલ કરે છે કે, સાઈબ ઈબ્ને યઝીદ સહાબી (રદિ.) ફરમાવે છે કે અમે હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં વીસ રકઅત અને વિત્ર પઢતા હતા, એની સનદ સહીહ છે. (નસ્બુર્રાયહ ભાગ ૧ પાનું ૨૯૪)

(૨૨) શૈખુલ ઈસ્લામ અલ્લામહ અય્ની (રહ.) નકલ કરે છે કે :- "કાન યકૂમૂન અલા અહદિ ઉમર (રદિ.) બિઈશ્રીન રકઅતન, વ અલા અહદિ ઉસ્માન (રદિ.) વ અલી (રદિ.) મિસ્લહુ.......

અર્થાત :-સહાબએ કિરામ (રદિ.) વિગેરે હઝરત ઉમર (રદિ.) ના ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા.અને એવી જ રીતે હઝરત ઉસ્માન અને હઝરત અલી (રદિ.)ના ઝમાનામાં અમલ થતો હતો. **સનદ સહીહ** છે. (અય્ની શર્હે સહીહ બુખારી, ભાગ-૭ પાનું ૧૭૮)

(૨૩) "ફય્ઝુલ બારી શર્હે સહીહ બુખારી"માં છે, **"સઅલ અબૂ યૂસુફ અબા હનીફત રહિમહુમલ્લાહુ તઆલા હલ કાન લિઉમર અહદુમ મિનન્નબિય્યિ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ ફી ઈશ્રીન રકઅતન ફકાલ લહુ અબૂ હનીફત રહિમહુલ્લાહુ લમ યકુન ઉમરૂ રદિયલ્લાહુ અન્હુ મુબ્તદિઅન."**

અર્થાત :-હઝરત ઈમામ અબુ યૂસુફ (રહ.) એ હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.) ને સવાલ કર્યો કે શું હઝરત ઉમર (રદિ.)પાસે વીસ રકઅત તરાવીહ પઢવા બાબત હુઝૂર (સલ.) થી કંઈ સાબિતી હતી? તો હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.)એ ફરમાવ્યું કે હઝરત ઉમર (રદિ.) એ પોતે વીસ રકઅત ઈજાદ કરી નથી, આપનો હુકમ અસલ સુન્નત અનુસાર હતો. જેની સાબિતી આપની પાસે હતી. (ભાગ ૨ પાનું ૪૨૦) (મરાકિલ ફલાહ પાનું ૮૧) (બહરૂ-ર્રાઈક ભાગ ૨ પાનું ૬૬)

(૨૪) "મુઅત્તા ઈમામ મુહમ્મદ"માં હઝરત ઈમામ મુહમ્મદ (રહ.) ફર્માવે છે હઝરત ઉમર (રદી.) એ હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદી.) ને રમઝાનમાં ઈમામ બનાવી તરાવીહ પઢાવ્વાનો હુકમ કર્યો હતો તેને અમે ધારણ કરીએ છીએ કારણ કે મુસલમાનો (સહાબા રદી.)એ એના ઉપર (વીસ રકઅત બાબત) ઈજમાઅ કર્યો છે, અને એને પંસદ કર્યુ છે, અને હદીસ છે કે મુસલમાનો (સહાબા રદિ.) જેને પસંદ કરે છે તે ખુદાના નઝદીક પણ પસંદીદહ છે." (પાનું-૧૧૧)

(૨૫) "અલ્લમુન્તકા મિન અખ્બારિલ મુસ્તફા"માં છે હઝરત ઉમર (રદિ.) ના ઝમાનામાં સહાબા (રદિ.) વિગેરે રમઝાનમાં વિત્ર સહિત ૨૩ (તેવીસ) રકઅતો પઢતા હતા. (પાનું-૭૮)

(૨૬) હઝરત યહ્યા ઈબ્ને સઈદ અન્સારી (રહ.) (કાઝીએ મદીના મુનવ્વરહ) થી રિવાયત છે કે **"અન્ન ઉમ્રબ્નલ ખત્તાબ અમર રજુલન યુસલ્લી બિહિમ ઈશ્રીન રકઅતન.......**

અર્થાત :-બેશક ! હઝરત ઉમર (રદિ.) એ એક માણસને હુકમ કર્યો કે લોકોને વીસ રકઅત પઢાવ્યા કરે. **સનદ મુર્સલ કવી છે.** (મુસન્નફ ઈબ્ને અબી શય્બહ પાનું ૪૦૬ બહવાલએ રકઅતુ-

ત્તરાવીહ) (આસારૂ-સ્સુનન ભાગ-૨ પાનું-૫૫)

(૨૭) હઝરત અ. અઝીઝ ઈબ્ને રૂવય્ફઅ (રહ.) ફરમાવે છે, **"કાન ઉબય્યુબ્નુ કઅબિન યુસલ્લી બિન્નાસિ ફી રમઝાન બિલ્મદીનતિ ઈશ્રીન રકઅતન વયુ'તિરૂ બિસલાસિન...."**

અર્થાત :-હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.) રમઝાનમાં મદીનહ મુનવ્વરહમાં વીસ રકઅત પઢાવતા હતા, અને ત્રણ વિત્ર, **સનદ મુર્સલ** કવી છે. (મુસન્નફ ઈબ્ને અબી શય્બહ પાનું ૪૦૬) (આસારૂ-સ્સુનન ભાગ ૨ પાનું ૫૫)

(૨૮) હઝરત અબૂલ ખસીબ (રહ.) ફરમાવે છે **"કાન યઉમ્મુના સુવય્દુબ્નુ ગફલહ ફી રમઝાન ફયુસલ્લી ખમ્સ તરવીહાતિન ઈશ્રીન રકઅતન.........**

અર્થાત :-સુવેદ ઈબ્ને ગફલહ (રહ.) રમઝાનમાં અમારા ઈમામ બનતા અને પાંચ તરવીહાતથી વીસ રકઅત પઢાવતા હતા. **સનદ હસન છે.** (બય્હકી ભાગ ૨ પાનું ૪૯૬) આસારૂ-સ્સુનન ભાગ ૨ પાનું ૫૫)

(૨૯) હઝરત સુતૈર ઈબ્ને શકલ (રહ.) હઝરત ઈબ્ને મસઉદ (રદિ.)ના શાર્ગિદ રમઝાનમાં ઈમામત કરતા હતા અને વીસ રકઅત પઢાવતા અને ત્રણ વિત્ર, **રિવાયત કવી છે.** (બય્હકી ભાગ ૨ પાનું ૪૯૬) (કિયામુ-લ્લય્લ પાનું ૯૧) (મિર્કાત ભાગ ૨ પાનું ૧૭૪) (ઝુજાજતુલ મસાબીહ ભાગ ૧ પાનું ૩૬૬)

(૩૦) જલીલુલ કદ્ર તાબિઈ મુફ્તીએ મકકહ હઝરત અતા ઈબ્ને અબી રબાહ (રહ.) ફરમાવે છે કે મેં સહાબા વિગેરેને વિત્ર સહિત મકકામાં ૨૩ રકઅત પઢતા જોયા છે. **સનદ હસન છે.** (મુસન્નફ ઈબ્ને અબી શય્બહ પાનું ૪૦૬) (ફત્હુલ બારી શર્હે સહીહ બુખારી ભાગ ૪ પાનું ૨૧૯)(કિયામુ-લ્લય્લ પાનું ૯૧)

(૩૧) હઝરત નાફેઅ ઈબ્ને ઉમર ફરમાવે છે "હઝરત ઈબ્ને અબી મુલય્કહ (રહ.) રમઝાનમાં અમને વીસ રકઅત પઢાવતા હતા, એની **સનદ સહીહ છે.** (આસારૂ-સ્સુનન ભાગ-૨, પાનું-૫૬)

(૩૨) હઝરત અઅમશ ફરમાવે છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઉદ (રદી.) વીસ રકઅત પઢાવતા હતા અને ત્રણ વિત્ર, **સનદ મુર્સલ, કવી છે.**

(ઐની ભાગ-૧૧, પાનું-૧૨૭, કિયામુ-લ્લય્લ પાનું-૯૧)

(૩૩) હઝરત અબૂલ બખ્તરી (રહ.) રમઝાનમાં પાંચ તરવીહાત પઢતા હતા, અને ત્રણ વિત્ર. (મુસન્નફ ઈબ્ને અબી શય્બહ પાનું ૪૦૬)

(૩૪) હઝરત અબૂલ હસનહ (રહ.)થી રિવાયત કરવામાં આવી છે કે "અન્ન અલિય્ય બ્ને અબી તાલિબ **અમર રજુલન યુસલ્લી બિના ખમ્સ તર્વી હાતિન ઈશ્રીન રકઅતન........."**

અર્થાત :-હઝરત અલી (રદિ.)એ એક માણસને હુકમ કર્યો કે પાંચ તર્વીહાતથી વીસ રકઅત પઢાવે, (સુનનુલ કુબ્રા ભાગ ૨ પાનું ૪૯૬) અમ્રિ બ્ને કૈસની મુતાબિઅતના લીધે રિવાયત કવી છે, જુઓ (જવ્હરૂ-ન્નકી ભાગ ૧ પાનું ૨૦૮) (ઐની ભાગ ૧૧ પાનું ૧૨૭)

(૩૫) હઝરત મુહમ્મદ ઈબ્ને કઅબ કુરઝી (રહ.) ફરમાવે છે; **"કાન-ન્નાસુ યુસલ્લૂન ફી ઝમાનિ ઉમ્રબ્નિલ ખત્તાબ ફી રમઝાન ઈશ્રીન રકઅતન"**

અર્થાત :-હઝરત ઉમર (રદી.) ના ઝમાનામાં રમઝાનમાં વીસ રકઅત પઢતા હતા. (કિયામુ-લ્લય્લ પાનું ૯૧)

(૩૬) હઝરત સઈદ ઈબ્ને ઉબેદથી રિવાયત છે કે "અન્ન અલિય્યબ્નિ રબીઅત કાન યુસલ્લી

બિહિમ ફી રમઝાન ખમ્સ તર્વીહાતિન....'' અર્થાત :- અલી ઈબ્ને અબી રબીઅહ રમઝાનમાં પાંચ તર્વીહાત (વીસ રકઅત) અને વિત્ર પઢાવતા હતા. **સનદ સહીહ** છે. (આસારૂ-સ્સુનન પાનું ૫૬)

(૩૭) ''એની શર્હે સહીહ બુખારી''માં છે,:- હઝરત સાઈબ ઈબ્ને યઝીદ સહાબી (રદી.)ફરમાવે છે ''સહાબા (રદી.) રમઝાનમાં હઝરત ઉમર (રદી.)ના ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા. '' (ભાગ ૧ પાનું ૧૨૭)

(૩૮) અલ્લામહ એની (રહ.)ની ''મિન્હતુ-સ્સુલૂક શર્હે તોહફતુલ મુલૂક'' માં છે '' અમારી દલીલ તે છે જેને બય્હકીએ ખરી સનદ સાથે રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદી.) ના ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા. અને હઝરત ઉસ્માન (રદિ.) અને હઝરત અલી (રદિ.) ના ઝમાનામાં પણ વીસ રકઅત પઢતા હતા.(અઝ મજમુઅએ ફતાવા અબ્દુલ હય ભાગ ૧ પાનું ૭-૮)

(૩૯) ''ફતાવા ઈબ્ને તેમિય્યહ'' માં છે ''પછી હઝરત ઉબય ઈબ્ને કઅબ સહાબી (રદી.) લોકો (સહાબા અને તાબિઈન)ની સાથે હઝરત ઉમર (રદી.) ના ઝમાનામાં વીસ રકઅત પઢતા હતા.'' (ભાગ ૧ પાનું ૧૪૮)

(૪૦) હઝરત ઈમામ સુબ્કી શાફિઈ (રહ.) ફરમાવે છે ''અમારો મઝહબ વીસ રકઅત તરાવીહ સુન્નત હોવાનો છે, જે સહીહ સનદથી સાબિત છે.'' (શર્હુલ મિન્હાજ)

(૪૧) હઝરત ઈમામ ગઝાલી (રહ.)ફરમાવે છે કે તરાવીહની વીસ રકઅત છે, તેની કૈફિયત પ્રખ્યાત છે અને તે સુન્નતે મુઅકકદહ છે.'' (અહયાઉલ ઉલૂમ ભાગ ૧ પાનું ૨૦૮)

(૪૨) 'બહરૂ-રાંઈક' માં આપ (સલ.) એ 'અમુક રાત પઢી' પછી હઝરત ઉમર (રદિ.) ની ખિલાફતના ઝમાનામાં તરાવીહ ઉપર મુવાઝબત થઈ અને આમ સહાબા (રદિ.)એ મુવાફિકત કરી, જે હદીસની કિતાબોથી સાબિત છે, પછી ત્યારથી આજ લગી એના ઉપર અમલ થતો આવ્યો અને એ પ્રમાણે અમલ કેમ ન થાય ? જયારે કે આપ (સલ.) નું ફરમાન છે કે તમે મારી સુન્નત અને ખુલફાએ રાશિદીનની સુન્નતને લાઝિમ કરી લો. અને તેને મઝબૂત પકડી રાખો. અને એ સ્ત્રી-પુરુષ બેઉ માટે સુન્નત છે. અને એની વીસ રકઅત છે એ જમ્હુરનો કૌલ છે, કારણ કે 'મુઅત્તા'માં છે કે યઝીદ ઈબ્ને રૂમાન (રહ.)નું બયાન છે કે હઝરત ઉમર (રદી.) ના ઝમાનામાં સહાબા વિત્ર સાથે ૨૩ રકઅત પઢતા હતા. (ભાગ ૨ પાનું ૬૬)

(૪૩) 'ફતાવા કાઝીખાન મઅ હિન્દિય્યહ' માં છે 'અને અમારા માટે દલીલ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ની રિવાયત છે કે, આપ (સલ.) રમઝાનમાં વીસ રકઅત તરાવીહ અને ત્રણ રકઅત વિત્ર પઢતા હતા. અને એ સહાબા તથા તાબિઈન (રહ.) થી મશ્હુર છે. (ભાગ ૧ પાનું ૨૩૪)

(૪૪) 'ફતાવા મજમુઅહ ખાની કલમી' માં છે, સિરાજી અને મુઝમરાતમાં ફરમાવ્યું છે કે તરાવીહ સુન્નતે મુઅકકદહ છે મર્દ, ઔરતના હકમાં, અગર કોઈ શહેરવાળા તજી દિયે તો બાદશાહે ઈસ્લામ ઉપર ઝરૂરી અને વાજિબ છે કે તેઓ સાથે જંગ કરે, અને તરાવીહની વીસ રકઅત છે.' (પાનું ૧૦૪)

(૪૫ ) 'દુર્રે મુખ્તારમાં છે, **'અત્તરાવીહુ સુન્નતુન મુઅકકદતુન લિમુવાઝબતિલ ખુલફાઈ-રાંશિદીન વહિય ઈશ્રૂન રકઅતન બિઅશ્રિ તસ્લીમાતિન.'** અર્થાત :- તરાવીહ સુન્નતે મુઅકકદહ છે, ખુલફાએ રાશિદીનની મુવાઝબત (હમેશા પઢવાના) કારણે અને તે વીસ રકઅતો છે દસ સલામથી. (દુર્રે મુખ્તાર ભાગ ૧ પાનું ૬૫૯-૬૬૦)

(૪૬) 'શામી' માં છે, 'હુવ કવ્લુલ જમ્હુરિ વઅલય્હિ અમલુન્નાસિ શર્કન વ ગર્બન' અર્થાત :- એ વીસ રકઅતોનો કૌલ જમ્હુરનો છે અને એના ઉપર મશ્રિકથી મગ્રિબ સુધી અમલ છે.

(ભાગ ૧ પાનું ૬૯૦)

(૪૭) વ મિન-સ્સુનનિ સલાતુ-ત્તરાવીહિ ફી શહરિ રમઝાન ઈન્દ અબી હનીફત વશ્શાફિઈ વ અહમદ, વહિય ઈશ્રૂન રકઅતન બિઅશ્રિ તસ્લીમાતિન.' અર્થાત :- રમઝાનમાં ઈમામ અબુ હનીફહ (રહ.), ઈમામ શાફિઈ (રહ.) અને ઈમામ અહમદ (રહ.)ના નઝદીક વીસ રકઅત તરાવીહ મસ્નૂન છે. (રહમતુલ ઉમ્મહ ફી ઈખ્તિલાફિલ અઈમ્મહ પાનું ૪૬)

(૪૮) હિદાયહમાં છે, 'તરાવીહ વીસ રકઅત બા જમાઅત પઢવામાં આવે, વધારે સહીહ એ છે કે તરાવીહ સુન્નતે મુઅક્કદહ છે, જેમ કે હઝરત હસન (રહ.) એ હઝરત ઈમામ અબુ હનીફહ (રહ.) થી રિવાયત કરી છે, કારણ કે ખુલફાએ રાશિદીન (રદી.) એ હંમેશા પઢી છે, અને જમાઅત સુન્નતે મુઅક્કદહ અલલ કિફાયહ છે.' (ભાગ ૧ પાનું ૧૩૧)

(૪૯) ફતાવા આલમગીરીમાં છે, અને તરાવીહ પાંચ તરવીહા છે, દરેક તર્વીહા ૪ રકઅત બે સલામથી છે, એટલે વીસ રકઅત. (ભાગ ૧ પાનું ૧૧૫)

અને તે સુન્નતે રસૂલ છે, ઝઈફ કૌલ એ છે કે સુન્નતે ઉમર (રદી.) છે, પહેલો લૈલ (કથન) વધુ સહીહ છે કે સુન્નતે રસૂલ છે. (આલમગીરી ભાગ ૧ પાનું ૧૧૬)

(૫૦) ' મુલ્તકલ અબ્હુર' માં છે, **અત્તરાવીહુ સુન્નાતુન મુઅક્કદતુન ફી કુલ્લિ લય્લતિમ મિન રમઝાન બઅદલ ઈશાઈ કબ્લલ વિત્રિ વબઅદહુ બિજમાઅતિન ઈશ્રૂન રકઅતન બિઅશ્રિ તસ્લીમાતિન.** (ભાગ-૧ પાનું ૧૩૫-૩૬)

અર્થાત :- રમઝાનની પ્રત્યેક રાતમાં ઈશા બાદ વિત્ર પહેલાં અથવા પછી વીસ રકઅત તરાવીહ ૧૦ સલામથી જમાઅત સાથે સુન્નતે મુઅક્કદહ છે.

(૫૧) હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે, સહાબએ કિરામ (રદિ.) અને તાબિઈન (રહ.) ના ઝમાનામાં તરાવીહની વીસ રકઅત નક્કી થઈ હતી. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ ભાગ ૨ પાનું ૬૭)

(૫૨) હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલ્વી (રહ.)ફરમાવે છે, સહાબએ કિરામ (રદિ.) એ તેવીસ રકઅત (વીસ રકઅત તરાવીહ અને ત્રણ રકઅત વિત્ર) ઈખ્તિયાર ફરમાવી અને એ વીસની ગણત્રી ઉપર સહાબાનો ઈજમાઅ થઈ ચુકયો છે. (મજમુઅએ ફતાવા અઝીઝી ભાગ ૧ પાનું ૧૨૬)

(૫૩) મવ. કુત્બુદ્દીનખાં મુહદ્દિસ દહેલ્વી (રહ.) લખે છે, 'પરંતુ સહાબા (રદી.)નો ઈજમાઅ વીસ રકઅત ઉપર થયો છે. (મઝાહિરે હક ભાગ ૧ પાનું ૪૨૧)

(૫૪) હઝરત અલ્લામહ અન્વર શાહ કશ્મીરી (રહ.)ની તહકીક, 'નઅમ, ઈત્તફકૂ અલા સુબૂતિહા ઈશ્રીન રકઅતન અન ઉમર (રદિ.) અર્થાત :- બેશક હઝરત ઉમર (રદી.)થી વીસ રકઅતની સાબિતી ઉપર સૌએ એકમત કરેલો છે. (ફૈઝુલ બારી અલા સહીહિલ બુખારી ભાગ ૨ પાનું ૪૨૦)

(૫૫) અલ્લામહ શબ્બીર અહમદ ઉસ્માની (રહ.) ફરમાવે છે કે સહાબા (રદિ.) પૈકી કોઈએ પણ વીસ રકઅતનો વિરોધ કર્યો નથી, એટલે સૌ વીસ રકઅત ઉપર સહમત હતા. (ફત્હે મુલ્હિમ શર્હે સહીહ મુસ્લિમ ભાગ ૨ પાનું ૩૨૦)

એ જ પ્રમાણે નીચેની ફિકહની વિશ્વાસપાત્ર કિતાબોમાં પણ વીસ રકઅતના દાખલાઓ છે:-

(જવહરતુ-ન્નય્યિરહ ભાગ ૧ પાનું ૯૮)

(મજાલિસુલ અબ્રાર (અરબી) પાનું ૧૮૭)

(ફતાવા સિરાજિય્યહ પાનું ૨૦)

(તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું ૨૩૯)
(ફતાવા બરજન્દી શર્હે મુખ્તસરૂલ વિકાયહ ભાગ ૧ પાનું ૧૪૦)
(મિન્હતુલ ખાલિક ભાગ ૨ પાનું ૬૬)
(શર્હે વિકાયહ ભાગ ૧ પાનું ૨૦૭)
(નુરૂલ ઈઝાહ પાનું ૧૦૫)
(ખુલાસતુલ ફતાવા ભાગ ૧ પાનું ૬૧)
(કન્ઝુ-દ્દકાઈક પાનું ૩૬)
(ફતાવા બરેહના ભાગ ૧ પાનું ૨૮૦)
(મુસ્તખ્લસુલ હકાઈક પાનું ૨૦૪)

ઉપરોક્ત સાઠ-સિત્તેર જેટલા સહીહ અને સનદી દાખલા-દલીલોથી પુરવાર થઈ ગયું કે હઝરત ઉમરે ફારૂક (રદિ.) ના મુબારક ઝમાનામાં સહાબએ કિરામ (રઝી.) વીસ રકઅત તરાવીહ પઢતા હતા. વીસ રકઅત પઢવાનો સહાબાનો ફેસ્લો અને અમલ આખિરી, કાયમી, સર્વસંમત અને ઈજમાઈ હતો.. એટલા માટે હઝરત ઉમર (રદી.) ની વફાત પછી હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતના ઝમાનામાં પણ ૨૦ રકઅત પઢવામાં આવતી હતી. (જુઓ તિરમિઝી શરીફ ભાગ ૧ પાનું ૯૯) માટે એના ખિલાફ કરવું જાઈઝ નથી. ખિલાફમાં જે રિવાયત પેશ કરવામાં આવે છે તે હાફિઝે હદીસ અલ્લામહ ઈબ્ને અબ્દુલ બર (રહ.) ની તહકીક અનુસાર સહીહ નથી, રાવીનો વહેમ છે. "ઈહદા વ ઈશ્રૂન" (૨૧)ની જગ્યાએ "ઈહદા અશરત" (૧૧) રાવીથી થઈ ગયું છે. (જુઓ મિરકાતુલ મફાતીહ મિશ્કાતની શર્હ, ભાગ ૨ પાનું ૧૭૪)

અને સહીહ માનનારા પણ માને છે કે આખિરી હુકમ અને ઈજમાઈ ફેસ્લો ૨૦ રકઅતનો છે માટે ૧૧ વાળી રિવાયત મન્સુખ અને મત્રૂકુલ અમલ છે, કાબિલે હુજ્જત નથી. છતાં ૨૦ રકઅતને ખિલાફે સુન્નત ઠેરવવા અને ૨૦ રકઅતથી કમ પઢવાનું સાબિત કરવા માટે મઝકુર મખ્દૂશ અને મન્સુખ રિવાયત પેશ કરતાં સામરોદી સાહબ શરમાતા નથી, ખરેખર! બેહયા બાશ વ હરચે ખ્વાહી કુન !

સારાંશ કે ૨૦ રકઅત આપ (સલ.) ની અને આપ (સલ.)ના સહાબાની પણ સુન્નત છે. હઝરત ઉમરે ફારૂક (રદી.) અને સહાબએ કિરામે પોતે ઈજાદ કરી નથી.

સહાબએ કિરામ (રદિ.) બિદઅતી કામો અને ખિલાફે સુન્નત અમલોના બેહદ મુખાલિફ અને તેનાથી બહું જ બેઝાર હતા. મામુલી વાતોને પણ કદી સહન કરી શકતા ન હતા. હઝરત અ. ઈબ્ને મુગફફલ (રદિ.) નું બયાન છે કે સહાબામાંથી કોઈને બિદઅતથી વધુ બીજી કોઈ ચીઝ સાથે બુગ્ઝ રાખતા મેં જોયા નથી. (તિર્મિઝી ભાગ ૧ પાનું-૩૩)

(૧) હઝરત ઈબ્ને ઉમર (રદી.) ને એક માણસે કોઈની સલામ પહોંચાડી, આપે તેને કહ્યું કે મેં સાંભળ્યું છે કે તેણે કોઈ બિદઅત ઈજાદ કરી છે. અગર આ ખરૂં છે તો મારા તરફથી તેને સલામ પહોંચાડવાની ઝરૂરત નથી. (મિશ્કાત શરીફ પાનું ૨૩)

(૨) હઝરત ઉમરે ફારૂક (રદી.) ને મકકહના મુઅઝઝિને અઝાન પછી નમાઝની તૈયારીની ખબર આપી તો આપે તેને ધમકાવીને કહ્યું :- અલય્સ ફી અઝાનિક મા યકફીના ?"

અર્થાત :-શું તમે તમારી અઝાનમાં (હય્ય અલ્લ-સ્સલાહ)કહ્યું તે અમારા માટે પુરતું ન હતું ? (કિફાયહ ભાગ ૧ પાનું ૪૮)

**નોંધ** :- આ બુઝુર્ગો ખિલાફે સુન્નત કોઈ કામ કરી-કરાવી શકે ખરા?

(૩) હઝરત અલી (રદી.)એ મુઅઝ્ઝિન (બાંગી)ને ઈશાની અઝાન પછી નમાઝની તૈયારી નું એલાન કરતાં જોઈ ફરમાવ્યું કે આ બિદઅતીને મસ્જિદમાંથી કાઢી મૂકો. (ઈકામતુલ હુજ્જહ ૭) (બહરૂર્રાઈક ભાગ-૧ પાનું-૨૬૧)

**નોંધ** : અગર ૨૦ રકઅત તરાવીહ બિદઅત હતી તો પઢનારાને કેમ કાઢી નહી મુકાયા ?

(૪) હઝરત ઈબ્ને ઉમર (રદી.) ઝુહરની અઝાન પછી મુઅઝ્ઝિનને તસ્વીબ પુકારતાં (જમાઅતની તૈયારીની ખબર આપતાં) જોઈ ઘણાં ગુસ્સે થઈ ગયા અને સાથી હઝરત મુજાહિદને કહ્યું કે આ બિદઅતી પાસેથી મને લઈ જા, પછી મસ્જિદ છોડી ચાલ્યા ગયા, ત્યાં નમાઝ નહી પઢી. (તિરમિઝી ભાગ-૧ પાનું ૨૮) (અબુ દાઉદ ભાગ-૧ પાનું-૮૬) (એઅતિસામ ભાગ-૨ પાનું-૨૨૪)

**નોંધ** :- અગર ૨૦ રકઅત ખિલાફે સુન્નત હતી તો કેમ કોઈએ વિરોધ કર્યો નહી.?

(૫) હઝરત ઉસ્માન ઈબ્ને અબિલ આસ (રદી.)ને ખત્નામાં બોલાવ્વામાં આવ્યા, આપે ઈન્કાર કરતાં ફરમાવ્યું :-હઝરત (સલ.)ના ઝમાનામાં ખત્નાના પ્રસંગે અમે જતા ન હતા અને અમને બોલાવ્વામાં આવતા ન હતા, (મુસ્નદે ઈમામ અહમદ ભા.-૪ પાનું-૨૧૭)

**નોંધ** :- જેઓ આટલું સહન કરી શક્તા નથી તેઓ તરાવીહની બિદઅત સહન કરી શકે છે?

(૬) હઝરત સઅદ ઈબ્ને માલિક (રદી.)એ એક હાજીને તલ્બિયહમાં "લબ્બૈક ઝલ્મઆરિજ" કહેતા સાંભળી ફરમાવ્યું; અમે આપ (સલ.)ના મુબારક ઝમાનામાં આ શબ્દો (ઝલ્મઆરિજ) કહેતા ન હતા. (તલ્બીસે ઈબ્લીસ પાનું-૧૭)

**નોંધ** :- જેઓ "ઝલ્મઆરિજ"ના શબ્દનો વધારો સાંભળી નથી શકતા તેઓ 'આઠ'માં 'બાર'નો વધારો કરી શકે છે?

(૭) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત અમીર મુઆવિયહ (રદિ.) ખાનએ કઅબહનો તવાફ કરતા હતા. હઝરત અમીર મુઆવિયહ (રદિ.)ને ખાનએ કઅબહના બધા ખુણાને બોસો આપતાં જોઈ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે રૂકને યમાની અને હજરે અસ્વદ સિવાય કોઈ જગ્યાને નહી ચુમો! આપ (સલ.) બધા ખુણાને ચુમતા ન હતા. હઝરત અમીર મુઆવિયહ (રદિ.)એ ફરમાવ્યું કે આ મુકદ્દસ ઘરની કોઈ ચીઝ છોડવા લાયક નથી. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) એ ફરમાવ્યું **'લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઉસ્વતુન હસનહ.'** (ખુદાનું ફરમાન છે કે તમારા માટે રસૂલે મકબુલ (સલ.)ની ઝાતમાં બેહતરીન નમૂનો છે.) હઝરત અમીર મુઆવિયહ (રદિ.)એ કહ્યું કે આપનું કહેવું વ્યાજબી છે. (મુસ્નદે ઈમામ અહમદ)

**નોંધ** :- આવા સુન્નતે નબ્વીના પાબંદ ૧૨ રકઅતનો વધારો કરી શકે?

(૮) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ હઝરત તાઉસ (રહ.)ને અસરની નમાઝ પઢયા પછી નફિલ નમાઝ પઢતાં જોઈ અટકાવ્યા કે ખિલાફે સુન્નત છે.

(૯) હઝરત અલી (રદિ.)એ ઈદગાહમાં ઈદની નમાઝ પહેલાં એક માણસને નફિલ નમાઝ પઢતાં અટકાવ્યા અને કહ્યું કે જે કામ આપ (સલ.)એ કર્યું નથી અથવા કરવાની તરગીબ આપી નથી તેના કરવામાં સવાબ નથી, માટે તમારી આ નમાઝ નકામી છે. અને ઈબાદતમાં વધારો કરવો હરામ છે. ભય છે કે આપ (સલ.)ની મુખાલિફત (કિંવા આપના અમલ વિરૂદ્ધ) કરવાના લીધે તમને ખુદાપાક અઝાબ આપે. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૧૮ પાનું-૧૨૯)

**નોંધ** :- જે સહાબા બે રકઅત નફિલ નમાઝને એટલા માટે હરામ અને અઝાબ પાત્ર

માને છે કે આપ (સલ.)ના તરીકા અનુસાર નથી તો અગર ૨૦ રકઅત પણ આપના તરીકા અનુસાર ન હોત તો ઝરૂર મુખાલિફત કરત, હાલાંકે ખુશી-ખુશી ૨૦ રકઅત પઢતા હતા.

(૧૦) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)એ ખલીફા મરવાનને ઈદની નમાઝ પહેલાં ખુત્બો પઢતાં અટકાવ્યા અને ફરમાવ્યું કે એ ખિલાફે સુન્નત છે. (ઈકામતુલ હુજ્જહ પાનું-૫)

(૧૧) હઝરત કઅબ ઈબ્ને અજરઅ (રદી.), અ. રહમાન ઈબ્ને ઉમ્મે હકમને ખિલાફે સુન્નત ખુત્બો બેસીને પઢતાં જોઈ ગઝબનાક થઈને બોલી ઉઠયા કે જુઓ આ ખબીસ! ખુત્બો બેસીને પઢે છે. (સહીહ મુસ્લિમ ભાગ-૧ પાનું-૨૮૪)

(૧૨) હઝરત અબુ મુસા અશઅરી (રદી.) હાકિમે કૂફા અને હઝરત સલ્માન ઈબ્ને રબીઅહ કાઝીએ કુફાએ એક વારસાના મસ્અલામાં મિલ્કતના બે ભાગ કરી દીકરીને એક ભાગ અને બહેનને એક ભાગ આપવાનો અને પૌત્રી મહરૂમ હોવાનો ફત્વો આપી તાઈદ (સમંતિ) માટે હઝરત અ. ઈબ્ને મસ્ઉદ (રદી.)ની પાસે મોકલ્યા કે આપ પણ આમ જ કહેશે, પરંતુ આપે ફત્વો રદ કરતાં ફરમાવ્યું કે આપ (સલ.)થી જે સાંભળ્યું છે તેના ખિલાફ કહી શકતો નથી, કહું તો ગુમ્રાહ થઈ જાઉ.

આપ (સલ.)ના ફેસ્લા મુજબ અર્ધી મિલ્કત દીકરીને અને છઠ્ઠો ભાગ પૌત્રીને અને બાકી મિલ્કત બહેનને મળશે. (બુખારી શરીફ ભાગ-૨ પારો-૨૭ પાનું-૯૯૭) (કુતુબે મિરાસ)

**નોંધ** :- જે સહાબા (રદી.) આપ (સલ.)ના ખિલાફ કહેવાને પોતાની ગુમ્રાહી માને છે તેઓ ૨૦ રકઅત પઢે છે. અગર ૨૦ રકઅત આપથી સાબિત ન હોત તો કેમ પઢત?

(૧૩) એક માણસને દુઆમાં છાતીથી ઊંચા હાથ કરતાં જોઈ હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ બિદઅત હોવાનો હુકમ લગાડયો, દલીલમાં ફરમાવ્યું કે આપ (સલ.) દુઆ વખતે (ખાસ મૌકા સિવાય) છાતીથી ઊંચા હાથ કરતા ન હતા. (મિશ્કાત પાનું-૧૯૬)

**નોંધ** :- અગર વીસ રકઅત તરાવીહ આપ (સલ.) એ પઢી ન હોય તો કેમ કોઈએ વિરોધ કરતાં નહી કહ્યું કે આપ (સલ.) આઠથી વધુ પઢતા ન હતા.

(૧૪) બિશ્રૂ બ્ને મરવાનને ખુત્બામાં દુઆ વખતે હાથ ઉઠાવતા જોઈને ઉમારહ ઈબ્ને રૂવય્બહ (રદિ.)એ તેમના હાથ ખરાબ હોવાની બદદુઆ કરી અને દલીલમાં ફરમાવ્યું કે આપ (સલ.) ને ખુત્બામાં આ પ્રમાણે હાથ ઉઠાવી દુઆ કરતાં જોયા નથી. (તિરમિઝી ભાગ ૧ પાનું ૬૭)

**નોંધ** :- અગર તરાવીહની આઠ જ રકઅત સાબિત હોત તો વીસ પઢવા ઉપર કોઈએ વિરોધ કેમ કર્યો નહી ? અને કોઈએ કેમ ન કહ્યું કે આપ (સલ.) ને વીસ રકઅત પઢતા અમે જોયા નથી.

(૧૫) નમાઝના કઅદહમાં દુઆ કરતી વખતે હાથ ઉઠાવતા જોઈ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.) એ ફરમાવ્યું કે આપ (સલ.) જ્યાં લગી નમાઝથી ફારિગ થતા ન હતા દુઆમાં હાથ ઉઠાવતા ન હતા.

**નોંધ** :- તરાવીહની વીસ રકઅત આપ (સલ.)એ પઢી ન હોત તો કેમ કોઈ સહાબી નહી બોલ્યા કે આપ (સલ.)પઢતા ન હતા.

(૧૬) સવારની નમાઝ પહેલાં મસ્જિદમાં લોકો ભેગા બેસી ખાસ તરીકાથી ૧૦૦ વખત અલ્લાહુ અકબર, ૧૦૦ વખત લા ઈલાહ ઈલ્લલ્લાહ, ૧૦૦ વખત સુબ્હાનલ્લાહ પઢવાની ખબર હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) ને મળતાં આપ ત્યાં જઈ બોલ્યા, હે ઉમ્મતે મુહમ્મદ (સલ.) ! તમારા ઉપર અફસોસ છે, તમારા હલાક થવાનો સમય કેટલો નઝદીક છે. હજી તો તમારા નબી (સલ.) ના સહાબા ઘણા મૌજુદ છે અને તમારા નબીના કપડાં હજી બગડયાં નથી, અને તેમના

આ મહબ્બતના નિયમ અનુસાર રસુલનો કલિમો પઢનાર અને મહબ્બતનો દમ ભરનાર ઉમ્મતી દાઢી જેવી એક મહત્વની અને પસંદગી પામેલી સુન્નતથી કદી બેઝારી વ્યકત કરી શકતો નથી. પછી આશ્ચર્યની વાત એ છે કે ઈસ્લામનું નામ લેનાર અને મહમ્મદ (સલ.)ના ઉમ્મતીને અણઈસ્લામી સુરત અને શિકલથી મહબ્બત હોય અને પોતાના પ્યારા નબીની મુબારક સુરતથી નફરત ! શું એ ઈસ્લામ છે ? નહી, હરગીઝ નહી ! પયગમ્બરે ઈસ્લામ (સલ.) સાફ ફરમાવે છે. ઈસ્લામી તઅલીમ અને શરીઅત આવા ઈસ્લામને સ્વીકારતી નથી.

આપ (સલ.) ફરમાવે છે કે :-

તમારા પૈકી કોઈ પણ ત્યાં લગી ઈમાનદાર બની શકતો નથી જ્યાં લગી તેની ઈચ્છા અને મરઝી મારા લાવેલા અહકામોના તાબેઅ નહી થઈ જાય. (તબરાની)

અને ફરમાવ્યું :- જે મારી સુન્નત ઉપર અમલ નહી કરે તે મારી જમાઅતમાંથી નથી. જે પારકાઓના તરીકા ઉપર ચાલે છે તે અમારામાંથી નથી.

જે મારા તરીકાથી મોં ફેરવી લે તે મારી જમાઅતમાંથી નથી. જે મારી સુન્નત વિરૂધ્ધ કરે તે મારી જમાઅતમાંથી નથી. જેણે મારી સુન્નત બરબાદ કરી દીધી, તેની ઉપર મારી શફાઅત હરામ છે.

એક વખતે ઈમામ અબુ યુસુફ (રહ.) હદીસ બયાન કરી રહ્યા હતા કે :-

કાન રસુલુલ્લાહિ સલ્લલાહુ અલયહિ વસલ્લમ યુહિબ્બુદ-દુબ્બાઅ.

અર્થાત :- આપ (સલ.) કદ્દુ (દુધી)ને પસંદ કરતા હતા. એક શાર્ગિદ તરતજ બોલી પડયો કે 'પણ હું તો તેને પસંદ કરતો નથી'. ઈમામ અબુ યુસુફ (રહ.) એ તલ્વાર કાઢીને કહ્યું કે તવ્બહ કર, નહી તો કત્લ કરી નાંખીશ.

મદીના શરીફમાં એક સાહિબે નિસ્બત બુઝુર્ગની ઝબાનથી આટલી વાત નિકળી ગઈ કે શામ યા હિંદુસ્તાનનું દહી

અહીના દહીથી સરસ છે. આપ (સલ.)એ આલમે ખ્વાબમાં અથવા આલમે વાકેઅમાં ફરમાવ્યું કે અમારે ત્યાંથી ચાલ્યા જાવ, ત્યાં જઈને રહો, જયાંનું દહી સારૂં છે.

ઈમામે રબ્બાની ફરમાવે છે તમામ સુન્નતો ખુદાવંદે આલમની પસંદ કરેલી છે અને જે ચીઝો સુન્નત વિ રૂદ્ધ છે તે શયતાનની પસંદ કરેલી છે. (મકતુબાત ભાગ ૧ પાનું ૨૫૫)

આપ પુછો છો કે મારે શું કરવું ?

બિરાદરે ઈસ્લામ! ખ્વાહિશના બંદાઓની મલામત અને લાન-તાનથી ગભરાઈ જઈ હક વાત તજી દેવું અબુ તાલિબનો તરીકો છે આપ (સલ.) એ અબુ તાલિબને મૌત વખતે ફરમાવ્યું કે કાકા, એક વખત લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્માદુ-ર્રસુલુલ્લાહ કહી દો! અબુ તાલિબે જવાબમાં કહ્યું કે :-

અઝહરત દીનન કદ અલિમ્તુ બિઅન્નહુ
મિન ખય્રિ અદયાનિલ બરિય્યતિ દીના
લવ્લલ મલામતુ અવ હિઝારૂ મસબ્બતિન
લવજદતની સમ્હન લિઝાલિક મુબીના

અર્થાત :-આપે મારી સામે એવું દીન રજુ કર્યું છે કે જેને હું દુન્યાના બધા દીનોથી ઉત્તમ માનું છું. જો મને લોકોની મલામત અને લાન-તાનનો ભય ન હોત તો આપ મને હક સ્વીકારવામાં જવાંમર્દ જોત.

મવલાના રૂમે પણ અબુ તાલિબનો જવાબ નકલ કર્યો છે.

'ફઅન્કરન્નાસુ ઝાલિક અલય્હિ (સહીહ મુસ્લિમ ભાગ ૧ પાનું ૩૧૨, ૩૧૩)

**નોંધ** :- આઠ જ રકઅત મસ્નૂન હોત તો હઝરત ઉમર (રદિ.) ના ઝમાનામાં વીસ રકઅત તરાવીહ પઢવા ઉપર ઝરૂર મુખાલિફત થાત, આથી પુરવાર થાય છે કે વીસ રકઅત મસ્નુન હોવા વિષે સહાબા (રદિ.) વચ્ચે ઝરાએ મત ભેદ ન હતો. (૨૩) હઝરત ઉરવહ ઈબ્ને ઝુબૈર (રદિ.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ને એક મસ્અલા વિષે કહેવા લાગ્યા કે તમે ખુદાથી ડરતા નથી કે ઈજાઝત આપો છો ? હઝરત અબુ બકર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) તો મના કરતા હતા, આ સાંભળી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ગુસ્સે થઈ કહેવા લાગ્યા કે જ્યાં લગી અઝાબ આવશે નહી ત્યાં લગી તમે અટકવાના નથી. હું તમને રસૂલે ખુદા (સલ.) નું ફરમાન સંભળાવું છું ત્યારે તમે હઝરત અબુબકર અને હઝરત ઉમર (રદિ.)નો કૌલ રજૂ કરો છો !(જામિઉ બયાનિલ ઈલ્મ પાનું-૨૫૪)

**નોંધ** :-જો વીસ રકઅત આપ (સલ.) ના કૌલ અને અમલ વિરૂદ્ધ હોત તો આવા હકગો (સત્ય વક્તા) બુઝુર્ગ ખામોશ રહી શકતા હતા ?

(૨૪) હઝરત ઉમર (રદિ.) એ આંગળીઓ કાપવાની દિય્યતમાં એક વાર કોઈ ફેસ્લો આપ્યો, પછી મઝકુર ફેસ્લા વિરૂદ્ધ આપ (સલ.)ના એક ફરમાનનો દાખલો આપવામાં આવ્યો, હઝરત ઉમર (રદિ.)એ પોતાનો ફેસ્લો તરત જ બદલી દીધો. (સીરતે ઈબ્નુલ ખત્તાબ ઈબ્ને જવ્ઝી ૧૨૫)

**નોંધ** :- વીસ રકઅતનો ફેસ્લો અગર આપ (સલ.)ના અમલ વિરૂદ્ધ હોત તો કેમ કંઈ વિરોધનો મૌકો આવ્યો નહી ?

(૨૫) હઝરત ઉમર (રદિ.) એક ગાંડી વ્યભિચારી સ્ત્રીને સંગસાર (પત્થર મારવાની સઝા) કરવા ઈચ્છતા હતા, હઝરત અલી (રદિ.) ને ખબર મળી તો કહ્યું કે, મેં આપ (સલ.)થી સાંભળ્યું છે કે ત્રણ માણસો મરફુઉલ કલમ છે. (૧) નિંદ્રાવશ માણસ જ્યાં લગી જાગૃત ન થાય. (૨) બાળક જ્યાં લગી બાલિગ (પુખ્ત વયનો) ન થાય. (૩) ગાંડો જ્યાં લગી ભાનમાં ન આવે. આ સાંભળતાં વેંત આપે તે સ્ત્રીને મુકત કરી દીધી. (મુસ્નદે ઈમામ અહમદ ભાગ ૧ પાનું ૧૪૦)

**નોંધ** :- વીસ રકઅત સુન્નત વિરૂદ્ધ હોત તો હઝરત અલી (રદિ.) ખામોશ રહત ?

સહાબા (રદિ.)ના પવિત્ર દિલોમાં ખિલાફે સુન્નત કિંવા બિદઅતની નફરત એટલી બધી સમાઈ ચુકી હતી કે બિદઅતની શંકાના લીધે દીની ઝરૂરી કામો કરવામાં પણ તઅમ્મુલ અને વિચાર કરતા હતા. જંગે યમામહમાં ઘણાં કારી અને હાફિઝે કુર્આન સહાબા શહીદ થઈ જવાથી હઝરત ઉમરે ફારૂક (રદિ.)એ કુર્આનનો મોટો ભાગ બરબાદ થઈ જવાનો ભય અનુભવી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) (ખલીફએ અવ્વલ)ને કુર્આન જમા કરવાની સલાહ આપી, તો જવાબમાં આપે ફરમાવ્યું :- **કય્ફ તફઅલુ શય્અન લમ યફઅલ્હુ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ.**

અર્થાત :-કેવી રીતે એ કામ કરશો જેને આપ (સલ.)એ કર્યું નથી ?

હઝરત ઉમરે ફારૂક (રદિ.) એ કસમ ખાઈ એ કામની અહમિયત અને શરઈ ઝરૂરત સાબિત કરી ત્યારે આપ રાઝી થયા. (બુખારી શરીફ ભાગ ૨ પાનું ૭૪૫)

પછી એ બન્ને બુઝુર્ગોએ વહી લખનાર હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.) ને બોલાવી જમ્એ કુર્આનની ખિદમત સ્વાધિન કરી (સોંપી) તો ખલીફએ વકત હઝરત અબુ બકર સિદ્દીક (રદિ.) અને ઉમરે ફારૂક (રદિ.) ના મુત્તફિકહ ફેસ્લાની સામે બિદઅત હોવાની શંકાથી હઝરત ઝૈદ (રદિ.) બોલી ઉઠયા :- **કય્ફ તફઅલૂન શય્અન લમ યફઅલ્હુ રસૂલુલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ.**

અર્થાત :- કઈ રીતે આપ સાહિબો એ કામ કરવા તૈયાર થઈ ગયા છો જેને ખુદાના રસુલ (સલ.)એ નથી કર્યું. ચર્ચા કર્યા પછી જ્એ કુર્આનની શરઈ ઝરૂરત સમજમાં આવી ગઈ ત્યારે તેમ કરવા રાઝી થયા. (સહીહ બુખારી ભાગ ૨ પાનું ૭૪૫ પારો ૨૦)

**નોંધ** :- આવી ઈખ્તિલાફી સૂરત અને દલીલો કરવાનો મૌકો ૨૦ રકઅત પઢતી વખતે કેમ પેશ ન આવ્યો ?

એટલા માટે કે ૨૦ રકઅત સુન્નત હોવામાં કોઈ સહાબીને ઝરાયે શંકા ન હતી.

હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.) ને ખલીફએ વક્ત હઝરત ઉમરે ફારૂક (રદિ.)એ હુકમ કર્યો કે રમઝાનમાં લોકો રોઝા રાખે છે અને રાતે તરાવીહમાં કિર્અત સારી રીતે પઢતા નથી. (છુટા-છુટા અને નાની જમાઅતથી વેર વિખેર રીતે તરાવીહ પઢે છે) એમને એકત્ર કરી એક મોટી જમાઅત બનાવી તરાવીહ પઢાવ્યા કરો, હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.) ને એ વાત નવી જેવી લાગી, માટે ટીકા રૂપ કહ્યું :-યા અમીરલ મુ'મિનીન ! હાઝા શયઉન લમ યકુન (આવી રીતે એક જમાઅત કરવું) પહેલાં થતું ન હતું ! કહ્યું કે હું પણ જાણું છું પણ એ બેહતર છે. (મકસૂદ શારેઅના મુવાફિક છે. આપ (સલ.) એ પણ અમુક રાતો એક મોટી જમાઅતથી પઢી છે.) ત્યારે સંતોષ થયો અને ઈમામ બની ૨૦ રકઅત તરાવીહ પઢાવ્વાનું મંઝુર કર્યું (કન્ઝુલ ઉમ્માલ ભાગ ૪ પાનું ૨૮૪)

**નોંધ** :-આથી પુરવાર થાય છે કે સહાબા (રદિ.) દીનના મામલામાં મોટામાં મોટી વ્યક્તિથી પ્રભાવિત થતા ન હતા. અને હક વાત કહેવામાં ઝરાય ચુકતા ન હતા, અને કોઈની મુરૂવ્વત કે દબાણના લીધે ખિલાફે સુન્નત કામ કરવા કદી તૈયાર થતા ન હતા. ન તો કોઈને કરવા દેતા હતા. પછી ૨૦ રકઅત બાબત સહાબાનો અમલ શું બતાવે છે ? એ જ ને કે ૨૦ રકઅત બરાબર સુન્નત અનુસાર હતી.

હઝરત ઉમરે ફારૂક (રદિ.) જેમની ખિલાફતના ઝમાનામાં તરાવીહની જમાઅતનો એહતેમામ અને ૨૦ રકઅત ઉપર સહાબાનો ઈજમાઅ થયો. આપે ખલીફા હોવાની સાથે આમ ઈજાઝત આપી હતી કે મારી જે કોઈ વાત ટીકા પાત્ર હોય તો ભર દરબારમાં મને અટકાવી દેતાં ચુકશો નહી. એક વખતે આપે બયાન કર્યું કે હે લોકો ! અગર હું સુન્નતે નબવી અને સીરતે સિદ્દીકી વિરૂદ્ધ કોઈ હુકમ આપું તો શું કરશો ? લોકો ખામોશ રહ્યા, બીજી વાર એ જ સવાલ કર્યો તો એક નવજવાન તલ્વાર ખેંચી ઉભો થઈ કહેવા લાગ્યો,

અર્થાત :- "આવી રીતે તલ્વારથી માથું કાપી દઈશું," આ જોઈ આપ ઘણાં ખુશ થયા હતા. (સીરતે ખુલફાએ રાશિદીન પાનું ૬૦-૬૧)

એક વખત હઝરત ઉમરે ફારૂક (રદિ.)એ મિમ્બર પર ખુત્બો આપતાં ફરમાવ્યું :- **ઈસ્મઉ વ અતીઉ** (સાંભળો અને અમલ કરો) હાઝિરીનમાંથી એકે ઉભા થઈ સાફ ઈન્કાર કર્યો :- **લા નસ્મઉ વલા નુતીઉ** (નથી સાંભળતા અને નથી અમલ કરતા) અમીરૂલ મુઅમિનીને કારણ પૂછ્યું તો કહેવા લાગ્યા કે માલે ગનીમતમાંથી અમને એક ચાદર મળી છે. આપે બે ચાદર શા માટે લીધી ? આપના ફરઝંદે કહ્યું કે બે ચાદર લીધી નથી, મેં મારા ભાગની ચાદર આપને આપી છે, ત્યારે પેલા માણસે કહ્યું :-હવે આપ ફરમાવો અમે સાંભળીશું.

**નોંધ** :- અગર ૨૦ રકઅત હઝરત ઉમર (રદિ.)ની ઈજાદ હોત તો આવા નીડર, હક ગો સહાબા ખામોશ રહત ?

પુરૂષ તો પુરૂષ, સ્ત્રીઓ પણ ટકકર લેતી હતી, એક વખતે હઝરત ઉમર (રદિ.) એ ખુત્બામાં

કહ્યું :-હે લોકો ! મહેરમાં ૪૦૦ દિરહમથી વધશો નહી. એક કુરૈશી ઔરતે કહ્યું કે, આપને મહેર બાબત પાબંદી લગાડવાનો કોઈ હક નથી. જયારે ખુદાપાક ફરમાવે છે કે **વઆતય્તુમ ઈહંદાહુન્ન કિન્તારન.**

અર્થાત :-તમે મહેરમાં તેને ઘણો માલ દઈ ચુકયા છો ! (એમાં પાબંદી કયાં છે ?) આ સાંભળી મહેર ઉપર પાબંદીનો હુકમ આપે પાછો લઈ લીધો.

(ખુલાસતુ-ત્તફાસીર ભાગ -૧ પાનું-૩૬૩)

હઝરત ઉસ્માન (રદિ.) (ત્રીજા ખલીફા) ને ખલીફા નિમ્યા ત્યારે હઝરત અબ્દ-ર્રહમાન ઈબ્ને ઔફ (રદિ.) અને તમામ સહાબાએ આ શબ્દો સહિત બય્અત કરી હતી કે :- **નુબાયિઉક અલા કિતાબિલ્લાહિ વ સુન્નતિ રસૂલિહી વ સુન્નતિલ ખલીફતય્નિ બઅદહુ.**

અંર્થાત :- અમે આપના હાથ ઉપર એ શર્તે બય્અત કરીએ છીએ કે આપ ખુદાની કિતાબ અને તેના રસૂલની સુન્નત અને આપ (સલ.)ના બન્ને ખલીફાના તરીકા ઉપર કારબંદ રહેશો.

બિરાદરાને ઈસ્લામ ! ગૌર કરો અને વિચારો ! આવા વાતાવરણમાં સહાબા (રદિ.) એ ૨૦ રકઅત તરાવીહ પઢી અને વર્ષો પઢી, હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં અને આપની વફાત પછી પણ કોઈ એક સહાબીએ ૨૦ રકઅત વિરૂદ્ધ આવાઝ નહીં ઉઠાવ્યો. ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.)પણ હયાત હતાં. તે પણ બોલ્યાં નહીં. મઝકુર બિના જેમની સામે હોય તે એક સેકન્ડ માટે પણ માની શકે છે કે ૨૦ રકઅત ખિલાફે સુન્નત છે. અને સહાબાએ પોતાના તરફથી સુન્નત વિરૂદ્ધ (૧૨) રકઅતનો વધારો કર્યો ? નહીં, હરગિઝ નહી. બલ્કે એવું માનનાર પોતે જ બિદઅતી, સુન્નત વિરોધી અને ગુમરાહ ગણાંશે.

જમાઅતે સહાબા (રદિ.) ના વીસ રકઅત તરાવીહના આ સનદી મુત્તફિકહ અમલ તેમજ ઈજમાઈ ફેસ્લાનો અસ્વીકાર કરવો અને વીસ રકઅતને સુન્નત વિરૂદ્ધ કહેવું ખોટી ઝિદ અને હઠધર્મી છે, સહાબા (રદિ.) નો વીસ રકઅત વિષેનો આ મુત્તફિકહ ફેસ્લો વાજિબુલ અમલ છે, એ ફેસ્લાને અમલ માટે અપૂરતું સમજવું અને બીજી દલીલોની માંગણી કરવી જહાલત તેમજ ગુમરાહી છે.

હઝરત અબુ અય્યુબ સજિસ્તાની (રહ.) રિવાયત કરે છે કે,

**'ઈઝા હદ્દસ્ત-ર્રજુલ બિસ્સુન્નતિ ફકાલ દઅના મિન હાઝા વહદ્દિસ્ના બિમા ફિલ્ કુર્આનિ ફઅલમ અન્નહુ ઝાલ્લુન'**

અર્થાત :-જયારે તુ કોઈને સુન્નત તરીકાની ખબર આપે અને તે કહે કે એને રહેવા દો, કુર્આન શું કહે છે તે બતાવો ? તો તે માણસ ગુમ્રાહ છે. (ગુન્યતુ-ત્તાલિબીન ભાગ ૧ પાનું -૫૬)

કારણ કે સુન્નત પણ શરઈ દલીલ છે. તેને અપુરતી સમજી કુર્આની દલીલની માંગણી કરવી ગુમ્રાહી છે, એવી જ રીતે સહાબા (રદિ.) ખાસ કરી ખુલફાએ રાશિદીન (રદિ.) ના અમલ અને મુત્તફિકહ ફેસ્લાને અમલ માટે અપૂરતું સમજવું અને બીજી દલીલની માંગણી કરવી પણ ઝલાલત અને ગુમરાહી છે, જમાઅતે સહાબા (રદિ.) ઉમ્મતમાં અફઝલ અને મેઅયારે હક (હક જાણવાની કસોટી) છે, એમનું અનુકરણ તેમજ પૈરવી નજાત તથા કામ્યાબીનું સાધન છે, નહી કે ધોકો ખાવું ! જેમકે સામરોદી સાહબ લખે છે. જુઓ ! 'અલબત્ત લોકો (સહાબહ) એ પાછળથી વધુ (વીસ) પઢી છે. હવે વિચાર કરવાનું અને ઈન્સાફ કરવાનું આટલું છે કે અમારા માટે ખુદાપાકે નબી સાહબની જ ફરમાંબરદારી અને તાબેદારી કરવી ફર્ઝ ઠેરાવી છે, અથવા દીન, ઈમાન, ઈસ્લામ અને શરીઅતના કાયમ કરવાનો હક શું કોઈ ઉમ્મતીઓ (સહાબા વિગેરે)ને ખુદાપાકે આપેલો છે.? લોકો (સહાબહ)નું **વધુ પ્રમાણમાં** (૨૦ રકઅત) **તરાવીહ પઢવા ઉપર ધોકો ખાવું નહી.'**

(નબીની નમાઝ પાનું ૫૪ લખનાર સામરોદી)

હાલાંકે સહાબાને ખુદાપાકે પોતાની ખુશ્નુદીનું સર્ટિફીકેટ આપ્યું છે અને તેમનું અનુકરણ તેમજ ફરમાં બરદારીનો આપણને હુકમ કર્યો છે, અને તેમને દીનની મદદ તેમજ રક્ષણ માટે ચૂંટી કાઢયા છે.

કુર્આનમાં છે, (૧) **વસ્સાબિકૂનલ અવ્વલૂન મિનલ મુહાજિરીન વલ્ અન્સાર.........**

અર્થાત :-અને જે મુહાજિરીન તથા અન્સારે (કુબૂલે હક તથા ખિદમતે ઈસ્લામમાં) આગળ વધી-વધીને ભાગ લીધો અને જેઓ ઈસ્લાહની સાથે કુબૂલે હક તથા ખિદમતે ઈસ્લામમાં તેમના પગલે ચાલનારા છે. ખુદા તેમનાથી રાઝી છે અને તેઓ પણ (મોટો દરજો પ્રાપ્ત કરી) ખુદાથી રાઝી થઈ ગયા. (સુરએ તવ્બહ)

(૨) અને બીજી જગ્યાએ ફરમાવે છે; '**યા અય્યુહ-લ્લઝીન આમનૂ અતીઉલ્લાહ વ અતીઉર્રસુલ વઉલિલ અમ્રિ મિન્કુમ.**'

અર્થાત :- હે ઈમાનવાળાઓ! તમે ખુદા અને તેના રસૂલની તાબેદારી કરો અને તમારા પૈકી જે ઊલિલ અમ્ર છે (સહાબા વિગેરે) તેમની પણ તાબેદારી કરો. (સૂરએ નિસાઅ)

ખુલફાએ રાશિદીન ''ઉલિલ અમ્રિ મિન્કુમ''ના પહેલા મિસ્દાક કિંવા પ્રથમ કક્ષાએ પાત્ર છે. (તફસીરે ફત્હુલ બયાન, કર્તા :- નવાબ સિદ્દીક હસન અહલે હદીસ, ભાગ-૧ પાનું-૫૮૫)

(૩) અને આપ (સલ.)નું ફરમાન છે; '**મા અન અલય્હિ વ અસ્હાબી**'

અર્થાત :- રાહે હક અને નજાત (મુક્તિ)નો માર્ગ (તરીકો) તે છે કે જેના ઉપર હું અને મારા સહાબા (રદિ.) છે. (મિશ્કાત શરીફ પાનું-૩૦)

(૪) અને ઈર્શાદે નબવી છે; **ફઅલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલફાઈ-ર્રાશિદીનલ મહદિય્યીન તમસ્સકૂ બિહા વ અઝ્ઝુ અલય્હા બિન્નવાજિઝ**

અર્થાત :- હે લોકો! તમે મારા અને મારા હિદાયત પામેલા ખુલફાએ રાશિદીનના તરીકાને લાઝિમ કરી લેજો અને તેને સંપૂર્ણ રીતે પકડી રાખજો! (અબુ દાઉદ ભાગ-૨ પાનું-૨૮૭)

(૫) અને ફર્માને નબવી (સલ.) છે કે :-

'**અસ્હાબી કન્નુજૂમ ફબિઅય્યિહિમ ઈકતદય્તુમ ઈહતદય્તુમ.**'

અર્થાત :- મારા સહાબહ સિતારાઓ જેમ છે, એઓ પૈકી જેમની પણ ઈકતિદા કરશો હિદાયત પામનાર થશો. (મિશ્કાત શરીફ પાનું-૫૫૪)

(૬) અને રિવાયત (રીમર્ફુઅન અને મવ્કુફન)માં છે કે 'ખુદાપાકે બંદાઓના દિલોને જોઈ હઝરત રસૂલે મકબૂલ (સલ.) ને પસંદ કરી રસુલ બનાવ્યા. પછી ખુદાપાકે બંદાઓના દિલોને જોઈ તેમાંથી આપ (સલ.)ના સાથી (સહાબહ)ને ચુંટી કાઢયા અને તેમને (સહાબહને) દીને ઈસ્લામના મદદગાર તેમજ આપ (સલ.)ના વઝીર બનાવ્યા, તો જે વસ્તુને એ મુ'મિનીન (સહાબહ અને મુજતહિદીન) સારી માને તે ખુદાના નઝદીક પણ સારી છે અને જે વસ્તુને એ મુસલમાનો બુરી માને તે ખુદાના નઝદીક પણ બુરી છે. (ઈકામતુલ હુજ્જહ પાનું-૮) (મજાલિસુલ અબ્રાર મજલિસ-૧૮ પાનું-૧૩૦) એની સનદ સહીહ છે. (અલ્બિદાયહ વન્નિહાયહ ભાગ-૧૦ પાનું-૨૨૮)

(૭) બીજી એક રિવાયતમાં છે કે 'તમારે કોઈની ઈત્તિબાઅ અને ઈકતિદા કરવી હોય તો હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.)ના સહાબહની જ ઈકિતદા કરો! ખુદાએ એ બેહતરીન જમાઅતને પોતાના બહેતરીન રસુલના સાથી, સમાગમ પામેલ અને દીનના રક્ષણ માટે પસંદ કરી છે. માટે

તમે એમની બુઝુગી ઓળખો અને એમના જ પગલે ચાલો, તેઓ સીધા અને સ્પષ્ટ માર્ગ પર હતા. (મિશ્કાત શરીફ પાનું-૩૨)

(૮) અને હઝરત હસન બસ્રી (રહ.) ફરમાવે છે કે 'આ જમાઅત (સહાબા રદિ.) કુલ ઉમ્મતમાં સૌથી વધુ નેક દિલ, સૌથી વધુ ગહેરા ઈલ્મની માલિક અને સૌથી વધુ સાદી જમાઅત હતી. ખુદાપાકે પોતાના રસુલના સાથ માટે એને પસંદ કરી હતી, તે આપના અખ્લાક અને આપના તરીકાઓ સાથે મુશાબહત કિંવા અનુરૂપતા તેમજ મળતાપણું પૈદા કરવાની કોશિશમાં લાગેલી રહેતી હતી. એ જમાઅતને ધુન હતી તો એની જ. (આપના નકશે કદમ પર ચાલવાની જ) તલાશ હતી તો એની જ. આ કઅબહના રબની કસમ! એ જમાઅત સિરાતે મુસ્તકીમ ઉપર કાયમ હતી. (તર્જુમાનુ-સ્સુન્નહ ભાગ-૧ પાનું-૪૬)

(૯) હઝરત મુહમ્મદ ઈબ્ને સીરીન (રહ.)ને હજ્જનો એક મસ્અલો પુછવામાં આવ્યો તો આપે કહ્યું કે હઝરત ઉમરે ફારૂક (રદિ.) અને હઝરત ઉસ્માને ગની (રદિ.)એને મકરૂહ જાણતા હતા, જો એ ઈલ્મ હતો તો તેઓ મારાથી વધુ (કુર્આન હદીસના) આલિમ હતા અને જો તેમનો અભિપ્રાય હતો તો તેમનો અભિપ્રાય મારા મતથી અફઝલ છે.(જામિઉ બયાનિલ ઈલ્મ ભાગ-૨ પાનું-૩૧)

(૧૦) હઝરત ઈમામ અવ્ઝાઈ (રહ.) ફરમાવે છે કે; 'બસ ઈલ્મ તો તે જ છે કે જે આપ (સલ.)ના સહાબા (રદિ.)થી નકલ કરવામાં આવ્યો છે, અને જે આપ (સલ.)ના સહાબા (રદિ.)થી નક્લ કરવામાં આવેલ નથી તે ઈલ્મ જ નથી. (જામિઉ બયાનિલ ઈલ્મ ભાગ-૨ પાનું-૩૯)

(૧૧) હઝરત આમિર શઅબી (રહ.)નું બયાન છે :- ' હે લોકો! જે વાતો તમારી સામે આપ(સલ.)ના સહાબા તરફથી નકલ કરવામાં આવે તેને ધારણ કરી લો. અને જે પોતાની સમજથી કહે તેને નફરતની સાથે છોડી દો. (જામિઉ બયાનિલ ઈલ્મ ભાગ-૨ પાનું-૩૯)

(૧૨) હઝરત ઉમર ઈબ્ને અ. અઝીઝ (રહ.) ફરમાવે છે; સહાબાની જમાઅતે પોતાના માટે જે તરીકો પસંદ કર્યો છે તમે પણ તેને જ પસંદ કરજો. અને પોતાનો મસ્લક (નિયમ) બનાવી લેજો. તમે સમજતા હોવ કે (સહાબા અને તમારા મતફેરમાં) તમે હક પર છો (જેમકે ૨૦ રકઅત તરાવીહ બાબત સામરોદી સમજે છે) એનો અર્થ એ થશે કે તમે પોતાને સહાબાની જમાઅતથી આગળ વધી ગએલા માનો છો. દેખીતું છે કે આ ખ્યાલ કેટલો મુર્ખાઈ ભર્યો અને ગુમ્રાહ કરનારો છે? (અબુ દાઉદ શરીફ ભાગ-૨ પાનું-૨૮૫)

(૧૩) હઝરત ઈમામે રબ્બાની મુજદ્દિદે અલ્ફે સાની (રહ.) ફરમાવે છે કે આપ (સલ.)એ નજાત છુટકારો) પામનારી જમાઅતની ઓળખ વિષે ફરમાવ્યું છે કે જે એ તરીકા ઉપર હોય જેના ઉપર હું અને મારા સહાબા છીએ. ઝાહિરમાં આટલું ફર્માવી દેવું પુરતું થઈ જાત કે જે તરીકા ઉપર હું છું, સહાબાનો ઉલ્લેખ પણ પોતાની સાથે કર્યો એનું કારણ એ છે કે સૌ જાણી લે કે મારો તરીકો તે જ છે જે મારા સહાબાનો તરીકો છે, માટે નજાત કિંવા મુકિત (છુટકારા)નો માર્ગ સહાબાની જ પૈરવી સાથે સંબંધિત છે, માટે આપ (સલ.)ની પૈરવી (અનુકરણ)નો દાવો કરવો અને સાથે જ સહાબા (રદિ.)ના તરીકાની મુખાલિફત કરવી (જેમકે સામરોદીનો તરીકો છે) એ રદ બાતિલ છે બલ્કે એવી પૈરવી હકીકતમાં આપ (સલ.)ની નાફરમાની ગણાશે, પછી નજાતની આશા કયાં?

(મકતુબ નંબર ૮૦ મકતૂબાત ભાગ ૧ પાનું ૧૦૩)

(૧૪) અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.) લખે છે કે :- 'સહાબાના ઝમાનાનો અહલે મદીનાનો અમલ કાબિલે હુજ્જત (શરઈ દલીલ) છે.

**વ અમલુ અહલિલ મદીનતિ-લ્લઝી યુહતજજુ બિહી મા કાન ફી ઝમનિલ ખુલફાઈ-**

રાશિદીન' (ઝાદુલ મઆદ ભાગ ૧ પાનું ૬૮)

(૧૫) હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલ્વી (રહ.) લખે છે કે :- **'વમીઝાન દર મઅરિફતે હક વ બાતિલ ફહમે સહાબહ વ તાબિઈન-સ્ત'** અર્થાત :- હક અને બાતિલ જાણવાની કસોટી સહાબા અને તાબિઈનની સમજ છે. જે વસ્તુને એમણે આપ (સલ.)ની તઅલીમ અને કરાઈને હાલી તથા મકાલીથી સમજયા છે. (જયારે તેને તે સમયના લોકોએ ગલત ઝાહિર કર્યું નથી) તે વાજિબુલ કુબૂલ છે કિંવા એનો સ્વીકાર કરવો વાજિબ છે. (ફતાવા અઝીઝી ભાગ. ૧ પાનું ૧૫૭)

જમાઅતે સહાબા (રદિ.)નો અમલ પણ સુન્નત જ છે. વિરોધ કરનાર ગુમ્રાહ છે. ઉસુલી મસ્અલો છે કે જેવી રીતે આપ (સલ.) નો ફેઅલ (કૃત્ય) સુન્નત છે, સહાબા (રદી.)નો ફેઅલ પણ સુન્નત છે.

(૧) ઉસુલે-શાશીમાં છે. 'વસ્સુન્નતુ ઈબારતુન અનિત્તરીકતિલ મસ્લૂકતિલ મરઝિય્યતિ ફી બાબિ-દ્દીનિ સવાઉન કાનત મિર્રસુલિલ્લાહિ સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ અવ મિન-સ્સહાબતિ કાલ અલયહિસ્સલામ અલય્કુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈ મિમ બઅદી અઝ્ઝુ અલય્હા બિન્નવાજિઝ.

અર્થાત :- સુન્નત તે તરીકએ મરઝિય્યહ મસ્લુક ફીદ્દીનને કહે છે જેના ઉપર આપ (સલ.) અથવા આપના સહાબા (રદિ.)નો અમલ હોય. આપનું ફરમાન છે કે તમારા માટે ઝરૂરી છે કે મારા તરીકાને અને ખુલફાના તરીકાને સંપૂર્ણ રીતે પકડી રાખો. (પાનું ૧૦૪)

(૨) મહાન બુઝુર્ગ અને મશ્હુર મુહદ્દિસ હઝરત શાહ અબ્દુલ હક બુખારી મુહદ્દિસ દહેલ્વી (રહ.)એ ફરમાવ્યું છે કે વ બહકીક્ત સુન્નતે ખુલફાએ રાશિદીન (રદિ.)હુમાં સુન્નતે પયગમ્બરે-સ્ત (સલ.)

અર્થાત :- ખુલફાએ રાશિદીન (રદિ.)ની સુન્નત હકીક્તમાં આપ (સલ.)ની સુન્નત છે. (અશિઅતુ-લ્લમઆત ભાગ ૧ પાનું ૧૩૯)

(૩) મહાન મુહદ્દિસ અને ફકીહ અલ્લામહ અહમદ તહતાવી (રહ.) ફરમાવે છે કે :- જેવી રીતે આં હઝરત (સલ.)નો અમલ સુન્નત છે હઝરાતે સહાબા (રદિ.)નો અમલ પણ સુન્નત છે. (તહાતાવી અલા મરાકિલ ફલાહ પાનું ૨૩૯)

(૪) મહાન મુહદ્દિસ અલ્લામહ મુલ્લા અલી કારી (રહ.) ફરમાવે છે;

ખુલફાએ રાશિદાને દર હકીક્ત આં હઝરત (સલ.)ની જ સુન્નત પર અમલ કર્યો છે. (મિર્કાત શર્હે મિશ્કાત ભાગ ૧ પાનું ૩૦)

(૫) ખાતિમુલ મુહદ્દિસીન અલ્લામહ અન્વર શાહ કશ્મીરી (રહ.) ફરમાવે છે

અમલે ફારૂક (વીસ રકઅત તરાવીહ)ને ઉમ્મતે ઈખ્તિયાર કર્યો છે. અને એ સુન્નતે શરઈય્યહ છે એટલે સુન્નતે મુઅક્કદહ છે. દલીલ આપનું ફર્માન છે; અલય્કુમ બિસુન્નતી વસુન્નતિલ ખુલફાઈ-રાશિદીન.... (કિતાબ અર્ફે શઝી ભાગ ૧ પાનું ૩૬૦)

(૬) અલ્લામહ બહરૂલ ઉલૂમ (રહ.) ફરમાવે છે :- વહિય સુન્નતુન અલય્ના લા શકક ફીહી લિઅન્ન સુન્નતલ ખુલફાઈ-રાશિદીન કસુન્નતિહિ (સલ.) ફિલ્લુઝૂમિ વલ્ઈસાઅતિ-ફી-ત્તર્કિ,

અર્થાત :- તરાવીહની વીસ રકઅત અમારા માટે સુન્નત છે, એમાં ઝરાયે શંકા નથી. કારણ કે ખુલફાએ રાશિદીનની સુન્નત આપ (સલ.)ની સુન્નત જેવી છે એના ઉપર અમલ કરવું ઝરૂરી હોવામાં અને તેને છોડવાનું ગુનાહ હોવામાં, કારણ કે ફરમાને નબવી 'અલય્કુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈ-રાશિદીન' એ બાબતમાં સરીહ નસ છે. ખુલફાએ રાશિદીનથી સાબિત થએલ અમલ પણ કરવું લાઝિમ થશે. (રસાઈલુલ અરકાન પાનું ૧૩૮)

(૭) ખાતિમુલ મુહક્કિકીન હઝરત અલ્લામહ અબ્દુલ હય લખ્નવી (રહ.) લખે છે કે :-

અલ-હાસિલ અઝી હદીસ સરીહન મઅલુમ મી શવદ કે સુન્નતે ખુલફા મિસ્લે સુન્નતે આં હઝરત બર ઉમ્મત લાઝિમ વ મુઅકકદ-સ્ત અર્થાત :- હાસિલ (સાર)એ છે કે આ હદીસ (અલયકુમ બિસુન્નતિ વ સુન્નતિલ ખુલફા)થી સરીહ (ચોખ્ખી) રીતે જણાય છે કે ખુલફાએ રાશિદીનની સુન્નત આં હઝરત (સલ.)ની સુન્નતની જેમ લાઝિમ અને મુઅકકદહ છે. (મજમૂઅએ ફતાવા ભાગ. ૧ પાનું. ૧૦)

જો કે સહાબા (રદિ.)ના કેટલાક અમલોની સૂરત આપ (સલ.)ના મુબારક ઝમાનામાં હમને જોવા નહી મળે પરંતુ શરીઅતના હેતુઓના લિહાઝથી તેનું અને સુન્નત અને શરીઅત હોવું ઝરૂરી છે. એની મિસાલ એવી છે કે બાળક બાપની હયાતીમાં મજુદ ન હોય, માંના પેટમાં હોય (જેને નઝદીકના ખાસ લોકો જાણી શકે છે.) અને બાપના મરણ પછી વુજુદમાં આવે છે પણ બાપની જ અવ્લાદ અને વારિસ કહેવાય તેમજ બાપની બીજી અવ્લાદ જેમ વારસામાં બરાબરની હકદાર બને છે. એ જ પ્રમાણે આપ (સલ.)ની વફાત પછી સહાબાના ઝમાનામાં ઝાહિર થયેલા અને વુજૂદમાં આવેલા અમલો પણ સુન્નત જ છે. એની બુન્યાદ પણ આપ (સલ.)ના ઝમાનામાં પડેલી ગણાંશે. (જેમકે હમલની બુન્યાદ) અને તેના જાણનારા કરીબ કિંવા નિકટના ખાસ લોકો (સહાબએ કિરામ (રદિ.) હોઈ શકે છે. એવી જ રીતે જો કોઈને માહિતીના અભાવે અને નાદાનીના લીધે અને તરાવીહની વીસ રકઅતની મજીદહ સુરત આપ (સલ.)ના મુબારક ઝમાનામાં નઝર નહી આવે તેને લાઝિમ છે કે આપ (સલ.)ના સાથી (સહાબા રદિ.) અને વઝીરો (ખુલફાએ રાશિદીન)ના ફર્માનને માની સુન્નત યકીન કરી લે અને વીસ રકઅતનો વિરોધ કરી ગુમ્રાહ નહી બને.

(૮) હઝરત શાહ અ. હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે કે :-

પસ હરચે ખુલફાએ રાશિદીન બદાં હુકમ કરદહ બાશદ અગરચે બઈજતિહાદ વ કિયાસે ઈશાં બુવદ ચુનાંકે ફિકરએ ઝાઈગહ કુનન્દ (અર્થાત) જે બાબતો ખુલફાએ રાશિદીને હુકમ કર્યો છે, અગર તે તેમના ઈજતિહાદ અને કિયાસથી પ્રદશિત થયો હોય તે પણ સુન્નત છે. તેને બિદઅત કહી શકાય નહી જેમકે ગુમ્રાહ ફિર્કો માને છે. (અશિઅતુ-લ્લમઆત શર્હે મિશ્કાત ભાગ-૧ પાનું-૧૩૯)

(૯) હવાશી તરીકએ મુહમ્મદિય્યહ ખ્વાજહ ઝાદહમાં છે. 'અમ્મલ હાદિસુ ફી ઝમનિલ ખુલફાઈ-ર્રાશિદીન ફલયસ બિબિદઅતિન (અર્થાત) પણ ખુલફાએ રાશિદીનના ઝમાનામાં વુજુદમાં આવેલી બાબતો બિદઅત નથી. હદીસની રૂએ તેમની સુન્નત આપ (સલ.)ની સુન્નત સમાન છે. (ઈકામતુલ હુજ્જહ પાનું-૪)

(૧૦) હદીકતુ-ન્નદિય્યહ શર્હે તરીકતુલ-મુહમ્મદિય્યહ અલ્લામહ અ. ગની નાબલુસી દમિશ્કીમાં છે; ફમા હદસ ફી ઝમનિહિમ ફલયસ બિબિદઅતિન.

(અર્થાત) ખુલફાએ રાશિદીનના ઝમાનામાં વુજૂદમાં આવેલી ચીઝો બિદઅત નથી. (સુન્નત છે.) (ઈકામતુલ હુજ્જહ પાનું-૪)

(૧૧) અહલે હદીસ મવ. નવાબ સિદ્દીક હસન ભોપાલી (રહ.) લખે છે કે :- આપ (સલ.) પછી જે ચીઝો ખુલફાએ રાશિદીન (રદિ.) એ સુન્નત ઠેરવી છે. કિંવા જારી કરી છે તેને માત્ર એટલા માટે ઈખ્તિયાર કરવામાં આવે છે કે આપ (સલ.)એ તેને ઈખ્તિયાર કરવાનો હુકમ આપ્યો છે. (અદ્દીનુલ ખાલિસ પાનું ૪૩૫)

(૧૨) જલીલુલ કદ્ર તાબિઈ ખલીફએ આદિલ હઝરત ઉમર ઈબ્ને અ. અઝીઝ ફરમાવે છે કે હઝરત રસૂલે મકબૂલ (સલ.)એ અમુક તરીકા મુકર્રર કર્યા છે. અને તેમના પછી આપના જાનશીન ઉલૂલ અમ્ર (સહબા)એ પણ અમુક તરીકા કાઈમ કર્યા છે. તેમનું ઈખ્તિયાર કરવું કિતાબુલ્લાહ (કુર્આન)ની તસ્દીક છે. અને અલ્લાહની ઈતાઅતને (બંદગી)ને અમલમાં લાવવું છે. અને ખુદાના

દીનની મદદ કરવું છે. કોઈને તેમાં રદ્દો-બદલ કરવાનો હક નથી. અને ન તો તેની મુખાલિફત કરનારની રાય કાબિલે તવજ્જુહ છે. જે એ તરીકાના વિરૂદ્ધ કરશે અને મુસલમાનોના તરીકાના ખિલાફ કરશે તો ખુદાપાક તેને જહન્નમમાં દાખલ કરશે. (જામિઉ બયાનિલ ઈલ્મ, અત્તશબ્બુહ ફિલઈસ્લામ ભાગ ૨ પાનું ૪૯)

સારાંશ કે જમાઅતે સહાબા (રદિ.)ની ઈત્તિબાઅમાં વીસ રકઅત તરાવીહ પઢનારા હકીકતમાં શરીઅત પર ચાલનારા છે. જેમકે મોટી જમાઅતની નમાઝોમાં પાછલી સફના મુક્તદીઓ મુકબ્બિરીન (નમાઝમાં ઈમામની પાછળ ઝોરથી તકબીરો કહેનારા)ની અવાઝ ઉપર નમાઝ અદા કરનારા ઈમામના જ મુક્તદી કિંવા ઈકતિદા કરનારા ગણાય છે, નહી કે મુકબ્બિરીનના ! એ જ પ્રમાણે સહાબા (રદિ.) (જેઓ આપ (સલ.)ના નિયુક્ત કરેલા અને વિશ્વાસુ મુકબ્બિરીન છે.)ની પૈરવી કરનારા પણ આપ (સલ.)ના જ પૈરવ અને મુત્તબિએ સુન્નત છે.

ખુલફાએ રાશિદીન અને જમાઅતે સહાબા (રદિ.)ના વીસ રકઅત તરાવીહના મુત્તફિકહ અમલ અને ઈજમાઈ ફેસ્લાને નહી માનવું અને ખિલાફે સુન્નત બતાવ્વું ખુલફાએ રાશિદીન અને સહાબા (રદિ.)ને સુન્નતના મુખાલિફ અને બિદઅતી ઠેરવ્વા બરાબર છે. હાલાંકે એમને ખુદાપાકે દીનના મદદગાર અને રસુલે પાક (સલ.)ના વફાદાર સાથી, ઈલ્મે નુબુવ્વતના અમીન અને "ઉસ્વએ હસનહ" ના ખરા મુહાફિઝ તરીકે પસંદ ફરમાવ્યા છે. અને એમની જ મારફતે દીન અને કુર્આન તથા આપ (સલ.)ના કૌલ અને અમલનો સહીહ ઈલ્મ અમને પહોંચ્યો છે. અગર એઓ (નઉઝુ બિલ્લાહ) વિશ્વાસ પાત્ર ન હોય તો પછી શરીઅતનું શું થશે ?

"અય ચશ્મે અશ્કબાર ઝરા દેખને તો દે
હોતા હે જો ખરાબ વો મેરા હી ઘર ન હો"

હઝરાતે સહાબા (રદી.) દરેક મુઆમલામાં ઈરશાદે ખુદાવંદી **"લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનતુન"** (સુરએ અઝહાબ) અર્થાતઃ- તમારા માટે રસુલે ખુદા (સલ.)ની ઝિંદગીમાં બેહતરીન નમુનો છે. અને ફરમાને નબવી (સલ.) 'તરક્તુ ફીકુમ અમ્રય્નિ લન તઝિલ્લુ મા તમસ્સકતુમ બિહિમા કિતાબુલ્લાહિ વ સુન્નતુ રસુલિહિ" (અર્થાત) મેં તમારા માટે બે વસ્તુ છોડી છે. જયાં સુધી તમો તેને પકડી રાખશો કદી ગુમરાહ થશો નહી, એક અલ્લાહની કિતાબ (કુર્આન) અને બીજી તેના રસુલ (સલ.)ની સુન્નત છે (મિશ્કાત,પાનું ૩૧)ના બહું જ પાબંદ હતા. દરેક વખતે તેમની સામે ઉસ્વએ હસનહ રહેતો, ન તો પોતે તેના ખિલાફ કરતા, ન તો કોઈને કરવા દેતા હતા. કિતાબુલ્લાહ પછી ઉસ્વએ નબીને જ તલાશ કરતા. પતો નહી લાગતો ત્યારે પોતાની સમજ મુજબ અમલ કરતા. અગર આપ (સલ.) ની સુન્નતનો તેમને પતો લાગી જતો તો પછી તેની જ તાબેદારી કરતા અને પોતાની રાયથી બાઝ આવી જતા હતા.

**ઉસ્વએ હસનહની પાબંદીના અમુક દાખલા**

(૧) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને પુછવામાં આવ્યું કે જેણે તવાફ કર્યો પણ સફા-મરવહની સઈ ન કરી તો તે ઔરત સાથે સંભોગ કરી શકે છે ? આપે ફરમાવ્યું કે નહી કરી શકે, કારણ કે આપ (સલ.) મકકહ તશરીફ લાવ્યા તો ખાનએ કઅબહનો સાત વખત તવાફ કર્યો. મકામે ઈબ્રાહીમ પાસે બે રકઅત તવાફની અદા ફરમાવી. પછી સફા-મરવહની સઈ કરી (એ પહેલાં હલાલ થયા નહી.) અને હઝરત ઈબ્ને ઉમર (રદી.)એ આ આયત પઢી.

**લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઉસ્વતુન હસનહ**

અર્થાતઃ- તમારા માટે ખુદાના રસૂલ (સલ.)ની ઝાતમાં બેહતરીન નમૂનો છે. (સહીહ બુખારી

શરીફ. ભાગ. ૧, પારો ૬ પાનું ૨૨૩) (સહીહ મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૪૦૫)

(૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ લડાઈના સમયે હજનો ઈરાદો કરી લીધો. લોકોએ કહયું કે દુશ્મન રોકી લેશે, (હજના અરકાન પૂરા અદા કરી શકશે નહી.) આપે કહયું કે શું વાંધો છે ? અગર રોકી લેશે તો હું તે જ પ્રમાણે અમલ કરીશ જે એવા સમયે આપ (સલ.)એ કર્યું હતું. પછી આયત પઢીઃ-''લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનહ''.

(સહીહ બુખારી શરીફ ભાગ ૧ પારો ૬ પાનું ૨૨૨)

(૩) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે અગર કોઈ માણસ પોતાની ઝાત ઉપર ઔરત વિગેરે કોઈ ચીઝ હરામ કરી લે તો તેને કસમનો કફફારો અદા કરવો જોઈએ. પછી આયત પઢી.. ''લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઉસ્વતુન હસનહ'' એટલે આપ (સલ.)એ પણ એમ જ કર્યું હતું. (સહીહ બુખારી શરીફ ભાગ ૨ પારો ૨૦ પાનું ૭૨૯)

(૪) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને મસ્અલો પૂછવામાં આવ્યો કે એક માણસે નઝર માની કે હમેશા રોઝો રાખીશ. પછી ઈદ આવી તો રોઝો રાખે કે નહી ? તો આપે ફર્માવ્યું ''લકદ કાન લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનતુન'' પછી ફર્માવ્યું કે આપ (સલ.) ઈદના દિવસે રોઝો રાખતા ન હતા માટે એ માણસ પણ રોઝો રાખે નહી.

(સહીહ બુખારી શરીફ ભાગ ૨ પારો ૨૭ પાનું ૯૯૧)

(૫) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ હઝરત અમીર મુઆવિયહ (રદિ.)ને ખાનએ કઅબહના બધા ખુણાઓને બોસો આપતાં જોઈ ફરમાવ્યું કે આપ (સલ.) બે ખુણાઓ સિવાય બાજાને ચૂમતા ન હતા પછી આયત પઢી લકદ કાન લકુમ ફી રસુલિલ્લાહિ ઊસ્વતુન હસનતુન' એ સાંભળી હઝરત અમીર મુઆવિયહ (રદિ.)એ ફરમાવ્યું કે આપ ઠીક કહો છો. અને બધા ખુણાઓને ચુમવાથી બાઝ આવી ગયા. (મુસ્નદે ઈમામ અહમદ)

(૬) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ને પુછવામાં આવ્યું કે કુર્આનમાં સલાતુલ ખૌફ અને ઈકામતની હાલતની નમાઝનું બયાન નથી. આપે કહ્યું કે આપ (સલ.) એવા ઝમાનામાં તશરીફ લાવ્યા કે અમે કંઈ જાણતા ન હતા. ''ફઈન્નમા નફઅલુ કમં રઅય્નાહુ યફઅલુ'' અને આપને જેમ કરતાં જોતા હતા તેમ કરતા આવ્યા છીએ. (મુઅત્તા ઈમામ માલિક પાનું. ૫૧)

(૭) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને હજરે અસ્વદને ચુમવા વિષે મસ્અલો પુછવામાં આવ્યો આપે કહ્યું કે આપ (સલ.)ને બોસો આપતાં મેં જોયા છે. તેણે કહ્યું કે અગર ભીડ હોય તો? ફરમાવ્યુઃ અગર-મગરને બાજુએ મુકો. મેં તો આપ (સલ.)ને બોસો આપતાં જોયા છે. (બુખારી શરીફ. ભાગ. ૧ પારો ૬ પાનું ૨૧૯)

રિવાયતમાં છે કે ઈબ્ને ઉમર (રદિ.) ભીડમાં પણ ચુમવાની કોશીશ કરતા હતા. અને પડી-પડી જતા, લોહી લુહાણ થઈ જતા. જુઓ ! સહાબા (રદિ.) દરેક મુઆમલામાં ઉસ્વએ હસનહ સામે રાખતા, અને તેની વિરૂદ્ધ કરતા ન હતા.

(૮) હઝરત હુઝય્ફહ ઈબ્ને યમાન (રદિ.)ના હાથ મુબારકથી ખાતાં-ખાતાં લુકમો (કોળિયો) પડી ગયો. આપે તેને ઉઠાવી લઈ મોંમાં નાંખી દીધો. ખાદિમે ચુપકીથી કહ્યુંઃ હઝરત! આમ ન કરો. અજમી લોકો એમ કરવાને ખરાબ સમજે છે. અને હિકારતની નઝરે જુએ છે. આપે ગુસ્સે થઈ કહ્યું ''અ, અત્રૂકુ સુન્નત હબીબી લિહાઉલાઈલ હુમકાઅ'' (અર્થાત) શું આ મુર્ખ લોકોના લીધે હું મારા મહબૂબની સુન્નતને છોડી દઈશ? (અત્તશબ્બુહ ફિલ્ઈસ્લામ ભાગ. ૧, પાનું. ૧૭૮)

(૯) આપ (સલ.)એ એક વખતે ખુત્બા માટે મિમ્બર પર ચઢી હાજરજનોને ફરમાવ્યું ઈજલિસુ''

(બેસી જાવ) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ મસ્જિદના દરવાઝા ઉપર (જોડા ઉતારવાની જગ્યા પર) આ ફરમાન સાંભળતા જ ત્યાં બેસી ગયા. આ જોઈ આપ (સલ.)એ આગળ ફરમાવ્યું. (મુસ્લિમ શરીફ)

(૧૦) હઝરત અબુ ઝર ગફફારી (રદિ.) બાગમાં પાણીનો સરંજામ કરી રહ્યા હતા. એક માણસથી પાણીની પાળ તૂટી ગઈ અને ઘેરેલું પાણી નિકળી ગયું જેથી આપને ગુસ્સો આવી ગયો, તો ત્યાં જ પાણીમાં બેસી પડયા. અને પછી ત્યાં જ સુઈ ગયા. આમ કરવાનું કારણ પુછતાં આપે ફરમાવ્યું કે આપ (સલ.)ની હદીસ છે કે જયારે ગુસ્સો આવે તો ઉભો હોય તો બેસી જાય. ગુસ્સો ઉતરી જશે અને ન ઉતરે તો સુઈ જાય. એટલા માટે મેં આમ કર્યુ. કપડાં અને શરીર ખરાબ થવું મંઝુર પણ કાદવ અને પાણીથી હટીને બેસવા, સુવામાં સુન્નત ઉપર અમલ કરવામાં તાખીર થાય છે એ મંઝુર નથી. આ છે સહાબએ કિરામ (રદિ.)ની તાબેદારીની શાન.

(મુસ્નદે ઈમામ અહમદ (રહ.) ભાગ. ૫, પાનું ૧૫૨)

(૧૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) બયાન ફરમાવે છે કે આપ (સલ.) પોતાના સહાબા (રદિ.)ને નમાઝ પઢાવી રહ્યા હતા કે અચાનક પગ મુબારકમાંથી ચંપલો કાઢી ડાબી તરફ કરી દીધી. આ જોઈ તમામ સહાબાએ પણ પોત-પોતાની ચંપલો કાઢી નાંખી નમાઝ પઢી. પછી આપ (સલ.)એ પુછ્યું કે તમે શા માટે ચંપલો કાઢી નાંખી? તો કહેવા લાગ્યા કે આપને જોઈ અમે પણ કાઢી નાંખી. આપ (સલ.)એ ફરમાવ્યું કે મેં તો એટલા માટે કાઢી નાંખી કે મને હઝરત જિબ્રાઈલ (અલ.)એ આવીને કહ્યું કે ચંપલોમાં ગંદકી લાગેલી છે.

(અબુ દાઉદ શરીફ ભાગ ૧ પાનું ૧૦૨)

(૧૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ એક માણસને જોયો કે તે ઊંટને બેસાડીને નહર કરે છે. આપે ફરમાવ્યું એને ઉભું કરી "નહર" કર. આપ (સલ.)નો તરીકો એ જ છે. કિંવા આપ (સલ.)નો તરીકો ઉટને ઉભું રાખી નહર કરવાનો છે.

(સહીહ બુખારી શરીફ ભાગ ૧ પારો ૭ પાનું ૨૨૯)

(૧૩) હઝરત ઈબ્ને ઉમર (રદિ.)ના દીકરા અબ્દુલ્લાહ પોતાના બાપથી રિવાયત નકલ કરે છે કે અરફહના દિવસે અમે આપ (સલ.)ની સાથે મિનાથી અરફાત જતા હતા અમારામાં અમુક લબ્બૈક કહેતા અને અમુક તકબીર કહેતા, આ સાંભળી હઝરત અ. ઈબ્ને સલ્માએ અફસોસની સાથે કહ્યું ખુદાની કસમ! ઘણી જ નવાઈની વાત છે. તમારામાંથી કોઈએ તેમને એમ કેમ ન પુછ્યું કે આપ (સલ.)નો શું અમલ હતો? (મુસ્લિમ શરીફ ભાગ ૧, પાનું ૪૧૬)

(૧૪) હઝરત સઈદ ઈબ્ને યસાર ફરમાવે છે કે એક સફરમાં હું હઝરત ઈબ્ને ઉમર(રદિ.)ની સાથે હતો. એક જગ્યાએ ઝરા પાછળ પડી ગયો. આપે પુછ્યું કયાં હતા? મેં કહ્યું વિત્ર પઢવા ઉતર્યો હતો, ફરમાવ્યું શું તમારા માટે આપ (સલ.)ની ઝાત બેહતરીન નમુનો નથી? મેં આપને સવારી ઉપર વિત્ર પઢતા જોયા છે. (તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૬૨)

નોટઃ- ઉઝરની હાલતમાં જાઈઝ છે.

(૧૫) હઝરત અલી (રદિ.)એ કિરાન કર્યો એટલે હજ અને ઉમરાનો એક સાથે એહરામ બાંધ્યો. હઝરત ઉસ્માન (રદિ.)એ કહ્યું કે હું લોકોને મસ્લિહતન "કિરાનથી રોકું છું ત્યારે તમે કરો છો". હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું :- **"લમ અકુન લઅદઉ સુન્નત રસુલિલ્લાહિ (સલ.) લિઅહદિમ મિનન્નાસિ"**

બનવા જોગ નથી કે હું કોઈના કહેવાથી રસુલુલ્લાહ (સલ.)ની સુન્નતને છોડી દઉ

(નસઈ શરીફ ભાગ ૧ પાનું ૨૪૫)

(૧૬) હઝરત ઈબ્ને ઉમર (રદી.)એ એક માણસને મસ્અલો બતાવ્યો, તેણે કહ્યું કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)તો બીજું બતાવતા હતા! હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ પોતાની તાઈદમાં આપ (સલ.)નો અમલ પેશ કરી કહ્યું કેઃ- બતાવો કોની તાબેદારી કરશો? આપ (સલ.)ની કે ઈબ્ને અબ્બાસ (રદિ.)ની ? અને કહ્યું કે અગર તમે સાચા મુસલમાન છો તો આપ (સલ.)ની સુન્નતની તાબેદારીને બીજાની વાતથી મુકદ્દમ રાખશો. (મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૪૦૫)

**નોંધ** :- અગર વીસ રકઅત સુન્નત વિરૂદ્ધ હતી તો આઠ રકઅત પેશ કરી કેમ કહેવામાં આવ્યું નહીં કે કોની તાબેદારી કરશો? આપ (સલ.) ની કે ઉમરે ફારૂક અને ઉબય ઈબ્ને કઅબ (રદિ.) વિગેરેની? અને કેમ ન કહયું કે તમે સાચા મુસલમાન છો તો આપ (સલ.) ની તાબેદારી ને બીજાની વાત ઉપર મુકદ્દમ રાખશો. અને હઝરત અલી (રદિ.) એ કેમ નહી ફરમાવ્યું કે બનવા જોગ નથી કે હું કોઈના કહેવાથી રસુલુલ્લાહ (સલ.) ની સુન્નતને છોડી શકું. ફઅતબિરૂ.....

અને હઝરત અલી (રદિ.) એ ૨૦ રકઅત પઢનારાઓને તંબીહ કેમ નથી કરી જેમકે ઈદની નમાઝ પહેલાં બે રકઅત પઢનારને કરી હતી કે જે કામ આપ (સલ.) એ નથી કર્યું અથવા જેની તરગીબ આપી નથી તેમાં સવાબ નથી. માટે તારૂં આ કામ નકામું છે. અને ઈબાદતમાં પોતાના તરફથી વધારો કરવો હરામ છે. "ભય છે કે આપ(સલ.) ના તરીકાના વિરૂદ્ધ કરવાથી ખુદાપાક તને અઝાબ આપે." (મજાલિસુલ અબ્રાર વિગેરે)

વીસ રકઅત પઢનાર ઉપર તંબીહ તો બાજુએ રહી. પોતે વીસ રકઅત પઢે છે. હદીસની ભરોસાપાત્ર કિતાબ "મઅરિફતુ-સ્સુન્નહ" માં સહીહ સનદથી રિવાયત નકલ કરવામાં આવી છે કે હઝરત અલી(રદિ.) એ રમઝાનમાં કારીઓને બોલાવી એકને હુકમ આપ્યો કે લોકોને વીસ રકઅત તરાવીહ પઢાવે. વિત્ર હઝરત અલી (રદિ.) પઢાવતા હતા. (ભાગ ૧ પાનું ૪૭૭)

ગૈર મુકલ્લિદોના મુકતદા હઝરત ઈમામ તેમિય્યહ (રહ.) એ મઝકુર રિવાયતને માની લીધી છે. જુઓ (મિન્હાજુ-સ્સુન્નહ ભાગ ૨ પાનું ૨૨૪)

**૨૦ રકઅત તરાવીહ હદીસથી સાબિત છે.**

ઉપરોક્ત દાખલા દલીલોથી પુરવાર થઈ ગયું કે ખલીફએ બરહક હઝરત ઉમરે ફારૂક (રદિ.)ની સદારતમાં ખુદાપાકના પસંદ કરેલા પોતાના નબી (સલ.)ના સાથીઓ, દીનના રક્ષકો અને મદદગારો ઉસ્વએ હસનહના પાબંદ, બિદઅતના દુશ્મન અને આપ(સલ.) ના સહીહ જાનશીન ખુલ્ફાએ રાશિદીન અને જમાઅતે સહાબા (રદિ.) નો મુત્તફકહ (સર્વ સંમત) અમલ અને ઈજમાઈ ફૈસ્લો ૨૦ રકઅતનો જ હતો. અમલ કરવા માટે એ જ દલીલ કાફી છે છતાં માંગણી કરવામાં આવે છે કે નબી સાહબના અમલથી ૨૦ રકઅત સાબિત કરો. તો હું કહીશ કે આ સવાલમાં એક દઅવો મુઝમર (છુપો) છે કે શરીઅતમાં અમલે નબી (સલ.) સિવાય કોઈ દલીલ (ઈજમાઅ અને તઆમુલે સહાબા) વિશ્વાસ પાત્ર નથી? સામરોદી એ તો સાફ લખ્યું પણ છે કે "અલબત્ત લોકો (સહાબા) એ પાછળથી વધુ પઢી છે. હવે વિચાર કરવાનું અને ઈન્સાફ કરવાનું આટલું જ છે કે અમારા માટે નબી સાહબની જ ફરમાંબરદારી અને તાબેદારી કરવી ફર્ઝ ઠેરાવી છે અથવા કે લોકો (સહાબા) ની? દીને ઈસ્લામ અને શરીઅતને કાઈમ કરવાનો હક શું કોઈ ઉમ્મતીઓને ખુદાપાકે આપેલો છે? લોકો (સહાબા)નું વધુ પ્રમાણમાં ૨૦ રકઅત તરાવીહ પઢવા ઉપર ધોકો ખાવું નહીં." (નબીની નમાઝ પાનું ૫૪)

હાલાંકે એ દઅવો તદ્દન ખોટો અને એ માન્યતા બાતિલ અને મરદૂદ છે. હઝરત અબુ અય્યુબ સજિસ્તાની (રહ.)થી રિવાયત છે કે જયારે તુ કોઈ માણસને મસ્નૂન તરીકાની ખબર આપે

અને તે કહે કે એને રહેવા દો. કુર્આન શું કહે છે તે બતાવો તો તે ગુમ્રાહ છે. (ગુન્યતુ-ત્તાલિબીન ભાગ ૧ પાનું ૫૬)

કારણ કે સુન્નત પણ શરઈ દલીલો પૈકી એક દલીલ છે. તેને અપુરતી સમજી કુર્આની દલીલની માંગણી કરવી સુન્નતને શરઈ દલીલ નહીં માનવા સમાન છે. એવી રીતે ઈજમાઅ અને સહાબા (રદિ.)ના મુત્તફિકહ અમલ (૨૦ રકઅત તરાવીહ)ને અપુરતું માની નબી (સલ.)ના અમલની માંગણી કરવી શરઈ ઉસૂલ અને દલીલોનો ઈન્કાર છે. શરઈ ઉસુલ અને દલીલો ચાર છે. **(૧) કિતાબુલ્લાહ (૨) હદીસે રસુલ (૩) ઈજમાએ ઉમ્મત (૪) કિયાસે મુજતહિદ** (નુરૂલ અન્વાર પાનું ૬-૭) અને ખુદાપાકનું ફરમાન છે. અતીઉલ્લાહ વ અતીઉ-ર્રસુલ વ ઉલિલ અમ્રિ મિન્કુમ.

અર્થાત :- ખુદાની ઈતાઅત કરો અને રસુલની ઈતાઅત કરો અને તમારા પૈકી જે ઉલુલ અમ્ર છે તેમની પણ તાબેદારી કરો (સુરએ નિસાઅ)

ખુલફાએ રાશિદીન ''ઉલિલ અમ્રિ મિન્કુમ''ના પહેલા મિસ્દાક કિંવા પ્રથમ કક્ષાએ પાત્ર છે. (તફસીરે ફત્હુલ બયાન કર્તા:- અહલે હદીસ નવાબ સિદ્દીક હસન ભોપાલી. ભાગ ૨ પાનું ૫૮૫)

જેમને ખુદાપાકે સહીહ ઈલ્મ અને અકલે સલીમ તથા ઈમાની ફિરાસત તથા બસીરતથી નવાઝ્યા છે તેઓ સમજી શકે છે કે ૨૦ રકઅત તરાવીહ હદીસ અને કુર્આનથી પણ સાબિત છે. હકમ ઈબ્ને અબાને હઝરત ઈકરમહને ''ઉમ્મે વલદ''નો હુકમ પુછયો, જવાબ આપ્યો કે ''ઉમ્મે વલદ'' આઝાદ છે. પુછયું કે દલીલ શું છે ? કહયું કે કુર્આન, પુછયું કે કુર્આનની કઈ આયત ? ફરમાવ્યું ''અતીઉલ્લાહ વ અતીઉ-ર્રસૂલ વ ઉલિલ અમ્રિ મિન્કુમ' એટલે કે ખુદા અને તેના રસુલ (સલ.)ની તાબેદારી કરો અને તમારા પૈકી જે ઉલુલ અમ્ર છે. (સહાબા રદિ.) તેમની પણ તાબેદારી કરો. પછી કહયું કે હઝરત ઉમર (રદિ.) ''ઉમ્મે વલદ''ને આઝાદ ફરમાવતા હતા, આપ ઉલુલ અમ્ર હતા અને ઉલુલ અમ્રની ફરમાંબરદારી કુર્આની હુકમ છે. માટે તેમનું આઝાદ ફરમાવ્યું પણ કુર્આની હુકમ છે. (તર્જુમાનુ-સ્સુન્નહ)

જયારે માત્ર અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમર (રદિ.)ના ફેસ્લાને કુર્આની હુકમ માનવામાં આવે તો ખુલફાએ રાશિદીન હઝરત ઉમરે ફારૂક, હઝરત ઉસ્માન, હઝરત અલી (રદિ.) અને એ ત્રણેવ ખુલફાએ રાશિદીનના મુબારક ઝમાનાના હઝારો સહાબાનો ઈત્તિફાકી અમલ અને ઈજમાઈ ફેસ્લો કેમ કુર્આની હુકમ ન હોય ?

શૈખ અહમદ રૂમી (રહ.) લખે છે કે :- વસ્સહાબતુ હિનઈઝિન મુતવાફિરૂન મિન્હુમ ઉસ્માન વ અલી વ ઈબ્ને મસ્ઉદ વલ્અબ્બાસ વબ્નુહુ વતલ્હતુ વઝ્ઝુબૈર વ મઆઝ વગય્રૂહુમ મિનલ મુહાજિરીન વલ્અન્સાર (રદિ.) વમા રદ્દ અલય્હિમ મિન્હુમ બલ સાઅદુહુ વવાફકુહુ વ અમરૂહુ બિઝાલિક વવાઝબુ અલય્હા હત્તા અન્ન અલિય્યન (રદિ.) અસ્ના અલય્હિ વ દઆ લહુ બિલ્અય્રિ વ કાલ નવ્વરલ્લાહુ મઝ્જઅ ઉમર કમા નવ્વર મસાજિદના વકદ કાલ-ન્નબિય્યુ અલય્હિ-સ્સલામ અલયકુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈ-ર્રાશિદીન મિમ બઅદી વહિય ઈશ્રૂન રકઅતન,

અર્થાત :- જયારે હઝરત ઉમર (રદિ.)એ સહાબા (રદી.)ને ત્તરાવીહ પઢાવ્વા માટે ઈમામ મુકર્રર કર્યા તો ઘણાં સહાબા મજુદ હતા. તેમાંથી હઝરત ઉસ્માન, હઝરત અલી, હઝરત ઈબ્ને મસ્ઉદ, હઝરત અબ્બાસ, હઝરત ઈબ્ને અબ્બાસ, હઝરત તલ્હા, હઝરત ઝુબૈર, હઝરત મઆઝ (રદિયલાહુ અન્હુમ) વિગેરે. સૌએ મંઝુર રાખ્યું, એક પણ સહાબીએ મુખાલિફત કરી નહીં. બલ્કે સૌએ સાથ આપ્યો અને મુવાફિકત કરી. અને એનો જ હુકમ આપ્યો અને સૌ આમ જ પઢતા રહયા. એટલે લગી કે હઝરત અલી (રદિ.)એ હઝરત ઉમર (રદિ.)ની તઅરીફ કરી. અને આપના માટે દુઆએ

ખૈર કરી અને ફર્માવ્યું "ખુદાપાક ઉમરની કબ્રને રોશન કરે, જેમ તેમણે અમારી મસ્જિદોને રોશન કરી" અને આપ (સલ.)એ ફરમાવ્યું કે મારા તરીકાને અને ખુલફાએ રાશિદીનના તરીકાને જે મારા બાદ (ખલીફા) થશે લાઝિમ કરી લેશો. અને તરાવીહની ૨૦ રકઅત છે. (મજાલિસુલ અબ્રાર મજલિસ ૨૮ પાનું ૧૮૭)

બની સઅદ કબીલાની એક ઔરતે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.)ને કહયું કે મેં સાંભળ્યું છે કે શરીર ગુંદનારી (છુંદણા બનાવનારી) અને ગુંદાવનારી ઔરત ઉપર આપ લઅનત કરો છો ? આપે ફરમાવ્યું કે બેશક ! જેના ઉપર ખુદાએ લઅનત કરી હોય અને જે કુર્આની હુકમ હોય તેના ઉપર હું કેમ લઅનત નહી કરૂં ? તેણીએ કહયું કે કુર્આન તો હું પણ પઢું છું તેમાં તો એ હુકમ મેં જોયો નથી ! આપે ફરમાવ્યું કે તેં કુર્આન સમજીને પઢયું હોત તો ઝરૂર એ હુકમ જોઈ લીધો હોત. શું કુર્આનમાં આ આયત નથી ? **"મા આતાકુમુ-ર્રસૂલુ ફખુઝુહુ......"**

અર્થાત :- ખુદાના રસુલ (સલ.) તમને જે હુકમ આપે તેને કબુલ કરી લો. અને જે વાતથી મના કરે તેનાથી બાઝ આવી જાવ. આથી સાબિત થયું કે આપ (સલ.)નો હુકમ કુર્આની હુકમ છે. (મિશ્કાત પાનું ૩૮૧)

મઝકુર આયતથી પણ સાબિત થાય છે કે ૨૦ રકઅત તરાવીહ કુર્આની હુકમ છે. કુર્આન કહે છે કે રસુલની વાત માનો અને રસુલ ફરમાવે છે કે ખુલફાએ રાશિદીનના તરીકાને મઝબુત પકડી રાખો.

હઝરત અબ્દુ-ર્રહમાન ઈબ્ને યઝીદે એક માણસને એહરામની હાલતમાં સીવેલા કપડાંમાં જોઈ બદલી નાંખવા કહયું. તેણે કહયું કે કુર્આનમાં સીવેલા કપડાં પહેરવાની મનાઈનો હુકમ કયાં છે ? હોય તો બતાવો, આપે આયત પઢી; વમા આતાકુમુ-ર્રસુલુ ફખુઝુહુ"

(જામિઉ બયાનિલ ઈલ્મ પાનું ૨૪૯)

આ છે ઈલ્મે સહીહ અને ફહમે સલીમ અને ખુદાદાદ ફિરાસત તથા ઈમાની બસીરત 'ઝાલિક ફઝ્લુલ્લાહિ યુઅતીહિ મંય્યશાઅ.'

સામરોદી ગૈર મુકલ્લિદને એ કયાં નસીબ ? મઝકુર દલીલો અનુસાર ૨૦ રકઅત તરાવીહ કુર્આની હુકમ છે. કારણ કે ખુદાનું ફરમાન છે કે નબીની વાત માનો, અને નબી (સલ.) ફરમાવે છે કે મારા પછી તમારામાંના જેઓ જીવતા રહેશે તેઓ ઘણો ઈખ્તિલાફ જોશે તો તમારે મારી સુન્નત અને મારા નેકોકાર હિદાયત યાફતહ ખુલફાએ રાશિદીનની સુન્નતને ઈખ્તિયાર કરવું ઝરૂરી છે અને દાંતોથી મઝબુત પકડી રાખશો. (અબૂ દાવુદ શરીફ ભાગ-૨ પાનું ૨૮૭) (તિર્મિઝી શરીફ ભાગ-૨ પાનું ૯૨) (ઈબ્ને માજહ શરીફ ભાગ ૧ પાનું ૧૬)

અને ફરમાવે છે કે મારા પછી અબુ બકર અને ઉમર (રદિ.)ની ઈકતિદા કરશો.

(તિરમિઝી શરીફ ભાગ ૨ પાનું ૨૦૭) (મિશ્કાત પાનું ૫૬૦)

અને ખુલફાએ રાશિદીન વિગેરે સહાબા (રદિ.)થી ૨૦ રકઅત સહીહ સનદથી સાબિત છે માટે ૨૦ રકઅત હદીસે નબવી (સલ.)થી સાબિત અને કુર્આનથી પણ સાબિત છે. એની ખિલાફ વરઝી કુર્આન-હદીસની ખિલાફ વરઝી થશે અને ખુદા-રસૂલની નાફર્માની ગણાંશે. આપ (સલ.)નું ફર્માન છે. 'વમન અસાની ફકદ અસલ્લાહ. (અર્થાત) મારી નાફરમાની કરશે તે ખુદાનો નાફરમાન થશે.

અને ખુદાપાકનું ફરમાન છે; ફલા વરબ્બિક લા યુઅમિનુન હત્તા યુહકકિમૂક ફીમા શજર બય્નહુમ (અર્થાત) કસમ છે તારા રબની, જયાં લગી એ લોકો તમને પોતાના દરેક નાના-મોટા મામલામાં ઈન્સાફ કરનાર નહી માને અને તમારા ફેસ્લાને ખુશદિલીથી કબુલ નહી કરી લે, મુસલમાન

થઈ શક્તા જ નથી. (સૂરએ નિસાઅ).

આપ (સલ.)એ ૨૦ રકઅત તરાવીહ પઢી છે. અને પઢાવી પણ છે સામરોદી ગૈર મુકલ્લિદ કહે છે કે "વીસ રકઅત નબી (સલ.)નું જમાઅત સાથે પઢવું ઝઈફ હદીસથી પણ સાબિત નથી" એ એમના ઓછા ઈલ્મની દલીલ છે. ગરીબ કુવાના મેંડક (દેડકા)ને શી ખબર કે દરિયામાં શું છે ?

**તરાવીહ વિષે હદીસો**

**હદીસ નં. ૧ :-** આપ (સલ.) એ ફરમાવ્યું કે ખુદાપાકે તમારા માટે રમઝાનના રોઝા ફર્ઝ કર્યા અને તેના ક્યિામ (તરાવીહ)ને સુન્નત ઠેરવ્યું. (મિશ્કાત)

**હદીસ નં. ૨ :-** આપ (સલ.) એ ફરમાવ્યું કે ખુદાપાકે તમારા માટે રમઝાનના રોઝા ફર્ઝ કર્યા અને તેના ક્યિામ (તરાવીહ)ને (ખુદાપાકના હુકમથી)મેં સુન્નત ઠેરવ્યું.

(ઈબ્ને માજહ ભાગ ૧ પાનું ૪૧૧)

**હદીસ નં. ૩ :-** આપ (સલ.) એ ફરમાવ્યું; જેણે અકીદતમંદીથી અને સવાબની નિય્યતે રમઝાનનો ક્યિામ કર્યો (તરાવીહ પઢી) તો તેના આગલા ગુનાહો માફ થઈ જશે. (મિશ્કાત પાનું ૧૧૪)

**હદીસ નં. ૪ :-** હઝરત અબૂ ઝરથી રિવાયત છે આપે બયાન કર્યું કે અમોએ આપ (સંલ.)ની સાથે રોઝા રાખ્યા. આપે અમને તરાવીહ નહી પઢાવી પણ ૨૩ મી રાત્રે રાતના ત્રીજા ભાગ લગી પઢાવી. પછી ૨૪ મી રાત્રે નહી પઢાવી. પછી ૨૫ મી રાત્રે અડધી રાત સુધી પઢાવી. મેં અર્ઝ કરી કે બેહતર થાત કે બાકી રાત એટલે આખી રાત આપ (સલ.) નમાઝ પઢાવતે. આપ (સલ.) એ ફરમાવ્યું; જ્યારે ઈમામની સાથે નમાઝ પઢી પછી ફારિગ થાય છે તો તેને પૂરી રાતની ઈબાદત કરવાનો સવાબ મળે છે. પછી ૨૬ મી રાત્રે નહી પઢાવી. પછી ૨૭ મી રાત્રે પઢાવી. એટલે લગી કે અમને સેહરીનો ટાઈમ નહી મળવાનો ભય થવા લાગ્યો. ત્યાર પછી ૨૮ મી અને ૨૯ મી રાત્રે નહી પઢાવી. (મિશ્કાત શરીફ પાનું ૧૧૪)

**હદીસ નં. ૫ :-** હઝરત આઈશહ (રદિ.)નું બયાન છે કે આપ (સલ.) એક રાત્રે મસ્જિદમાં નમાઝ પઢતા હતા, લોકો પણ આપની સાથે નમાઝમાં શરીક થઈ ગયા. પછી બીજી રાત્રે પણ આવી રીતે નમાઝ પઢાવી. લોકો ઘણાં એકઠા થઈ ગયા. પછી ત્રીજી રાત હતી કે ચોથી રાત આપ (સલ.) બાહર લોકો તરફ નહી નિકળ્યા. પછી સવારે લોકોને કહયું કે હું તમારી હાલત જોઈ રહયો હતો, પણ તમારા ઉપર એ નમાઝ (બા-જમાઅત) ફર્ઝ થઈ જાય (અને તમે નહી અદા કરી શકો) એ ડર (બીક)ના લીધે નહી નિકળ્યો. આ બનાવ રમઝાનનો છે.

(સહીહ બુખારી ભાગ-૧ પારો ૫ પાનું ૧૫૨, તથા પારો ૮ પાનું ૨૬૯)

**હદીસ નં. ૬ :-** હઝરત આઈશહ (રદિ.)નું બયાન છે કે આપ (સલ.) રમઝાનના છેલ્લા ૧૦ દિવસ જેટલી ઈબાદતમાં મહેનત કરતા એટલી મહેનત બીજા દિવસોમાં નહી કરતા હતા.

(મિશ્કાત પાનું ૧૮૨)

ઉપરોક્ત હદીસોમાં તરાવીહનું બયાન છે. પણ રકઅત કેટલી હતી ? તેનો ઝિક્ર નથી. આગળ રકઅતવાળી હદીસો આવે છે. ઝરા ધ્યાનથી વાંચો.

(૧) હાફિઝે હદીસ ઈબ્ને હજર અસ્કલાની (રહ.) ઈમામ શાફિઈ (રહ.)થી હદીસ નકલ કરે છે કે 'અન્નહુ સલ્લલાહુ અલય્હી વસલ્લમ સલ્લા બિન્નાસિ ઈશ્રીન રકઅતન લય્લતય્નિ, ફલમ્મા કાન ફી લય્લતિ-સ્સાલિસતિ ઈજતમઅન્નાસુ ફલમ યખ્રુજ ઈલય્હિમ સુમ્મ કાલ મિનલ ગદિ ખશીતુ તુફરઝ અલય્કુમ ફલા તુતીકૂનહા મુત્તફકુન અલા સિહહતિહિ.

અર્થાત :- બેશક ! આપ (સલ.)એ બે રાત વીસ રકઅત પઢાવી. જ્યારે ત્રીજી રાત આવી તો સહાબા (રદિ.) એકઠા થયા, પણ આપ (સલ.) તશરીફ નહી લાવ્યા. પછી સવારે ફરમાવ્યું કે હું એટલા માટે નહી આવ્યો કે શાયદ તમારા ઉપર ફર્ઝ થઈ જાય પછી તમે એને અદા નહી કરી શકો. આ હદીસ સહીહ હોવા ઉપર બધા મુહદ્દિસીન મુત્તફિક છે (અત્તલ્ખીસુલ હબીર ફી તખ્રીજિ અહાદિસિ-ર્રાફિઈલ કબીર ભાગ ૧ પાનું ૧૧૯) (અલ્હાવી લિલ્ફતાવા ભાગ ૨ પાનું ૭૫) જુઓ મઝકુર (૨૦) રકઅતવાળી હદીસ સહીહ હોવા ઉપર હાફિઝે હદીસ મુહદ્દિસે કબીર ઈબ્ને હજર (રહ.) મુહદ્દિસીનનો ઈત્તિફાક માને છે.

બીજા મુહદ્દિસ શૈખ શમસુદ્દીન કિરમાની શારિહે સહીહ બુખારી (રહ.) ૨૦ રકઅતના સુબૂતમાં હદીસ નકલ ફરમાવે છે કે :- રૂવિય અન્નહુ અલયહિ-સ્સલામ સલ્લા બિન્નાસિ ઈશ્રીન રકઅતન લય્લતય્નિ ફલમ્મા કાન ફિલ્લય્લતિ-સ્સાલિસતિ ઈજતમઅ-ન્નાસુ ફલમ યખ્રુજ ઈલયહિમ વકાલ ખશીતુ અન તુફરઝ અલય્કુમ ફલા તુતીકુનહા (ક્વકબુદ-દુર્રી ભાગ ૯ પાનું ૧૫૫) (અર્થાત) રિવાયત છે કે બેશક ! રસુલે ખુદા (સલ.)એ લોકોને બે રાત (૨૦) રકઅત પઢાવી. પછી ત્રીજી રાત્રે લોકો જમા થયા તો આપ (સલ.) લોકો તરફ નહીં આવ્યા અને ઉઝર ફરમાવ્યો કે તમારા ઉપર એ (નમાઝ બાજમાઅત) ફર્ઝ થઈ જાય અને તમો તેને અદા નહી કરી શકો એટલા માટે હુ નહીં નિકળ્યો. (ક્વ્કબુદ્દુર્રી શર્હે સહીહ બુખારી ભાગ ૯ પાનું ૧૫૫-૧૫૬)

અને મુહદ્દિસ ફકીહ સાહિબે ઈનાયહ શૈખ અકમલુદ્દીન (રહ.) હદીસ નકલ ફરમાવે છે :- વ રૂવિય અન્નહુ અલય્હિ-સ્સલાતુ વસ્સલામ ખરજ લય્લતન મિન રમઝાન વ સલ્લા ઈશ્રીન રકઅતન ફલમ્મા કાનત લય્લતુ-સ્સાનિયતિ ઈજતમઅ-ન્નાસુ ફખરજ વ સલ્લા બિહિમ ઈશ્રીન રકઅતન ફલમ્મા કાનતિલ લય્લતુ-સ્સાલિસતુ કસુર-ન્નાસુ ફલમ યખ્રુજ.

અર્થાત :- રિવાયત છે કે આપ (સલ.) રમઝાનની એક રાતે નિકળ્યા અને ૨૦ રકઅતો પઢાવી. બીજી રાતે લોકો એકઠા થયા તો નિકળ્યા અને તેઓ સાથે ૨૦ રકઅતો પઢી, પછી ત્રીજી રાતે લોકો જમા થઈ ગયા તો આપ (સલ.) નહી નિકળ્યા અને પછી જમાઅત ફર્ઝ થઈ જવાનો ઉઝર બયાન કર્યો, પછી હઝરત ઉમર (રદિ.)ના ઝમાના લગી લોકો છુટા-છુટા પઢતા રહયા. પછી હઝરત ઉમર (રદિ.)એ એક ઈમામ પાછળ (મોટી જમાઅતથી) પઢવાનો વિચાર કરી લોકોને એકઠા કરી હઝરત ઉબય ઈબ્ને કઅબને ઈમામ બનાવ્યા. તેમણે લોકોને પાંચ તરવીહાથી ૨૦ રકઅતો પઢાવી. (ઈનાયહ અલા મુસ્તખ્લસુલ હકાઈક પાનું-૨૦૪)

અને ફકીહ મુહદ્દિસ મહમુદ ઈબ્ને ઉબય્દુલ્લાહ ઈબ્ને મહમુદ તાજુશ-શરીઅત (રહ.) વીસ રકઅત બાબત હદીસ બયાન ફરમાવે છે કે :- અલ્અસ્લુ ફીહીમા રૂવિય અન્ન - ન્નબિય્ય અલય્હિ-સ્સલાતુ વસ્સલામ ખરજ લય્લતન ફી શહરિ રમઝાન ફસલ્લા બિહિમ ઈશ્રીન રકઅતન વજતમઅ-ન્નાસુ ફિસ્સાનિયતિ ફખરજ ફસલ્લા બિહિમ ફલમ્મા કાનતિ-સ્સાલિસતુ કસુર-ન્નાસુ ફલમ યખ્રુજ વ કાલ અરફ્તુ ઈજતિમાઅકુમ લાકિન્ની ખશીતુ અંય્યુફરઝ અલય્કુમ.

અર્થાત :- ૨૦ રકઅતની અસલ એ છે કે નબી (સલ.) રમઝાનની એક રાત (એઅતિકાફની જગ્યાથી) નિકળ્યા. અને લોકોની સાથે ૨૦ રકઅત અદા ફરમાવી. અને બીજી રાતે પણ લોકો એકઠા થઈ ગયા તો નિકળ્યા અને લોકો સાથે તરાવીહ પઢી. પછી ત્રીજી રાતે ઘણાં લોકો એકઠા થઈ ગયા તો આપ (સલ.) તેઓ તરફ નહી નિકળ્યા. અને ફરમાવ્યું કે તમારી હાલત હું જોઈ રહયો હતો. પરંતુ મને ડર લાગ્યો કે તમારા ઉપર ફર્ઝ થઈ જાય. પછી લોકોની આદત એ રહી કે હઝરત ઉમર (રદિ.)ના ઝમાના લગી જમાઅતના એહતેમામ વિના પોતે પઢતા રહયા. પછી સુસ્તી કરવા લાગ્યા. હઝરત ઉમર (રદિ.)એ સહાબાના મશ્વિરાથી હઝરત ઉબય ઈબ્ને કઅબ

(રદિ.)ની ઈમામત પર સૌને જમા કરી દીધા તો તેઓ પાંચ તરવીહા પઢાવતા હતા. (કિફાયહ મઅલ હિદાયહ ભાગ-૧ પાનું ૧૬૩)

અને કાફી શર્હે વાફીમાં છે કે :- વહિય ઈશ્રૂન રકઅતન લિઅન્નહુ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ સલ્લાહા બિજમાઅતિન ઈશ્રીન રકઅતન.

અર્થાત :- તરાવીહની વીસ રકઅત છે કે આપ (સલ.)એ બાજમાઅત ૨૦ રકઅત પઢી છે ૧૦ સલામ સાથે. (જામિઉલ ફતાવા ભાગ-૩ પાનું ૮)

સુનને બય્હકીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે :- અન્ન-ન્નબિય્ય સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ કાન યુસલ્લી ફી શહરિ રમઝાન ફી ગય્રિ જમાઅતિન ઈશ્રીન રકઅતન વલ વિત્ર.

અર્થાત :- બેશક આપ (સલ.) માહે રમઝાનમાં બિલા જમાઅત વીસ રકઅત અને વિત્ર પઢતા હતા. (ભાગ ૨ પાનું ૪૯૬)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની હદીસમાં ઈબ્રાહીમ ઈબ્ને ઉસ્માન કાઝીએ વાસિત કંઈક ઝઈફ છે. ગૈર મુકલ્લિદો વાવૈલા કરે છે કે હદીસ ઝઈફ છે. પરંતુ વિચારતા નથી કે રાવી સાતમા તબકકાનો છે. જેની વફાત (૧૬૯ હિજરી) માં થઈ છે. અને વીસ રકઅત બાબત સહાબાનો ઈત્તિફાકી અને ઈજમાઈ ફેસ્લો ખલીફએ સાની હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં (૧૪ હિજરી)માં થયો છે. ત્યારે મઝકુર રાવી પૈદા પણ થયા ન હતા. પછી સહાબા (રદિ.)ના ઝમાનામાં રિવાયત કઈ રીતે ઝઈફ થઈ શકે છે ?

હદીસ ઝઈફ હોવા બાબત વાવૈલા કરનારની મિસાલ પેલા પરદેશી જેવી છે. કે દેશથી કાગળ આવ્યો હતો કે તારી ઔરત બેવહ થઈ ગઈ છે. (મત્લબ એ કે તેની તુ ખબર રાખતો નથી એટલે તે બેવહ સમાન છે. કહેવત છે કે છતાં ધણીએ રંડાપો.)

એ ભાઈ મત્લબ સમજ્યો નહીં અને પોકે-પોકે રડવા લાગ્યો. આડોશી-પાડોશી એકઠા થઈ ગયા તેમાંથી એકે કહયું કે જયારે તમે જીવો છે તો તમારી ઔરત કેવી રીતે બેવહ થઈ શકે છે ?

તો કહેવા લાગ્યો કે તમારી વાત ખરી છે પણ ખબર આપનાર મોઅતબર છે. આવી બાબત આ ગૈર મુકલ્લિદોની છે.

રિવાયત ઝઈફ હોવાનો મત્લબ એ છે કે જયારથી રિવાયતની સનદમાં એક રાવી ઈબ્રાહીમ શામિલ થયો છે ત્યારથી તે 'રિવાયતન' ઝઈફ કહેવાય છે. 'દિરાયતન' અને હકીકતન તો સહીહ જ છે. કારણ કે એ હદીસના મુતાબિક સહાબાનો અમલ અને ઈજમાઅ છે. જે હદીસના મુતાબિક સહાબાનો મુત્તફિકહ અમલ હોય અને જે હદીસને ઈજમાએ સહાબાની તાઈદ હાસિલ હોય તે કઈ રીતે ઝઈફ અને સાકિતુલ એઅતેબાર હોઈ શકે છે ? તઆમુલે સહાબા હદીસ સહીહ હોવા માટે સનદી દસ્તાવેઝ છે.

હદીસ વિષે મુહદ્દિસીનના અભિપ્રાય વાંચો :- બહરૂલ ઉલૂમ (રહ.) લખે છે. વ મુવાઝબતુ-સ્સહાબતિ અલા ઈશ્રીન કરીનતુ સિહહતિ હાઝિહિ-રિવાયતિ

અર્થાત :- અને વીસ રકઅત ઉપર સહાબાની મુવાઝબત આ રિવાયત સહીહ હોવાનો કરીનો છે. (રસાઈલુલ અરકાન પાનું-૧૩૮)

(૨) શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસ દહેલ્વી (રહ.) ફરમાવે છે બેશક ! તઆમુલે સહાબાથી હદીસે ઈબ્ને અબ્બાસની તાઈદ થાય છે. (મજમુઅએ ફતાવા અઝીઝી ભાગ ૧ પાનું ૧૨૫)

(૩) તલકકી બિલ કુબૂલ (જે હદીસને ઉલમા કવ્લન યા અમલન ઈખ્તિયાર કરી લે) પણ

હદીસ સહીહ હોવાની દલીલ છે. શારિહે મિશ્કાત અલ્લામહ મો. ઈદરીસ લખે છે કે તલક્કી બિલ કુબુલ હદીસ સહીહ હોવાનો કરીનો છે, માટે ૨૦ રકઅત તરાવીહ બાબત હદીસે ઈબ્ને અબ્બાસ સહીહ છે. (અત્તઅલીકુ-સ્સબીહ શર્હે મિશ્કાત ભાગ ૨ પાનું ૧૦૫)

(૪) ઉસુલે હદીસની રૂએ મુજતહિદ જે હદીસને દલીલ બનાવે તે સહીહ હોય છે; (અત્તહરીર ઈબ્ને હુમામ, તદરીબુ-ર્રાવી અલ્લામહ સુયૂતી )

(૫) મુજતહિદ ઈમામ કાઝીખાં ફરમાવે છે કે અમારા માટે દલીલ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે આપ (સલ.) રમઝાનમાં વીસ રકઅત તરાવીહ પઢતા હતા અને ત્રણ વિત્ર, (ફતાવા કાઝીખાં ભાગ ૧ પાનું ૧૧૦)

(૬) ફિકહ હમ્બલીની મોઅતબર કિતાબ રવઝુ-ર્રિયાહમાં છે. 'વત્તરાવીહુ સુન્નતુન મુઅક્કદતુન ફઈશ્રૂન રકઅતન બિમા રવા અબુ બકર અબ્દુલ અઝીઝ અશ્શાફેઈ અન ઈબ્ને અબ્બાસ અન્ન-ન્નબિય્ય (સલ.) કાન યુસલ્લી ફી શહરિ રમઝાન ઈશ્રીન રકઅતન.

અર્થાત :- તરાવીહ ૨૦ રકઅત સુન્નતે મુઅક્કદહ છે. દલીલ એ છે કે અબુ બકર અબ્દુલ અઝીઝ શાફેઈ ઈબ્ને અબ્બાસથી રિવાયત કરે છે કે આપ (સલ.) માહે રમઝાનમાં ૨૦ રકઅત પઢતા હતા. (હવાલો મઝકૂર)

સારાંશ કે વીસં રકઅત તરાવીહ હદીસથી સાબિત છે. એનો સવાબ રમઝાનની બરકતથી ફર્ઝ બરાબર મળે છે. (મિશ્કાત-૧૩૭) એને બાજમાઅત અદા કરવું શઆઈરે ઈસ્લામમાંથી છે, અને ઈદની નમાઝના મુશાબેહ છે. (નવવી શર્હે મુસ્લિમ ભાગ ૧ પાનું ૨૫૯) માટે એનો પણ ઈદની નમાઝના જેમ એહતેમામ કરવો જોઈએ. છોડનાર અને ૨૦ થી કમ પઢનાર બેશક તારિકે સુન્નત અને મલામતના પાત્ર છે. ''ફ મુઅદ્દી સમાન રકઅતિન યકુનુ તારિકન લિસ્સુન્નતિલ મુઅક્કદતિ

અર્થાત :- આઠ જ રકઅત પઢનાર તારિકે સુન્નતે મુઅક્કદહ છે.

(તઅલીકાતે-હિદાયહ ભાગ ૧ પાનું ૧૩૧)

મલામતના પાત્ર કેમ ન હોય ? તારિકે સુન્નત ઉપર આપ (સલ.)એ લઅનત કરી છે અને ખુદાની લઅનતની ખબર આપી છે. (મજમઉઝ-ઝવાઈદ ભાગ ૧ પાનું ૭૦)

મઝાહિબે હક્કહ હન્ફી, શાફેઈ, માલિકી, હંબલીના ચારેવ ઈમામો અને એમના પૈરવ કરોડો ઉલમા, ફુકહા, મુહદ્દિસીન, મશાઈખે કિરામ અને અવ્લિયાએ કામિલીન (રહ.) ૨૦ રકઅતને મસ્નુન માનતા અને પઢતા આવ્યા છે. ગૈર મુકલ્લિદોના મહાન પેશ્વા મુહદ્દિસ દાઉદ ઝાહેરી પણ ૨૦ રકઅતના જ કાઈલ હતા. (બિદાયતુલ મુજતહિદ ભાગ ૧ પાનું ૨૦૨) ૧૩૦૦ વરસ પહેલાંથી મસ્જિદે હરામ (હરમે અકબર) અને મસ્જિદે નબવીમાં ૨૦ રકઅત બાજમાઅત પઢાતી આવે છે. એક વખત પણ એના ખિલાફ થયું નથી. જમ્હુર સહાબા, તાબિઈન, તબ્એ તાબિઈન અને ઉલ્માએ ઉમ્મત (રહ.)ના ઈજમાઅ અને મુત્તફિકહ અમલ અને ફેસ્લાના ખિલાફ કરવું ફરમાને નબ્વી ''ઈત્તબિઉ-સ્સવાદલ અઅઝમ''ની સરીહ ખિલાફ વરઝી છે (જેનો અર્થ એ થાય છે કે મુઅઝઝમ જમાઅતની ઈત્તિબાઅ કરો જે ઈલ્મ, તકવા અને તઅદાદના એઅતેબારથી પણ મોટી અને મુઅઝઝમ હોય.

(મિશ્કાત પાનું-૧૩૦)

અમીરૂન મુઅમિનીન ફિલ્હદીસ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.)નું ફરમાન છે કે એક તરફ કોઈ બાબત ઉપર ઉલમાએ ઉમ્મતનો ઈત્તિફાક હોય અને બીજી તરફ સુફયાન સૌરી, મન્સુર, ઈબ્રાહીમ, અલ્કમહ, ઈબ્ને મસ્ઉદ (રદિ.)ના સિલ્સિલા અને સનદવાળી કોઈ રિવાયત હોય તો પણ જમ્હુર ઉલમાનો ઈત્તિફાકી અમલ રાજેહ અને કાબિલે હુજ્જત ગણાંશે. (કિફાયહ લિલ-

ખતીબ પાનું-૪૩૨)

ગૈર મુકલ્લિદો પાસે કોઈ એવી રિવાયત પણ નથી. જે છે તે ઝઈફ છે. અથવા ગૈર મુતઅલ્લિક અને તઆમુલે સહાબાના વિરૂદ્ધ છે. છતાં જમ્હુર ઉલમાના ખિલાફ પોતાની દોઢ ઈંટની અલગ મસ્જિદ બનાવી બેઠા છે.

"તર્સમ ન રસી બકઅબહ અય અઅરાબી
કે ઈ રાહ કે તુ મી રવી બતુર્કિસ્તાન સ્ત"

**૨૦ રકઅત તરાવીહના વિરૂદ્ધમાં ગૈર મુકલ્લિદોની ખોટી દલીલો અને તેના સચોટ જવાબો**

**પહેલી દલીલ** :- હઝરત અબુ સલ્મહથી મરવી છે કે તેમણે હઝરત આઈશહ (રદિ.)ને પુછયું કે આપ (સલ.)ની (તહજજુદની)નમાઝ માહે રમઝાનમાં કેટલી રકઅત હતી ? હઝરત આઈશહ (રદિ.)એ જવાબમાં ફરમાવ્યું કે આપ (સલ.) રમઝાનમાં અને ગૈર રમઝાનમાં ૧૧ રકઅતથી વધુ પઢતા ન હતા. આપ (સલ.) ચાર રકઅત પઢતા તેની ખુબી અને લંબાઈનો હાલ તુ નહી પુછ ! પછી ચાર રકઅત પઢતા તેનો (પણ) ખુબી અને લંબાઈનો હાલ તું નહીં પુછ ! પછી ત્રણ રકઅત વિત્ર પઢતા. હઝરત આઈશહ (રદિ.)એ ફરમાવ્યું કે મેં આં હઝરત (સલ.)ની ખિદમતમાં અર્ઝ કરી યા રસુલલ્લાહ (સલ.) આપ વિત્ર પઢવા પહેલાં સુઈ જાવ છો ? આપ (સલ.)એ ફરમાવ્યું કે હે આઈશહ ! મારી આંખો સુવે છે, મારૂં દિલ સુતું નથી. (સહીહ બુખારી શરીફ ભાગ ૧ પારો ૫ પાનું ૧૫૪ કિતાબુ-ત્તહજ્જુદ તથા પારો ૮ પાનું ૨૬૯ કિતાબુ-રસૌમ)

જવાબ :-મઝકુર હદીસ તહજ્જુદના બારામાં છે. તરાવીહ સાથે એનો કોઈ સંબંધ નથી. હદીસના શબ્દો આ છે :-મા કાન રસુલુલ્લાહુ સલ્લલ્લાહિ અલયહિ વસલ્લમ યઝીદુ ફી રમઝાન વલાફી ગૈરિહી.

અર્થાત :-આપ (સલ.) રમઝાન અને ગૈર રમઝાન (આ બેઉ હાલત)માં ૧૧ રકઅતથી વધુ પઢતા ન હતા. (એટલે ૮ રકઅત તહજ્જુદ અને ત્રણ રઅકત વિત્ર પઢતા હતા.)

હદીસના શબ્દો જુઓ અને વારંવાર પઢો અને વિચારો કે રમઝાન અને ગૈર રમઝાનમાં તરાવીહ પઢાય છે કે તહજ્જુદ ? ઝાહિર છે કે રમઝાન અને ગૈર રમઝાનમાં તહજ્જુદ પઢાય છે. તરાવીહ પઢાતી નથી. તરાવીહ તો ફકત રમઝાન માટે મખ્સુસ છે. ગેર રમઝાનમાં તરાવીહ પઢવું દુરૂસ્ત નથી. માટે આ હદીસને તરાવીહની (૮) રઅકત માટે દલીલ બનાવ્વું ખોટુ છે.

આપ (સલ.)ની આદત શરીફ હતી કે રમઝાનુલ મુબારકમાં ઈબાદતમાં વધારો કરી દેતા હતા માટે હઝરત અબુ સલ્મહએ ખ્યાલ કર્યો કે તહજ્જુદની રકઅતમાં પણ વધારો કરતા હશે એટલા માટે સવાલ કર્યો તો જવાબ મળ્યો કે ના, તહજ્જુદની રકઅત રમઝાનમાં અને ગૈર રમઝાનમાં સરખી જ રહેતી હતી.

બીજું એ કે મઝકુર હદીસમાં છે કે આપ (સલ.) વિત્ર પઢવા પહેલાં સુઈ જતા હતા . હાલાંકે તરાવીહ પઢી વિત્ર પઢવા પહેલાં સુવાની આદત ન હતી. એ તરીકો અને આદત તો તહજ્જુદ વિષેની છે. આથી પણ પુરવાર થાય છે કે મઝકુર હદીસ તરાવીહ વિશે નથી, તહજ્જુદ વિષે છે. માટે એ હદીસને તરાવીહની આઠ રકઅત માટે દલીલ બનાવવું સહીહ નથી.

(૧) શારિહે સહીહ બુખારી મુહદ્દિસ અલ્લામહ શૈખ શમ્સુદદીન કિરમાની (રહ.)ની એ વિષેની ચોખવટ :-

ઈમ્મા અન્નલ મુરાદ બિહા સલાતુલ વિત્રિ વસ્સવાલુ વલ્જવાબુ વારિદાનિ અલય્હા.

અર્થાત :-હદીસમાં તહજ્જુદ મુરાદ છે. હઝરત અબુ સલ્મહનો સવાલ અને હઝરત આઈશહ (રદિ.)નો જવાબ તહજ્જુદ વિષે હતો.

આગળ લખે છે કે :-અવ હુવ મુઆરિઝુન બિમા રૂવિય અન્નહુ સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ સલ્લા બિન્નાસિ ઈશ્રીન રકઅતન લય્લતય્નિ.

અર્થાત :- અગર તહજ્જુદ મુરાદ નહી લેવાય તો આપ(સલ.) એ સહાબા (રદિ.)ને બે રાત ૨૦ રકઅત તરાવીહ પઢાવી છે. તેના મુઆરિઝ (મુખાલિફ) લાઝિમ આવશે.

વ રિવાયતુલ મુસ્બિતિ મુતકદ્દમતુન અલા-રિવાયતિ-ન્નાફિ.

અર્થાત :-અને મુઆરિઝ હોવાની સુરતમાં ૨૦ વાળી રિવાયત મુસ્બિત છે અને ૧૧ વાળી નાફી. અને ઉસુલે હદીસની રૂએ મુસ્બિત નાફી ઉપર મુકદ્દમ હોય છે. માટે ૨૦ વાળી હદીસ રાજેહ ગણાશે. અને ૧૧ વાળી રિવાયત કાબિલે ઈસ્તિદલાલ રહેશે નહી. (અલક્વકબુદ-દુર્રી શર્હે સહીહ બુખારી ભાગ ૯ પાનું ૧૫૫-૧૫૬)

(૨) અને હઝરત શાહ અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે, વ સહીહ આંનસ્ત કે આંચે આં હઝરત સલ્લલ્લાહુ અલય્હિ વસલ્લમ ગુઝારદ હમા તહજ્જુદે વે બુદ કે યાઝદહ રકઅત બાશદ.

અર્થાત :-અને સહીહ એ છે કે હઝરત (સલ.) અગિયાર રકઅત (વિત્ર સહિત) પઢતા હતા તે તહજ્જુદની નમાઝ હતી. (અશિઅઅતુ લ્લમ્આત ભાગ ૧ પાનું ૫૪૪)

(૩) અને શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.) ફરમાવે છે. આં રિવાયત મહમૂલ બર નમાઝે તહજ્જુદ સ્ત કે દર રમઝાન વ ગૈરે રમઝાન યકસાં બુદ.

અર્થાત :-તે રિવાયત તહજ્જુદની નમાઝ ઉપર મહમૂલ છે કે રમઝાન અને ગૈર રમઝાનમાં બરાબર હતી. (મજમુઅએ ફતાવા અઝીઝી ભાગ ૧ પાનું ૧૨૫)

(૪) અને હઝરત ઈમામ ગઝાલી (રહ.) લખે છે કે આપ (સલ.)એ ૧ રકઅત અને ૩ રકઅત અને ૫ રકઅત અને ૭ રકઅત અને ૯ રકઅત અને ૧૧ રકઅત વિત્ર સહિત પઢી છે. અને ૧૩ રકઅતની રિવાયત મુતરદ્દદ છે અને એક હદીસે શાઝમાં ૧૭ રકઅત પણ આવી છે. એ સૌ આપ (સલ.)ની રાતની તહજ્જુદની નમાઝ છે. (અહ્યાઉલ ઉલુમ ભાગ ૧ પાનું ૨૦૨)

એટલા માટે મઝકુર રિવાયતને ઈમામ મુસ્લિમ (રહ.)એ (સહીહ મુસ્લિમ ભાગ ૧ પાનું (૨૫૪)માં અને ઈમામ અબુ દાઉદ (રહ.)એ (સુનને અબી દાઉદ ભા. ૧ પાનું ૧૯૬)માં અને ઈમામ તિર્મિઝી (રહ.)એ (જામિઅ તિર્મિઝી ભાગ ૧ પાનું ૫૮)માં અને ઈમામ નસાઈ (રહ.)એ (નસાઈ શરીફ ભાગ ૧ પાનું ૧૫૪)માં અને ઈમામ માલિક (રહ.) એ (મુઅત્તા ઈમામ માલિક પાનું ૪૨)માં તહજ્જુદના બયાનમાં નકલ કરી છે. તરાવીહના બયાનમાં નકલ કરી નથી. અને ઈમામ મુહમ્મદ ઈબ્ને નસ્ર મર્વઝી (રહ.)એ પોતાની મશહુર કિતાબ કિયામુ-લ્લય્લનો ખાસ બાબ બાંધી ઘણી હદીસો અને રિવાયતો નકલ ફર્માવી છે પણ મઝકુર હદીસે આઈશહ (રદિ.)ને નકલ કરી નથી કારણ કે એ તેમના નઝદીક તરાવીહ વિષે છે જ નહી. જુઓ (કિયામુલ્લય્લ પાનું ૯૧-૯૨) હાફિઝે હદીસ ઈબ્ને કય્યિમ (રહ.)એ પણ (ઝાદુલ મઆદ ભાગ ૧ પાનું ૮૬)માં કિયામુ-લ્લય્લ (તહજ્જુદ)ના બયાનમાં નકલ કરી છે.

અગર કોઈ કિતાબમાં મઝકુર રિવાયત રમઝાનની ઈબાદત તરીકે તરાવીહની સાથે નકલ થઈ હોય તો તેને તરાવીહ માની લેવું સહીહ નથી. તહજ્જુદ પણ તરાવીહની જેમ રમઝાનની એક ઈબાદત છે, એ મુનાસિબતથી તરાવીહ સાથે નકલ કરવામાં આવે છે.

અગર એહતેમાલી દરજામાં નકલ થઈ હોય તો તેને કત્ઈ દલીલ બનાવી શકાય નહી કારણ કે **ઈઝા જાઅલ એહતેમાલુ બતલલ ઈસ્તિદલાલુ** નો કાયદો મશ્હુર છે.

વળી મઝકુર રિવાયત વિષે હાફિઝે હદીસ ઈમામ કુર્તબી (રહ.) ફરમાવે છે કે ઘણાં અહલે ઈલ્મ મઝકુર રિવાયતને મુઝતરબ (એક પ્રકારની ઝઈફ હદીસ) માને છે. (અય્ની શર્હે સહીહ બુખારી ભાગ ૭ પાનું ૧૮૭ તબ્એ જદીદ)

માટે મઝકુર રિવાયત આઠ રકઅત તરાવીહ વિષે કોઈ પણ રીતે કાબિલે હુજ્જત રહેતી નથી.

જ્યારે ૨૦ રકઅત બાબત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની હદીસની મુવાફિકત ઉપર સહાબા (રદિ.)નો ઈજ્માઅ થઈ ગયો છે. અને જમ્હુર ઉમ્મતે એને અમલન કબુલ કરી દીધી છે. ઈમામ અબુ દાઉદ (રહ.)નો ફેસ્લો છે કે જ્યારે બે હદીસો મુતઝાદ હમારી સામે હોય. (જેમકે ૮ રકઅત અને ૨૦ રકઅત વાળી હદીસો) તો જોવામાં આવશે કે સહાબા (રદિ.)નો અમલ કોના મુતાબિક છે ? જેના મુતાબિક હોય તે કાબિલે કબૂલ અને લાઈકે અમલ છે.

(અબુ દાઉદ શરીફ ભાગ ૧ પાનું ૨૬૩)

**સહાબા (રદિ.)નો અમલ** :-(૧) સુનને બયહકીમાં છે કે હઝરત સાઈબ ઈબ્ને યઝીદ સહાબી (રદિ.)થી રિવયત છે કે અમે લોકો હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં ૨૦ રકઅત પઢતા હતા. (ભાગ ૨ પાનું ૪૯૬)

(૨) જામેઅ તિર્મિઝીમાં છે કે હઝરત અલી (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) વિગેરે સહાબા (રદિ.)થી ૨૦ રકઅત સાબિત છે. (ભાગ ૧ પાનું ૯૯)

(૩) શાહ અબ્દુલહક મુહદ્દિસ (રહ.) લખે છે કે બયહકીએ સહીહ સનદ સાથે રિવાયત કરી છે કે હઝરત ઉમર (રદિ.)ના ઝમાનામાં ૨૦ રકઅત પઢતા હતા, તેમજ હઝરત ઉસ્માન (રદિ.) તથા હઝરત અલી (રદિ.)ના ઝમાનામાં પણ એ જ ૨૦ રકઅત ઉપર અમલ હતો.

(મા સબત બિસ્સુન્નહ પાનું ૨૩૩)

એટલું જ નહીં પણ ૨૦ રકઅત ઉપર સહાબાનો ઈજ્માઅ છે. (મુગ્ની ભાગ ૧ પાનું ૮૦૩) (મિરકાત ભાગ ૨ પાનું ૧૭૫) (મરાકિલ ફલાહ પાનું ૮૧) (અય્ની શર્હ કન્ઝ ભાગ ૧ પાનું ૪૮) (મજમુઅ ફતાવા અઝીઝી ભાગ ૧ પાનું ૧૨૬) (તોહફતુલ અખ્યાર પાનું ૧૯૭) (મઝાહિરે હક ભાગ ૧ પાનું ૪૨૧) (શર્હુ-ન્નિકાયહ ભાગ ૧ પાનું ૧૦૪ વિગેરે વિગેરે,)

સહાબા (રદિ.)નો તરીકો આપ (સલ.)ના તરીકાથી જુદો નથી, એક જ છે. એટલા માટે આપ (સલ.)એ ઉમ્મતને તાકીદી વસિય્યત ફર્માવી છે કે :-

(૧) તમે મારા તરીકાને અને ખુલફાએ રાશિદીનના તરીકાને સંપૂર્ણપણે પકડી રાખશો

(અબુ દાઉદ ભાગ ૨ પાનું ૨૮૭)

(૨) હક અને નજાતનો તરીકો તે છે જેના ઉપર હું અને મારા સહાબા છે.

(મિશ્કાત પાનું ૩૦)

(૩) જે તરીકાને મુઅમિનીન (સહાબા વિગેરે) પસંદ કરે તે તરીકો ખુદાનો પણ પસંદીદહ છે.

(મુઅત્તા ઈમામ મુહમ્મદ પાનું ૧૧૨)

(૪) મારા સહાબા સિતારા સમાન છે તેઓ પૈકી જેમની પણ પૈરવી કરશો હિદાયત ઉપર રહેશો.

(મિશ્કાત પાનું ૫૫૪)

(૫) મારા પછી અબુ બક્ર અને ઉમર (રદિ.)ની ઈકિતદા કરશો. (મિશ્કાત પાનું ૫૬૦)

(૬) મારા પછી અન્કરીબ કેટલીક નવી ચીઝો ઝાહિર થશે તો મને તે લોકો ઘણાં મહબૂબ છે જેઓ ઉમર (રદિ.)ની ઝાહિર કરેલી ચીઝોને ઈખ્તિયાર કરશે.

(તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું ૨૩૯)

(૭) જે વિષે હું તમને હુકમ કરૂં તેને તમારે પકડી લેવી (ઈબ્ને માજહ ભાગ ૧ પાનું ૧)

શું ૨૦ રકઅતના વિરોધી મઝકુર હદીસોની ખિલાફ વરઝી નથી કરી રહયા ?

જયારે ઈસા (અલ.)એ કૌમને કહયું કે મારા પછી પય્ગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) આવનાર છે તેની તમને બશારત આપવા હું આવ્યો છું, તેમની ઉપર તમે ઈમાન લાવશો ? નસારાએ તેમની વાત નહી માની. જેથી તેઓ મસીહ (અલ.)ના અનુયાયી કહેવ્ડાવવાના મુસ્તહિક નથી રહયા તો હદીસ **'અલયકુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈ-ર્રાશિદીન'** વિગેરે ફરમાને નબવીની ખિલાફ વરઝી કરનારા કઈ રીતે આપ (સલ.)ના અનુયાયી અને આમિલ બિલ્ હદીસ કહેવ્ડાવવાના મુસ્તહિક થઈ શકે છે ?

એટલું જ નહી પણ ૨૦ રકઅતના વિરોધીઓ ખુદાના પણ નાફરમાન છે કારણકે ખુદાનું ફર્માન છે :- **મા-આતાકુમુ-ર્રસુલુ ફખુઝૂહુ.......**

અર્થાત :- જે વિષે આપ (સલ.) તમને હુકમ કરે તેને કબુલ કરી લો.

(કુર્આને હકીમ) પરંતુ ગૈર મુકલ્લિદો ફર્માને નબવી **"અલય્કુમ બિસુન્નતી વ સુન્નતિલ ખુલફાઈ-ર્રાશિદીન"** ને માનવા તૈયાર નથી તો એઓ ખુદા અને ખુદાના રસુલ (સલ.) બન્નેવના નાફરમાન થયા. ખુદાની પનાહ!

**બીજી દલીલ** :-આઠ રકઅત માટે હઝરત જાબિર (રદિ.)ની રિવાયત (કિયામુ-લ્લય્લ પાનું ૯૦) ઉપર સામરોદી સાહબને ઘણો નાઝ છે અને મુબાહલહ માટે તૈયારી બતાવે છે. જેની સનદમાં એક રાવી ઈબ્ને હુમૈદ રાઝી વિષે હદીસના જાંચ કરનારા બુઝર્ગોના અભિપ્રાય વાંચો :-

(૧) ઝઈફ છે. (હાફિઝ ઝહબી)

(૨) કસીરૂલ મનાકીર છે. (યાકુબ ઈબ્ને શય્બહ)

(૩) એ વાંધા ભર્યો છે. (બુખારી)

(૪) એ જુઠો છે. (અબુ ઝરઅહ)

(૫) હું ગવાહી આપુ છું કે કઝ્ઝાબ છે. (ઈસ્હાક કોસજ)

(૬) દરેક રિવાયતમાં શક છે. હદીસો બદલી નાંખે છે. જુઠ્ઠું બોલવામાં માહિર છે. (સાલેહ ઝરઅહ)

(૭) ખુદાની કસમ એ કઝ્ઝાબ છે. (ઈબ્ને ખર્રાશ)

(૮) મોઅતબર નથી. (નસાઈ) (મીઝાનુલ એઅતેદાલ ભાગ ૩ પાનું ૪૯-૫૦)

બીજા રાવી યાકુબ ઈબ્ને અબ્દુલ્લાહ અલ્કમી વિષે:-

(૧) કવી નથી. (દારે કુત્ની) (મીઝાનુલ એઅતેદાલ ભાગ ૩ પાનું ૩૨૪)

ત્રીજા રાવી ઈસા ઈબ્ને જારિયહ વિષે :-

(૧) એની પાસે ગૈર મોઅતબર હદીસો છે. (ઈબ્ને મુઈન)

(૨) મુન્કરૂલ હદીસ છે. (નસાઈ)

(૩) મત્રૂકુલ હદીસ છે. (નસાઈ)

(૪) મુન્કરૂલ હદીસ છે. (અબુ દાઉદ, ખુલાસહ)

(૫) ઝઈફ રાવિયોમાં શુમાર છે. (મીઝાનુલ એઅતેદાલ ભાગ ૨ પાનું ૩૧૧)

"બુલુગૂલ મરામ"માં હઝરત જાબિરથી રિવાયત કરી છે. તેમાં રકઅતની ગણત્રી જ નથી. જુઓ, (બુલુગૂલ મરામ પાનું -૪૨-૪૩)

બીજી ગરબડ એ છે કે વિત્ર ફર્ઝ થઈ જવાના ખોફે આપ (સલ.) બાહર નહી આવ્યાનો ઝિક્ર છે. હાલાંકે સહીહ હદીસોમાં તરાવીહનો ઝિક્ર છે. (મીઝાન ભાગ-૨ પાનું ૪૨-૪૩)

આ છે આઠ રકઅત વાળાઓની પુંજી જેના સહારે ૨૦ નો વિરોધ કરી પોતાની આકિબત ખરાબ કરી રહ્યા છે. અફસોસ!

"શીશેકે ઘરમેં બેઠ કર પથ્થર હે ફેંકતે
દીવારે આહની પે હિમાકત તો દેખિયે"

ખુદાપાક મુસલમાનોને સુન્નત ઉપર ચાલવાની સહીહ તૌફીક અને સમજ નસીબ ફર્માવે આમીન. ફકત ખદાપાક વધુ જાણનાર છે.

**તરાવીહમાં સજદએ તિલાવતનું એલાન કરવું**

(૧૪૪) સવાલ :- તરાવીહ વખતે સજદએ તિલાવત માટે એલાન કરવામાં આવે છે કે ફલાણી રકઅતમાં સજદો છે એનો શું હુકુમ છે?

જવાબ :- ખયરૂલ કુરૂનમાં અરબ તથા અજમ (અરબ સિવાયના દેશો)ની અંદર મોટી સંખ્યામાં અભણ અને નવ મુસ્લિમ હોવા છતાં સલફે સાલિહીન (આગળ થઈ ગએલા બુઝુર્ગો)થી મઝકુર એ'લાન કરવાની રીત સાબિત નથી. હાલાંકે તેઓ ઈસ્લામી હુકમોની તબ્લીગમાં ઘણાં ચુસ્ત અને ઈબાદતની દુરૂસ્તગીના ઘણાં લાલચુ હતા. ફુકહાઓએ પણ એ'લાન(ઝાહેરાત) કરવાની સુચના આપી નથી. ઝરૂરત હોત તો ઝરૂર સુચના આપત, જેમકે મુસાફિર ઈમામ માટે ખાસ તોર પર સુચના આપી છે કે પહેલાંથી નમાઝીઓને ખબર કરી દે અથવા નમાઝ પછી તરત જ એ'લાન કરી દે કે હું મુસાફિર છું તમે તમારી નમાઝ પૂરી કરી લો કારણ કે અહીંયા એની ઝરૂરત છે.

અગર મઝકુર રિવાજ ચાલુ રાખવામાં આવશે તો ભવિષ્યમાં અમુક શહેરોની જુમ્અહ વખતની મકરૂહ રસ્મ, (અસ્સલાતુ સુન્નતુન કબ્લલ જુમ્અહ તથા વઅન્સિતુ રહિમકુમુલ્લાહ) જેમ જડ પકડી લેશે. અને સુન્નત તરીકો સમજી લેવાશે. એટલા માટે હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) ચેતવણી આપે છે કે મુબાહ ચીઝને ઝરૂરી સમજી લેવાથી બીજી ખરાબી ઉપરાંત એ પણ સંભવ છે કે ભવિષ્યમાં એને સુન્નત સમજી લેવાય અને શરીઅતમાં તહરીફ (ફેરફાર) કરેલી ગણાય, પરંતુ હાલમાં માણસ મઝકુર બુરાઈ અને હકીકતથી અજાણ છે એમાં એની ભુલ છે. (ઈઝાલતુલ ખિફા મજલિસ-૧ ફસ્લ-૫) અલબત્ત મોટા શહેરોમાં જ્યાંની મસ્જિદોમાં ઉપર નીચે તરાવીહની સફો હોય છે ઈમામ અને સામેના મુકતદીઓની રૂકુઅ, સજદાની હાલત જોઈ અને જાણી શકાતી નથી જેથી ગરબડ થવાનો પુરો સંભવ અને ભય છે, એવા સંજોગોમાં એ'લાન કરવાની છુટ છે, ફિકહનો કાયદો છે. "અઝઝરૂરાતુ તુબીહુલ મહઝુરાત" અર્થ (ઝરૂરત નાજાઈઝ ચીઝોને જાઈઝ કરી દે છે) પરંતુ દરેક જગાનો એ હુકમ નથી આપણે ત્યાં એની ઝરૂરત નથી, મારો પોતાનો વર્ષોનો અનુભવ છે. માટે આ રિવાજને પકડી રાખવું ખોટું છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## તરાવીહ પઢાવનાર હાફિઝ પૈસા લઈ શકે?

(૧૪૫) સવાલ :- મોટે ભાગે હાફિઝો તરાવીહ પઢાવ્વા માટે પૈસા નકકી કરી પૈસા લઈ તરાવીહ પઢાવે છે. કેટલાક હાફિઝો મુતવલ્લીને કહે છે કે તમારી મરઝી હોય તે આપશો અથવા મુતવલ્લી કહે છે કે હમારી મરઝી મુજબ આપીશું તો શું એ રીતે કરવું જાઈઝ છે?

જવાબ :- બેશક! તરાવીહમાં કુર્આન પઢનાર હાફિઝને ઉજરત લેવી-દેવી જાઈઝ નથી. ઉજરત લેનાર તથા દેનાર બન્નેવ ગુનેહગાર થાય છે. સલફે સાલિહીન કદી લેતા ન હતા. (કિયામુ-લ્લય્લ પાનું-૧૦૩)

(લિલ્લાહ કુર્આન પઢવું અને લિલ્લાહ મદદ કરવી જાઈઝ છે પણ આ ઝમાનામાં એ કયાં છે? એક વખત પૈસા નહી મળશે તો બીજી વખત હાફિઝ આવશે નહી તો લિલ્લાહ કયાં રહ્યું? (શામી ભાગ-૫ પા.-૪૭)

મઝકુર નાજાઈઝ તરીકો આમ થઈ રહ્યો છે. વળી આ ઝમાનામાં લોકોને દીની ઈલ્મથી નફરત જેવી થઈ ગઈ છે. અમીરોની ઓલાદ દીની ઈલ્મથી દુર થતી જાય છે અને ગરીબોને રોઝીની ચિંતા ફૂરસત આપતી નથી. જે હાફિઝો હાલમાં છે તે પણ તરાવીહ પઢાવ્વું છોડતા જાય છે. ભવિષ્ય ઘણું અંધકારમય જણાય છે, માટે તરાવીહ પઢાવનાર હાફિઝોને પૈસા લેવા-દેવાના શરઈ જાઈઝ હીલાની ઝરૂરત છે અને તે એ છે કે જયાં લિલ્લાહ પઢાવનાર નહી મળે ત્યાં તરાવીહ પઢાવનાર હાફિઝને રમઝાન શરીફ માટે નાઈબ અથવા બીજા ઈમામ તરીકે પગાર ઉપર નકકી કરી લેવામાં આવે અને તેના માથે ઈશા વિગેરે એક-બે વખતની નમાઝ પઢાવવાની ઝરૂરી ઠેરવવામાં આવે. મઝકુર શરઈ હીલાથી હાફિઝને પગાર લેવું જાઈઝ થઈ જશે. પગાર મહોલ્લાના માણસો ચંદો કરી આપે એ બહેતર છે. (જયાં એ સુરત મુશ્કિલ હોય ત્યાં મસ્જિદમાંથી આપવામાં આવે.) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### મઝકુર ફત્વાની તાઈદમાં

### (૧) હઝરત મુફતીએ અઅઝમનો ફત્વો

ہو الموفق اگر رمضان المبارک کے مہینے کے لئے حافظ کو
تنخواہ پر رکھ لیا جائے اور ایک دو نمازوں میں
اسکی امامت معین کردیجائے تو یہ صورت جواز کی ہے
کیونکہ امامت کی اجرت (تنخواہ) کی فقہا نے اجازت
دی ہے۔ محمد کفایت اللہ کان اللہ لہ
دہلی

અગર રમઝાનુલ મુબારકકે મહીનેકે લિયે હાફિઝકો તન્ખ્વાહ પર રખ લિયા જાયે ઔર એક દો નમાઝોંમેં ઉસ્કી ઈમામત મુઅય્યન (મુકર્રર) કર દી જાયે તો યે સૂરત જવાઝકી હે, કયું

કે ઈમામતકી ઉજરત (તન્ખ્વાહ)કી ફુકહાને ઈજાઝત દી હે.

**મુહમ્મદ કિફાયતુલ્લાહ** કાનલ્લાહુ લહુ દેહલી ૨૭ શઅબાન ૧૩૭૦ હિજરી

### (૨) સહારનપુરના મુફતી સાહબનો ફત્વો

۷۷۴

الجواب

حامداً ومصلیاً - اصل مذہب تو عدم جواز ہی ہے لیکن حالت مذکورہ میں حیلۂ مذکورہ کی گنجائش ہے فقط واللہ تعالیٰ اعلم

حررہ العبد محمود گنگوہی عفا اللہ عنہ معین مفتی مدرسہ مظاہر علوم سہارنپور ۱۵/ شعبان ۷۰ھ

અસલ મઝહબ તો અદમે જવાઝ હી હે, લેકિન હાલતે મઝકુરહમેં હીલએ મઝકુરહકી ગુન્જાઈશ હે. ફક્ત વલ્લાહુ તઆલા અઅલમ.

**મહમૂદ ગંગોહી** અફલ્લાહુ અન્હુ મુઈને મુફતી મદ્રસા મઝાહિરે ઉલૂમ સહારનપુર ૧૫ શઅબાન ૧૩૭૦ હિજરી.

### સજદહની આયત વારંવાર પઢવાથી કેટલા સજદહ કરવા?

(૧૪૬) સવાલ :- રમઝાનમાં હાફિઝો દૌર કરે છે. એક પઢે છે અને બીજા હાફિઝો અને હાઝિરીનો સાંભળે છે. આ પ્રમાણે વારંવાર સજદાની આયત પઢવા અને સાંભળવામાં આવે છે તો સજદો એક વખત કરવો પડશે કે જેટલી વખત સજદાની આયત પઢવા અને સાંભળવામાં આવી તેટલી વખત કરવા પડશે?

જવાબ :- સજદાની એક આયતને એક જ મજલિસ (બેઠક)માં વારંવાર પઢવા અને સાંભળવામાં આવે તો એક જ સજદો વાજિબ થાય છે. પુછેલી સુરતમાં પણ એક જ સજદો આવશે કારણ કે આયત અને મજલિસ (બેઠક) એક જ છે. (શામી ભાગ-૧ પાનું ૭૨૬) (બહરૂ-ર્રાઈક ભાગ-૨ પાનું-૧૨૫)

### તરાવીહમાં સજદહના બદલે રૂકુઅમાં જવાથી નમાઝ સહીહ થશે?

(૧૪૭) સવાલ :- તરાવીહની નમાઝમાં ઈમામે સજદાની આયત પઢી સજદો કર્યો, મુકતદી રૂકૂઅ સમજી રૂકુઅમાં ગયો તો તેની નમાઝ અને સજદો અદા થયો કે નહી?

જવાબ :- મઝકુર સુરતમાં મુકતદીને જોઈએ કે રૂકુઅ છોડી દઈ સજદામાં ચાલ્યો જાય, અગર રૂકુઅ કરી પછી સજદામાં ગયો તો પણ નમાઝ સહીહ થઈ જશે અને સજદો પણ અદા થઈ જશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું ૭૨૪)

### તરાવીહમાં સજદએ સહવ ન કરી શકયો તો?

(૧૪૮) સવાલ :- તરાવીહમાં ઈમામે સજદાની આયત પઢી સજદો કર્યો, પાછળ બેઠેલા માણસે સજદાની આયત સાંભળી પણ સજદામાં ઈમામ સાથે શામિલ થઈ શકયો નહી તો સજદાનું શું?

જવાબ :- પુછેલી રીતમાં સજદો તો વાજિબ થઈ ગયો. અગર તે જ રકઅતમાં છેવટે પણ

ઈમામ સાથે શામિલ થઈ મુકતદી બની ગયો હોય તો સજદો અદા થઈ ગયેલો ગણાશે, નહીં તો અલગ સજદો કરવો પડશે. (ફતાવા આલમગીરી ભાગ-૧ પાનું-૧૩૩)

### વિત્ર ફરીથી પઢી તો?

(૧૪૯) સવાલ :- રમઝાન શરીફમાં તરાવીહની ૨૦ રકઅત પઢયા પછી વિત્ર અદા કરી, ત્યાર પછી જાણમાં આવ્યું કે તરાવીહના બે રકઅતમાં ભુલ થવાથી તે ફરી દોહરાવી વાજિબ થઈ છે. માટે બે રકઅત દોહરાવી લીધા અને એ ખ્યાલથી કે વિત્ર ૨૦ રકઅત તરાવીહની પુરી થયા પછી જ પઢી શકાય છે. માટે પઢેલી વિત્ર સહીહ અને મોઅતબર થઈ નથી ફરી વાર વિત્ર જમાઅતથી પઢી તો એ વ્યાજબી થયું કે નહીં?

જવાબ :- પહેલાં પઢેલી વિત્ર સહીહ અને મોઅતબર હતી. દોહરાવ્વાની ઝરૂરત ન હતી. દોહરાવી એ વ્યાજબી થયું નથી.

નુરૂલ ઈઝાહમાં છે. **વ યસિહહુ તકદીમુલ વિત્રિ અલત્તરાવીહિ વ તાખીરૂહુ અન્હા.** અર્થાત :- વિત્રને તરાવીહ પહેલાં પઢવું પણ સહીહ છે, અને તેને મુઅખ્ખર કરવું પણ સહીહ છે, એટલે વિત્ર તરાવીહની ૨૦ રકઅત થયા પહેલાં પઢેલી મોઅતબર અને સહીહ છે. (પાનું-૧૦૫)

### વિત્ર બાબત

(૧૫૦) સવાલ : રમઝાન શરીફમાં વિત્રની નમાઝની ત્રીજી રકઅતમાં ઈમામ સાથે શામિલ થયો તેણે રહી ગયેલી રકઅત પઢતી વખતે દુઆએ કુનૂત પઢવી કે નહીં પઢવી?

જવાબ :- જેને ઈમામ સાથે ત્રીજી રકઅત મળી એટલે ત્રીજી રકઅતના કિયામ અથવા રૂકુઅમાં ઈમામ સાથે શામિલ થઈ ગયો તેને બાકી રકઅતો અદા કરતી વખત દુઆએ કુનુત પઢવાની ઝરૂરત નથી. (નુરૂલ ઈઝાહ પાનું-૧૦૦) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૬૨૮) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુ સલાતિલ મુસાફિર

**નમાઝ કસર કરવા બાબત**

(૧૫૧) સવાલ :- મારા ગામથી ભરૂચ રેલ્વે માર્ગે ૫૦ માઈલ થાય છે અને બીજા રસ્તે ૪૨ માઈલ થાય છે તો મારે નમાઝ કસર પઢવી કે પૂરી પઢવી?

જવાબ :- જે માર્ગે સફર કરશો તેનો એઅતેબાર થશે. રેલગાડીના માર્ગે જશો તો નમાઝ કસર કરવી પડશે અને બીજા માર્ગે જશો તો પૂરી પઢવી પડશે. (શામી ભાગ-૧ પાનું-૭૩૫) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**અડધી સફરેથી કોઈ પાછો આવે તો નમાઝ કસર કરે કે નહી?**

(૧૫૨) સવાલ :- હું સફરમાં ગયો પણ ત્રણ મંઝિલ (૪૮ માઈલ લગી) પહોંચ્યો નહી કે પાછો(વતન આવવા માટે) ફર્યો તો રસ્તામાં મારે નમાઝ કસર કરવી કે પૂરી પઢવી?

જવાબ :- પુછેલી સુરતમાં તમારે નમાઝ પૂરી પઢવી, કારણકે ત્રણ મંઝિલ પહોંચવા પહેલાં પાછા ફર્યા માટે તમે મુસાફિર રહ્યા નહી, મુકીમ બની ગયા. (ફતાવા આલમગીરી ભાગ.-૧ પાનું-૧૩૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝ કસર કરી શકાય ?**

(૧૫૩) સવાલ :- હું ભરૂચ રહું છું. મારૂં વતન ભરૂચ છે, પરંતુ નોકરી અર્થે મુંબઈમાં છું. મુંબઈથી હું રમઝાનમાં ૧૫ મા ચાંદના રોઝ ભરૂચ આવ્યો, ત્રણ દિવસ રહી મુંબઈ પાછો આવ્યો, અહિંયા ૧૨ દિવસ રહી ઈદની રજામાં મારે પાછું ભરૂચ જવાનું છે તો મુંબઈના ૧૨ દિવસ દરમિયાન મારે નમાઝ પૂરી પઢવી કે કસર કરવી?

જવાબ :- પુછેલી સુરતમાં ૧૨ દિવસ જ રહેવું છે તો કસરનો હુકમ લાગુ પડશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝ કસર કરવી કે નહી?**

(૧૫૪) સવાલ :- જંબુસર મારૂં વતન છે, પણ હું વેપાર માટે મુંબઈમાં રહું છું. પ્રસંગોપાત જયારે મારા મૂળ વતન જંબુસરમાં બે-ચાર દિવસ માટે આવું છું અને ત્યાંથી પાંચ-સાત માઈલ દૂરના ગામે મારા સગાઓને ત્યાં જવાનું થાય છે તો એ ગામોએ મારે પુરી નમાઝ પઢવી કે કસર પઢવી?

જવાબ :- પુછેલી સુરતમાં નમાઝ પૂરી પઢે. કસર કરે નહી, કારણ કે તમો પોતાના વતન પહોંચતાની સાથે મુકીમ બની ગયા છો, હવે જયાં લગી તમે મુસાફરીની હદે જવાના ઈરાદે પોતાના વતનથી નિકળો નહી મુસાફિર ગણાંશો નહીં, માટે વતનથી થોડાક માઈલ ફરવા જવાથી મુસાફિર કહેવાશો નહી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝ કસર કરી શકાય?**

(૧૫૫) સવાલ :-હું મારા મુળ વતનથી લગભગ ૧૩૦ માઈલ પર નોકરી કરૂં છું. જયારે મારા વતનમાં જાઉં છું ત્યારે બે નમાઝો રસ્તામાં પઢવી પડે છે. હું વતનમાં તો નમાઝ કસર નથી પઢતો પરંતુ રસ્તામાં જે નમાઝ અદા કરવી પડે છે તે કસર પઢું કે પુરી ? કારણ કે કેટલાક પુરી પઢવા કહે છે તો કેટલાક કસર પઢવા કહે છે. માટે ખુલાસાવાર જવાબ લખશો!

જવાબ :- પુછેલી સુરતમાં વતનમાં આવતાં-જતાં રસ્તામાં નમાઝ કસર પઢવી ઝરૂરી છે. 'નુરુલ ઈઝાહ'માં છે. 'વલા યઝાલુ યકસુરૂ હત્તા યદખુલ મિસ્રહુ અવ યન્વિય ઈકામતહુ નિસ્ફ

શહરિન બિબલદતિન અવ કર્યતિન' અર્થાત :-અને પોતાના શહેર (વતન) માં દાખિલ થાય અથવા કોઈ બીજા શહેર યા ગામમાં ૧૫ દિવસ રહેવાની નિય્યત કરે ત્યાં લગી કસર કરતો રહે. (શાનું ૧૦૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**વતને અસ્લી બે બની શકે ખરા ?**

(૧૫૬) સવાલ :-હું એવો માણસ છું કે મારી પૈદાઈશ તથા શાદી ગોધરામાં થઈ છે. અને બાપ-દાદા પણ ગોધરાના જ વતની છે. વાલિદનું મકાન પણ ગોધરામાં છે. પરંતુ ૪૧ વર્ષથી વાલિદ સા. વેપાર અર્થે લુણાવાડા છે. ત્યાં ઘર બનાવી રહે છે. હાલ હું તાલિબે ઈલ્મ છું. તઅલીમ પુરી કર્યા બાદ મારો ઈરાદો પણ લુણાવાડા જ રહેવાનો છે. લુણાવાડા તથા ગોધરા દરમિયાનનો ફાસ્લો ૩૮ કિલો મીટર છે. ગોધ્રામાં પણ મકાન હોવાથી શાદી-ગમીમાં ત્યાં રહેવાનું થાય છે. પણ મુસ્તકિલ લુણાવાડા રહું છું તો હવે મારૂં વતને અસ્લી કયું ? શું મઝકુર બન્નેવ વતનોને વતની અસ્લી રાખી શકાય ? ખુલાસો કરશો.

જવાબ :-જયારે લુણાવાડા અને ગોધરાનો ફાસ્લો ૩૮ કિલો મીટર છે તો એ શરઈ મસાફત નથી. માટે મુસાફિરે શરઈ બનવાનો અને નમાઝ કસર કરવાનો સવાલ જ પૈદા થતો નથી. રહ્યો સવાલ વતને અસ્લીનો તો જો વાલિદ સાહબે ગોધરાનું વતન છોડી હમેશ માટે લુણાવાડામાં જ રહેવાનું અને ઝિંદગી ત્યાં જ ગુઝારવાનું નકકી કરી લીધું હોય તો વતને અસ્લી લુણાવાડા ગણાંશે અને જો એ નિય્યત હોય કે વેપારના મકસદે લુણાવાડા રહેવું છે. વેપાર બંધ થવા પછી ગોધરા જઈ ઝિંદગી ગુઝારવી છે અને એટલા જ માટે ઘર બાકી રાખ્યું છે તો પછી લુણાવાડા વતને ઈકામત અને ગોધરા વતને અસ્લી ગણાંશે. વતને અસ્લી મુતઅદ્દદ પણ હોય શકે છે. લુણાવાડામાં અને ગોધરામાં પણ અહલો-અયાલ હોય અને બન્નેવ જગ્યાએ ઝિંદગી ગુઝારવાનો ઈરાદો છે તો લુણાવાડા વતને અસ્લીના હુકમમાં છે અને ગોધરા પણ વતને અસ્લી છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ - જનાઈઝ

**જનાઝહની નમાઝ બાદ ફાતિહાનો રિવાજ મકરૂહ અને મના છે.**

(૧૮૪) સવાલઃ- કેટલીક જગ્યાએ જનાઝાની નમાઝ પછી તુરત જ સુરએ ફાતિહહ (અલ્હમ્દુ શરીફ) અને ત્રણ કે અગ્યાર વખત (કુલ હુવલ્લાહ) પઢી મય્યિત માટે દુઆ કરવામાં આવે છે. એવી રીતે દુઆ માંગવા બાબત શરીઅતનો શું હુકમ છે? કેટલાક સાહિબો કહે છે કે ચૌદમી સદી હિજરીના અમુક આલિમો મઝકુર રીતે દુઆ માંગવાનો વિરોધ કરે છે. એ પહેલાં કોઈએ પણ એની મનાઈ કીધી નથી. શું એ કહેવું બરાબર છે?

જવાબઃ- જનાઝહની નમાઝ મય્યિત માટે દુઆ જ છે. (શામી ભાગ ૧ પાનું ૮૧૪) જનાઝહની નમાઝ પછી જનાઝો રોકી બધાંએ એકઠા થઈ દુઆ કરવાનો ઈલ્તિઝામ આં હઝરત (સલ.) અને સહાબએ કિરામ (રદી.)થી સાબિત નથી. માટે મઝકુર તરીકાને છોડી દેવું ઝરૂરી છે. આં હઝરત (સલ.)નો ઈરશાદ છે કે **'મન અમિલ અમલન લય્સ અલ્યહિ અમ્રૂન ફહુવ રદદુન.**

(મુસ્લિમ શરીફ ભાગ ૨, પાનું ૭૭)

**અર્થઃ**- જે કોઈ એવું કામ કરે જેના માટે અમારો હુકમ ન હોય તો તે મરદૂદ છે, અને હઝરત હુઝૈફહ (રદિ.)નું ફરમાન છે કે 'કુલ્લુ ઈબાદતિન લમ યતઅબ્બદહા અસ્હાબુ રસુલિલ્લાહિ (સલ.) ફલા તઅબ્બદુહા. (અલ્એઅતિસામ. ભાગ ૨ પાનું ૩૧૦) અર્થઃ- એવી દરેક ઈબાદતો જેને રસુલુલ્લાહ (સલ.)ના સહાબએ કિરામ (રદી.) એ કરી નથી તમો પણ કરશો નહીં, અને હઝરત ઈમામ માલિક (રહ.) એ ફરમાવ્યું કેઃ- જેણે ઈસ્લામમાં કોઈ નવી વાત કાઢી (ઉમેરો કીધો) અને તેને સારી સમજી તો તેણે હઝરત મુહમ્મદ (સલ.)ને ખુદાના હુકમોની ત્બ્લીગમાં ખિયાનત અને કમી કરનાર ઠેરવ્યા, કેમ કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે ''આજ મેં તમારા માટે તમારા દીનને મુકમ્મલ (સંપુર્ણ) કરી આપ્યું'' તો જે કામ હુઝુર (સલ.)ના મુબારક ઝમાનામાં દીનમાં શામિલ ન હતું તે આજે પણ દીનમાં દાખિલ થઈ શકતું નથી.) (એઅતિસામ ભાગ ૧ પાનું ૪૮)

એટલા જ માટે લગભગ અગ્યારસો વર્ષથી ફુકહાએ કિરામ (રહિમહુમુલ્લાહ) જનાઝહની નમાઝ પછીની દુઆને ખિલાફે સુન્નત અને મમ્નુઅ તથા મકરૂહ હોવાનો ફત્વો આપતા આવ્યા છે. જુઓઃ-

(૧) ત્રીજી સદી હિજરીના ફકીહ ઈમામ અબુ બક્ર ઈબ્ને હામિદ (રહ.) (મુઆસિરે અબુલ હફ્સ કબીર વફાત હિ. સન ૨૬૪ કઝા ફી ફવાઈદિલ બહિય્યહ સફાપર) ફરમાવે છે.:- **ઈન્નદ - દુઆઅ બઅદ સલાતિલ જનાઝતિ મકરૂહુન.** અર્થઃ- બેશક જનાઝહની નમાઝ પછી દુઆ મકરૂહ છે. (બરજંદી ભાગ ૧ પાનું ૧૮૦)

(૨) અને પાંચમી સદી હિજરીના ફકીહ શમ્સુલ અઈમ્મહ હલ્વાઈ (રહ.) (વફાત સન હિ. ૪૫૪)

(૩) અને બુખારાના મુફતી, કાઝી શય્ખુલ ઈસ્લામ અલ્લામહ સુગદી (રહ.) (વફાત સન હિ. ૪૬૧) ફરમાવે છેઃ- **લા યકૂમુ-રિંજાલુ બિદદુઆઈ બઅદ સલાતિલ જનાઝતિ** અર્થઃ- નમાઝે જનાઝહ પછી ઉભા રહી દુઆ કરે નહીં એટલે દુઆ માટે થોભે નહીં. (કુન્યહ ભાગ ૧ પાનું ૫૬)

(૪) અને છઠ્ઠી સદી હિજરીના ફકીહ ઈમામ તાહિર બુખારી સરખ્સી (રહ.) (વફાત સન

તથા "દુરૂદ શરીફ" પઢવાની તેમજ 'દુઆ' અને 'ઈસ્તિગફાર' પઢવામાં મશ્ગુલ રહેવાની પણ ખાસ ફઝીલત આવી છે અને જે વખતે (ઝવાલ પછી) તમે સુરએ કહફ પઢો છો તે ટાઈમે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) સલાતુ ત્તસ્બીહ પઢયા કરતા હતા. ( અહયાઉલ ઉલૂમ ભાગ ૧ પાનું-૧૬૯) અને હઝરત અબું હુરૈરહ (રદિ.) હાઝિરીનને હદીસો સંભાળાવતા હતા. ( મુસ્તદરકે હાકિમ ભાગ ૧ પાનું -૧૦૮) અને હઝરત તમીમે દારી (રદી.) વઅઝ ફર્માવતા હતા. (મુસ્નદે ઈમામ અહમદ ભાગ ૩ પાનું ૪૪૯) સારાંશ કે જેનાથી જે-જે અને જેટલું બની શકે અને જેનો મૌકો હોય તે કરે, હમેશા એક જ ચીઝ અને એક જ ટાઈમ તથા એક જ રિવાજ પકડી રાખી બીજી બધી ફઝીલતોને છોડી દેવું અને બીજાઓને છોડવાની ફરજ પાડવી દીનમાં નકામી દખલ દરાઝી છે. અભણ માણસોને સવાબમાં શામિલ કરવાની લાલચ આપ (સલ.) અને સહાબહ (રદિ.) અને હઝરાતે તાબિઈન તથા તબ્એ તાબિઈનને આપણાથી ઓછી ન હતી, તે ઝમાનામાં નવ મુસ્લિમોની સારી જેવી સંખ્યા હતી છતાં જુમ્મઅહના દિવસે અઝાન પછી મસ્જિદમાં સુરએ કેહફ પઢી સંભળાવ્વાનો એહતેમામ સાબિત નથી. માટે નવો રિવાજ પાડવો અને ચાલુ કરવો આપ (સલ.) અને આગલા બુઝુર્ગોની ગફલત અને ભૂલ સાબિત કરવા સમાન છે. હઝરત ઈમામ માલિક (રહ.) ફરમાવે છે કે જેણે ઈસ્લામમાં કોઈ નવી વાત કાઢી અને તેને બેહતર સમજી તો તેણે નબી (સલ.)ને તબ્લીગે દીનમાં ખાઈન અને કુસુરવાર ઠેરવ્યા. (એઅતિસામ ભાગ. ૧ પાનું ૪૮) આપણે તો આપ (સલ.) અને સહાબહ (રદિ.)ની તાબેદારી કરવી રહી, આપ (સલ.)નો ઈર્શાદ છે કે મારા પછી જીવશે તે ઘણો મતફેર જોશે તે વખતે તમે મારા તરીકાને અને મારા હિદાયત પામેલા ખુલફાએ રાશિદીનના તરીકાને છોડશો નહી. તેના ઉપર મકકમતાથી કાયમ રહેશો કારણ કે દીનમાં દરેક નવી વાત બિદઅત છે અને બિદઅત ગુમ્રાહી છે (મિશ્કાત-૩૦) અને હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) એ પણ પેશીનગોઈ ફરમાવી છે કે તમે દીનમાં નવી-નવી વાતો કાઢશો, નવી-નવી બાબતો પેશ આવશે તો જયારે તમે નવી બાબતો જુઓ તો તમારે સહાબહ વિગેરે સલ્ફે સાલિહીનના તરીકાને જ પકડી રાખવાનો છે. (ઈઝાલતુલ ખિફા ભાગ ૧ પાનું ૩૦૧) આપ (સલ.)નો ઈર્શાદ છે કે મારી ઉમ્મતમાં ફિત્ના-ફસાદના ઝમાનામાં જે મારા તરીકા પર વળગી રહેશે તેને ૧૦૦ શહીદોનો સવાબ મળશે. (મિશ્કાત-૩૦) હદીસો અને ફિકહની રિવાયતોથી રોશન થઈ ગયું કે સુરએ કહફ પઢવાનો મઝકુર તરીકો છોડી દેવા લાયક છે. એમાં એ પણ ખરાબી છે કે અઝાન પછી એક કલાક બાદ ખુત્બો શરૂ થઈ શકે છે, આટલું બધું મોડું કરવું સુન્નત વિરૂધ્ધ છે. (શામી ભાગ ૧ પાનું ૩૪૧-૭૭૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુત્બહમાં અસા પકડવું કેમ છે?

(૧૫૮) સવાલઃ- ખુત્બો પઢતી વખતે અસા (લાકડી) હાથમાં પકડવું જાઈઝ છે કે મકરૂહ?

જવાબઃ- ખરૂં એ છે કે ખુત્બહ વખતે અસો (લાકડી) હાથમાં પકડી સહારો લેવો જાઈઝ છે. મકરૂહ નથી. (શર્હે-સિફરૂ-સ્સઆદત પાનું ૨૦૯) પરંતુ એને ઝરૂરી સમજી લેવામાં આવે અને અસા નહી પકડનારને લાન-તાન કરવામાં આવે તો મકરૂહ અને છોડવા પાત્ર થઈ જશે. મુસ્તહબને તેના દરજાથી વધારી દેવું મકરૂહ છે. (મજમઉલ બિહાર ભાગ ૨ પાનું ૨૪૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## જુમ્અહની નમાઝના કઅદહમાં શામિલ થવું

(૧૫૯) સવાલઃ- જુમ્અહની નમાઝમાં કોઈ માણસ કઅદહમાં આવી શામિલ થયો તો તે બે રકઅત પઢે કે ચાર રકઅત પુરી કરે?

જવાબઃ- બે રકઅત જુમ્અહની પુરી કરે, ચાર રકઅત ઝુહર પઢવાની ઝરૂરત નથી. (નુરૂલ ઈઝાહ પાનું ૧૨૬) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### બીજા ખુત્બહમાં ખુલફાએ રાશિદીન (રદિ.)ના નામોનું આવ્વું

(૧૯૦) સવાલઃ- એક ઉર્દુ પત્રિકામાં લદીયું છે કે બીજા ખુત્બામાં ખુલ્ફાએ રાશિદીન (રદિ.) ના નામો લેવામાં આવે છે એની કોઈ અસ્લિયત નથી, બિદઅત અને ના જાઈઝ છે. માટે ખતીબોને માટે જરૂરી છે કે મઝકુર રીત તજી દે, નહી તો ગુનેહગાર થશે. વિગેરે, તો શું એ બરાબર છે? તજી દેવું જોઈએ?

જવાબઃ- બીજા ખુત્બામાં ખુલફાએ રાશિદીન (રદિ.) નું વર્ણન અને વખાણ તથા તેમના માટે દુઆ કરવાની રીત બિદઅત તથી, જાઈઝ અને મુસ્તહબ છે. બે અસલ નથી. ખય્રૂલ કુરૂનથી ચાલુ અને સલ્ફે સાલિહીનના અમલથી સાબિત છે. એને બે અસલ અને બિદઅત બતાવવું ખોટું છે. જમાઅતે સહાબાની મૌજુદગીમાં હઝરત મુસા અશ્અરી (રદિ.) નો અમલ મુસ્તહબ હોવા માટે પુરતો છે. (શામી ભાગ ૧ પાનું ૭૫૯)

ફિકહની વિશ્વાસપાત્ર કિતાબોમાં ખુલફાએ રાશિદીનના વર્ણનને મુસ્તહબ, સુન્નતના લગભગ બલ્કે શિઆરે દીન અને શિઆરે અહલે સુન્નત વલ્જમાઅત પણ લખ્યું છે.

અને ખુલફાએ રાશિદીન તથા આપ (સલ.) ના બન્નેવ કાકા (હઝરત હમ્મઝહ તથા હઝરત અબ્બાસ) (રદિ.), નું ખુત્બામાં વર્ણન કરવું મુસ્તહબ છે.

અને રસાઈલુલ અરકાનમાં છે કેઃ- મુસલમાનો માટે દુઆ કરવામાં આવે અને ખુલફાએ રાશિદીનનું વર્ણન અને વખાણ તથા તેમના માટે દુઆથી શરૂઆત કરે કે બુઝુર્ગોના વર્ણનથી રહમત ઉતરે છે, અને મુસલમાનોના હકમાં દુઆ કબુલ થવાની વધુ ઉમ્મીદ હોય છે અને એ રીત તાબિઈનના સમયથી આજ પર્યંત ચાલતી આવે છે, આજ સુધી કોઈએ વિરૂદ્ધતા કરી નથી. આ રીત મુસ્તહબ, સુન્નતના લગભગ છે. એના ઉપર ઈજ્માએ ફેઅલી છે. આ પણ અઝાન જેમ દીનનો શિઆર છે, માટે છોડવામાં આવે નહી. (પાનું ૧૧૬) અને ફતાવા આલમગીરી વિગેરેમાં છે કે :- ખુલફાએ રાશિદીન તથા રસુલે ખુદા (સલ.)ના બન્નેવ કાકા હઝરત હમ્મઝહ અને હઝરત અબ્બાસ (રદિ.)નું વર્ણન મુસ્તહબ છે, આ રીત સલ્ફે સાલિહીનથી ચાલતી આવી છે. (ભાગ-૧ પાનું-૧૪) (મરાકિલ ફલાહ-૧૩૦) (ફતાવા જામિઉ - ર્રૂમુઝ ભાગ ૧ પાનું ૧૧૯) (નફઉલ મુફતી-૧૦૧) હઝરત ઈમામે રબ્બાની મુજદિદે અલ્લફે સાની (રહ.) ફરમાવે છેઃ- જો કે ખુલફાએ રાશિદીન (રદિ.)નું વર્ણન ખુત્બામાં કરવું ખુત્બાની શરતોમાંથી નથી. પરંતુ અહલે સુન્નત વલ્જમાઅતનો શિઆર છે તો નકકી છે કે કોઈ ઈરાદા પૂર્વક અને હેંકડાઈથી તે માણસ સિવાય કે જેનું દિલ રોગિષ્ઠ અને બાતિન પલીદ હોય, બીજું કોઈ એને છોડશે નહી.

માની લો કે ખતીબે તઅસ્સુબ અને અદાવતથી ખુલફાએ રાશિદીનનું વર્ણન ખુત્બામાં છોડયું નથી, પરંતુ વઈદ 'જેણે જેની સમાનતા ધારણ કરી તે તેમાંથી છે ' નો શું જવાબ છે? અને બીજી હદીસ 'તોહમતની જગ્યાથી બચીને રહો' અનુસાર ખોટા અનુમાનથી કેવી રીતે મુકિત પ્રાપ્ત કરશે? (મુકતુબાતે ઈમામે રબ્બાની ભાગ ૨ પાનું ૨૭ મકતુબ નં ૧૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખુત્બો પઢયા બાદ હદસ પેશ આવ્વાથી ખુત્બો દોહરાવ્વો પડશે?

(૧૯૧) સવાલઃ- ખતીબ ખુત્બએ જુમ્અહ પઢવા પછી વુઝુની ઝરૂરત જણાતાં વુઝુ માટે હોઝ પર, અગર મસ્જિદમાં પાણી ન હોય તો નઝદીકના મકાનમાં જઈ વુઝુ કરી જલ્દીથી આવી ખુત્બો દોહરાવ્વા વગર નમાઝ પઢાવે તો નમાઝ સહીહ થયેલી ગણાય કે નહી ? કે ખુત્બો દોહરાવ્વો

ઝરૂરી છે ?

જવાબ :- પુછેલી સુરતમાં ખુત્બાં દોહરાવ્વાની ઝરૂરત નથી, નમાઝ સહીહ થઈ જશે. (કબીરી પાનું ૫૧૭) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### શકય એટલી હદે નમાઝીઓની રાહ જુએ

(૧૬૨) સવાલ :- અમારી વસ્તીમાં જુમ્અહના દિવસે જુમ્અહની પહેલી અઝાન થવા પછી લોકો સુન્નતોથી ફારિગ થઈ ગયા અને હવે ખુત્બાની તૈયારી હતી. ખતીબ પોતાની જગ્યાએથી ઉઠયા કે એટલામાં શોર આવ્યો કે આગ લાગી દોડો. આ શોર સાંભળતાં ઘણાં લોકો સુન્નતથી ફારિગ થઈ મસ્જિદમાં બેઠા હતા તે દોડી ગયા અને થોડા લોકો મસ્જિદમાં રહ્યા, હવે પુછવાનું એ છે કે જે લોકો આગ બુઝાવવા ગયા છે તેઓની રાહ જોવી અને થોડી વાર ખુત્બો તેમજ નમાઝમાં મોડું કરવું ? જો અગર રાહ ન જોવામાં આવે તો તે લોકોના માટે ખુત્બા તેમજ નમાઝનો શું હુકમ છે ?

જવાબ :- એવા સંજોગોમાં નમાઝના ટાઈમનો ખ્યાલ રાખી નમાઝીઓની રાહ જોવી ઝરૂરી છે. અગર નમાઝ પઢી લેવાય તો રહી ગયેલા નમાઝીઓ અલગ-અલગ ઝુહરની નમાઝ અદા કરી લે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહ તથા ઈદૈનની નમાઝમાં લાઉડ-સ્પીકરના ઉપયોગ વિષે

(૧૬૩) સવાલ:- લાઉડસ્પીકર (માઈક)માં જુમ્અહ તથા ઈદૈનની નમાઝ અને ખુત્બો પઢવો જાઈઝ છે કે કેમ?

જવાબ:- અમુક ઉલમા લાઉડસ્પીકરની આવાઝ ઉપર ઈકતિદા દુરૂસ્ત અને નમાઝ સહીહ માનતા નથી, કારણ કે તેમના નઝદીક લાઉડસ્પીકરનો આવાઝ અસ્લી નથી, નકલી છે, અને જો કે ઉલમાનો મોટો ભાગ લાઉડસ્પીકરની આવાઝ ઉપર ઈકતિદા દુરૂસ્ત અને નમાઝ સહીહ માને છે. ફાસિદ કે વાજિબુલ ઈઆદહ માનતા નથી, પરંતુ તેઓ પૈકી મોહતાત અને મુહકકિકીન ઉલમા એમાં ઘણી ખરાબીઓ હોવા અને ફાયદા કરતાં નુકસાનનો પહેલુ ગાલિબ હોવાના લીધે નમાઝમાં એના ઉપયોગની ઈજાઝત આપતા નથી અને એ જ વ્યાજબી પણ છે અને એમાં જ સલ્ફે સાલિહીનની પુરી તાબેદારી છે, માટે સલફે સાલિહીનના સાદા, ભયવિહોણા અને બરકતી તરીકાને છોડી નમાઝ જેવી અફઝલુલ ઈબાદાત અને દીનના મહાન શિઆરને આવા ઈખ્તિલાફી અને મશ્કૂક તરીકા દ્વારા અદા કરવું હરગિઝ મુનાસિબ નથી, એના ઉપયોગ ઉપર આગ્રહ કરવો ખોટો છે.

ખુત્બામાં પણ એનો ઉપયોગ ખુત્બાની શાન માટે શોભાસ્પદ નથી, ખુત્બા અને કિર્અતની આવાઝ હાઝિરીનને પહોંચી જવાની સૂરતમાં એનો ઉપયોગ એક નાજાઈઝ કૃત્ય હોવામાં કોઈ અહલે ઈલ્મને ઈખ્તિલાફ હોય શકતો નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

હાલના તાઝા ફતાવા આ રહ્યા, જુઓ :-

### (૧) મુફતીએ મઝાહિરૂલ ઉલૂમ (સહારનપુર) નો ફત્વો :-

અલ્જવાબ (૧૪૭૦) :- યેહ મસ્અલહ મુખ્તલફ ફીહી હે, બઅઝ ઉલમા ઈસ નમાઝકો ફાસિદ કેહતે હેં, ઔર બઅઝ દુરૂસ્ત કેહતે હેં. અહવત યહી હે કે ઈસ્કો નમાઝમે હરગિઝ ઈસ્તિઅમાલ ન કિયા જાએ.

સઈદ અહમદ સા. મઝાહિરૂલ ઉલુમ (સહારનપુર) ૪ ઝિલ્હજ્જ ૧૩૭૯ હિજરી.

### (૨) મુફતી મહમૂદ હસન ગંગોહી મુફતી દારૂલ ઉલુમ દેવબંદનો ફત્વો

લાઉડ સ્પીકરકો નમાઝમેં ઈસ્તિમાલ ન કિયા જાયે, ઈમામકો ચાહિયે કે ઈસ્કો રોક દે. (મૌહનામા નિઝામ કાનપુર ઝિલહજ્જ ૧૩૭૯ હિજરી. ૨ જુન ૬૦)

**(૩) મુફતી મેહદી હસન મુફતીએ અ'ઝમ દારૂલ ઉલૂમ દેવબંદનો ફત્વો**

અલ્જવાબ (૫૩૩૯):- જહાં તક એહતિયાતકા તકાઝહ હે પુરાને તરીકે પર નમાઝ પઢી પઢાઈ જાએ ઔર લાઉડસ્પીકર નમાઝમેં ઈસ્તિઅમાલ ન કિયા જાએ, ઈખ્તિલાફ ભી હે, એક જમાઅત નાદુરૂસ્ત કહેતી હે ઔર એક જાઈઝ કહેતી હે ઈસ લિયે બેહતર યેહી મઅલુમ હોતા હૈ કે નમાઝ જૈસી અહમ ઈબાદતકો ઈસ તરીકેસે અદા કિયા જાએ કે હર મકતબે ખ્યાલકે ઉલમાકે નઝદીક નમાઝ સહીહ ઔર દુરૂસ્ત હો જાએ ઔર વો પુરાને તરીકે પર જબ મજમઅ ઝિયાદહ હો તો મુકબ્બિરીનકે ઝરીએ તકબીરાતે ઈમામ મુકતદિયોંકો પહોંચાઈ જાએ.

મેહદી હસન દારૂલ ઉલૂમ - દેવબંદ ૨૩ ઝિલ્હજ્જ ૧૩૭૯ હિજરી

**ખુત્બો કઈ ભાષામાં હોવો જોઈએ?**

(૧૬૪) સવાલઃ- અમારે ત્યાં જુમ્અહનો ખુત્બો અરબી સાથે ઉર્દુ તર્જુમો શામિલ કરી પઢાતો હતો, જેથી ઘણો ટાઈમ લાગવાથી લોકો કંટાળવા લાગ્યા છે. આ જોઈ ઈમામ સાહબ ઉર્દુનો ભાગ છોડી માત્ર અરબીમાં જ ખુત્બો પઢવા લાગ્યા છે. પરંતુ અમુક રઝાખાની (બરેલ્વી) ભાઈઓ ઉર્દુ ચાલુ કરવા આગ્રહ કરી રહ્યા છે તો ઈમામે શું કરવું જોઈએ? ખુત્બો અરબીમાં જ પઢે કે પહેલાંની જેમ ઉર્દુ તર્જુમો શામિલ કરે? સુન્નત તરીકો શું છે? આવા સંજોગોમાં નવા ઈમામનો તકર્રૂર થતાં તેઓ પણ કિતાબી દાખલો આપી લોકોને કહે છે કે જુમ્અહનો ખુત્બો મિમ્બર પર ઉભા રહી અરબી પઢવો જોઈએ! પરંતુ આગલા પેશ ઈમામો અરબી સાથે ઉર્દુમાં પઢતા આવ્યા છે. હવે હમારે શું કરવું? તે દલીલ સાથે સમજાવ્વા મહેરબાની કરશો.

જવાબઃ- નવા પેશ ઈમામનું કહેવું ખરૂં છે. ખુત્બો અરબીમાં જ પઢવાનો હુકમ છે. ખુત્બો જે દર અસલ ઝિકરૂલ્લાહ અને ઈબાદત તથા ઈસ્લામી શિઆર પણ છે સરકારી અને મઝહબી ઝબાનમાં જ હોવો જોઈએ, અને આપણી સરકારી અને મઝહબી ઝબાન અરબી છે. માટે ખુત્બો પણ ખાલિસ અરબીમાં જ હોવો ઝરૂરી છે. એટલા જ માટે આપ (સલ.) ખુત્બો હમેશા અરબીમાં જ પઢતા હતા. અને આપના સહાબા (રદી.) રૂમ, ઈરાન અને હબ્શહ વિગેરે દેશોમાં ત્યાંની ભાષા જાણવા છતાં અને નવ મુસ્લિમોમાં તબ્લીગ અને તઅલીમની સખ્ત હાજત અને તેમને ઈસ્લામી અહકામ અને મસાઈલથી વાકિફ (જાણકાર) કરવાની બેહદ ઝરૂરત હોવા છતાં (તે વખતમાં આજના જેમ દરેક ભાષામાં દીની અને મઝહબી કિતાબો, ચોપાનિયાઓ, પત્રિકાઓ છપાવ્વાની વ્યવસ્થા જ કયાં હતી?) ખુત્બો સરકારી અને ખાલિસ અરબી ઝબાનમાં જ પઢતા રહ્યા. સરકારી (અરબી) ઝબાન છોડી હાઝિરીનની ઝબાનમાં ખુત્બો પઢવું કદી સાબિત નથી. તેમજ તાબિઈન, તબ્એ તાબિઈન, મુહદ્દીસીન વ મુજતહિદીન અને ફુકહાએ મુતકદ્દિમીન વ મુતઅખ્ખિરીન (રહ.) થી પણ ગૈર અરબીમાં અથવા અરબી સાથે બીજી ભાષા મેળવી ખુત્બો પઢવું સાબિત નથી. આ તો ગૈર મુકલ્લિદોની ઈજાદ (શોધ) છે. હઝરત શાહ વલિયુલ્લાહ મુહદ્દિસે દહેલ્વી (રહ.) લખે છે કે ખુત્બો ખાસ અરબી માં જ હોવો ઝરૂરી છે. કેમ કે ઘણાંએ દેશોમાં સાંભળવાવાળા અજમી કિંવા અરબીથી નાવાકિફ હોવા છતાં પુર્વથી પશ્ચિમ સુધીના તમામ મુસલમાનોનો હમેશા અરબીમાં ખુત્બો પઢવા ઉપર જ અમલ રહ્યો છે. (મુસફફા શર્હે મુઅત્તા ભાગ ૧ પાનું ૧૯૫)

અરબી ખુત્બાની સાથે ઉર્દુ તર્જુમો પઢવામાં બીજી એ પણ ખરાબી છે કે ખુત્બાની મસ્નુન હદ (તિવાલે મુફસ્સલની એક સૂરત બરાબર)થી વધી જાય છે. અને ખુત્બો નમાઝથી લાંબો થઈ

જાય છે જે હદીસથી ખિલાફ છે. જુઓ (મિશ્કાત પાનું ૧૨૩) અને એ ફિત્નાના ઝમાનાની અલામત છે. એનાથી બચવું પણ ઝરૂરી છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) ફરમાવે છે કે :- "યુતીલૂન ફીહિલ ખુત્બત વ યુકસ્સિરૂન - સ્સલાત." (મુઅત્તા માલિક પાનું ૬૧ જામિઉ-સ્સલાત)

(અર્થાત) ફિત્નાના સમયમાં લોકો ખુત્બાને લંબાવશે અને નમાઝને ટુંકી કરશે. (મુઅત્તા ઈમામ માલિક પાનું ૬૧) માટે ખુત્બો મુખ્તસર (ટુંકમાં) પઢે અને ઝરૂરી અહકામ અને મસાઈલ બયાન કરવા હોય તો ખુત્બાની અઝાન પહેલાં ૧૦ -૧૫ મીનિટ બયાન કરી દેવાય જેમકે સહાબા (રદિ.) વિગેરેના મુબારક ઝમાનામાં દસ્તુર હતો. હદીસની મશ્હુર કિતાબ "મુસ્તદરકે હાકિમ"માં છે કે:- હઝરત અબુ હુરૈરહ (રદિ.) જુમ્અહના દિવસે ખુત્બા પહેલાં મિમ્બરની બાજુમાં ઉભા રહી હદીસો બયાન ફરમાવતા હતા.પછી અમીરૂલ મુઅમિનીન હઝરત ઉમરે ફારૂક (રદિ.) ખુત્બો પઢતા (ભાગ ૧ પાનું ૧૦૮) તથા (ભાગ ૩ પાનું ૫૫) અને હઝરત અબુઝ ઝરારી (રહ.) ફરમાવે છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને બુસર (રદિ.) જુમ્અહના દિવસે ખુત્બા પહેલાં વઅઝ ફરમાવતા જયારે ખતીબ ખુત્બા માટે આવતા તો વઅઝ બંધ કરી દેતા હતા. (મુસ્તદરકે હાકિમ ભાગ ૧ પાનું ૨૮૮)

અને હઝરત તમીમે દારી (રદિ.) હઝરત ઉમરે ફારૂક (રદિ.) તથા હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતના મુબારક ઝમાનામાં ખુત્બા પહેલાં બયાન ફરમાવતા હતા. (મુસ્નદે ઈમામ અહમદ ભાગ ૩ પાનું ૪૪૯) (ઈકામતુલ હુજ્જહ પાનું ૫) (મવ્વઝુવાતે કબીર મુલ્લા અલી કારી (રહ.) પાનુ ૧૪) (અસાબહ ફિ તઝકિરતિ - સ્સહાબહ ભાગ ૧ પાનું ૧૮૪)

સારાંશ કે ખુત્બો ખાલિસ અરબીમાં પઢવું ઝરૂરી છે. ઉર્દુ વિગેરે ભાષાઓમાં પઢવું અથવા અરબી સાથે બીજી ભાષા શામિલ કરવી ખિલાફે સુન્નતે મુતવારિસહ અને મકરૂહે તહરીમી છે. "ઉમ્દતુ-રિઆયહ અલા શર્હિલ વિકાયહ"માં છે:- ફઈન્નહુ લા શકક ફી અન્નલ ખુત્બત બિગયરિલ અરબિય્યતિ ખિલાફિ - સ્સુન્નતિલ મુતવારિસતિ મિન-ન્નબિય્યિ (સલ.) વસ્સહાબતિ (રદી.) ફયકૂનુ મકરૂહન તહરીમન, વકઝા કિરાઅતુલ અશ્આરિલ ફારસિય્યતિ વલ હિન્દિય્યતિ ફીહીમા.

અર્થાતઃ- એમાં શંકા નથી કે અરબી સિવાય બીજી ભાષામાં ખુત્બો પઢવો નબીએ કરીમ (સલ.) અને સહાબએ કિરામ (રદી.) ની સુન્નત વિરૂદ્ધ છે. જેથી મકરૂહે તહરીમી છે. અને ખુત્બામાં ફારસી તથા ઉર્દુ અશ્આર શામિલ કરવાનો પણ એ જ હુકમ છે. (ભાગ ૧ પાનું ૨૪૨)

આપના ઈમામ સાહબ મુબારકબાદીના મુસ્તહિક છે. કારણકે ઉર્દુ ખુત્બાના રિવાજને બંધ કરી ખાલિસ અરબી ખુત્બાનો રિવાજ જારી કરવો મુર્દા સુન્નતને ઝિન્દા કરવા સમાન છે. હદીસની રૂએ મુર્દા સુન્નતને ઝિન્દા કરનાર ૧૦૦ શહીદોના સવાબનો હકદાર અને જન્નતમાં આપ (સલ.)નો સાથી છે. (મિશ્કાત શરીફ પાનું ૩૦)

રઝાખાની ભાઈઓને સઝાવાર નથી કે આવા નેક કામમાં આડે આવે અને એક ઝિન્દા થયેલી સુન્નતને પાછી દફનાવ્વાની કોશિશ કરે. એમના માનીતા મઝહબી પેશ્વાઓ (રઝાખાની ઉલમાઓ) પણ ગૈર અરબીમાં ખુત્બો પઢવાને ખિલાફે સુન્નતે મુતવારિસહ અને મકરૂહ માને છે

**જુઓ:- મવ. અહમદ રઝાખાં સાહબનો ફત્વો.**

સવાલ:- ખુત્બએ જુમ્અહ અરબી બાતરજુમએ ઉર્દુ પઢના દુરુસ્ત હૈ યા નહીં?

જવાબ:- (૧) ખુત્બેમેં અરબીકે સિવા ઔર ઝબાન મિલાના મકરૂહ, ખિલાફે સુન્નત હૈ. (ફતાવા અફ્રિકી પાનું ૩૫) (અસ્સુન્નતુલ અનીકહ પાનું ૩૩-૩૪)

**એમનો બીજો ફત્વો:-**

(૨) દોનોં સૂરતેં (અઝાને મિમ્બરીસે પહેલે ઔર ખુત્બેકે બાદ નમાઝસે કબ્લ ઉર્દૂ અશઆર પળ્હનેકા દસ્તૂર) ખિલાફે સુન્નત હે ગૈર અરબીકા ખુત્બેમેં મિલાના તર્કે સુન્નતે મુતવારિસહ હે, ન તર્કે વાજિબ (અહકામે શરીઅત ભાગ ૨ પાનું ૩૧)

**રઝાખાની જમાઅતના બીજા પેશવા મૌલ્વી અબુલ અ'લા અમજદ અલી સાહબનો ફત્વો:-**

(૩) ગૈર અરબીમેં ખુત્બા પળ્હના યા અરબીકે સાથ દુસરી ઝબાન ખુત્બેમેં ખલત કરના (મિલાના) ખિલાફે સુન્નતે મુતવારિસહ હે, (બહારે શરીઅત ભાગ ૪ પાનું ૯૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ખુત્બો પઢવાનો સહીહ તરીકો

(૧૯૫) સવાલ:-- અમારા ગામના પેશ ઈમામ સાહબ જુમ્અહના દિવસે ખુત્બો પઢતી વખતે ડાબી જમણી તરફ મોઢું ફેરવે છે અને ખિતાબ કરે છે જેમ મુકર્રિર ડાબી જમણી તરફ જુએ છે અને પઢવાની ઢબ પણ તકરીર જેવી હોય છે, હા. ફકત હાથ હલાવતા નથી. તો શું શરઈ રૂએ આમાં કાંઈ વાંધો છે?

જવાબ:- હદીસ શરીફમાં છે કે આપ (સલ.) ખુત્બો પઢતા તો આપની મુબારક આંખો લાલ થઈ જતી અને આવાઝ બુલંદ થઈ જતો અને બોલવાની ઢબમાં સખ્તી આવી જતી જાણે કોઈ મુખાલિફ (વિરોધી) લશ્કર આવી પડવાથી આપ ડરાવી રહ્યા હોય.

(મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૨૮૪)

અને આપ (સલ.) ખુત્બામાં હાઝિરીનને ખિતાબ કરવા, તેમને રગ્બત તથા તવજ્જુહ અપાવવા અને ખુત્બો સાંભળવા તથા તેના વિષે વિચાર કરવા માટે શહાદતની આંગળીથી ઈશારો ફરમાવતા હતા, માટે જાણકાર ખતીબ મોકેસર હાઝિરીનને ખિતાબ કરે અને તરગીબી મઝમુનને તરગીબી લેહઝામાં અને તરહીબી (ડરાવ્વાના) વિષયને તરહીબી અંદાઝ (ઢબ)માં પઢે તો જાઈઝ અને મસ્નુન છે. પરંતુ જમણી અને ડાબી બાજુ રૂખ કરવું આપ (સલ.)થી સાબિત નથી. "બદાઈઅ" વિગેરેમાં છે કે આપ (સલ.) ખુત્બા વખતે કિબ્લા તરફ પીઠ કરી અને લોકોની સામે રૂખ રાખી ઉભા રહેતા હતા. (ભાગ - ૧ પાનું ૨૬૨) માટે અલ્લામહ ઈબ્ને હજર વિગેરે મુહકકિકીન (રહ.) ડાબી અને જમણી બાજુ રૂખ કરવાને બિદઅત માને છે. (શામી ભાગ-૧ પાનું - ૭૫૯) હા, રૂખ સામે રાખી જમણી ડાબી નઝર કરવામાં વાંધો નથી. પણ બીજા ખુત્બામાં દુરૂદ શરીફ પઢતી વખત ખતીબ જમણી ડાબી મોં ફેરવે છે એ બિદઅત અને મકરૂહ છે. (શામી ભાગ-૧ પાનું ૭૫૯)

નોટ :- ખતીબ અગર જાણકાર નહી હોય અને ખિતાબ કરવા જશે તો બનાવટ ગણાશે અને બે મૌકે ખિતાબ કરશે તેમજ તરગીબી વિષયને તરબીહી લેહઝામાં અને તરબીહી મઝમુનને તરગીબી ઢબે પઢી નાખશે તો ખરાબ દેખાશે, ખિતાબ તો ત્યારે યોગ્ય લાગશે કે ખતીબ જાણકાર હોય અને હાઝિરીનમાં પણ કોઈ થોડું ઘણું સમજી શકતું હોય. ફકત ખુદાપાક વધુ જાવનાર છે.

## ખુત્બો શા માટે ઉર્દુમાં નહી આપવો?

### એ વિષે એક મુફતી સાહબ ના જવાબનો તશફફી બખ્શ જવાબ

(૧૯૬) સવાલ:- ખુત્બો અરબી પઢવો બેહતર અને અફઝલ છે તેનો તર્જુમો ઉર્દુમાં કરી પઢવો બેહતર નથી તો હવે અરબી જાણનાર નથી, જેથી તેને કેવી રીતે સમજી શકે છે? ખતીબ

તેમજ મુક્તદીઓ અરબી ઝબાનથી નાવાકિફ છે, અને ખુત્બો નસીહત માટે છે તો જ્યારે લોકો ન સમજે તો ફરી નસીહત કેમ કરી થશે? ઉર્દુ પઢવામાં આવે તો સઘળા સમજી શકે અને તેથી બધાને લાભ પણ થાય અને નેક કામ કરી શકે. હુઝુર (સલ.) ના ઝમાનામાં ખુત્બો અરબીમાં પઢાતો હતો કારણ કે સર્વે અરબી સમજતા હતા. હાલના ઝમાનામાં ઉર્દુ બધા સમજે છે તો ઉર્દુમાં ખુત્બો પઢે તો વાંધો છે?

અત્રે મૌલ્વી લખ્નવી સાહબને ખુત્બા બાબત સવાલ પુછાએલો તેનો તેમણે જે જવાબ આપ્યો છે તે રજુ કરૂં છું. એ જવાબ બરાબર છે કે કેમ ? અત્રે એ બાબતમાં ઘણો જ મતફેર ઉત્પન્ન થયો છે. સવાલ અને જવાબ નીચે પ્રમાણે છે.

સવાલઃ- કયા ફરમાતે હૈં ઉલમાએ દીન ઈસ મસ્અલેમેં કે હમારે યહાં ખુત્બા અરબી ઔર ઉર્દુ દોનોં ખુત્બોંકે બીચમેં પળ્હા જાતા થા, અબ હમારે યહાં અરબી પળ્હા જાતા હે તો સામિઈન કેહતે હૈં કે હમારી સમજમેં નહી આતા તો ખુત્બેકે દરમિયાનમેં ઉર્દુ પળ્હના જાઈઝ હે યા નાજાઈઝ ? ઉસ્કા જવાબ મોઅતબર કિતાબોકે હવાલેસે દૈં.

અલ્જવાબઃ- અરબી ખુત્બેકે દરમિયાન ઉર્દુ વગય્રહ સામિઈનકી ઝબાનમેં પળ્હના ઈમામ અ'ઝમ સાહબ(રહ) કે નઝદીક દુરૂસ્ત હે દેખો, નુરૂલ ઈઝાહમેં ઈમામ અ'ઝમ ઝરૂરી ફરમાતે હૈં કે સામિઈનકી ઝબાનમેં હો. ખુત્બા મિસ્લે વઅઝ હે, ખિલાફે સુન્નતે હે, મગર જાઈઝ હે ઔર ઈસ ઝમાનેમેં અહકામ બતાના ઝરૂરી સમજા ગયા હે લિહાઝા ઉર્દુમેં પળ્હના ચાહયે.

અહકરૂલ ઈબાદ સૈયદ મુહમ્મદ અઝીઝ હસન ઉફિય અન્હુ

જવાબઃ- જુમ્અહનો ખુત્બો ખરેખર ઝિકરૂલ્લાહ અને ઈબાદત છે, અને ઈબાદત મઝહબી તથા સરકારી ઝબાનમાં હોવી ઝરૂરી છે. આપણી મઝહબી સરકારી ઝબાન અરબી છે. માટે તકબીરે તહરીમહ, સના, અઉઝુ, બિસ્મિલ્લાહ, તસ્બીહ, તહમીદ, અત્તહિય્યાત, દુરૂદ, દુઆ અને દુઆએ કુનુતના જેમ ખુત્બો પણ માત્ર અરબી ઝબાનમાં જ હોવો જોઈએ. ખુત્બો ઝિકરૂલ્લાહ અને ઈબાદત છે, એની દલીલ અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે કે ફસ્અવ ઈલા ઝિક્રિલ્લાહ (સૂરએ જુમ્અહ) અને તફ્સીર ઈબ્ને કસીરમાં છે કે ફઈન્નલ મુરાદ મિન ઝિક્રિલ્લાહિલ ખુત્બત (અર્થાત) આયતે કરીમામાં ઝિક્રથી મુરાદ ખુત્બો છે, અને ફુકહા ફરમાવે છે કે વલના અન્નલ ખુત્બત ઝિકરૂન (મબ્સુત ભાગ ૨ પાનું ૨૬) અર્થાતઃ- અમારી દલીલ એ છે કે ખુત્બો ઝિક્ર છે, અને ઘણાં ફુકહાઓએ એમ પણ લખ્યું છે કે જુમ્અહનો ખુત્બો ઝુહરની બે રકઅતને બદલે છે. (બહરૂ-ર્રાઈક ભાગ ૨ પાનું ૧૪૭) અને ઈમામ નવવી (રહ.) અલ અઝકારમાં લખે છે કે વ યશતરિતુ કવ્નુહા બિલ અર્બિય્યતિ અર્થાતઃ- ખુત્બાનું અરબીમાં હોવું શર્ત છે. (શર્હે અહ્યાઉલ ઉલૂમ લિઝ્ઝુબૈદી ભાગ ૩ પાનું ૩૨૬) આ જ કારણ છે કે સહાબા (રદિ.) રૂમ, ફારિસ, હબ્શા વિગેરે દેશોમાં ત્યાંની ભાષા જાણવા છતાં ખુત્બો અરબીમાં જ પઢતા રહ્યા, જો કે ઈસ્લામનો શરૂઆતનો ઝમાનો હતો. નવ મુસ્લિમોની બહુમતી હતી, અને તે સાહિબો આ ઝમાનાના લોકોની સરખામણીમાં તઅલીમ અને તબ્લીગના વધુ હાજતમંદ હતા, છતાં એક પણ વખત અરબી ઝબાન છોડી સાંભળવા વાળાઓની ઝબાનમાં ખુત્બો પઢવામાં આવ્યો નથી. જેમકે હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.) ફરમાવે છે કે ખુત્બો ખાસ અરબીમાં જ હોવો ઝરૂરી છે, કેમકે ઘણાંએ દેશોમાં સાંભળવા વાળા અજમી કિંવા અરબીથી નાવાકિફ હોવા છતાં પુર્વથી પશ્ચિમ સુધીના તમામ મુસલમાનોનો હંમેશા અરબીમાં ખુત્બો પઢવા ઉપર જ અમલ રહ્યો છે. (મુસફ્ફા શર્હે મુઅત્તા ભાગ ૧ પાનું ૧૯૫) જેથી કુર્આન, રસૂલ (સલ.) તથા અહલે જન્નતની ઝબાન મુબારક છોડીને ઉર્દુમાં ખુત્બો પઢવો અથવા અરબી સાથે ઉર્દુને શામિલ કરવું સુન્નતે રસુલ (સ.અ.વ.) તથા સહાબા (રદિ.)ના તરીકા તેમજ તમામ તાબિઈન, તબ્એ તાબિઈન,

મુજતહિદીન, મુહદ્દીસીન, ફુકહાએ મુતકદ્દિમીન અને મુતઅખ્ખિરીન (રહ.) ના અમલથી ખિલાફ છે! તથા મકરૂહે તહરીમી અને બિદઅતે ઝાલ્લહ છે. ઉમ્દતુ - રિઆયહ અલા શર્હિલ વિકાયહમાં છે કે ફઈન્નહુ લા શકક ફી અન્નલ ખુત્બત બિગય્રિલ અરબિય્યતિ ખિલાફિ-સ્સુન્નતિલ મુતવારિસતિ મિનન્નબિય્યિ (સલ.) વસ્સહાબતિ (રદી.) ફયકુનુ મકરૂહન તહરીમન અર્થાતઃ- બેશક! ખુત્બો અરબી સિવાય બીજી ઝબાનમાં પઢવો નબીએ કરીમ (સલ.) તથા સહાબએ કિરામની સુન્નતના ખિલાફ છે, અને તેથી મકરૂહે તહરીમી છે. (ભાગ ૧ પાનું ૨૪૨)

જો ખુત્બો હકીકતમાં ફક્ત વઅઝ અને નસીહત જ હોત તો તેને માટે નીચેની શર્તો શા માટે ઝરૂરી ઠેરવી હોત?

(૧) ખુત્બો જુમ્અહના વખતમાં જ એટલે ઝવાલ પછી જ હોવો ઝરૂરી છે. જો ઝવાલથી પહેલાં ખુત્બો પઢવામાં આવ્યો તો તે મોઅતબર નથી, ફરીથી પઢવો ઝરૂરી છે. અગર હેતુ માત્ર વઅઝનો જ હોત તો તે ઝવાલ પહેલાં પઢવાથી પણ પાર પડતો હતો છતાં ખુત્બો દોહરાવ્વાનો શા માટે હુકમ કરવામાં આવ્યો?

(૨) ખુત્બો જુમ્અહની નમાઝ પહેલાં પઢવો શર્ત છે. જો જુમ્અહની નમાઝ અદા કર્યા પછી ખુત્બો પઢવામાં આવ્યો તો જુમ્અહની નમાઝ થશે નહી. ફરીથી પઢવી ઝરૂરી છે. અગર ખુત્બાનો હેતુ માત્ર વઅઝ હોત તો તે નમાઝ પઢવાથી પણ પાર પડતો હતો.

(૩) ખુત્બા વખતે પુરૂષોનું હાજર હોવું ઝરૂરી છે. જો માત્ર ઔરતોની સામે જ ખુત્બો પઢવામાં આવશે તો તે પુરતો થશે નહી. પુરૂષોના આવવા પછી ખુત્બો ફરીથી પઢવો ઝરૂરી છે.

(૪) ખુત્બાના સમયે ગરબડ અથવા કોઈ બીજા કારણને લઈ સાંભળવા વાળા સાંભળી ન શકે તો પણ ખુત્બો પઢવો પડશે, અને તે મોઅતબર ગણાશે.

(૫) અગર હાજર નમાઝીઓમાં બધા જ બહેરા હોય અથવા બધા જ ઉંઘી ગયા હોય તો પણ ખુત્બો પઢવો ઝરૂરી છે. જો આવી હાલતમાં ખુત્બો નહીં પઢવામાં આવે તો નમાઝ સહીહ થશે નહી.

(૬) ખુત્બા વખતે હાઝિરીન બધા જ ઉલમા અને ફુઝલા હોય, એક પણ જાહિલ (અભણ) ન હોય તો પણ ખુત્બો પઢવો જરૂરી છે. નહીં તો જુમ્અહની નમાઝ સહીહ થશે નહી.

જો ખત્બાનો હેતુ માત્ર વઅઝ અને નસીહત જ હોત તો તે આ હાલતોમાં પાર પડતો નથી! છતાં બહરા કે ઉંઘતા માણસોની સામે ખુત્બો પઢવો કે કેમ ઝરૂરી ઠેરવવામાં આવ્યો ? આથી પણ જણાય આવ્યું કે ખુત્બાની ખરી હકીકત ઝિકરૂલ્લાહ છે. હા, બીજા દરજામાં એનો હેતુ વઅઝ અને તઝકીર પણ છે. અગર અરબી ખુત્બો સમજમાં નથી આવતો તો નમાઝમાં જે કાંઈ કિર્અત વિગેરે પઢવામાં આવે છે, તરાવીહમાં પુરૂં કુર્આન પઢવામાં આવે છે તે પણ સમજમાં કયાં આવે છે, અને આપણે કયાં સમજી શકીએ છીએ? તો શું એ બધાને પણ ઉર્દુનો પોશાક પહેરાવ્વામાં આવશે? એ બીમારીનો ખરો ઉપાય એ છે કે અરબી જે મઝહબી અને સરકારી ઝબાન છે એટલું શીખી લેવામાં આવે જે ખુત્બા વિગેરેની મત્લબ સમજી શકાય. પરિણામે નમાઝ વિગેરે તમામ વાતો પણ એથી દુરૂસ્ત થઈ જશે. ઈબાદતોની સુરતોને મિટાવી દેવી (બગાડી નાંખવી) એ એનો ઈલાજ નથી.

ખુત્બો અરબીમાં હોવામાં એક મોટી મસ્લિહત ઈસ્લામી એકયતાની હિફાઝત અને જાળવણી છે! મુસલમાન દુન્યાના કોઈપણ ખુણામાં પહોંચી જાય તો તેને બીજી ઈબાદતો પેઠે ખુત્બામાં પણ કે જે એક ઈસ્લામી શિઆર (નિશાની) પણ છે, પોતે અજનબી અજાણ્યો પરદેશી છે એવો ભાસ

જ નહી થાય!

અગર દરેક જગ્યાએ ત્યાંની માદરી અને દેશી ભાષામાં ખુત્બો પઢવામાં આવે તો એક મુસલમાનને કોઈ બીજા પ્રદેશમાં ઈબાદતના મામલામાં પણ અજનબીપણું લાગશે! તે ત્યાં ન તો ખુત્બો પઢી શકશે ન તેને સમજી શકાશે! અને એ રીતે ઈસ્લામી વહદત (એકયતા)ના ટુકડે-ટુકડા થઈ જશે!

અરબી સાથે ઉર્દુ તરજુમો કરવાની વાત પણ લાભકારક નથી, કેમકે સાંભળવા વાળાઓમાં જુદા-જુદા દેશના લોકો મૌજુદ હોય છે. કોની-કોની ભાષામાં તરજુમો કરવામાં આવશે? વળી એમ કરવામાં (તરજુમો કરવામાં) લંબાણ થાય છે અને એમ લંબાણ કરવું સુન્નતથી વિરૂદ્ધ છે, અને મકરૂહ છે. નુરૂલ ઈઝાહમાં છેઃ- વ યુકરહુ-ત્તત્વીલુ એટલે ખુત્બો લાંબો કરવો મકરૂહ છે. (પાનું ૧૨૫)

હઝરત ઈમામ અ'ઝમ (રહ.)ના ખુત્બો જાઈઝ હોવા બાબતના કથનથી મતલબ માત્ર એટલી જ છે કે અગર કોઈએ અરબી સિવાયની બીજી કોઈ ભાષામાં ખુત્બો પઢી લીધો તો જુમ્અહ સહીહ હોવા માટે ખુત્બો હોવાની જે શર્ત છે તે શર્ત પુરી થઈ જશે અને નમાઝ સહીહ થઈ જશે. પરંતુ સુન્નત છુટી જવાના કારણે કરાહત લાઝિમ આવશે, અને એની એ મતલબ સમજવી કે ઈમામ સાહબે અરબી સિવાયની ભાષામાં ખુત્બો પઢવાનો ઉપદેશ આપ્યો છે તે ખરૂં નથી. એ વાત નીચેના કેટલાક દષ્ટાંતોથી સમજી શકાશે.

(૧) ખુત્બો પાકીની હાલતમાં પઢવો સુન્નત છે પણ કોઈ માણસ વુઝુ વગર બલ્કે ગુસલની હાલતમાં ખુત્બો પઢશે તો ખુત્બો અદા થઈ જશે, પરંતુ સુન્નત વિરૂદ્ધ અને મકરૂહે તહરીમી છે તો શું ''ખિલાફે સુન્નત હે મગર જાઈઝ હે'' કહી વુઝુ વગર અને ગુસલની હાલતમાં ખુત્બો પઢવાનો હુકમ આપવામાં આવશે?

(૨) ખુત્બો લોકો પ્રતિ મુખ રાખી પઢવો સુન્નત છે, પણ કોઈ માણસ લોકો તરફ પીઠ કરી ખુત્બો પઢશે તો તે જાઈઝ થઈ જશે પરંતુ સુન્નત વિરૂદ્ધ હોવાને કારણે મકરૂહે તહરીમી છે તો શું ''ખિલાફે સુન્નત હે મગર જાઈઝ હે'' કહી પીઠ કરી ખુત્બો પઢવાની સલાહ આપવામાં આવશે?

(૩) ખુત્બો ઉભા રહી પઢવું સુન્નત છે. અગર કોઈ માણસ બેસીને ખુત્બો પઢશે તો થઈ જશે. પરંતુ સુન્નત વિરૂદ્ધ અને મકરૂહે તહરીમી છે, તો શું 'ખિલાફે સુન્નત હે મગર જાઈઝ હે'' કહી બેઠા-બેઠા અને સુતા-સુતા ખુત્બો પઢવાનો ફત્વો આપવામાં આવશે?

(૪) ખુત્બો ઓછામાં ઓછો અત્તહિય્યાતની બરાબર પઢવો જોઈએ. અગર ખુત્બાની નિય્યતે માત્ર 'અલ્હમ્દુલિલ્લાહ' કહી ખુત્બો પુરો કરી દીધો તો પણ ઈમામ અબુ હનીફહ (રહ.)ના નઝદીક ખુત્બો જાઈઝ થઈ જશે. પરંતુ સુન્નત વિરૂદ્ધ અને મકરૂહ છે, તો શું **''ખિલાફે સુન્નત હે મગર જાઈઝ હે''** કહી તેમ કરવાની સુચના આપવામાં આવશે?

(૫) નમાઝીએ પુરો લિબાસ પહેરી નમાઝ પઢવી સુન્નત છે. અગર કોઈ પુરૂષે ડુંટીથી ગુંઠણ સુધીની લુંગી અથવા ઈઝાર પહેરી ઉઘાડા શરીરે નમાઝ પઢી તો સતર ઢાંકવાની શર્ત પુરી થઈ જતી હોવાના કારણે નમાઝ થઈ જશે, પરંતુ સુન્નત વિરૂદ્ધ હોવાથી મકરૂહે તહરીમી થશે, તો શું ''ખિલાફે સુન્નત હે મગર જાઈઝ હે.''કહી ખુલ્લા શરીરે નમાઝ પઢવાનો ફત્વો આપવામાં આવશે.

એ જ પ્રમાણે અરબી સિવાય બીજી કોઈ પણ ભાષામાં ખુત્બો પઢવાથી ઈમામ અ'ઝમ

(રહ.) ના નઝદીક ખુત્બો જાઈઝ થઈ જશે. પરંતુ તે સુન્નત વિરૂદ્ધ અને મકરૂહ છે. માટે ઉર્દુમાં ખુત્બો પઢવાનો આદેશ આપવો અને તેના ઉપર અમલ કરવો ગુમ્રાહીનું કામ છે.

મજાલિસુલ અબ્રારમાં છે કે :- ઈબાદતમાં બિદઅત એ અતિકાદી બિદઅત કરતાં જો કે ઉતરતા દરજાજાની છે પરંતુ તેને અમલમાં લાવવું નાફરમાની અને ગુમ્રાહી છે. ખાસ કરી જ્યારે તે સુન્નતે મુઅક્કદહના વિરૂદ્ધ હોય. (મજલિસ ૧૮ પાનું ૧૨૫) હઝરત મુજદ્દિદ અલ્ફે સાની (રહ.) ફરમાવે છે કે મકરૂહને મુસ્તહસન (મુસ્તહબ) સમજવું મોટો ભારે ગુનોહ છે.

(મકતુબ નંબર ૨૮૮ ભાગ ૧)

સુન્નત વિરૂદ્ધ કામને સહાબએ કિરામ તથા આગલા બુઝુર્ગો કદી બરદાશ્ત કરી શકતા ન હતા.

(૧) હઝરત ઉમારહ બિન રૂવય્બહ (રદિ.) એ બિશ્રૂ બ્ને મરવાન (રહ.)ને ખુત્બામાં હાથ ઉઠાવી દુઆ કરતા જોઈ બદદુઆ કરી કે "ખરાબ કરે અલ્લહ આ બન્નેવ નાનકડા નકામા હાથોને" ખુત્બામાં અમે આપ (સલ.)ને આ પ્રમાણે હાથ ઉઠાવી દુઆ કરતા જોયા નથી.

(તિર્મિઝી શરીફ ભાગ ૧ પાનું ૬૭)

(૨) એક વખતે હઝરત કઅબ બિન અજરઅ (રદી.) મસ્જિદમાં દાખલ થયા, હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને ઉમ્મે હકમને બેઠા બેઠા પઢતા ખુત્બો જોયા તો ફરમાવ્યું કે "જુઓ આ ખબીસને કે ખુત્બો બેસીને પઢે છે. (રસાઈલુલ અરકાન પાનું ૧૧૬)

તકસીરે અઝીઝીમાં છે કે 'વમન તહાવન બિસ્સુન્નતિ ઉકિબ બિહિરમાનિલ ફરાઈઝિ (અર્થાત) જેણે સુન્નતને હલ્કી જાણી અને સુસ્તી કરી તો તેને ફર્ઝોથી મહરૂમીની સઝા મળશે. એટલે તેનાથી ફર્ઝો છુટી જશે અને પરિણામે ફર્ઝો છોડવાનો ગુનેહગાર બનશે. એટલે સુન્નતને હલ્કી જાણી તેને છોડી દેવાના નુકસાનને કારણે તે ફર્ઝોને અદા કરવાથી મહરૂમ રહેશે. (તફસીરે અઝીઝી સુરએ બકરહ પા. ૪૩૨)

એટલા જ માટે હઝરત મુજદ્દિદ અલ્ફે સાની (રહ.) દીનની નસીહત ફરમાવતાં લખે છે કે હુઝુર સય્યિદુલ મુર્સલીન (સલ.)ની સાચી તાબેદારી કરવામાં આવે. આપની સુન્નતોને અદા કરવામાં આવે અને બિદઅતે નામરઝિય્યહથી તદ્દન દૂર રહે. ભલે કોઈ બિદઅત સવારની સફેદી જેમ રોશન દેખાય, કારણ કે ખરેખર બિદઅતમાં કોઈ નુરાનિયત રોશની હોતી નથી, ન તો તેની અંદર કોઈ બીમારીની દવા છે અને ન તો કોઈ બીમાર માટે શિફા છે. (મકતુબ નંબર ૧૯ ભાગ ૨ પાનું ૩૨)

હુઝુર (સલ.) સાથે સાચી મુહબ્બતની નિશાની આ છે કે આપ (સલ.)ના ફરમાન અને અમલ વિરૂદ્ધ સ્હેજ પણ કરવામાં ન આવે. સુન્નત વિરૂદ્ધ કામ કરનાર હુઝુર (સલ.)નો દુશ્મન છે, દોસ્ત નથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે ફરમાવ્યું રસુલુલ્લાહ (સલ.) એ કે મારાથી પહેલાં અલ્લાહે તેની ઉમ્મતમાં કોઈ પણ નબી એવો નથી મોકલ્યો કે જેને માટે તેની ઉમ્મતમાં તેના હવારી અને સાથીઓ ન હોય અને તેઓ તે નબીની સુન્નત પર આમલ ન કરતા હોય તેમજ તેની તાબેદારી ન કરતા હોય, પાછળથી એવા લોકો પૈદા થયા કે જે કહે છે તેના ઉપર પોતે અમલ કરતા નથી અને એવા કામ કરે છે કે જેનો હુકમ તેમને શરીઅતમાં નહી આપવામાં આવ્યો હોય એવા લોકો સાથે જે માણસ પોતાના હાથ વડે જિહાદ કરે તે પણ મુઅમિન છે અને જે તેમની સાથે પોતાની જીભ વડે જિહાદ કરે તે પણ મુઅમિન છે. અને જે

તેમની સાથે દિલથી જિહાદ કરે (તેમનાથી નફરત કરે) તે પણ મુઅમિન છે. અને એ દરજા પછી કોઈનામાં પણ રાયના દાણાં બરાબર પણ ઈમાન નથી (ઈઝાલતુલ ખિફા ભાગ ૧ પાનું ૩૦૧)

**નોંધઃ-** જીભથી જિહાદ જીભથી રોકવું છે. દિલથી જિહાદ બુરૂં માનવું છે અને પસ્તાવો કરવું છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ખુત્બહ પહેલાં દીની અહકામ બયાન કરવામાં આવે તો?

(૧૬૭) સવાલ:- ચાલુ ઝમાનામાં મુસલમાનોની મઝહબી હાલત ઘણી નાઝુક થઈ રહી છે, દીની અહકામ અને મઝહબી ઈલ્મથી નાવાકિફીથી લીધે લાદીનીનું ઝહેર ઈમાન અને અકાઈદને તબાહ અને બરબાદ કરી રહ્યું છે. ગામડાની હાલત તો ખુદાની પનાહ છે. મહીને બલ્કે વરસમાં વઅઝ સાંભળવાનું નસીબ થતું નથી, જુમ્અહના દિવસે નમાઝ પછી તો લોકો થોભા નથી. જો ખુત્બહ પહેલાં દીની અહકામ ૧૦ થી ૧૫ મીનિટ બયાન કરવામાં આવે તો હાઝિરીનને ઘણું સીખવાનું મળે, પરંતુ કેટલાક સાહિબો ખુત્બહ આગળ બયાન કરવાને બિદઅત અને નાજાઈઝ બતાવે છે, અને દલીલ કરે છે કે હદીસ શરીફમાં જુમ્અહના દિવસે જુમ્અહ પહેલાં હલ્કો (મજલિસ) યોજવાની મનાઈ આવી છે. કેટલાક ભાઈઓ પોતાની ઈબાદત નફિલ નમાઝ તથા તિલાવતે કુર્આનમાં એને ખલલ સમજી મુખાલિફત કરે છે, માટે મઝકુર ગુંચવણને ઉકેલવા મહેરબાની કરશો.

જવાબ:- નમાઝીઓ રાઝી હોય તો ખુત્બાની અઝાન પહેલાં મુફીદ અને ઝરૂરી મસાઈલ તથા દીની અહકામ ટુંકમાં અથવા ખુત્બાનો તરજુમો (૧૫ મીનિટ) બયાન કરવામાં કાંઈ વાંધો નથી, જાઈઝ બલ્કે મુસ્તહબ છે. સહાબએ કિરામ (રદિ.) ના અમલથી સાબિત છે, બિદઅત નથી. પણ એને ઝરૂરી અને લાઝિમ કરી લેવાય નહીં. (કદી-કદી છોડી દેવામાં આવે.) બયાન ખતમ કરી પાંચ મીનિટ વક્ફો કરી (થોભી) ખુત્બો શરૂ કરવામાં આવે કે પાછળથી આવનારા સાહિબો ચાર રકઅત સુન્નતે મુઅક્કદહ અદા કરી શકે.

હઝરત અબુ હુરૈરહ (રદિ.) જુમ્અહના દિવસે ખુત્બા પહેલાં મિમ્બરની બાજુમાં ઉભા રહી હદીસો બયાન ફરમાવતા, પછી અમીરૂલ મુ'મિનીન ઉમરે ફારૂક (રદિ.) ખુત્બો પઢતા.

(મુસ્તદરકે હાકિમ ભાગ ૧ પાનું ૧૦૮)

અને હઝરત તમીમે દારી (રદિ.) અમીરૂલ મુ'મિનીન હઝ. ઉમરે ફારૂક (રદિ.) તથા અમીરૂલ મુ'મિનીન હઝરત ઉસ્માન (રદિ.) ની ખિલાફતના મુબારક ઝમાનામાં ખુત્બા પહેલાં બયાન ફરમાવતા હતા. (મુસ્નદે ઈમામ અહમદ ભાગ ૩ પાનું ૪૪૯) (ઈકામતુલ હુજ્જહ પાનું ૫)

બેશક! જુમ્અહ પહેલાં હલ્કો કરી (ટોળું વળી) બેસવાની મનાઈની હદીસ આવી છે. પરંતુ તે હુકમ દરેક મજલિસને લાગુ પડતો નથી. અને તેનાથી મસ્જિદમાં ખુત્બા પહેલાં મુખ્તસર બયાન નાજાઈઝ ઠરતું નથી. હઝરત ઈમામ ગઝાલી (રહ.) મઝકુર હદીસને નકલ કરી ફરમાવે છે કે :- " પરંતુ કોઈ રબ્બાની આલિમ ખુદાપાકના ઈનામો અને ઈન્તિકામોનું બયાન કરે અને ખુદાપાકના દીનને સમજાવે અને જુમ્અહ મસ્જિદમાં સવારે વઅઝ કરે તો ત્યાં બેસે. કારણ કે વેળાસર જવું અને દીની વાતો સાંભળવું જે આખિરતમાં કામ લાગે બન્નેવ હાસિલ થશે અને એવા ઈલ્મનું સાંભળવું નવાફિલમાં મશ્ગુલ હોવા કરતાં અફઝલ છે. જેમકે હઝરત અબુ ઝર (રદિ.) રિવાયત કરે છે કે ઈલ્મની મજલિસમાં હાઝિર થવું હઝાર રકઅત નફિલ નમાઝ પઢવાથી બેહતર છે. (અહયાઉલ ઉલુમ ભાગ ૧ પાનું ૧૯૨)

ઉપરોક્ત ખુલાસા અને સહાબા (રદિ.)ના અમલથી સાબિત થયું કે જુમ્અહ પહેલાં હલ્કો

બનાવી બેસવાની મુત્લક મનાઈ નથી બલ્કે એવો હલ્કો મના છે જેમાં કિસ્સાગોઈ થતી હોય અથવા એવી મજલિસ જે ખુત્બહ અને નમાઝના એહતેમામ અને ઈજતિમાઅ તથા ખુત્બો સાંભળવાના શોખ અને ખુશીમાં ખલલ રૂપ હોય, ખુત્બા પહેલાં જે મુખ્તસર બયાન થાય છે એમાં એ વાત નથી. માટે એ પ્રથા હદીસ વિરૂદ્ધ નથી.

અલ્લામહ ઝુબૈદી (રહ.) (શારિહે અહયાઉલ ઉલુમ) જુમ્અહના દિવસે ઝવાલ પહેલાં દીની મજલિસની સલાહ આપતાં લખે છે કે સાંભળનારાઓના અહવાલની તબ્દીલી સાથે ટાઈમમાં પણ તબ્દીલી હોય શકે છે, અને ઈબ્ને અબી શય્બહ (રહ.)નું હઝરત સાઈબ (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને બુસર (રદિ.) અને હઝરત ઈબ્ને ઉમર (રદિ.) અને હઝરત અબુ હુરૈરહ (રદિ.)થી જુમ્અહ પહેલાં દીની મજલિસ જાઈઝ હોવાનું નકલ કર્યું છે. (શર્હે અહયાઉલ ઉલૂમ ભાગ ૩ પાનું ૨૭૭)

સારાંશ કે ખુત્બા પહેલાં બયાન કરવું વાંધા વગર જાઈઝ છે. પરંતુ એને લાઝિમ કરી લેવાય નહી, કદી-કદી છોડી પણ દેવું જોઈએ કે ઝરૂરી સમજી લેવાય નહી અને બયાન ટૂંકમાં હોય, અને ખુત્બો પણ મુખ્તસર પઢવામાં આવે કે લોકો કંટાળે નહી અને બેહતર એ છે કે ખતીબ અને બયાન કરનાર અલગ-અલગ હોય.

જેઓ ખુત્બા પહેલાં નફિલ નમાઝ અને તિલાવતમાં મશગુલ રહે છે તેમને પણ મઝકુર તજવીઝ અને પ્રથાની મુખાલફત કરવી જોઈએ નહી કે દીની અહકામ જાણવા અને દીનની વાતો સીખવાની ઘણી જ ફઝીલત આવી છે.

તબ્રાનીએ રિવાયત કરી છે કે આપ (સલ.)એ ફરમાવ્યું કે ફિકહની મજલિસમાં શરીક થવું સાઠ વર્ષની ઈબાદતથી અફઝલ છે, અને ઈબ્ને માજહમાં હદીસ છે કે આપ (સલ.)એ હઝરત અબુ ઝર (રદિ.)ને ફરમાવ્યું કે તમે કોઈ જગ્યાએ જઈ એક દીની મઝમુન સીખી લો પછી તેના ઉપર અમલ થઈ શકે કે નહી થઈ શકે, તમારા માટે હઝાર રકઅત (નફિલ) થી બેહતર છે. (ઈબ્ને માજહ પાનું ૨૦)

હઝરત અબૂ ઝર (રદિ.)થી આ પણ રિવાયત છે કે આપ (સલ.)એ ફરમાવ્યું કે ઈલ્મે દીનની મજલિસમાં હાઝિર થવું હઝાર રકઅત નફલ પઢવા, હઝાર બીમારોની બીમાર પુરસી અને હઝાર જનાઝામાં શરીક થવાના સવાબથી અફઝલ છે. કોઈએ અર્ઝ કરી કે તિલાવતે કુર્આનથી પણ અફઝલ છે ? ફરમાવ્યું કુર્આન ઈલ્મ વગર કયારે ફાયદામંદ થઈ શકે છે. (અહયાઉલ ઉલૂમ ભાગ-૧ પાનું-૧૬)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે રાતના થોડા સમયમાં દીનની વાતો સીખવી, સીખવવી તમામ રાતની ઈબાદતથી અફઝલ છે. (મિશ્કાત પાનું-૩૬)

ફતાવા સિરાજિય્યહમાં હદીસ બયાન કરી છે કે દીનની વાતો સીખવામાં એક દિવસ ગુઝારવો ખુદાના નઝદીક દસ હઝાર વર્ષોની ઈબાદતથી અફઝલ છે. (ફતાવા સિરાજિય્યહ, પાનું ૧૫૮)

ફતાવા આલમગીરીમાં છે કે ઈલ્મમાં ધ્યાન આપવું પાંચ હઝાર વખત 'કુલ હુવલ્લાહ શરીફ' પઢવા કરતાં બહેતર છે. (ભાગ ૫ પાનું ૩૭૯) વળી આ પ્રથા જારી હોવાથી ઉર્દુ અથવા અરબી-ઉર્દુ મિશ્રિત ખુત્બો (જે બિદઅત અને મકરૂહ છે.) પઢવા ઉપર ભાર દેવામાં આવશે નહી. અને જ્યાં એ મકરૂહ રસમ છે સહેલાઈથી નાબુદ કરી શકાશે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝીઓ સમાય ન શકે તો કમ્પાઉન્ડમાં જુમ્અહ પઢી શકાય ?**

(૧૬૮) સવાલ :- હમારી મસ્જિદ નાની છે અને એકદમ રોડની સાથે છે. મોટો ટ્રાફિક

રોડ છે. જુમ્અહના દિવસે જગ્યાની ઘણી તંગી પડે છે જેના લઈ લોકો રોડ ઉપર નમાઝ પઢે છે તો ટ્રાફિક જામ થઈ જાય છે નમાઝીઓને પણ તકલીફ પડે છે આવા સંજોગોમાં હમારી મસ્જિદના રોડની બાજુના સામેના કમ્પાઉન્ડમાં મસ્જિદને બધં કરી જુમ્અહ અદા કરી શકીએ ?

જવાબ :- મસ્જિદ છોડી કમ્પાઉન્ડમાં નમાઝ પઢવાની ઈજાઝત નથી, મસ્જિદના સવાબથી પણ નમાઝીઓ મહરૂમ રહેશે. માટે મસ્જિદમાં નમાઝ પઢવામાં આવે, વધારાના નમાઝીઓ બીજી મસ્જિદમાં જઈ શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**જુમ્અહ મસ્જિદમાં તંગીને લઈ બીજી મસ્જિદમાં જુમ્અહ પઢી શકાય ?**

(૧૬૯) સવાલ :- અમારા શહેરમાં ફકત જુમ્અહ મસ્જિદમાં જ જુમ્અહની નમાઝ પઢાય છે. વસ્તી ૨૦ હઝારની છે સર્વે ત્યાં જ જુમ્અહ માટે આવે છે. હઝારો માણસો ગરમી અને વરસાદમાં તકલીફ વેઠી નમાઝ પઢે છે. સહેનમાં નાના-મોટાં ઝાડો તથા ઉંચી-નીચી પાટો પથરાએલી છે. ગરમીમાં ખાસ કરી ઝાડો નીચે સફો કરે છે. અને જેઓ ત્યાં સમાય શકતા નથી તેઓ અડધી સફો કરી નમાઝ પઢે છે. આ બધા કારણોને લઈ બેતરતીબી થાય છે. વળી એક જ મસ્જિદમાં જુમ્અહ થતી હોવાથી ૬-૭ કિલોમીટરથી નમાઝીઓને આવવું પડે છે. જેથી ઘણાંનો ખુત્બો તથા નમાઝ જાય છે. અગર બીજી મસ્જિદોમાં જુમ્અહ અદા કરવામાં આવે, ટાઈમ પણ જુદો હોય તો અગવડતા દુર થાય તો ઉપરોક્ત હકીકતોને ધ્યાનમાં લઈ બીજી મસ્જિદમાં જુમ્અહ શરૂ કરી શકાય ?

જવાબ :- શહેર (આબાદી)ની એક જ મસ્જિદમાં અદા કરવાની મોટી ફઝીલત છે. જુમ્અહ અને ઈબાદતની શાન અને નમાઝીઓની કસરત અને ઈસ્લામી શાનો-શૌકત માલુમ પડે છે. પરંતુ જગ્યાની તંગી અથવા જુમ્અહ મસ્જિદ દુર હોવાથી લોકોને નાકાબિલે બરદાશ્ત તકલીફ હોય છે અને કેટલાકનો ખુત્બો અને નમાઝ પણ ફૌત થઈ જાય છે. જેમકે સવાલમાં મઝકૂર છે. એવા સંજોગોમાં નમાઝીઓની સહુલતના પેશે નઝર બીજી એક-બે મસ્જિદોમાં જુમ્અહ ચાલુ કરી શકાય છે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ - ઈદૈન

### ઈદની નમાઝ પહેલાં નફિલ નમાઝ પઢી શકાય?

(૧૭૦) સવાલ :- ઈદના દિવસે ઈદની નમાઝ પહેલાં મસ્જિદમાં નફિલ નમાઝ પઢી શકાય કે નહી? અગર મકરૂહ છે તો મકરૂહના કયા પ્રકારમાંથી છે?

જવાબ :- નહી પઢી શકાય, પઢવું મકરૂહે તહરીમી છે. તહતાવીમાં છે :- ક્વ્લુહુ (ફઈન્નહુ મકરૂહુન) અય તહરીમન અલઝ્ઝાહિરિ......(તહતાવી અલા દુર્રિલ મુખ્તાર ભાગ-૧ પાનું-૫૬૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહના દિવસે ઈદ આવે તો કેટલા ખુત્બા પઢવા?

(૧૭૧) સવાલ :- એક સાહબ કહે છે કે ઈદ જુમ્અહના દિવસે આવે તો બન્નેવ ખુત્બા (ઈદ, જુમ્અહ) પઢવા ઝરૂરી નથી, બન્નેવ (ઈદ, જુમ્અહ)માંથી એક પઢવું કાફી છે. તોશું એ સહીહ છે?

જવાબ :- એ-સહીહ નથી કે બન્નેવમાંથી એક પઢી લેવું કાફી છે, ઈદ અને જુમ્અહ બન્નેવ પઢવું જરૂરી છે. (શામી ભાગ-૧ પાનું.-૭૭૪) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદની નમાઝમાં હન્ફીએ શાફિઈ પાછળ ઈકાતિદા કરી તો?

(૧૭૨) સવાલ : શું ફરમાવે છે ઉલ્માએ દીન આ બાબતો વિષે કે હન્ફી મુકતદી શાફિઈ ઈમામની પાછળ નમાઝ પઢે છે, ''શાફિઈ'' મઝહબ પ્રમાણે પહેલી રકઅતમાં 'સાત' અને બીજી રકઅતમાં 'પાંચ' તકબીર પઢવામાં આવે છે, જયારે હનફી મઝહબ પ્રમાણે બન્નેવમાં મળી છ (દરેકમાં ત્રણ) તકબીરો છે તો આવી હાલતમાં હન્ફી મુકતદી શાફિઈ મઝહબ પ્રમાણે બાર તકબીરો કહે અથવા ત્રણ-ત્રણ તકબીરો પઢી ખામોશ રહે?

જવાબ : હન્ફી મુકતદી શાફિઈ ઈમામ પાછળ ઈદની નમાઝ અદા કરે તો તેને ઈદની તકબીરોમાં શાફિઈ ઈમામની તાબેદારી કરવી જોઈએ. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૮૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદની નમાઝ માટે ભાડેથી હોલ રાખી શકાય?

(૧૭૩) સવાલ :- અમે ઈંગ્લેન્ડમાં લેસ્ટર નામના ટાઉનમાં રહીએ છીએ અને અહીંથી મસ્જિદ પચાસ માઈલ દુર બીજા ટાઉનમાં છે, અને તે મસ્જિદ પણ ઈદ, જુમ્અહ વિગેરે ઘણાં મુસલ્લીઓ માટે બિલ્કુલ અપૂરતી છે કેમ કે તે લોકોને પણ ઈદ માટે ભાડે મોટો હોલ રાખવો પડે છે, ઉપરાંત અમારી સર્વની એવી સ્થિતિ પણ નથી કે અમે ઈદમાટે મોટી જગ્યા ખરીદીએ, જેથી અગર અમે કોઈ હોલ ભાડે રાખી ઈદ અદા કરીએ તો તેમાં શરીઅતની રૂએ વાંધો છે કે કેમ?

**નોંધ** :- દર ઈદ પ્રસંગે હમો અહિંયા ભાડે હોલ રાખી નમાઝ અદા કરીએ છીએ, કારણ કે અહી બે-ત્રણ મુસ્લિમ ભાઈઓના પોતાના ઘરો પણ છે, પણ તેમાં મુસલ્લીઓ માટે કાફી જગ્યા નથી તેની નોંધ લેશો, હોલ વકફ રાખવાની અમારી શકિત નથી, માટે અહિંયા એવા સમય પર હોલ ભાડે રાખી નમાઝ અદા કરવામાં આવે છે, એવી રીતે નમાઝ થશે કે નહી? આગર કોઈ વાંધો હોય તો કોઈ સારી સમજુતી આપવા મહેરબાની કરશો જે પ્રમાણે પ્રયત્ન કરીએ.

જવાબ :- નમાઝે જુમ્અહ તથા ઈદ સહીહ હોવા માટે મસ્જિદ હોવું શર્ત નથી. શહેર અને તેને લગતી જગ્યા (ફિનાએ શહેર)માં પઢી શકાય છે. (હિદાયહ ભાગ-૧ પાનું-૧૪૮) (તહતાવી અલા મરાકિલ ફલાહ પાનું-૨૯૩)

નમાઝ પઢવાની જગ્યાનું વકફ હોવું પણ જરૂરી નથી, અંગત માલિકીના ઘરમાં અને ભાડુતી હોલમાં પણ અદા થઈ જાય છે, પણ શર્ત એ છે કે ત્યાં સૌ કોઈ નમાઝીઓને (જેની ઉપર નમાઝે જુમ્અહ તથા ઈદ વાજિબ હોય) આવવાની ઈજાઝત હોય. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૭૬૧) માટે આપ લોકો મસ્જિદ બનવા લગી પોતાના મકાનમાં નમાઝ પઢી શકો છો. બેહતર એ છે કે નમાઝ માટે કોઈ મકાન અથવા હોલ ખાસ કરી લેવામાં આવે ત્યાં દરરોઝ અઝાન, ઈકામત સાથે બા-જમાઅત નમાઝ પઢાય, જુમ્અહ તથા ઈદ પણ અદા કરવામાં આવે, જગ્યા નાકાફી હોય તો વધારાના માણસો બહાર આજુ બાજુ અને રોડ ઉપર ચટાઈ બિછાવી નમાઝ પઢી શકે છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદનો ખુત્બો કેમ સાંભળવો?

(૧૭૪) સવાલ :- ઈદની નમાઝ પઢયા પછી લોકો આગળ-પાછળ થઈ જાય છે. ખુત્બા વખતે સફો કાઈમ રહેતી નથી એનો શું હુકમ છે? ખુત્બો સાંભળવા માટે આગળ વધી શકાય છે?

જવાબ :- ઈદની નમાઝ પઢયા પછી ખુત્બા વખતે સફો કાયમ રાખી પોત-પોતાની જગ્યાએ બેસી રહેવું બહેતર છે. સહાબએ કિરામ (રદિ.) સફો કાઈમ રાખી પોત-પોતાની જગ્યા પર બેસતાં હતા. (બુલૂગુલ મરામ પાનું-૫૫) છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈદની નમાઝ પઢવાની રીત.

(૧૭૫) સવાલ :- ઈદના નમાઝની તકબીરોમાં ઘણી ભુલો થાય છે એટલે કઈ તકબીર વખતે હાથ ઉઠાવવા અને કયાં નહીં ઉઠાવવા, કયાં છોડી દેવા અને કયાં બાંધી દેવા, એ સમજમાં આવતું નથી. માટે ખુલાસા વાર સમજાવશો.

જવાબ :- પહેલી રકઅતમાં (તકબીરે તહરીમહ સાથે) કુલ ચાર તકબીરો થશે, ચારેવ તકબીરો વખતે હાથ કાન લગી ઉઠાવવા અને પહેલી તથા ચોથી તકબીર વખતે હાથ બાંધી લેવા, એમ યાદ રાખો કે જયાં તકબીર પછી કાંઈ પઢવાનું છે ત્યાં હાથ બાંધી લેવા અને જયાં કાંઈ પઢવાનું નથી ત્યાં હાથ છોડી દેવા. જુઓ :-

પહેલી તકબીર : હાથ ઉઠાવી બાંધી લો. (સના પઢવાની છે.)

બીજી તકબીર : હાથ ઉઠાવી છોડી દો.

ત્રીજી તકબીર : હાથ ઉઠાવી છોડી દો.

ચોથી તકબીર : હાથ ઉઠાવી બાંધી લો. (કિર્અત પઢાશે.)

બીજી રકઅતમાં પણ (રૂકુઅની તકબીર સાથે) કુલ ચાર તકબીરો થશે. પહેલી ત્રણમાં હાથ ઉઠાવી છોડી દેવા અને ચોથીમાં હાથ ઉઠાવ્યા વગર તકબીર કહી રૂકુઅમાં ચાલ્યા જવું, મઝકુર રીત ધ્યાનમાં રાખશો તો ઈન્શાઅલ્લાહ ભુલ થશે નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### જુમ્અહ અને ઈદની નમાઝો પછી મુલાકાત કરવી.

(૧૭૬) સવાલ :- ઈદ, રમઝાન વિગેરે મુબારક મહીનાનો ચાંદ જોઈ એક-બીજાને મુબારકબાદી આપતાં મુલાકાત કરે છે. એટલે હાથ મેળવે છે. તેમજ જુમ્અહની નમાઝ બાદ અને ખાસ કરી

ઈદના ખુત્બા પછી લોકો મુલાકાત કરે છે. એનો કાંઈ સુબુત છે?

જવાબ :- મુસાફહો (મુલાકાત) ફી નફસિહી સુન્નત છે. પરંતુ નવો ચાંદ જોઈ મુબારકબાદી આપવાના ટાઈમની ખુસુસિય્યત અને જુમ્અહ વિગેરેની નમાઝ તથા ઈદના ખુત્બહ પછીની તાખ્સીસ (ખાસ કરવું) બેઅસલ અને દલીલ વગરની છે. માટે ફુકહાએ કિરામ મઝકુર રિવાજને મકરૂહ અને બિદઅત લખે છે. (શામી ભાગ-૫ પાનું-૩૩૬) (શર્હે સિફરૂ-સ્સઆદત પાનું-૪૦૬) (મજાલિસુલ અબ્રાર મજલિસ ૫૦ પાનું-૨૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**સ્ત્રીઓ માટે ઈદના અહકામ.**

(૧૭૭) સવાલ :- ઈદની નમાઝ માટે ઔરતોને જવાનો હુકમ નથી તો તેમને ગુસલ કરવું અને સારાં કપડાં પહેરવાં જોઈએ કે નહી?

જવાબ :- હા, ઈદના દિવસે ઔરતો માટે પણ મુસ્તહબ છે કે ગુસલ કરે અને સારાં કપડાં પહેરે, કારણ કે એ દિવસ ખુશી અને શણગારનો છે. (કબીરી પાનું-૫૨૪) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈદની નમાઝ ઈદગાહમાં પઢવી સુન્નતે મુઅક્કદહ છે?**

(૧૭૮) સવાલ : -ઈદની નમાઝ શું ઈદગાહમાં પઢવી સુન્નતે મુઅક્કદહ છે કે ગૈર મુઅક્કદહ ? જો ઈદની નમાઝ માટે ઈદગાહ જવું સુન્નતે મુઅક્કદહ હોય તો તેની દલીલો ફિકહની મોઅતબર કિતાબોના હવાલા સહિત જણાવશો.

જવાબ :- સહીહ એ છે કે બન્નેવ ઈદોની નમાઝ ઈદગાહમાં જઈ અદા કરવું સુન્નતે મુઅક્કદહ મુતવારિસહ છે. 'ઉમ્દતુ-ર્રિઆયહ અલા શર્હિલ વિકાયહ' માં છે : -અલ્ખુરૂજુ ઈલલ જબાનતિ સુન્નતુન મુઅક્કદતુન.'

અર્થાત : -બન્નેવ ઈદોની નમાઝ માટે ઈદગાહ જવું સુન્નતે મુઅક્કદહ છે. (ભાગ-૧ પાનું-૨૪૫)

આપ (સલ.) અને ખુલફાએ રાશિદીન (રદિ.) તથા સહાબા (રદિ.) અને તાબિઈન વિગેરે સલ્ફે સાલિહીન (રહ.) મસ્જિદે નબવીની મહાન ફઝીલત હોવા છતાં તેને છોડી અલા સબીલિલ ઈબાદત હમેશા બન્નેવ ઈદોની નમાઝ ઈદગાહમાં પઢતા રહ્યા. ફક્ત એક વખત વરસાદના ઉઝરના લીધે આપ (સલ.)એ ઈદની નમાઝ મસ્જિદમા પઢી હતી. 'ઝાદુલ મઆદ'માં છે કે : -વલમ યુસલ્લિલ ઈદ બિમસ્જિદિહી ઈલ્લા મર્રતન વાહિદતન અસાબહુમ મતરૂન ફસલ્લા બિહિમુલ ઈદ ફિલ મસ્જિદિ (ઝાદુલ મઆદ ભાગ-૧ પાનું-૧૨૪) મિશ્કાત શરીફમાં છે 'અન્નહુ અસાબહુમ મતરૂન ફી યવ્મિ ઈદિન ફસલ્લા બિહિમુન્નબિય્યુ (સલ.) સલાતલ ઈદિ ફિલ મસ્જિદિ (પાનું-૧૨૬)

અને કિતાબુલ મુદખલમાં છે : -સુમ્મ મઅ હાઝિહિલ ફઝિલતિલ અઝીમતિ ખરજ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ઈલલ મુસલ્લા વ તરકહુ (અય અલ્મસ્જિદ) ફહાઝા દલીલન વાઝિહુન અલા તઅકીદિ અમરિલ ખુરૂજિ ઈલલ મુસલ્લા લિસલાતિલ ઈદય્નિ ફહિય-સ્સુન્નતુ.

અર્થાત :- મસ્જિદે નબવીની આટલી મોટી ફઝીલત હોવા છતાં તેને છોડી આપ (સલ.) ઈદગાહ જતા હતા એ તાકીદી સુન્નત (સુન્નતે મુઅક્કદહ) હોવાની વાઝેહ દલીલ છે. (ભાગ-૨ પા-૮૨)

ઈદગાહ શહેરથી દુર હોવાના લીધે ઝઈફો, કમ્ઝોરો અને બીમારોને ઈદગાહ જવું મુશ્કિલ પડતું હોય તો તેઓ મસ્જિદમાં ઈદની નમાઝ પઢી શકે છે. 'મજાલિસુલ અબ્રાર' અને ફત્હુલ કદીર વિગેરેમાં છે :- સુમ્મલ ખુરૂજુ ઈલલ જબાનતિ સુન્નતુન વ ઈન વસઅહુમુલ જામિઉ લાકિન

યસ્તખ્લિફલ ઈમામુ અંય્યુસલ્લી ફિલ મિસ્રિ બિલ ઝુઅફાઈ વલ્મરઝા.

અર્થાત :- ઈદૈનની નમાઝ માટે ઈદગાહ જવું સુન્નત તરીકો છે જો જુમ્અહ મસ્જિદમાં સૌનો સમાવેશ થઈ જતો હોય, પરંતુ ઈમામ કોઈને નાઈબ બનાવી જાય કે તે શહેરની મસ્જિદમાં ઝઈફ અને કમ્ઝોર લોકો અને બીમારોને નમાઝ પઢાવે, (મજલિસ ૩ર પાનું-૨૧૨) (ફત્હુલ કદીર ભાગ-૧ પાનું-૪૨૩)(કબીરી પાનું-૫૨૯)(ફતાવા સિરાજિય્યહ પાનું-૧૮)ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈદગાહ ન જનાર ગુનેહગાર થશે?

(૧૭૯) સવાલ :- જો ઈદની નમાઝ માટે ઈદગાહ જવું સુન્નત હોય તો તેને છોડનાર ગુનેહગાર થશે કે નહી?

જવાબ :- હા, ઈદુલ ફિત્ર અને ઈદુલ અઝહાની નમાઝ માટે ઈદગાહ જવું સુન્નતે હુદા અને સુન્નતે મુઅક્કદહ છે, ઉઝર વિના નહી જનાર તારિકે સુન્નત, કાબિલે મલામત અને લાઈકે ઈતાબ છે. અને એની આદત કરી લેનાર ગુનેહગાર છે.

બહરૂ-ર્રાઈક વિગેરેમાં છે :- હત્તા લવ સલ્લલ ઈદ ફિલ જામિઅ, વ લમ યતવજ્જહ ઈલલ મુસલ્લા ફકદ તરક સુન્નહ. (ભાગ-૨ પાનું-૧૫૯) (તહતાવી ભાગ-૧ પાનું-૫૬૦) (કબીરી પાનું ૫૨૯) (ઉમ્દતુર્રિઆયહ ભાગ-૧ પાનું-૨૪૫) વિગેરે.

અને તલ્વીહમાં છે :- તર્કુ-સ્સુન્નતિલ મુઅક્કદતિ કરીબુમ મિનલ હરામિ યસ્તહિક્કુ હિરમાન-શફાઅતિ.

અને દુર્રે મુખ્તારમાં છે :- અર્થાત-કરાહતે તહરીમીનો મુર્તકિબ ગુનેહગાર હોય છે જેમકે વાજિબના છોડવાથી ગુનેહગાર હોય છે અને સુન્નતે મુઅક્કદહનો હુકમ પણ વાજિબ જેવો જ છે. (શામી ભાગ-૫ પાનું ૨૯૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈમામ ઈદની નમાઝની પહેલી રકઅતમાં વધારાની તકબીરો ભુલી ગયા.

(૧૮૦) સવાલ :- અગર ઈમામ ઈદની નમાઝની પહેલી રકઅતની વધારાની તકરીબો ભુલી જાય અને સુરએ ફાતિહા પુરી અથવા અમુક ભાગ પઢી લીધા પછી યાદ આવે તો હવે તકબીરનું શું? કહે કે નહી?

જવાબ :- યાદ આવતાં તકબીરો કહી સુરએ ફાતિહા ફરીથી પઢે અને જો સુરએ ફાતિહા ફરીથી પઢે અને જો સુરત બન્નેવ પઢી લીધા પછી યાદ આવે તો માત્ર તકબીરો પઢી લે, કિર્અત ફરીથી પઢવાની ઝરૂરત નથી. કારણ કે કિર્અત પુરી થઈ ગઈ. કિર્અત પુરી થઈ જવા પછી દોહરાવ્વાની ઝરૂરત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ટાઉનથી અમુક માઈલ દુર ઈદની નમાઝ થઈ જશે?

(૧૮૧) સવાલ :- ટાઉનથી ૫૦ માઈલ દુર દસ, બાર દુકાનો છે, અને અહી નેટીવ વસ્તી થોડી છે. દુકાન દારો પાસે જન્રલ ડીલરનું લાયસન્સ છે. અને તેઓ દર વર્ષે ઈદની નમાઝ પઢે છે. અને ખુત્બો પણ એક ભાઈ પઢાવે છે. મસ્જિદ તેમજ ઈબાદતખાનું નથી. ફકત તે ખુલ્લા ચોગાનમાં પઢવામાં આવે છે. બે ઈદોની બે નમાઝો થાય છે. બાકી જુમ્અહની નમાઝ પઢવામાં આવતી નથી તો ઈદની નમાઝ થઈ શકે છે? મુક્તદીઓ ૩૦ થી ૪૦ થાય છે.

જવાબ :- પુછેલી સુરતમાં તમારા ઉપર ઈદની નમાઝ વાજિબ નથી . વાજિબ એ છે

કે વિલંબ વિના મસ્જિદ બનાવી તેની અંદર રોઝિંદા (દરરોઝ) પાંચ વખતની નમાઝ જમાઅત સાથે અદા કરો. નહી તો ખુદાના ચોર અને ગુનેહગાર ઠરશો. માત્ર ઈદની નમાઝ પઢી લેવાથી (અને તે પણ કાયદા વિરૂદ્ધ) છુટકારો થશે નહી.

**મસ્બુક પર તકબીરે તશ્રીક વાજિબ છે?**

(૧૮૨) સવાલ :- મસ્બુક (જેને ઈમામની સાથે શરૂઆતથી એક અથવા વધુ રકઅતો મળી ન હોય) ઉપર તકબીરે તશ્રીક વાજિબ છે કે નહી? મસ્બુકે ભુલથી ઈમામની સાથે સલામ ફેરવી તકબીરક હીનાંખી તો નમાઝ થશે કે દોહરાવ્વી પડશે?

જવાબ :- મસ્બુક માટે પણ તકબીર વાજિબ છે. રહી ગએલી રકઅતો અદા કરી સલામ ફેરવી તકબીર કહી લે. અગર મસ્બુકે ભુલથી ઈમામ સાથે સલામ ફેરવી તકબીર કહી દીધી તો નમાઝ ફાસિદ થશે નહી, પણ રહી ગએલી રકઅતો પછી સહવનો સજદો કરવો પડશે. (કબીરી પાનુ.-૪૩૮) અને સલામ ફેરવી પાછી તકબીર કહી લેવી બેહતર છે. (તહવાવી ભાગ-૧ પાનું-૫૯૮) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**મસ્જિદમાં ઈદની નમાઝ પઢવું અફઝલ છે કે ખેલકૂદના મૈદાનમાં?**

(૧૮૩) સવાલ :- હમારે ત્યાં વસ્તીથી બહાર કોઈ ખાસ જગ્યાએ ઈદગાહ બનેલી નથી. પરંતુ ખુલ્લા મૈદાનમાં જ્યાં ખેલકૂદ (ક્રિકેટ-વોલી બોલ વિ.) થાય છે ત્યાં ગામવાસીઓ ઘણાં વર્ષોથી બન્નેવ ઈદોની નમાઝ પઢે છે.હમારી જુની મસ્જિદ તંગ પડતી હતી. હાલમાં તે ખુદાના ફઝલથી મોટી, આલીશાન રાહત આરામવાળી બની ગઈ છે. મઝકુર મેદાન પણ નવી મસ્જિદના નઝદીકમાં આબાદીના અંદર જ છે, તો આવા સંજોગોમાં અમારે મસ્જિદમાં ઈદની નમાઝ પઢવી કે પછી મૈદાનમાં પઢવી?

જવાબ :- ઈદગાહ આબાદીથી દુર જંગલમાં હોવી જોઈએ. (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ-૧ પાનુ-૫૯૦) (શામી ભાગ-૧ પાનું.-૭૭૬)

મસ્જિદ મોટી આલીશાન અને નમાઝીઓ માટે કાફી હોય તો પણ ઈદગાહ જવું સુન્નતે મુઅક્કદહ છે. (બહરૂ-ર્રાઈક ભાગ-૨ પાનું-૧૫૯)

તમારા ત્યાંની મસ્જિદ ઘણી શાનદાર છે. પરંતુ મસ્જિદે નબવી (સલ.)થી તો વધુ શાનદાર અને બરકતવાળી નથી હોય શકતી જ્યાં એક નમાઝનો સવાબ ૫૦ હઝાર નમોઝોના સવાબ બરાબર મળે છે. તેને છોડી હુઝુર (સલ.) તથા આપના સહાબા (રદી.) ઈદૈનની નમાઝો માટે જંગલ તશરીફ લઈ જતા હતા. જેથી આબાદીના બહાર ઈદગાહનો બંદોબસ્ત કરવો ઝરૂરી છે. સવાલમાં જે મૈદાનનો ઝિક્ર છે તે પણ આબાદીના અંદર છે. અને ત્યાં ખેલ તમાશાના કામો પણ થતા રહે છે. જેના લઈ બહેતર એ જ છે કે જ્યાં સુધી ઈદગાહનો ઈન્તિઝામ ન હોય મસ્જિદમાં નમાઝ પઢી લેવામાં આવે. અને ઈદગાહ જલ્દીથી જલ્દી બનાવ્વાની ફિકરમાં રહે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# બાબુલ જુમ્અહ

**જુમ્અહના દિવસે સુરએ કહફ પઢવા વિષે સ્પષ્ટ ખુલાસો**

(૧૫૭) સવાલ :-અમારા ઝિલ્લામાં ઘણી જગ્યાએ મસ્જિદોમાં જુઅહની અઝાન પછી ૧૫ મીનિટ બાદ સુરએ કહફ પઢવાનો રિવાજ છે. વારાફરતી એક એક રૂકુંઅ ઝોરથી પઢાય છે અને હાઝિરીન સાંભળે છે, જેઓ પઢી શકતા નથી. તેઓ સાંભળીને સવાબ હાસિલ કરે છે, તે પછી સુન્નત પઢવા બાદ ખુત્બો શરૂ થાય છે. અમુક માણસો આ પ્રમાણે ઝોરથી પઢવાના વિરૂધ્ધ છે, કહે છે કે અમને નમાઝ વિગેરે પઢવામાં હરકત આવે છે. શું સુરએ કહફ પઢવાની ફઝીલત સાબિત નથી ? ઝોરથી પઢી અભણ માણસોને સવાબમાં શામિલ કરવું મના છે ? મઝકુર રિવાજ ચાલુ રાખવો કે નહી ? આ બાબતમાં ઘણો જ મતભેદ ચાલી રહ્યો છે, માટે દલીલ પૂર્વક જવાબ આપશો.

જવાબ :-બેશક ! જુમ્અહના દિવસે સુરએ કહફ પઢવાની ફઝીલત આવી છે પરંતુ એ ઝરૂરી નથી કે મસ્જિદમાં અઝાન પછી ઝોરથી પઢવું જોઈએ, જુમ્અહના દિવસે અથવા જુમ્અહની રાત્રે ઘરમાં અથવા મસ્જિદમાં ધામે-ધામે પોતે-પોતે પઢી લેવાથી પણ ફઝીલત પ્રાપ્ત કરી શકાય છે. બલ્કે રાત અને દિવસના આગલા ટાઈમમાં પઢી લેવું અફઝલ છે. (શામી ભાગ ૧ પાનુ ૭૭૩) પછી મસ્જિદમાં એકઠા થઈ અનઝાન પછી ઝોર-ઝોરથી પઢવા પર આગ્રહ રાખી અને હઠ કરી અન્યોની ઈબાદત અને વઝીફામાં ખલલ નાંખી ફિત્નો ફસાદ ઉભો કરવાની ઝરૂરત શી છે ? એને સુન્નત તરીકા જેમ પકડી રાખવું જહાલત છે. માટે મઝકુર રિવાજને છોડી દેવો લાઝિમ છે. ઘરમાં પઢે, મસ્જિદમાં પઢવું હોય તો પોત-પોતે એવી રીતે પઢે કે કોઈને હરકત થાય નહી અલ્લામહ ઈબ્નું હાજ (રહ.) (વફાત ૭૩૭ હિજરી) 'કિતાબુલ મુદખલમાં' લખે છે કે :-વઅમ્મા ઈજતિમાઉહુમ લિઝાલિક ફબિદઅતુન કમા તકદ્દુમ, વલ્લાહુ તઆલા અઅલમ. અર્થાત :-જુમ્અહના દિવસે સૂરએ કહફ પઢવા માટે મસ્જિદ વિગેરેમાં એકઠા થઈ પઢવાના રિવાજથી લોકોને મના કરવું જોઈએ કે બિદઅત છે. (ભાગ ૨ પાનું -૮૧) જુઓ. "ચાશ્ત"ની નમાઝ હદીસથી સાબિત છે.પરંતુ (ઘરમાં અથવા મસ્જિદમાં એકળ-બેકળ પઢી લેવાને બદલે) મસ્જિદમાં ભેગા થઈ ઝાહિરાત કરી પઢવાનો એહતેમામ અને ઈલ્તિઝામ જોઈ હઝરત ઈબ્ને ઉમર (રદિ.) એ નાપસંદ કરી બિદઅતનો હુકમ લગાડયો. (બુખારી શરીફ ભાગ ૧ પાનું ૧૩૮) શર્હે મુસ્લિમ નવવી ભાગ ૧ પાનું ૨૪૯) અને હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) એ પણ નાપંસદ કરી ફરમાવ્યું કે 'ઈન કાન વલા બુદ્દ ફફી બુયૂતિકુમ. (ફત્હુલ બારી ભાગ ૩ પાનું ૪૩)

અર્થાત :- તમારે (ચાશતની નમાઝ) પઢવી જ હોય તો પોતાના ઘરોમાં પઢો. જુઓ ચાશ્તની નમાઝ હદીસથી સાબિત છે પરંતુ મસ્જિદોમાં ભેગા થઈ ઝાહેરાત કરી પઢવાનો ઈલ્તિઝામ નબી (સલ.) થી સાબિત ન હોવાથી મોટા-મોટા સહાબએ કિરામ (રદિ.) એ ટીકા કરી બિદઅતનો હુકમ લગાડયો અને ઘરમાં પઢવાની સલાહ આપી એટલા જ માટે ફુકહા (રહ.) લખે છે કે બન્નેવ ઈદો અને શબે બરાત તથા રમઝાનની છેલ્લી રાતો અને ઝિલહજની પહેલી દસ રાતોમાં જાગી ઈબાદત કરવી મુસ્તહબ છે. પરંતુ એના માટે મસ્જિદોમાં ભેગા થવું મકરૂહ છે. (બહરૂ ર્રાઈક ભાગ.૨ પાનું ૫૨) ઈમામ શાતબી (રહ.) ફરમાવે છે કે ઈબાદતોમાં ખાસ-ખાસ કૈફિયતો અને ખાસ-ખાસ રિવાજો અને ટાઈમો નક્કી કરી લેવા જે શરીઅતથી સાબિત નથી બિદઅત અને નજાઈઝ છે. (એઅતિસામ ભાગ-૧ પાનું ૩૪) જુમ્અહના દિવસે માત્ર સુરએ કહફ જ પઢવાની ફઝીલત નથી, બલ્કે સુરએ "ઈખ્લાસ" હઝાર વખત "આલે ઈમ્રાન" "હુદ" 'સાફફાત" અને "સલાતુ ત્તસ્બીહ"

હિજરી ૫૪૨) ફરમાવે છે:- **લા યકૂમુ બિદ્દુઆઈ ફીં કિર્તતિલ કુર્આનિ લિઅજલિલ મય્યિતિ બઅદ સલાતિલ જનાઝતિ વ કબ્લહા.**

**અર્થ:-** જનાઝહની નમાઝ બાદ તથા તેના પહેલાં મય્યિત માટે દુઆ અને તિલાવતે કુર્આન ખાતર ઉભા રહે નહી.(ખુલાસતુલ ફતાવા ભાગ ૧ પાનું ૨૨૫)

(૫) અને મઝકુર સદીના બીજા ફકીહ અલ્લામહ સિરાજુધ્દીન અવશી (રહ.) (સાહિબે ફતાવા સિરાજિય્યહ સાલે તસ્નીફ હિ. ૫૬૯) ફરમાવે છે:- **ઈઝા ફરગ મિન-સ્સલાતિ લા યકૂમુ બિદદુઆઅ.**

**અર્થ:-** જયારે જનાઝહની નમાઝથી ફારિગ થઈ જાય તો દુઆ કરવાં ઉભો પણ રહે નહી.

(ફતાવા સિરાજિય્યહ ભાગ ૧ પાનું ૧૪૧)

(૬) અને સાતમી સદી હિજરીના ફકીહ મુખ્તાર ઈબ્ને મુહમ્મદ ઝાહિદી (વફાત સન ૬૫૮)ની પણ એ જ રાય છે. (ફતાવા કુન્યહ ભાગ ૧ પાનું ૫૬)

(૭) અને આઠમી સદી હિજરીના મશહુર આલિમ ઈબ્નુલ હાજ (રહ.) (વફાત સન ૭૩૭) ફરમાવે છે કે "આ રિવાજ છોડવા લાયક છે." ( કિતાબુલ મુદખલ ભાગ ૩ પાનું ૨૨ )

(૮) નવમી સદી હિજરીના ફકીહ અલ્લામહ શૈખ હાફિઝુધ્દીન મુહમ્મદ ઈબ્ને શિહાબ કરદરી (રહ.) (વફાત હિ. સન ૮૨૭) ફરમાવે છે:- **લા યકૂમુ બિદદુઆઈ બઅદ સલાતિલ જનાઝતિ લિઅન્નહુ દઆ મર્રતન લિઅન્ન અકસરહા દુઆઉન.** અર્થાત:- જનાઝહની નમાઝ પછી દુઆ માટે ન થોભે એટલા માટે કે તે એક વખત દુઆ કરી ચૂકયો છે કેમકે જનાઝહની નમાઝનો મોટો ભાગ દુઆ જ છે. (ફતાવા બઝઝાઝિયહ મઅ હિન્દય્યહ ભાગ ૧ પાનું ૮૦)

(૯) અને દસમી સદી હિ. ના ફકીહ અલ્લામહ અલી બરજન્દી (સાહિબે બરજન્દી (રહ.) સાલે તસ્નીફ હિ. ૯૩૨) પણ મમ્નુઅ હોવાના કાઈલ છે.(ફતાવા બરજન્દી ભાગ ૧ પાનું ૧૮૦)

(૧૦) અને મઝકુર દસમી સદી હિજરીના બીજા ફકીહ શમસુદ્દીન મુહમ્મદ ખુરાસાની કહસ્તાની (રહ.) (વફાત હિ. સન ૯૬૨) ફરમાવે છે કે **વ લા યકૂમુ દાઈયન લહુ** (દુઆ કરવા માટે ન થોભે) (ફતાવા જામિઉ - રૂમુઝ ભાગ ૧ પાનું ૧૭૪)

(૧૧) અને દસમી સદી હિજરીના બીજા ફકીહ અલ્લામહ ઈબ્ને નજીમ મિસરી (રહ.) (વફ્ત હિ. સન ૯૬૯) ફરમાવે છે:- **લા યદઉ બઅદ-ત્તસ્લીમ.**

**અર્થ:-** સલામ ફેરવ્વા પછી દુઆ કરે નહી. (બહરૂ-ર્રાઈક ભાગ ૨ પાનું ૧૮૩)

(૧૨) દસમી સદી હિજરીના ચોથા ફકીહ અલ્લામહ મુફતી મુહમ્મદ નસીરૂધ્દીન (રહ.) (સાહિબે ફતાવા બરેહના સાલે તસ્નીફ ૯૯૭ હિ.) ફરમાવે છે:- **વ બઅદહુ ઈસ્તાદહ નમાનદ બરાએ દુઆ** (પાનું ૩૫૯)

(૧૩) અને ૧૧મી સદીના મુજદ્દિદ અલ્લામહ અલી કારી મકકી (રહ.) વિફાત હિ. સન ૧૦૧૪) ફરમાવે છે:- **વલા યદઉ લિલ મય્યિતિ બઅદ સલાતિલ જનાઝતિ, ફઈન્નહુ યુશ્બિહુ-ઝઝયાદતુ ફી સલાતિલ જનાઝતિ.**

અર્થાત :- જનાઝહની નમાઝ પછી મય્યિત માટે દુઆ ન કરે કેમ કે એનાથી જનાઝહની નમાઝમાં ઝયાદતી કરવાનો શુબોહ થાય છે. (મિરકાતુલ મફાતીહ શર્હે મિશ્કાતુલ મસાબીહ ભાગ ૨ પાનું ૩૧૯)

(૧૪) અને મજમુઅહ ખાનીમાં છે:- **દુઆ ન ખ્વાનદ વ ફત્વા બરીં કૌલ સ્ત.** અર્થાત:- નમાઝે જનાઝહ પછી દુઆ ન કરે અને એ જ કૌલ પર ફત્વો છે (કલમી પાનું ૩૪૯)

(૧૫) અને તેરમી સદી હિજરીના ફકીહ કાઝી મુફતી મુહમ્મદ સઅદુલ્લાહ (રહ.) વફાત હિજરી સન ૧૨૯૨) ફરમાવે છે:- **ખાલી અઝ કરાહત નેસ્ત ઝીરા કે અકસર ફુકહા બવજહે ઝયાદહ બૂદન બર અમ્રે મસ્નૂન મનઅ મી કુનન્દ** અર્થાત્:- જનાઝહની નમાઝ પછી દુઆ કરવું કરાહતથી ખાલી નથી, એટલા માટે કે અકસર ફુકહા મસ્નુન અમર પર ઝયાદતી લાઝિમ આવવાને લઈ મના કરે છે. (ફતાવા સઅદિય્યહ પાનું ૧૩૦)

(૧૬) ફકીહ મવ્લાના મુહમ્મદ કુત્બુદ્દીન (રહ.) (સાહિબે મઝાહિરે હક સાલે તસ્નીફ સન ૧૨૫૩ હિ.) ફર્માવે છે કે :-અને દુઆ ન કરે મય્યિત માટે જનાઝહની નમાઝ પછી એ કારણથી કે એ મુશાબેહ થઈ જાય છે ઝયાદતી સાથે જનાઝહની નમાઝમાં, (મઝાહિરે હક ભાગ-૨ પાનું૫૭)

(૧૭) અને ફકીહ અલ્લામહ અ. હય લખ્નવી (રહ.) (વફાત સન ૧૩૦૪) પણ મકરૂહ હોવાના કાઈલ છે. જુઓ (મઝાહિરે હક મિશ્કાતની શરહ ભાગ ૨ પાનું ૫૭ સાલે તસ્નીફ ૧૨૫૩) (નફઉલ મુફતી પાનું ૧૪૩ સાલે તસ્નીફ ૧૨૮૭)

આથી સાબિત થાય છે કે ચૌદમી સદી હિજરીના ઉલ્માએ કિરામ ઉપર જે ઈલ્ઝામ મુકવામાં આવ્યો છે તે સહીહ નથી. બલ્કે મઝકુર રિવાજની મુખાલફત અગ્યાર સો વર્ષથી થતી આવી છે.

સહીહ અને મોઅતમદ તરીકાથી સાબિત છે કે મય્યિતને દફન કરી જેટલી વાર ઉંટ ઝબહ કરી તેનું ગોશ્ત તકસીમ કરવામાં લાગે એટલા વખત લગી કબર પાસે તિલાવતે કુર્આન અને દુઆએ મગ્ફિરતમાં ગુઝારવું મુસ્તહબ છે. એનાથી મય્યિતને ઉન્સ અને ફાયદો થાય છે. આ સહીહ અને સાબિત તરીકાને છોડી દુઆએ મગ્ફિરતનો કીમતી વખત દુન્યાની વાતોમાં ગુઝારી દેવામાં આવે છે. અને બરાયે નામ દુઆ કરી રૂખ્સત થઈ જાય છે. યા તો ખિલાફે સુન્નત તરીકામાં પોતાનો કીમતી વખત બરબાદ કરે છે, હક તઆલા દરેક ભાઈઓને સુન્નત તરીકા ઉપર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે, આમીન.

વ સલ્લલ્લાહુ તઆલા અલા ખય્રિ ખલ્કિહી મુહમ્મદિવં વઆલિહિ વ અસ્હાબિહી વ અહલિ બય્તિહી અજમઈન. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ભુલથી જનાઝો ઉંધો મુકાય જાય તો નમાઝનું શું ?

(૧૮૫) સવાલ :-ભુલથી જનાઝો ઉંધો મુકાઈ જાય, એટલે જે બાજુ મય્યિતનું માથું હોવું જોઈએ તે બાજુ પગ અને જે બાજુ પગ હોવા જોઈએ તે બાજુ માથું હોય. હવે નમાઝ પઢી લેવા પછી ખબર પડી તો નમાઝ થઈ ગઈ કે દોહરાવ્વી પડશે ?

જવાબ :-જાણી જોઈ જનાઝો ઉલ્ટો મુકવો મકરૂહ છે. ભુલ થઈ હોય તો વાંધો નથી. નમાઝ થઈગઈ. દોહરાવ્વાની ઝરૂરત નથી. (દુર્રે મુખ્તાર તહતાવી ભાગ ૧ પાનું ૫૯૩) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### જનાઝાને નાપાક જગ્યાએ મુકવાથી નમાઝ ફરી પઢવી પડશે?

(૧૮૬) સવાલ :- અમારે ત્યાં જનાઝહની નમાઝ માટે મસ્જિદની પાસે અલગ જગ્યા બનેલી છે ત્યાં જનાઝહની નમાઝ પઢાય છે. કમ્પાઉંડનો દરવાઝો ખુલ્લો રહી જવાથી ભેંસે પેશાબ કર્યો હતો. જનાઝો ઉઠાવવા પછી પેશાબથી પલળેલી જગ્યા જોવામાં આવી તો નમાઝ થઈ ગઈ કે દોહરાવ્વી પડશે?

જવાબ :-મય્યિત અને જનાઝો પાક છે તો જનાઝો મુકેલી જગ્યાનું નાપાક હોવું વાંધા જેવું નથી. નમાઝ સહીહ છે, દોહરાવ્વાની ઝરૂરત નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## સભામાં કોઈના મરણ પર બે ચાર મીનિટ મૌન પાળવું કેવું છે?

(૧૮૭) સવાલ :-મુસલમાનોમાં કોઈ લીડર અને મોટા માણસના મરણ પર અંગ્રેઝોની જેમ બે મીનિટ ગરદન નીચી કરી ચુપ-ચાપ ઉભા રહી સોગ મનાવ્વાનો તરીકો રિવાજ પકડી રહ્યો છે એ જાઈઝ છે?

જવાબ:- સોગ મનાવ્વાનો મઝકુર તરીકો જાઈઝ નથી, અણ ઈસ્લામી છે. એમાં નસ્રાનીઓ વિગેરે સાથે મુશાબહત લાઝિમ આવે છે, માટે એ રિવાજને છોડી દેવો ઝરૂરી છે, ઉબાદહ ઈબ્ને સામિત (રદી.)થી રિવાયત છે કે મય્યિતને કબ્રમાં ઉતારી દેવામાં ન આવતી ત્યાં સુધી આપ (સલ.) કબર પાસે ઉભા રહેતા હતા, બેસતા ન હતા. એક વખત એક યહુદીએ જોઈ કહ્યું કે અમે પણ અમારી મય્યિતો સમયે આમ જ કરીએ છીએ એટલે અમે ઉભા જ રહીએ છીએ. આપ (સલ.) તરત જ બેસી ગયા. અને સહાબએ કિરામ (રદી.) ને ફરમાવ્યું કે 'ખાલિફુહુમ' અર્થાત:- એઓના ખિલાફ કરો એટલે બેસી જાઓ, ઉભા રહેવામાં એઓની સાથે મુશાબહત લાઝિમ આવે છે. (તહતાવી અલા દુર્રે મુખ્તાર ભાગ ૧ પાનું ૫૮૫) (શામી ભાગ ૧ પાનું ૮૦૬)

આપ (સલ.)નો ઈર્શાદ છે કે જે માણસ અમારા તરીકા સિવાય પારકાઓના રીત રિવાજ પર ચાલશે તે અમારામાંથી નથી. (કન્ઝુલ ઉમ્માલ ભાગ ૧ પાનું ૫૬) અને આપ (સલ.)નું ફરમાન છે કે જેઓ કોઈની મુશાબહત ઈખ્તિયાર કરશે તે તેઓમાંથી થઈ જશે, અને હઝરત હસન (રદિ.) એ ફરમાવ્યું છે કે એવા ઘણાં ઓછા હશે કે કોઈ કૌમની સાથે મુશાબહત કરી અને તેની સાથે નહી મળી ગયા હોય, ઈબ્રત માટે અત્રે એક સાચો બનાવ રજુ કરવામાં આવે છે. 'તઝકિરતુ ર્રશીદ'માં છે કે કાનપુરમાં એક મૌલ્વી સાહબ નસ્રાની તરીકાને પસંદ કરતા હતા. તેમની કોશિશથી એક મોટો હોદ્દેદાર નસ્રાની મુસલમાન બની ગયો હતો. પણ પોતાના ઈસ્લામને પોતાની કૌમથી છુપાવી રાખ્યો હતો. જ્યારે મરણનો ટાઈમ નઝદીક દેખાયો તો પેલા મૌલ્વી સાહબના એક ખાસ શાર્ગિદને (મૌલ્વી સાહબ તો વફાત પામ્યા હતા.) એક મોટી રકમ આપી કહ્યું કે મારા મરણ પછી મારી કૌમના લોકો મને તેમના કબ્રસ્તાનમાં દફનાવશે તો તમે રાત્રે જઈ મારી લાશ કાઢી મુસલમાનોના કબ્રસ્તાનમાં દફનાવી દેશો. મઝકુર નસ્રાની (નવ મુસ્લિમ)ના કહેવા પ્રમાણે તેણે કબર ખોલી તેમાં તો ન હતો પણ તેમના મૌલ્વી સાહબ (જે નસ્રાની તરીકાને પસંદ કરતા હતા અને તેમને મરણ પછી મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવ્યા હતા) તેમને મૌજુદ જોઈ ઘણો જ હેરાન અને પરેશાન થયો. (ભાગ ૨ પાનું ૨૫૦) પેલા નવ મુસ્લિમ નસ્રાની મૌલ્વી સાહબની કબરમાં મુન્તકિલ થયા હશે. આવા બનાવો સેંકડોની સંખ્યામાં કિતાબોમાં મળી શકે છે. ખુદાપાક આવી હાલતથી આપણને બચાવે. આમીન, ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## બિન મુસ્લિમ રખાતના બાળકના જનાઝહ વિષે શું હુકમ છે?

(૧૮૮) સવાલ:- બિન મુસ્લિમ રખાત ઔરતની સાથે ઝિના કરવાથી જન્મેલું બાળક ઝાનીના ઘરમાં મરણ પામે તો તેના જનાઝાની નમાઝ પઢી તેને મુસ્લિમોના કબ્રસ્તાનમાં દફન કરી શકાય કે નહી, ? એવા બાળકને મરણ પછી બિન મુસ્લિમોને સોંપી દેવું ઝરૂરી છે?

જવાબ:- આ મસ્અલામાં ઈખ્તિલાફ છે. ખાતિમુલ મુહક્કિકીન અલ્લામહ ઈબ્ને આબિદીન (રહ.) (સાહિબે ફતાવા શામી)ની તહકીક એ છે કે એવું બાળક મુસલમાન બાપ (જેના નુત્ફાથી પૈદા થયું છે) ના તાએબ થઈ મુસલમાન ગણાશે અને તેના જનાઝાની નમાઝ પઢવામાં આવશે (પણ છુપી રીતે) કારણ કે સહીહ હદીસમાં છે કે દરેક બાળક ઈસ્લામી તરીકા પર પૈદા થાય છે. વળી આપણાં મઝહબમાં અમુક જગ્યાએ નુત્ફાનો એઅતબાર કરવામાં આવ્યો છે. (૧) ઝિનાથી થયેલી છોકરી ઝિના કરનાર

માટે હરામ છે (૨) ઝિનાથી પૈદા થએલા બાળકની તેનો બાપ ઝકાત આપી શકતો નથી (૩) ઝિનાથી થએલા બાળકને ગવાહી ઝાની બાપના હકમાં મોઅતબર ગણાંતી નથી જયારે આ બધી બાબતોમાં બાપના નુત્ફાનો એઅતેબાર કરવામાં આવ્યો છે તો પછી જનાઝાની નમાઝ પઢવામાં અને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફનાવ્વામાં પણ તેનો એઅતેબાર કરી લેવો જોઈએ. નસબ અને વિરાસત તથા નફકામાં એનો એઅતેબાર નહીં કરવાનું કારણ બદકારીની રોક થામ છે. અલ્લામહ સુબ્કી શાફેઈ (રહ.) અને કાઝિયુલ કુઝાત હમ્બલી (રહ.) એ પણ આવો જ ફત્વો આપ્યો છે. (શામી ભાગ૨ પાનુ ૫૪૨) અને બુખારી શરીફમાં ઈબ્ને શિહાબ ઝુહરી તાબિઈના રિવાયત અલ્લામહ શામીની તહકીકને પુરેપુરો ટેકો આપે છે કે ઝિનાથી થએલા બાળકની નમાઝ પઢવામાં આવે જયારે કે તેના માં-બાપ અથવા ફકત બાપ મુસલમાન હોય કારણકે તે ઈસ્લામના તરીકા પર પૈદા થયું છે. (બુખારી શરીફ ભાગ. ૧, પારો ૫ પાનું. ૧૮૧) (ઉમ્દતુલ કારી ભાગ. ૮ પાનું. ૧૭૭)(ફત્હુલ બારી ભાગ. ૩ પાનું ૧૭૯) મઝકુર તહકીક અનુસાર આ બાળકની જનાઝહની નમાઝ પઢી મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં આવે ગૈર મુસ્લિમોને સોંપવું જોઈએ નહીં. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**સુવાવડમાં મરણ પામેલ માં-દીકરાની નમાઝ કેવી રીતે પઢવી ?**

(૧૮૯) સવાલ :- સુવાવડમાં એક બાઈ અને તેને જન્મેલો છોકરો બન્નેવ ગુઝરી ગયા હવે જનાઝહની નમાઝ બન્નેવની એક સાથે પઢવી કે અલગ-અલગ ?

જવાબ :-બન્નેવની જનાઝહની નમાઝ અલગ અલગ પઢવી બેહતર છે, સાથે પઢવી હોય તો ઈમામની આગળ પહેલાં છોકરાનો પછી તેની માંનો જનાઝો રાખવાંમાં આવે અથવા છોકરાની પાઈતીએ માંનો જનાઝો મુકાય એ પણ જાઈઝ છે, બેઉની એક જ નમાઝ પઢવાની રીતમાં પહેલાં બાલિગ માટે દુઆ પછી નાબાલિગ વિષેની દુઆ પઢે.(મરાકિલ ફલાહ, તહતવી ૩૪૫)ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈમામે ભુલથી ત્રીજી તકબીર પછી સલામ ફેરવી દીધી તો ?**

(૧૯૦) સવાલ :-જનાઝહની નમાંઝમ ઈમામે ત્રીજી તકબીર કહી ભુલથી એક તરફ સલામ ફેરવી દીધા પછી યાદ આવ્યું અથવા પાછળથી મુકતદીએ લુકમો આપ્યો તો હવે ઈમામ શું કરે?

જવાબ :- ભુલથી સલામ ફેરવી હોય તો હવે ચોથી તકબીર કહી સલામ ફેરવે, નમાઝ સહીહ થઈ જશે 'વલવ સલ્લમલ ઈમામુ બઅદ-સ્સાલિસતિ નાસિયન કબ્બર-રાબિઅત વ યુસલ્લિમુ (મરાકિલ ફલાહ પાનું ૧૧૫)ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઝમઝમના પાણીમાં ભીજાવેલા કપડાંને કફનમાં લઈ શકાય ?**

(૧૯૧) સવાલ :-કપડાંને ઝમઝમના પાણીમાં ભીજવી સુકાયા પછી કફનમાં લઈ શકાય છે ? બેઅદબી તો નથી ?

જવાબ :- હા, બરકત પ્રાપ્ત કરવા માટે ઝમઝમના પાણીમાં પલાળી સુકવેલું કપડું કફનમાં લઈ શકાય છે. (તફસીરે રૂહુલ બયાન ભાગ ૩ પાનુ ૫૫૯)એમાં બેઅદબી જેવું કંઈ નથી. કમીસ મુબારક અને તેહબંદ શરીફ કફનમાં લેવાયેલું હદીસથી સાબિત છે. ફકત ખુદાપાક વધુ જાણનારછે.

**પાકી કબર બનાવવા તેમજ નામ તથા તારીખ લખવા વિષે**

(૧૯૨) સવાલ :- (૧) એક માણસ પોતાના બાપની કબર પાકી બનાવવા માંગે છે. ઈસ્લામ એની ઈજાઝત આપે છે કે નહીં ?

(૨) જો પાકી કબર બનાવ્વાની ઈજાઝત ન હોય તો શું ચાર દીવારો પાકી બનાવી કબરની ઉપરનો ભાગ ખુલ્લો અથવા કાચો રાખવાની ઈજાઝત છે?

(૩) અગર એની પણ ઈજાઝત ન હોય તો શું માત્ર એક પથ્થર પર મર્હુમનું નામ અને વફાતની તારીખ લખી શકાય કે નહી ?

જવાબ :-કબરને પાકી બનાવવી શરઅન જાઈઝ નથી, મના છે. હદીસ શરીફમાં છે કે આપ (સલ.)એ કબરને પાકી બનાવવા અને તેની ઉપર ઈમારત બાંધવા અને કબર ઉપર બેસવાની મનાઈ કરી છે (મિશ્કાત શરીફ પાંનુ-૧૪૮)

એટલા માટે ફુક્હા (રહ.)એ કબરમાં પાકી ઈંટ મુકવા અને કબરની ચારેવ બાજુ પાકો ચબુતરો બનાવવા અને કબરની પાસે આગ અને તેમાં પકવેલી ચીઝો લઈ જવાની પણ મનાઈ કરી છે.માટે શરઈ ઝરૂરત વિના ચાર દીવારીની પણ ઈજાઝત નથી . (શામી ભાગ-૧, પાનું૮૩૭)

કબર કાચી રહેવામાં મય્યિતનો ફાયદો છે. કાચી અને બિસ્માર હાલતની કબર અન્વારે ઈલાહી અને રહમતે ખુદાવંદીની વધુ મુસ્તહિક છે, અને ઝિયારત કરનારના દિલો પર અસરકારક છે, મૌત યાદ આવે છે અને દુનિયાનો ઝવાલ અને ફનાનો નકશો સામે આવી જાય છે, કબરની ઝિયારતનો જે અસલ હેતુ છે તે પ્રાપ્ત થઈ જાય છે. મય્યિત સાથે મહબ્બત હોવા માટે ઝરૂરી નથી કે તેની કબર મુઝય્યન અને પાકી બનાવાય! હઝરાતે સહાબા (રદિ.) આપ (સલ.) ઉપર કુર્બાન હતા, આપના વુઝુના પાણીને ઝમીન પર પડવા દેતા ન હતા, હાથોમાં લઈ મોઢા અને આંખો પર લગાડતા હતા. આવી મહબ્બત અને અઝમત હોવા છતાં પોતાના મહબૂબ તરીન આકા પય્ગમ્બર(સલ.)ની કબર શરીફ પાકી નહી બનાવી કાચી જ રહેવા દીધી. આપણે પણ એમની જ પૈરવી જોઈએ. ખુદાપાક તૌફીક આપે. આમીન.....

કબર મટી નહી જાય એટલા માટે વખતો વખત મટોડી નાંખતા રહે. કબરને તલાશ કરવું મુશ્કિલ હોય અને જરૂરત હોય તો નિશાની માટે પથ્થર પર નામ લખાવી શકાય છે,ઝરૂરતની સૂરતમાં ઈજાઝત છે. વિના ઝરૂરતે મકરૂહ અને મના છે. હદીસ શરીફમાં છે કે આપ (સલ.)એ કબર પાકી બનાવવા અને તેના પર નામ લખવા અને પામાલ કરવાની મુમાનિઅત કરી છે. (મિશ્કાત પાનું ૮૩૮)

## ઝરૂરતની સૂરતો મુસ્તસના (અપવાદરૂપ) છે.

નિશાન મટી જવા અને કબ્ર ભુલી જવાનો સંભંવ હોય અને તલાશ કરવું મુશ્કિલ થઈ પડે અને કબર પામાલ થવાનો ડર હોય તો નામ અને તારીખે વફાત લખવાની ગુંજાઈશ છે, છતાં નહી લખે તો બેહાતર છે. (નુરૂલ ઈઝાહ પાનું ૧૪૦) (શામી ભાગ પાનું ૮૩૯)

શરઈ હુકમમાં ઘણી મસ્લિહતો અને હિકમતો હોય છે. અગર પાકી કબર મના ન હોત તો આજે ચારેવ બાજુ કબરો જ નઝરે પડત, મકાનો બાંધવા અને ખેતી કરવા માટે ઝમીન મળવી મુશ્કિલ થઈ પડત. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### ચંદાની રકમ બચી ગઈ છે તો શું કરીએ ?

(૧૯૩) સવાલ :- ગામમાં કોઈ મુસાફિર આવી ગુઝરી ગયો, તેના કફન-દફન માટે ગામમાં ચંદો કર્યો તે ચંદામાંની થોડી રકમ બચી ગઈ છે, તો હવે તેનો ઉપયોગ કેવી રીતે કરવો?

જવાબ :- અગર ખબર હોય કે બચેલી રકમ ફલાણા ઈસમે આપી છે તો તે રકમ તેને સ્વાધિન કરી દેવામાં આવે અને જો ખબર નથી કે આ બચેલી રકમ કોણે આપી છે તો બીજા કોઈ ગરીબના કફન-દફનમાં લઈ લેવામાં આવે, અગર એ પણ બની શકતું ન હોય તો તે રકમ કોઈ ગરીબ મોહતાજને સદકો કરી આપે.

(ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૧૬૧) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### જનાઝહની નમાઝ પઢાવ્વાના સૌથી વધુ હકદાર કોણ ?

(૧૯૪) સવાલ :- જનાઝહની નમાઝ પઢાવ્વાના હકદાર કોણ છે ? મહોલ્લાના ઈમામ કે મય્યિતના વારિસ ? કિતાબ શર્હે વિકાયહમાં નમાઝ પઢાવ્વાના હકદાર બાદશાહ, પછી કાઝી, પછી મહોલ્લાના ઈમામ, પછી મય્યિતના વારિસ. આ પ્રમાણે છે. એટલે ખુલાસો આપવા કૃપા કરશો કે ખરો હકદાર કોણ છે ? ઈમામ કે મય્યિતના વારિસ?

જવાબ :-મહોલ્લાનો ઈમામ ત્યારે હકદાર છે કે મય્યિતના સગાઓમાં થી કોઈ અફઝલ ન હોય, અગર મય્યિતના સગાઓમાં જેને વિલાયત (વાલી હોવા)નો હક પહોંચે છે ઈમામથી અફઝલ હશે તો તે હકદાર બનશે અથવા જેને તે ઈજાઝત આપે. (બહરૂ-ર્રાઈક ભાગ ૨ પાનું ૧૮૦) (તહતાવી અલ મરાકિલ ફલાહ પાનું ૩૪૩) (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૧ પાનું ૮૨૩)

'કિતાબ શર્હે વિકાયહ'નો મસ્અલો સહીહ છે, જ્યારે ઈમામનો ઈન્તિખાબ (પસંદગી) 'અઅલમુહુમ' (અર્થાત) સૌ નમાઝી અને અહલે મોહલ્લાથી વધુ જાણકાર અને અફઝલ હોવાના શરઈ ઉસૂલ અનૂસાર અમલમાં આવ્યો હોય તો ઈમામ જ હકદાર છે કે તેનાથી કોઈ અફઝલ નથી અને જો ઈમામનો ઈન્તિખાબ કવ્મિયત અને જમાઅત તથા સસ્તા પગારના ઉસૂલ મુજબ અમલમાં આવશે તો મય્યિતના સગામાં ઈમામથી કોઈ અફઝલ નિકળશે અને જનાઝહની નમાઝ પઢાવ્વાનો હકદાર બની શકશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### મય્યિતના પગ કિબ્લા તરફ થાય તો ?

(૧૯૫) સવાલ :- મય્યિતનો જનાઝો કબ્રસ્તાનમાં લઈ જવો છે, પણ કબ્રસ્તાન પૂર્વ દિશાએ આવેલું છે, પશ્ચિમ બાજુથી જ્યારે જનાઝો લઈ જવામાં આવશે તો મય્યિતના પગ કિબ્લા તરફ હશે અને મોં પૂર્વ દિશા તરફ તો એનો શું હુકમ છે? મય્યિતના પગ કિબ્લા તરફ હોવામાં બેઅદબી તો નથી થતી ?

જવાબ :- જનાઝો કબ્રસ્તાન લઈ જતી વેળા માર્ગમાં મય્યિતના પગ કિબ્લા તરફ થઈ જવામાં વાંધો નથી, એ તો મજબુરી છે, એનાથી કિબ્લાની બેહુરમતી કે એઅદબી લાઝિમ આવતી નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### નર્સે આપેલું ગુસલ કાફી થઈ જશે ?

(૧૯૬) સવાલ :- અહીં (આફ્રિકામાં) લગભગ ૯૯ ટકા સુવાવડ હોસ્પિટલમાં થાય છે, અને કેટલીક વાર એવું બને છે કે બચ્ચું મરેલું જન્મે છે તો તે મરેલા બચ્ચાને હોસ્પિટલમાં નર્સ તૈયાર (ગુસલ-કફન) કરી આપે છે, અને તેને સીધું કબ્રસ્તાનમાં દફન કરવામાં આવે છે. ઘેર તેને કોઈ ગુસલ આપતું નથી. જ્યારે બિહિશ્તી ઝેવરમાં ગુસલ આપવાનું લખેલ છે, હવાલો દુર્રે મુખ્તારનો છે, માટે સવિસ્તાર જવાબ આપશો.

જવાબ :- 'બિહિશ્તી ઝેવર'માં 'દુર્રે મુખ્તાર'ના હવાલાથી જે લખ્યું છે તે બરાબર છે. અને મઝહબે મુખ્તાર અનુસાર છે.

નુરૂલ ઈલાહ વિગેરે આધારભુત કિતાબોમાં છે, 'બાળક મરેલું પૈદા થયું તો મુખ્તાર મઝહબ એ છે કે તેને ગુસલ આપવામાં આવે, અને એક કપડામાં લપેટી દફન કરી દેવું. તેની નમાઝ પઢવામાં ન આવે. (પાનું ૧૩૮) (હિદાયહ ભાગ ૧ પાનું ૧૬૧) (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૧૫૯)

ગૈર મુસ્લિમના હાથે અપાયેલું ગુસલ ગુસલની ગણનામાં તો આવે છે કારણ કે ગુસલ આપનારનું મુકલ્લફ (જેના પર શરઈ હુકમ લાગુ પડે) હોવું શર્ત નથી.

(શામી ભાગ ૧ પાનું ૮૦૫)

પરંતુ એમાં બે ખામીઓ હોય છે:

(૧) એ ગૈર મુસ્લિમના હાથે અપાયેલું ગુસલ સુન્નત અનુસાર નથી.

(૨) મુસ્લિમની તજહીઝ-તકફીન (કફન દફન) મુસલમાનો ઉપર લાઝિમ છે. તેની જવાબદારી તેમના ઉપર રહી જાય છે. માટે મુસલમાનના હાથે સુન્નત તરીકાથી ગુસલ આપવું ઝરૂરી છે પછી તે હૉસ્પીટલમાં અપાય કે ઘેર જઈ અપાય. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**જનાઝહની નમાઝ મસ્જિદના જમાઅતખાનામાં પઢી શકાય ?**

(૧૯૭) સવાલ :- ગૈર મુકલ્લિદ મવ. અ. જલીલ સા. સામરોદીએ એક હેન્ડબીલ નીચેના હેડીંગે :-**જનાઝાની નમાઝ હનફી મઝહબ મુજબ મસ્જિદના જમાઅતખાનામાં પઢવી ?' 'પઢવા વિષેનો ખુલાસો અને તેની વિગત'** બહાર પાડયું છે. જેમાં ૯ મી ૧૦ મી સદીના મુલ્લા અલી કારી (રહ.)ના હવાલાથી લખ્યું છે કે મુસ્લિમ શરીફમાં છે કે બીવી આઈશા (રદી.) ખુદાપાકની કસમ ખાઈ કહે છે કે નબી (સલ.) એ બયઝાના બન્નેવ છોકરાની જનાઝાની નમાઝ મસ્જિદના જમાઅત ખાનામાં પઢી હતી.

અને લખે છે કે :-હઝરત અબુબકર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ની જનાઝાની નમાઝ સહાબાએ મસ્જિદમાં પઢી હતી.

અને લખે છે કે :-વધુમાં વધુ કરાહતે તન્ઝીહી કહી શકાય.

અને લખે છે કે :-જનાઝાની નમાઝ મસ્જિદના અંદર પઢવાનો અમલ આજે મકકહ-મદીનામાં પણ ચાલુ છે.

અને લખે છે કે :-જે હદીસ અબુહુરૈરહ (રદિ.)ની હિદાયહમાં છે. (મન સલ્લા અલા જનાઝતિન ફિલ્મસ્જિદિ ફલા અજર લહુ વ ફી રિવાયતિન ફલા શય્અ લહુ. અર્થાત :-જે જનાઝહની નમાઝ મસ્જિદમાં પઢશે તેને માટે કાંઈ અજર નથી અને એક રિવાયતમાં છે કે તેને કાંઈ હાસિલ નથી. તેમાં "ફલા અજર લહુ"નો શબ્દ છે. તે હદીસની કિતાબોમાં નથી.

અને કુત્બુદ્દીન હન્ફીના હવાલે બિન કરાહતે મસ્જિદમાં જનાઝહની નમાઝ દુરૂસ્ત લખ્યું છે.

આ હેન્ડ બીલ વાંચી ઘણાં લોકો ગુંચવણમાં પડી ગયા છે, માટે હન્ફી મઝહબનો એ બારામાં સહીહ મસ્લક શું છે? તે દલીલો અને કિતાબોના હવાલા સાથે બયાન ફરમાવશો. ખુદાપાક અજર આપનાર છે.

જવાબ :-સહીહ મસ્લક, ઝાહિરી મઝહબ અને ઝાહિરી રિવાયત તથા મુફતા બિહી કૌલ એ છે કે :- ઉઝર વિના અને વિના કારણે જનાઝો મસ્જિદમાં મુકી નમાઝ પઢવું મકરૂહ અને મના છે. આપ (સલ.) નું ફરમાન છે :-(૧) **મન સલ્લા અલા જનાઝતિન ફિલ્મસ્જિદિ ફલા શય્અ લહુ.**

અર્થાત :- જે કોઈ મસ્જિદમાં જનાઝાની નમાઝ પઢશે તેને માટે કોઈ ચીઝ નથી એટલે તેને કાંઈ હાસિલ થશે નહી. (અબુ દાઉદ ભાગ ૨ પાનું ૯૮) (ઈબ્ને માજહ ભાગ ૧ પાનું ૨૩૮) હદીસ મોઅતબર અને કાબિલે હુજ્જત છે.

ખિલાફમાં જે કાંઈ કહેવામાં આવે છે તે ખોટું છે. (ઝાદુલ મઆદ ભાગ ૧ પાનું ૧૪૪) વિગેરે

"અબુ દાઉદ"માં **'ફલા અજર લહુ'** અને **'ફલા શય્અ લહુ'** બે નુસ્ખા છે.

મુહદ્દિસ ખતીબ (રહ.)ની તહકીક એ છે કે 'મહફુઝ રિવાયતમાં ફલા શય્અ લહુ છે, ઈબ્ને અબ્દુલ બર (રહ.)ની પણ તહકીક એ જ છે. (અય્ની શર્હે હિદાયહ ભાગ ૧-૨ પાનું ૧૧૦૯) (ઉમ્દતુલ કારી શર્હે બુખારી ભાગ ૮ પાનું-૧૧૮)

(૨) બીજી સદીના ફકીહ મુહદ્દિસ મુજતહિદ ફિલ્મઝહબ હઝરત ઈમામ મુહમ્મદ (રહ.) (વફાત સન હિજરી ૧૮૯) હઝરત ઈમામ અબુ યુસુફ (રહ.)અને હઝરત ઈમામ અબુ હનીફહ (રહ.) ની રિવાયતથી મસ્અલો બયાન ફરમાવે છે :- **તુકરહ-સ્સલાતુ અલલ જનાઝતિ ફિલ મસ્જિદિ.**

અર્થાત :-મસ્જિદમાં જનાઝહની નમાઝ મકરૂહ છે. (જામિએ સગીર બાબુલ કરાહિય્યત પાનું-૧૫૩)

(૩) ત્રીજી-ચોથી સદીના મુહદ્દિસ ફકીહ હઝરત ઈમામ તહાવી (વફાત ૩૨૧હિ.)ફરમાવે છે :-**વ કરાહતુહા કવ્લુ અબી હનીફત વ મુહમ્મદિન વહુવ કવ્લુ અબી યુસુફ.**

અર્થાત :-અને મસ્જિદમાં જનાઝો મકરૂહ હોવાનો કોલ ઈમામ અબુ હનીફહ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.)નો છે અને ઈમામ યુસુફ (રહ.)નો પણ કોલ છે.

(શર્હે મઆનિયુલ આસાર ભાગ ૧ પાનું ૨૮૫)

(૪) ચોથી અને પાંચમી સદીના ફકીહ ઈમામ અબુલ હસન કુદુરી (વફાત ૪૨૮) ફરમાવે છે:- **વ લા યુસલ્લા અલા મય્યિતિન ફી મસ્જિદિ જમાઅતિન**

અર્થાત:- મસ્જિદે જમાઅતમાં (જમાઅત થતી હોય) જનાઝાની નમાઝ પઢવામાં ન આવે.

(કુદુરી પાનું ૩૫)

(૫) પાંચમી સદીના ફકીહ મુજતહિદ ફિલ્મસાઈલ ઈમામ સરખ્સી (વફાત ૪૯૦) ફરમાવે છે:- **વ તુકરહુ-સ્સલાતુ અલલ જનાઝતિ ફિલ્મસ્જિદિ ઈન્દના.**

અર્થાત:- અમારા મઝહબમાં જનાઝહની નમાઝ મસ્જિદમાં મકરૂહ છે. (મબ્સુત ભાગ ૨ પાનું ૬૮)

(૬) છઠી સદીના ફકીહ ઈમામ તાહિર બુખારી (વફાત ૫૪૨) ફરમાવે છે. " **સલાતુલ જનાઝતિ ફિલ્મસ્જિદિ-લ્લઝી યુકામુ ફીહિલ જમાઅતુ મકરૂહતુન.**

અર્થાત:- જે મસ્જિદમાં નમાઝ બા જમાઅત થાય છે ત્યાં જનાઝાની નમાઝ મકરૂહ છે.

(ખુલાસતુલ ફતાવા ભાગ ૧ પાનું ૨૨૨)

(૭) સાતમી અને આઠમી સદીના ફકીહ અબુલ બરકાત નસફી (વફાત ૭૧૦) ફરમાવે છે: **વલા ફી મસ્જિદિન.** અર્થ:- અને મસ્જિદમાં જનાઝો પઢવામાં ન આવે. (કન્ઝુ-દ્દકાઈક પાનું૫૨)

(૮) આઠમી સદીના ફકીહ સદરૂ-શ્શરીઅહ (વફાત ૭૪૭) ફરમાવે છે.

**"વ કુરિહત ફી મસ્જિદિ જમાઅતિન."** અર્થ:- અને મસ્જિદે જમાઅતમાં જનાઝહની નમાઝ મકરૂહ છે. (મુખ્તસરૂલ વિકાયહ પાનું-૨૩)

(૯) નવમી સદીના ફકીહ હાફિઝુધ્દીન ઈબ્ને શિહાબ કરદરી (વફાત ૮૨૭)

ફર્માવે છે:- **"યુકરહુ સલાતુલ જનાઝતિ ફી મસ્જિદિલ જમાઅતિ"**

અર્થાત:- મસ્જિદે જમાઅતમાં જનાઝહની નમાઝ મકરૂહ છે. (ફતાવા બઝ્ઝાઝિયહ ભાગ.૧, પાનું-૩૨)

(૧૦) દસમી સદીના ફકીહ ઈબ્ને નજીમ મિસ્રી (વફાત ૯૭૦) ફરમાવે છે.

**"મુનિઅ ઈદખાલુલ મય્યિતિ ફીહિ"** અર્થાતઃ- મસ્જિદમાં મય્યિતને દાખિલ કરવું મના છે. (અશબાહ વ ન્નઝાઈર પાનું ૫૫૭)

(૧૧) અગ્યારમી સદીના ફકીહ મુહદ્દિસ મુલ્લા અલી કારી (વફાત ૧૦૧) જેમનો હવાલો સવાલમાં આપ્યો છે, ફરમાવે છે **'વ કુરિહતિ - સ્સલાતુ અલાલ જનાઝતિ ઈન્દના વ ઈન્દ માલિકીન ફી મસ્જિદિન ગયરિ મુઅદ્દિન લિસલાતિલ જનાઝતિ**

અર્થાતઃ- અમારા નઝદીક અને ઈમામ માલિકના નઝદીક જનાઝહની નમાઝ એવી મસ્જિદમાં જે જનાઝા માટે બનાવવામાં આવી નથી, મકરૂહ છે.

પછી હઝરત આઈશહ (રદી.)ના રિવાયતનો જવાબ આપતાં લખે છે કેઃ-

બય્ઝાના છોકરાની જનાઝાની નમાઝનો બનાવ અમુક કારણોસર બન્યો છે. એનાથી આમ હુકમ સાબિત થઈ શક્તો નથી. તે પછી હઝરત અબુબક્ર (રદિ.) તથા હઝરત ઉમર (રદી.)નો પઢવાનો જવાબ આપે છે કેઃ- એ બન્નેવ સાહિબોને આપ (સલ.)ની બાજુમાં દફન કરવા માટે મસ્જિદમાં જનાઝો લઈ ગયા વગર છુટકો ન હતો એટલે એ બનાવ પણ ઉઝરના લઈને જ બન્યો છે.

આગળ મસ્જિદે હરામને મનાઈના હુકમથી બાકાત બતાવી લખ્યું છે કે મસ્જિદે હરામ નમાઝે પંજગાના, જુમ્અહ, ઈદ, કુસૂફ, જનાઝહ અને ઈસ્તિસ્કા બધા કામો માટે બની છે.

(શર્હુ - ન્નિકાયહ મુલ્લા અલી કારી ભાગ ૧ પાનું ૧૩૬)

સારાંશ કે ૧૩૦૦ વર્ષથી ઉલમા, ફુકહા, મુહદ્દિસીન અને ઈમામો જનાઝહની નમાઝ મસ્જિદમાં મકરૂહ સાબિત કરતા આવ્યા છે. એ આપ ઉપર જાણી ચુકયા છો. આ મસ્લકને વધુ સમર્થન નીચેની કિતાબોથી મળી રહે છે.

(ફતાવા કાઝીખાન ભાગ ૧ પાનું ૩૨) (ફતાવા સિરાજિય્યહ પાનું ૨૩) ( ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૧૦૬) (ફતાવા બરિહના ભાગ ૧ પાનું ૩૫૮) (શર્હે વિકાયહ ભાગ ૧ પાનું ૨૫૫) (હિદાયહ ભાગ ૧ પાનું ૧૬૧) (દુર્રે મુખ્તાર શામી ભાગ ૧ પાનું ૮૨૮) (તહતાવી ભાગ ૧ પાનું ૬૦૨) (બહરૂ રાઈક ભાગ ૨ પાનું ૧૮૭ (મિન્હતુલ ખાલિક ભાગ ૨ પાનું ૧૮૭) (મજમઉલ અન્હુર ભાગ ૧ પાનું ૧૮૪) (રસાઈલુલ અર્કાન પાનું ૧૫૮) (નફઉલ મુફતી પાનું ૧૪૩) (કબીરી પાનું ૫૪૫) (સગીરી પાનું ૨૯૧) (નુરૂલ ઈઝાહ પાનું ૧૩૮) (મરાકિલ ફલાહ પાનું ૧૧૭) (ઝુજાજુતુલ મસાબીહ ભાગ૧ પાનું ૪૬૨) (શર્હે સિફરૂ-સ્સઆદત પાનું ૨૫૬) (ફતહુલ મુલહિમ ભાગ ૨ પાનું ૪૯૫) (અય્ની શર્હે કન્ઝ ભાગ ૧ પાનું ૬૭) (તબ્યીનુલ હકાઈહ ભાગ ૧ પાનું ૨૪૩) (મુસ્તખ્લસુલ હકાઈક પાનું ૨૭૪) (માલબુદ્દ મિન્હુ પાનું - ૭૫)

**મકરૂહ હોવાના બે કારણો છે.** (૧) મસ્જિદનો દુરૂપ્યોગ, કારણકે મસ્જિદ ફર્ઝ નમાઝો અને તેના તવાબિઅ માટે બની છે, નહી કે જનાઝહ માટે, જનાઝહ માટે આપ (સલ.) ના મુબારક ઝમાનાથી જ અલગ જગ્યા બનતી આવી છે. જુઓ (બુખારી શરીફ ભાગ ૧ પાનું ૧૭૭) (મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૩૦૯)

ઈબ્ને હબીબ (રહ.) ફરમાવે છેઃ- મદીનામાં જનાઝો પઢવાની જગ્યા જાનિબે મશ્રિક મસ્જિદે નબવી સાથે મુકર્રર હતી. (ફતહુલ બારી ભાગ ૩ પાનું ૧૬૦) અને મુઅત્તા ઈમામ મુહમ્મદમાં છે **વ મવઝિઉલ જનાઝતિ બિલ મદીનતિ ખારિજુમ મિનલ મસ્જિદિ વ હુવલ મવઝિઉલ્લઝી કાનન્નબિય્યુ સલ્લલ્લાહુ આલયહિ વ સલ્લમ યુરાલ્લી અલલ જનાઝતિ ફીહિ.**

અર્થાત:- મદીનામાં જનાઝો પઢવાની જગ્યા મસ્જિદે નબવીથી ખારિજ હતી જ્યાં નબી (સલ.) જનાઝાની નમાઝ પઢતા હતા. (પાનું ૧૩૧)

હઝરત મુલ્લા અલી કારી (રહ.)ના મિર્કાત શર્હે મિશ્કાતમાં છે :- **કાન લિલ જનાઈઝિ મવ્ઝિઉન મઅરૂફુન ખારિજલ મસ્જિદિ**

અર્થાત:- આપ. (સલ.)ના મુબારક ઝમાનામાં જનાઝહ માટે મસ્જિદથી ખારિજ પ્રખ્યાત જગ્યા હતી. (ભાગ ૨ પાનું ૩૫૭) મિશ્કાતમાં છે કે, સહાબા (રદિ.) એ બયાન કર્યું કે હમો મસ્જિદે નબવીની સાથે લાગેલા ચોગાનમાં બેઠા હતા જ્યાં જનાઝા મુકવામાં આવતા હતા અને આપ (સલ.) પણ હમારી સાથે બેસેલા હતા. મઝકુર હદીસની શર્હમાં હઝરત મુલ્લા અલી કારી (રહ.) લખે છે કે, **ફીહિ દલીલુન અલા અન્નહુમ યકૂનુ યુસલ્લૂન અલલ જનાઈઝિ દાખિલલ મસ્જિદિ-શશરીફિ.**

અર્થાત:- એમાં દલીલ છે એના ઉપર કે આપ (સલ.) અને સહાબા (રદિ.) જનાઝહની નમાઝ મસ્જિદે શરીફમાં પઢતા ન હતા. (મિર્કાત શર્હે મિશ્કાત ભાગ ૩ પાનું ૩૪૩)

ફતાવા કાઝીખાનમાં છે, સલ્ફે સાલિહીનની આદત જનાઝો પઢવા માટે અલગ જગ્યા બનાવવાની હતી. જો મસ્જિદમાં જનાઝહની નમાઝ મના અને મકરૂહ ન હોત તો મસ્જિદ છોડી અલગ જગ્યા શા માટે બનાવતા હતા? (ભાગ ૧ પાનું ૩૧-૩૨)

ગૈર મુકલ્લિદોના માનીતા પેશ્વા હાફિઝે હદીસ ઈબ્ને કય્યિમ (હમ્બલી) (રહ.) ફરમાવે છે:-

**"ફકાન હુમ યુજહહિઝુન મય્યિતહુમ વયહમિલુનહુ ઈલયહિ રસૂલુલ્લાહિ અલયહિ વ-સલ્લમ અલા સરીરહી ફયુસલ્લી અલયહિ ખારિજલ મસ્જિદિ."**

અર્થાત:- હઝરાતે સહાબા (રદિ.)નો તરીકો અને દસ્તુર એ હતો કે મય્યિતને તૈયાર કરી તખ્ત ઉપર આપ (સલ.) ની પાસે લાવતા અને આપ (સલ.) તેના ઉપર ખારિજે મસ્જિદ નમાઝ પઢતા. (ઝાદુલ મઆદ ભાગ-૧ પાનું ૧૪૩)

સાથે જ ખુલાસો કરે છે કે **વલમ યકુન મિન હદયહિ રાતિબ અસ્સલાતુ અલયહિ ફિલ મસ્જિદિલ વ ઈન્નમા યુસ્સલી અલલ જનાઝતિ ખારિજલ મસ્જિદિ.**

અર્થાત:- આપ (સલ.)નો હમેશાનો મઅમુલ અને દસ્તુર જનાઝો મસ્જિદમાં પઢવાનો ન હતો, (ઝાદુલ મઆદ ભાગ ૧ પાનું ૧૪૩)

આગળ ફરમાવે છે અને કોઈ વખત આપ (સલ)ને મસ્જિદમાં જનાઝો પઢવાનો ઈત્તિફાક થયો જેમ કે સુહય્લ ઈબ્ને બય્ઝા અને તેના ભાઈની જનાઝહની નમાઝ અને પરતું એ આપનીસુન્નત દસ્તુર ન હતો. (ભાગ ૧ પાનું ૧૪૩)

અંતમાં ફેસ્લો આપે છે " વસ્સવાબુ મા ઝકરનાહુ અવ્વલન ઈ ઈન્ન સુન્નતહુ વ હદયહુ અસ્સલાતુ અલલ જનાઝતિ ખારિજલ મસ્જિદિ ઈલ્લા લિઉઝરિન."

અર્થાત:- વ્યાજબી અને સહીહ તે જ છે જે હમો પ્રથમ બયાન કરી આવ્યા છે. બેશક ! આપ (સલ.)ની સુન્નત અને આપ (સલ.) નો તરીકો ખારિજે મસ્જિદ જનાઝો પઢવાનો હતો, પણ ઉઝરના લીધે ત્યાં નહી પઢી. (મસ્જિદમાં પઢી.) (ઝાદુલ મઆદ ભાગ ૧ પાનું ૧૪૪)

અને ઈબ્ને હુમામ (રહ.)નો પણ એ જ અભિપ્રાય છે કે:- આ બિના કર્ઈ છે કે આપ (સલ.)ની સુન્નતે મુસ્તમિર્રહ અને આપનો દવામી અમલ અને તરીકો મસ્જિદમાં મય્યિતોને દાખિલ કરવાનો ન હતો. (ફત્હુલ કદીર ભાગ ૨ પાનું ૯૨)

એ બારામાં આપ (સલ.)નો અમલ એટલે સુધી હતો કે નજ્જાશીની ખબર આપે સહાબાને આપી અને તેમની સાથે મસ્જિદથી નિકળી જનાઝો પઢવાની જગ્યાએ જઈ નમાઝે જનાઝહ અદા ફર્માવી. (બુખારી શરીફ ભાગ ૧ પાનું ૭૭) (મુસ્લિમ શરીફ ભાગ ૧ પાનું ૩૦૯)

હાલાંકે જનાઝો ત્યાં મૌજુદ ન હતો છતાં મસ્જિદમાં જનાઝો નહી પઢયો કે મસ્જિદના દુરૂપયોગ સમાન છે.

'ફત્હુલ બારી શર્હે બુખારી 'માં છે કે ઈબ્ને ઉમર (રદિ.)ની હદીસ રજમ (બાબત) છે કે જનાઝહની નમાઝ માટે એક જગ્યા તૈયાર કરવામાં આવી હતી એથી જણાય છે કે કોઈ વખત આપ (સલ.)નું મસ્જિદે નબવીમાં જનાઝો પઢવું કોઈ કારણસર હતું અથવા બયાને જવાઝ માટે હતું, વલ્લાહુ અઅલમ.. (ભાગ ૩ પાનું ૬૦)

અને અલ્લામહ ઈબ્નુલ હાજ (રહ.) ફરમાવે છે કે:- **"ઈન્નહુમ કાનુ લા યુસલ્લુન અલા મય્યિતિન ફિલ મસ્જિદિ."**

અર્થાત:- સહાબા વિગેરે સલ્ફે સાલિહીન મસ્જિદમાં જનાઝહની નમાઝ પઢતા ન હતા. (કિતાબુલ મુદખલ ભાગ. ૨ પાનું. ૮૧)

હઝરત આઈશહ (રદિ.)વાળી રિવાયત જેનો હવાલો સવાલમાં આપ્યો છે તે પણ એની તાઈદ કરે છે:-

(૧) હઝરત સઅદ (રદિ.)નો જનાઝો મસ્જિદમાં પઢવા બાબત હઝરત આઈશહ (રદિ.)ની દરખાસ્ત બતાવે છે કે મસ્જિદમાં જનાઝહની નમાઝ પઢવાનો દસ્તુર ન હતો, નહિંતર દરખાસ્ત કરવાની શી ઝરૂરત હતી?

(૨) સહાબા (રદિ.)નો ઈન્કાર સાબિત કરે છે કે મસ્જિદમાં જનાઝો પઢવું આપ (સલ.)ના હમેશના અમલ અને સુન્નતે મુસ્તમિર્રહ વિરૂધ્ધ ઉઝર સર હતું. ઉઝર શું હતો એનો જવાબ મુહદ્દિસ કુત્બુદ્દીન દહેલ્વી (રહ.) (વફાત ૧૨૮૯ હિ.) ફરમાવે છે કે :- એક રિવાયતમાં ચોખ્ખું આવ્યું છે કે આપ (સલ.) એઅતેકાફમાં હતા જેથી મસ્જિદમાં પઢી. (મઝાહિરે હક ભાગ ૨ પાનું ૪૯)

(૩) આ મૌકે સહાબા (રદિ.)નું એ ફરમાવ્વું કે મા કાનતિલ જનાઈઝુ યુદખલુ બિહલ મસ્જિદ'

અર્થાત:- આપ (સલ.)ના ઝમાનામાં મસ્જિદમાં જનાઝા દાખિલ થતા ન હતા. (મુસ્લિમ ભાગ ૧ પાનું ૩૧૩) મસ્જિદમાં જનાઝહની નમાઝ ખિલાફે સુન્નત હોવા ઉપર રોશન અને લાઝેહ દલીલ છે.

(૪) માત્ર બયઝાના છોકરાના જનાઝાનો દાખલો આપવું પુરવાર કરે છે કે બધા જનાઝા ખારિજે મસ્જિદ પઢાતા હતા અને મઝકુર બે જનાઝા કારણસર મસ્જિદમાં પઢાયા. હઝરત આઈશા (રદિ.)ને ઉઝરનો ઈલ્મ ન હશે અથવા અઝવાજે મુતહહરાત ખાતર જનાઝો મસ્જિદમાં પઢવાને ઉઝર માનતા હશે જેને સહાબાએ માન્ય રાખ્યો નહી. વલ્લાહુ અઅલમ. મતલબ કે મઝકુર હદીસ હન્ફી મસ્લક વિરૂદ્ધ નથી બલ્કે તાઈદમાં છે. ઊઝરની સુરતમાં હન્ફી ઉલમા પણ કરાહત વગર મસ્જિદમાં જનાઝો પઢવું જાઈઝ માને છે.

મકરૂહ હોવાનું બીજું કારણ મસ્જિદ નાપાક થવાનો સંભવ અને ખત્રો છે તન્ઝીહે મસ્જિદ વાજિબ છે એટલે મસ્જિદને તે દરેક વસ્તુથી બચાવવું ઝરૂરી છે જેનાથી મસ્જિદની બેહુરમતી થતી હોય અથવા થવાનો સંભવ હોય.

હદીસ શરીફમાં છે કે:- કાચું ગોશ્ત (માંસ) લઈ કોઈ મસ્જિદમાંથી પસાર થાય નહી (ઈબ્ને માજહ) આપ (સલ.)એ ઉમ્મતને વસિય્યત અને હિદાયત ફરમાવી છે કે :- તમારી મસ્જિદોથી પોતાના બાળકો અને દીવાના માણસોને દુર રાખશો (એટલે પોતાના બાળકો અને પાગલોને મસ્જિદમાં જવા દેશો નહી, કદાચ મસ્જિદની બેહુરમતી કરી બેસે.) (ઈબ્ને માજહ પાનું ૫૫)

આઠમી સદીના ઝિયાઉદ્દીન સનાવી (રહ.)એ "નિસાબુલ એહતિસાબ"માં મઝકુર હદીસ ટાંકી લખ્યું છે :- **લિઅન્નાહુ લા'યુમનુ મિન્હુ-ન્નજાસતુ વહુવલ મઅનલ મવજુદુ ફિલ મય્યિતિ.** (બાબ ૨૫ પાનું ૩૩)

એટલા માટે કે બાળકો અને પાગલોનો નજાસત (નાપકી) બાબત ભરોસો કરી શકાય નહી અને આ બાબત મય્યિતમાં પણ મૌજુદ છે.

"મબ્સુત"માં પણ હદીસે મઝકુર નકલ કરી લખ્યું છે :- **ફઈઝા કાનસ્સબિય્યુ યુન્હા અનિલ મસ્જિદિ ફલ્લ મય્યિતુ અવ્લા** (ભાગ ૨ પાનું ૬૮)

અર્થાત :- જયારે બાળકોને મસ્જિદથી દુર રાખવાનો હુકમ છે તો મય્યિતને બતરીકે અવ્લા દુર રાખવું જોઈએ.

"સલાતે મસઉદી"માં છે :- વનીઝ તન્ઝીહે મસ્જિદ વાજિબસ્ત વ મુર્દહ અઝ અન્દકે આલાઈશ ખાલી ન બાશદ.

અર્થાત :- અને જનાઝો મસ્જિદમાં પઢવાની મનાઈનું એ પણ કારણ છે કે બદબુ અને ખરાબ વસ્તુથી મસ્જિદની હિફાઝત વાજિબ છે અને મય્યિત પલીદીથી તદ્દન ખાલી હોતું નથી. (ભાગ ૨ પાનું ૨૧૫)

એટલા માટે મસ્જિદે નબવી જેવી મુકદ્દસ અને મહાન ફઝીલતવાળી જગ્યા છોડી જનાઝો પઢવાની જગ્યા અલગ મુકરર્ર કરી હતી. હાલમાં અગર ત્યાં આપ (સલ.)ની સુન્નત અને તરીકા વિરૂદ્ધ અમલ થતો હોય તો તે શર્અન હુજ્જત નથી.

મુલ્લા અલી કારી (રહ.) અને ઈબ્ને હુમામ (રહ.) અને અલ્લામહ અય્ની (રહ.) ફરમાવે છે કે :- કુલ્તુ હાઝા ઈન્નમા કાન ફી ઝમનિ-ન્નબિય્યિ સલ્લલ્લાહુ અલય્હી વસલ્લમ વલ્લ ખુલફાઈ-રાશિદીન ઈલા ઈન્કિઝાઈલ કુરૂનિ-સ્સલાસતિ.

અર્થાત :- હું કહું છું કે અહલે મદીનાનું બિદઆતથી સલામત રહેવું અને તેમના અમલનુ હુજ્જત અને દલીલ હોવું નબી (સલ.) અને ખુલફાએ રાશિદીનના ઝમાના અને કુરૂને સલાસહ લગી હતું. પરંતુ કુરૂને સલાસહ પછી હાલાત ઘણાં બદલાઈ ગયા અને બિદઅતો જારી થઈ ગઈ ખાસ કરી હમારા ઝમાનામાં (અય્ની) (મજમુઅતુલ ફતાવા) અને હઝરત મુલ્લા અલી કારી (રહ.) (વફાત હિ. ૧૦૧૪) પોતાના ઝમાનાની હાલત બયાન ફરમાવે છે કે (અર્થાત) હરમૈન શરીફૈનના આજના લોકો મુન્કર બિદઅત અને બુરાઈઓમાં ફસાએલા છે.

(મિરકાત શર્હે મિશ્કાત ભાગ ૩ પાનું ૨૭૧)

હઝરત મુલ્લા અલી કારી (રહ.) નો બિદઆતે હરમૈનના વિષય ઉપર એક રિસાલો પણ મૌજુદ છે. મવ. કુત્બુદ્દીન સાહબે શું લખ્યું છે કે તે કિતાબ જોવાથી જાણી શકાય છે. અગર કોઈ હન્ફી આલિમ હનફી મસ્લક અને ઝાહિરે રિવાયત તથા મુફતા બિહી વિરૂદ્ધ ફત્વો આપે તો તેનાથી મઝહબ ઉપર કાંઈ અસર પડી શકતો નથી.

મસ્જિદમાં જનાઝહની નમાઝ મકરૂહ હોવાના બે કારણો ઉપર બતાવ્યામાં આવ્યા છે પહેલા

કારણના એઅતેબારથી મકરૂહે તન્ઝીહી છે. અને બીજા કારણના લિહાઝથી મકરૂહે તહરીમી છે. ખુદાપાક સહીહ સમજ નસીબ ફર્માવે, આમીન ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**મય્યિતને ગોદડા ઉપર ઉઠાવી જનાઝહમાં મુકી શકાય ? તે ગોદડાને ખૈરાત કરવું કે રહેવા દેવું ?**

(૧૯૮) સવાલ :- મય્યિતને કાઢતી વખતે ઘરમાં ગોદડું હોય તો ગોદડા ઉપર જનાઝહમાં કાઢવું કેવું છે ? ઘરમાં ન હોય તો ચટાઈ ઉપર પણ કાઢે, પરંતુ ઘરનું ગોડદું હોય તો પછી ચટાઈના પૈસા ખર્ચ કરવાની ઝરૂર છે ? ગોદડા ઉપર કાઢવું કેવું છે ? અને તેને મસ્જિદમાં અથવા ઈમામને આપી દેવું ઝરૂરી છે ?

જવાબ :- મય્યિતને જનાઝહમાં લેવા માટે ગોદડા કે ચટાઈની ઝરૂરત નથી. કફન સાથે ઉઠાવી જનાઝહમાં અને જનાઝહમાંથી કબરમાં મુકી શકાય છે. કોઈ વખતે ઝરૂર જણાય તો ચાદર, શેતરંજી વિગેરે જે મૌજુદ હોય તેને કામમાં લીએ, અને પછી તેને પોતાના કામમાં પણ લઈ શકાય છે, ખૈરાત કરી દેવું ઝરૂરી નથી, એ માન્યતા ખોટી છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબર ઉપર અઝાન આપવું કેવું છે ?**

(૧૯૯) સવાલ :- અમુક ઠેકાણે મય્યિતને દફનાવી કબર ઉપર અઝાન આપવામાં આવે છે. એને સુન્નત તથા સવાબનું કામ સમજવામાં આવે છે. એનો શું હુકમ છે ?

જવાબ :- મય્યિતને દફનાવી મગ્ફિરતની દુઆ કરવી, અને કુર્આન શરીફ વિગેરે પઢી બખ્શવાનું હદીસથી સાબિત છે. પરંતુ કબર ઉપર અઝાન દેવી સાબિત નથી, પાયા વિનાની વાત અને બિદઅત છે.

અઝાન જ્યાં સાબિત હોય ત્યાં આપી શકાય. જુઓ ! જુમ્અહની નમાઝ માટે અઝાન અપાય છે. ખુત્બા પહેલાં અઝાન અપાય છે. જમાઅત વખતે તકબીર થાય છે. પરંતુ ઈદની નમાઝ અને ખુત્બા માટે ન તો અઝાન અપાય છે ન તકબીર કહેવામાં આવે છે, એટલા માટે કે સાબિત નથી. એ જ પ્રમાણે કબર ઉપર પણ આપ (સલ.) અને સહાબએ કિરામ (રદિ.) વિગેરે સલ્ફે સાલિહીનથી અઝાન સાબિત નથી, બચવું ઝરૂરી છે. હઝરત હુઝય્ફહ (રદી.)નું ફરમાન છે કે એવી દરેક ઈબાદતો જે રસુલે ખુદા (સલ.)ના સહાબાઓએ કરી ન હોય તે તમે પણ કરશો નહી. (અલ એઅતિસામ ભાગ ૨ પાનું ૩૧૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**જોડા સાથે જનાઝહની નમાઝ પઢી શકાય ?**

(૨૦૦) સવાલ :- જનાઝહની નમાઝ બુટ પહેરીને અથવા બુટ પગમાંથી કાઢી નાંખી, બુટ ઉપર પગ રાખી ઉભા રહી પઢે તો એ રીતે પઢી શકાય કે નહી ?

જવાબ :- જોડા પહેરી અથવા કાઢી તેના ઉપર પગ મુકી જનાઝહની નમાઝ પઢવા બાબતમાં જોડા પાક હોવા ઝરૂરી છે. જોડા પાક હશે તો નમાઝ થશે. નાપાક હશે તો નમાઝ થશે નહી. (બહરૂ-ર્રાઈક ભાગ ૨ પાનું ૧૭૯) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**જનાઝો ઉઠાવ્વા પહેલાં ફાતિહા પઢવું કેમ છે ?**

(૨૦૧) સવાલ :- અમારે ત્યાં એવો નિયમ છે કે મય્યિતને ત્યાં લોકો એકત્ર થાય છે. જયારે જનાઝો ઉઠાવવા અગાઉ ઈમામ સાહબ ઉભા થઈ 'અલ્ફાતિહા' કહી એકત્ર થએલા પાસે ફાતિહા પઢાવે છે. અને પછી બુલંદ આવાઝે દુઆ માંગે છે. શું આ દસ્તુર સુન્નત અનુસાર લેખાશે?

જવાબ :- દરેકને પોતે જ દુઆ કરવાની રજા છે, બધા એકત્ર થઈ દુઆ માંગવાનો દસ્તુર આપ (સલ.)અને આપના સહાબા (રદી.) તેમજ સલફે સલિહીનના અમલ અને તરીકા વિરૂદ્ધ છે.

માટે સવાલમાં દર્શાવેલ પ્રમાણે કરવું મકરૂહ છે.

ફતાવા આલમગીરીમાં છે :- **"કુરિહ અંય્યકુમ રજુલુન બઅદ મજતમઅલ કવ્મિ લિસ્સલાતિ વ ગદઉ લિલ્લ મય્યિતિ વ યર્ફઉ સવ્તહુ."**

અર્થાત :- જનાઝહની નમાઝ માટે લોકો ભેગા થાય તે વેળા એક જણ (ફાતિહા પઢાવનાર) ઉભો થઈ મય્યિત માટે ઝોરથી દુઆ કરે છે, એ મકરૂહ છે. (ફતાવા આલમગીરી ભાગ ૫ પાનું ૩૧૯) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબ્રને પત્થરથી ઢાંકી શકાય ?**

(૨૦૨) સવાલ :- કબર બગલી સિવાય જે અમારે ત્યાં કબરનો રિવાજ છે. ઝમીન નરમ હોવાના કારણે ખોદી લીધા પછી તેને ઢાંકવા માટે પત્થરથી ઢાંકી શકાય છે કે નહી ? અને પત્થરથી ઢાંકવું જાઈઝ છે કે નહી ? જેમકે મદીના શરીફ વિગરેમાં પત્થરથી ઢાંકે છે.

જવાબ :- ઝમીન નરમ હોવાના લીધે કબર ધસી પડવાનો ખૌફ હોય તો સંદૂકી કબર વિના વાંધે જાઈઝ છે. અને કબર ઢાંકવામાં ઝરૂરતન પત્થર લઈ શકાય છે કે જેથી જાનવર કબર ખોદી મુર્દા સુધી જઈ શકે નહી, પણ બેહતર એ છે કે પત્થરનો નીચેનો એટલે મુર્દા તરફનો ભાગ માટીથી લીપી લેવામાં આવે. જેથી મુર્દાના ચારેવ બાજુ માટી દેખાય. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ ૧ પાનું ૮૩૬-૮૩૭) ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબ્રમાં લાકડાંના પાટિયાં મુકવા કેમ છે ?**

(૨૦૩) સવાલ :- મય્યિતને કબરમાં દફન કર્યા બાદ માટી નાંખવા પહેલાં લાકડાના પાટિયાં યા તો વાંસ મુકવા શરઈ દ્રષ્ટ્રિએ કેમ છે ? દફન કર્યા બાદ પાટિયાં અથવા વાંસ અહીંના લોકો મુક્તા નથી, તમામ માટી મય્યિત પર પડે છે. મય્યિતની બેહુરમતી થાય છે. જેથી દલીલો સાથે જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ :- કબર બે પ્રકારની હોય છે. બગલી અને સંદુકી, બગલી કબર સુન્નત છે. તેની સુરત એ છે કે કબર પુરી ખોદવા પછી તેની અંદર કિબ્લા તરફની દીવાલને ખોદી મય્યિતને સુવાડી શકાય એટલી જગ્યા (પોલ અને ખાંચો) બનાવી મય્યિતને સુવાડી પોલને કાચી ઈંટો અને મટોડીના કોલ (કાદવ)થી ચણી એવી રીતે બંધ કરી દેવાય કે અંદર મટોડી જઈ શકે નહી, કાચી ઈંટો ન હોય તો વાંસ ગોઠવે, તે પણ ન મળે તો લાચારીએ લાકડાંના તખ્તા (પાટિયાં) ગોઠવી ઉપર ઝાડનો પાલો અથવા ખજુરીની ચટાઈ બિછાવી (કોઠડી, હુજરા) જેમ બનાવી લેવામાં આવે કે તેની અંદર મટોડી ઘૂસી શકે નહી. ઝમીન પોચી હોવાથી લહદ (બગલી કબર) બેસી જવાનો ભય હોય તો ત્યાં સંદુકી બનાવે, એની સુરત એ છે કે કબર ખોદવા પછી તેની વચ્ચે લંબાણમાં નહેર જેમ ખોદી મય્યિતને સુવાડી ઉપર કાચી ઈંટો અથવા વાંસ વિગેરે બિછાવી કબર મુસકક્ફ (છતની જેમ) પેટી જેવી બનાવી લેવાય કે જેથી અંદર મટોડી જઈ શકે નહી. પછી મટોડી નાંખી કબર પૂરી દેવામાં આવે. (ફતાવા આલમગીરી ભાગ ૧ પાનું ૧૬૫-૧૬૬)(અય્ની શર્હ હિદાયહ)

મય્યિત ઉપર ડાયરેકટ (જેમકે સવાલમાં જણાવ્યું છે.) મટોડી નાંખવું ખિલાફે સુન્નત છે, એનાથી મય્યિતને ઈઝા પહોંચે છે. અને મય્યિતની બેહુરમતી થાય છે. એ તરીકો તજી દેવું અને તૌબહ, ઈસ્તિગ્ફાર કરવું લાઝિમ છે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**જનાઝહની નમાઝ પઢવા માટે નફિલ નમાઝ તોડી શકાય ?**

(૨૦૪) સવાલ :- આપણે નફિલ નમાઝ પઢતા હોઈએ અને જનાઝહની નમાઝ શરૂ થાય તો જનાઝહની નમાઝ પઢવા માટે નફિલ નમાઝ તોડી શકાય કે નહી ?

જવાબ :-જનાઝહની નમાઝ નહી મળવાનો ભય હોય તો નમાઝમાં ભાગ લેવાના હેતુથી નફિલ નમાઝ તોડી શકાય છે. પણ નફિલ નમાઝની કઝા કરવી પડશે. (દુર્રે મુખ્તાર શામી સાથે ભાગ-૧ પાનું-૬૬૬) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**કબ્રસ્તાનમાં જનાઝહની નમાઝ પઢવા વિષે**

(૨૦૫) સવાલ :-કબ્રસ્તાનમાં જનાઝહની નમાઝ પઢી શકાય કે નહીં?

જવાબ :-જનાઝહની નમાઝ મસ્જિદમાં અને શારિએ આમ (સડક, આમ જવા-આવ્વાના રસ્તા પર) તથા કબ્રસ્તાનમાં પઢવું કરાહતથી ખાલી નથી.

હદીસની મોઅતબર કિતાબ જામેઅ સગીરમાં છે કે :- **નહા અંય યુસલ્લા અલલ જનાઈઝિ બય્નલ કુબૂરિ.**

અર્થાત :- કબરો વચ્ચે જનાઝહની નમાઝ પઢવું મના છે. (ભાગ-૨ પાનું-૧૮૧)

અને ફિકહની મોઅતબર કિતાબ 'બદાએઅ'માં છે કે **'કાલ અબૂ હનીફત વલા યમ્બગી અંય યુસલ્લા અલા મય્યિતિન બય્નલ કુબૂરિ.**

અર્થાત :-ઈમામ અબૂ હનીફહ (રહ.) ફર્માવે છે કે :- કબરો વચ્ચે જનાઝહની નમાઝ પઢવામાં ન આવે (ભાગ-૧ પાનું-૩૧૫) (બહરૂ-ર્રાઈક ભાગ ૨ પાનું ૧૯૫)

અગર શરઈ ઉઝરને લઈ પઢવામાં આવે તો વાંધો નથી. જનાઝહની નમાઝ પઢવા માટે મદીનએ મુનવ્વરહમાં અલગ જગ્યા બનેલી હતી. આપ (સલ.) અને સહાબા (રદિ.) ત્યાં જનાઝહની નમાઝ પઢતા હતા. આપ પણ એવી જગ્યા તજવીઝ કરી લો. વગર મજબુરીએ જનાઝહની નમાઝ કબ્રસ્તાનમાં કબરો વચ્ચે પઢવાની મના છે જો કે નમાઝ થઈ જાય છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**નમાઝે જનાઝહ ગાઈબાના પઢવા બાબત**

(૨૦૬) સવાલ :-અત્રે ઈંગ્લેન્ડમાં પાકિસ્તાન વિગેરે બાહિરની મૌતની ખબર આવે છે તો ગાઈબાના નમાઝે જનાઝહ પઢાય છે અને એ રસમ ફેલતી જાય છે. આ ઝમાનો નફસાની ખ્વાહિશાતની પૈરવીનો છે. તહકીક કર્યા વગર અમલ કરી લે છે એ વિષે હન્ફી મઝહબની તહકીક અને માન્યતા શું છે ? તેની છણાંવટની ઝરૂર છે. લોકો નજ્જાશીના બનાવનો દાખલો આપે છે

જવાબ :-જનાઝહની નમાઝ ગાઈબાના પઢવી હમારા માટે દુરૂસ્ત નથી. નમાઝ સહીહ હોવા માટે જનાઝહનુ સામે હોવું શર્ત છે. આપ (સલ.) એ નજ્જાશીની જનાઝહની નમાઝ પઢી તેના ઘણાં જવાબો મોઅતબર કિતાબોમાં મૌજુદ છે. એક જવાબ એ છે કે નજ્જાશીનો જનાઝો આપને મુનકશિફ થયો હતો. આપ (સલ.) મસ્જિદે નબવીમાં સહાબા (રદિ.) ની સાથે તશ્રીફ ફર્મા હતા ત્યાં આપ (સલ.)ને ખુદાના તરફથી નજ્જાશીની વફાતની ખબર મળી, આપ (સલ.)એ સહાબા (રદિ.) ને ખબર કરી અને જનાઝા પઢવાની ખાસ જગ્યાએ જઈ ચાર તકબીર સહિત જનાઝહની નમાઝ અદા ફર્માવી અને એ આપના માટે ખાસ હતી. મુલ્કે હબશના નજ્જાશી બાદશાહ નસ્રાની હતા. સહાબએ કિરામ મુશ્રિકીને મકકહના ઝુલ્મો-સિતમથી તંગ આવી હબશ હિજરત કરી ગયા હતા તે વખતે મુસીબત ઝદહ મુહાજિરીન સહાબા સાથે બાદશાહે ઘણો સારો સુલૂક કર્યો હતો. અને દઅવતે ઈસ્લામ કબુલ કરી પાકા મુસલમાન બની ગયા હતા. તે મુલ્ક દારૂલ હર્બ હતું ત્યાં જનાઝહની નમાઝ હોવું પણ અશકય હતું. જેથી આપ (સલ.) ને ખુદાના તરફથી વફાતની ખબર મળતાં સહાબા સહિત જનાઝહની નમાઝ પઢી. રિવાયતોથી જણાય છે કે નઅશ (લાશ) આપની સામે હતી.

સહાબાના બયાનથી જણાય છે કે તેઓ પણ નજ્જાશીની નઅશ (લાશ) હાઝિર હોવાનું મહસૂસ કરતા હતા. તે પહેલાં અને પછી સહાબા (રદિ.) વિગેરેના દૂર-દરાઝના વફાતના બનાવો બન્યા પણ આપે ગાઈબાના નમાઝ પઢી નથી. બીરે મઉનહવાળો અઝીમ હાદિસો મશહુર છે. ૭૦ નામવર અને મુકદ્દસ કુરાંએ સહાબા (રદી.)ને દુશ્મનો ધોકો આપી ઈસ્લામ કબુલ કરવાનો વઅદો કરી લઈ ગયા. અને બેકસીની હાલતમાં શહીદ કરી દીધા. તેમના જનાઝહની નમાઝ આપે ગાઈબાના નહી પઢી, દુઆએ મગ્ફિરત કરતા રહ્યા. એક મહીના લગી આપ (સલ.) દુશ્મનો અને ઝાલિમો નાહક કત્લ કરનારા ઉપર સવારની નમાઝમાં કુનૂતે નાઝિલહ પઢતા રહ્યા. બીજા સહાબા વિ. નો દૂર-દરાઝથી વફાતની ખબરો મળતી તો આપ દુઆ ફર્માવતા, પણ ગાઈબાના નમાઝ પઢતા ન હતા. નજ્જાશીનો બનાવી ખુસુસી છે અને દલીલ બનાવી ગાઈબાના નમાઝ પઢવાનો દસ્તૂર બનાવી લેવો ખોટો અને વાજિબુ-ત્તર્ક છે. અગર દરેક માટે જનાહઝની નમાઝ ગાઈબાના પઢવાનો હુકમ હોત તો આપ (સલ.) અને ખુલફાએ રાશિદીન જરૂર પઢત, માટે હવે કોઈને જનાઝહની નમાઝ ગાઈબાના પઢવાનો હક નથી. પઢશે તો ખિલાફે કાનૂન અને સુન્નત વિરૂદ્ધ ગણાશે. (તહાવી તથા એની શર્હે બુખારી. મઝાહિરે હક વિગેરે)

ખુદાપાક સુન્નતે કાઈમહ ઉપર અમલ કરવાની અને બિદઅતથી બચવાની તૌફીક આપે. આમીન. વસ્સલ્લાહુ તઆલા અલા ખય્રિ ખલ્કિહી મુહમ્મદિંવ વ આલિહિ વઅસ્હાબિહી અજમઈન, ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

### કબ્રસ્તાનમાં ૧૫ મી શઅબાનની રાત્રે લાઈટ લગાવ્વા અને દુઆ વિષે

(૨૮૭) સવાલ :- ૧૫ મી શઅબાનની રાત્રે કબ્રસ્તાનમાં રોશની કરવી, ટયુબ લાઈટ રોશન કરવી, કબ્રસ્તાનમાં ફાતિહા ખ્વાની કઈ રીતે કરવી?

જવાબ :- મઝકુર રાત્રે કબ્રસ્તાનમાં તન્હા-તન્હા જવું અને મુર્દાઓ માટે મગ્ફિરતની દુઆ કરવી મુસ્તહબ છે. આપ (સલ.)થી સાબિત છે. એ રાતે લોકો કબ્રસ્તાનમાં આવે છે તેમને તકલીફ નહી થાય એ મકસદે રોશની થતી હોય તો વાંધો નથી.

કબ્રસ્તાનમાં કાંઈ પઢી અને દુઆ કરી ઈસાલે સવાબ કરે. કબર તરફ રુખ હોય તો હાથ ઉઠાવ્યા વગર દુઆ કરે અને કિબ્લા રૂખ હોય તો હાથ ઉઠાવી દુઆ કરવામાં વાંધો નથી. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

# ઈસાલે સવાબ

## નારાઝ થઈ ગુજરી ગયેલ માં-બાપને રાઝી કરવાનો ઉપાય

(૨૦૮) સવાલ :-જેના માં-બાપ નારાઝ થઈ ગુઝરી ગયા હોય તો તેમને કઈ રીતે રાઝી કરી શકાય ?

જવાબ :-કુર્આન શરીફની તિલાવત અને ખેર-ખેરાત કરીને તેમની રૂહોને બખ્શે. તેમની મગ્ફિરતની દુઆ કરતા રહે. તેમનુ કર્ઝ હોય તો તે અદા કરી આપે. હેસિયત હોય તો તેમના તરફથી હજ કરે-કરાવે તો ઈન્શાઅલ્લાહ તેઓ રાઝી થઈ જશે અને ઔલાદ ફરમાંબરદાર ગણાશે.

હદીસ શરીફમાં છે કે માણસ પોતાની માં અથવા બાપ તરફથી હજ કરશે તો તેમના તરફથી અદા થઈ જશે. અને તેમની રૂહોને બશારત આપવામાં આવશે. અને ખુદાના નઝદીક અવલાદ ફરમાં બરદાર ગણાંશે.

ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## નફિલ નમાઝ પઢી ઈસાલે સવાબ કરી શકાય ?

(૨૦૯) સવાલ :- કોઈ બુઝુર્ગોને દીનથી અકીદત રાખતા હોય. દાખલા તરીકે (મવ્લાના હુસૈન અહમદ મદની સાહબ)'તો સવાબ પહોંચાડવાની નિય્યતથી તેમના માટે નફિલ નમાઝો પઢી શકાય ? એ મુજબ દરરોઝ પઢવામાં આવે તો કોઈઝાતનો વાંધો હોઈ શકે ખરો? ખુલફાએ રાશિદીન, સહાબાઓ અને પોતાના મર્હુમ સગાં-વહાલાઓને સવાબ પહોચાડવાની નિય્યતથી નફિલ નમાઝો પઢી શકાય? રમઝાનમાં દરરોઝ એ મુજબ નમાઝ પઢી શકાય કે નહીં ?

જવાબ :-હા, વગર વાંધે પઢી શકાય છે, મના નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

## ઈસાલે સવાબ કરનારને સવાબ મળે છે કે નહીં ?

(૨૧૦) સવાલ :- એક માણસ દરરોઝ કુર્આને મજીદ સિપારો, બે સિપારા પઢે છે, અને એની અડધો સવાબ પોતાના મર્હુમ માં-બાપ વિગેરેને બખ્શે છે, અને અડધો સવાબ દરેક મુઅમિન મુસલમાન મુર્દાઓની અરવાહને બખ્શે છે, તો આવી રીતે પઢવાનો બધો સવાબ બખ્શી આપવાથી પઢનાર માણસને પઢવાનો કંઈ સવાબ મળશે કે નહી ? કારણકે બધો સવાબ તો અડધો અડધો કરીને મુર્દાઓને બખ્શી આપે છે, માટે પઢનારને સવાબ મળશે કે નહી?

જવાબ :- કુર્આન શરીફ વિગેરે પઢી ઈસાલે સવાબ કરનારને પણ પઢવાનો અને ઈસાલે સવાબ કરવાનો સવાબ મળે છે, પઢીને તેમજ સદકો-ખેરાત કરી બખ્શનાર સવાબથી મહરૂમ રહેતો નથી, એટલા માટે ઉલમાએ દીન (રહ.) લખે છે કે નફિલ ઈબાદત કરનારને જોઈએ કે તેમને તમામ મુસલમાનોને પણ તેના સવાબમાં શામિલ કરી લે તેમને પણ સવાબ પહોચશે અને એના સવાબમાં કમી થશે નહી. (શામી ભાગ ૧ પાનું ૮૪૪)

એટલું જ નહી બલ્કે કેટલીક વાર વધુ અજરને પાત્ર બની જાય છે. હઝરત અલી (રદી.) થી રિવાયત છે કે આપ (સલ.) એ ફરમાવ્યું :- મમ મર્ર અલા મકાબિર વ કરઅ "કુલ હુવલ્લાહુ અહદ" ઈહદા અશરત મર્રતન સુમ્મ વહબ લિલ અમ્વાતિ ઉઅતિય મિનલ અજિર બિઅદદિલ અમ્વાતિ.

અર્થાત :- જે માણસ કબ્રસ્તાન જાય, અને ૧૧ વખત "કુલ હુવલ્લાહુ અહદ" ની સૂરત પઢે અને મુર્દાઓની રૂહને બખ્શે તો તેને મુર્દાઓની સંખ્યા જેટલો સવાબ આપવામાં આવશે.

સૂરએ યાસીન પઢી બખ્શવાનો પણ આ અજર આવ્યો છે, (દારે કુત્ની, તબ્રાની, દુર્રે મુખ્તાર, શામી વિગેરે)

હઝરત જાબિર (રદી.)થી રિવાયત છે કે આપ (સલ.)એ ફર્માવ્યું કે જેણે પોતાના બાપના તરફથી અને માંના તરફથી હજ પઢી તો તેણે તેમના તરફથી હજ અદા કરી અને તેને ૧૦ હજનો સવાબ આપવામાં આવશે. (દારે કુત્ની)

એ મહઝ ખુદાનો ફઝલ છે, તેના ખઝાનામાં કોઈ ચીઝની કમી નથી, એટલા માટે કેટલાક દીનના મહાન બુઝુર્ગોની માન્યતા છે કે નેકીનો સવાબ મુર્દાઓને બખ્શવામાં આવે છે તે તકસીમ થઈ કિંવા હિસ્સા પાડી અપાતો નથી બલ્કે દરેકને ખુદાપાક પૂરો સવાબ ઈનાયત ફર્માવે છે.

'શામી' માં છે કે હઝરત ઈબ્ને હજર મકકી (રહ.)ને પુછવામાં આવ્યું કે કોઈ માણસ સુરએ ફાતિહા પઢી મુર્દાઓને બખ્શે તો તે બખ્શેલો સવાબ તકસીમ થઈ (ભાગ પાડી) અપાય છે કે દરેકને પુરી સૂરએ ફાતિહાનો સવાબ મળે છે? આપે ફર્માવ્યું કે દરેકને પુરી સૂરએ ફાતિહાનો સવાબ મળવાનો એક જમાઅતે ફત્વો આપ્યો છે, અને એ જ કથન વિશાળ ફઝલે ઈલાહીના વધુ લાયક છે. (શામી ભાગ ૧ પાનું ૮૪૫) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈસાલે સવાબ માટે કુર્આન ખત્મ કરવું

(૨૨૧) સવાલ :- મય્યિતના ઈસાલે સવાબ માટે કુરઆન ખ્વાની કરવામાં આવે છે, યઅની કે પાંચ-પચાસ માણસો ભેગા મળી એક-એક સિપારો લઈ પછી આખું કુર્આન શરીફ ખતમ કરી તેનો સવાબ મય્યિતને બખ્શે છે.

ઘણી આવી મેહફિલોમાં ૧૦૦, ૨૦૦ માણસો પણ હાજર હોય છે, અને તેઓ સઘળા અલગ-અલગ સિપારાઓની તિલાવત કરે છે. એમ ઘણાં કુર્આન શરીફનો બે-ચાર-પાંચ વખત દૌર થયો કહેવાય, જેમ વધારે માણસો ભેગા થાય અને વધુ કુર્આન શરીફનો દૌર પઢાય તેમ ઉત્તમ મનાય. આવી કુર્આન ખ્વાનીની મેહફિલમાં મહીનામાં બે-ત્રણ વાર જવાનું ઝરૂરી થાય જ છે. તેથી હું જાણી શકયો છું કે આ એક રિવાજી કુર્આની દૌરના સિલ્સિલા સિવાય બીજું કંઈ નથી.

મેહફિલમાં અલ્લાહ-પાકનું કલામ પઢવામાં જે ગંભીરતા અને આદાબ હોવા જોઈએ તે હોતા નથી. બધા જ સાથે પઢતા હોય, કોણ સહીહ પઢે છે અને કોણ ગલત પઢે છે તે સમજાતું નથી. જે-જે આયતો પર તિલાવતી સજદહ કરવા વાજિબ કે ફરઝ છે, તેની અદાયગી બિલ્કુલ થતી નથી. હા, તો જે કુર્આન ખ્વાનીમાં ફરઝ, વાજિબ સજદાઓની અદાયગી થતી ન હોય, એવી થએલી કુર્આન ખ્વાનીનો સવાબ સંપૂર્ણ મળે કે અધૂરો? અને જેઓ તિલાવતી સજદહ અદા કરવાની ભુલ કરે છે, તેઓ ગુનેહગાર ગણાય કે નહી?

જવાબ :- રસ્મો-રિવાજની પાબંદી અને બિરાદરી મુરવ્વત અને દબાવ વગર અને દિવસ કે તારીખ મખ્સુસ અને નકકી કરવા તથા દઅવતી અને એહતિમામ અને ઈજતિમાઈ ઈલ્તિઝામ વિના મય્યિતના લાગતા વળગતા હમ્દર્દો, લાગણીકારો, ઈસાલે સવાબ માટે એકત્ર થઈ કુર્આન ખ્વાની કરે એ જાઈઝ છે, મના નથી. (અખ્ની શર્હે હિદાયહ ભાગ ૧)

અલબત્ત એકત્ર થઈ ઝોરથી (અવાઝ)થી પઢવા બાબત ફુકહા (રહ.)માં ઈખ્તિલાફ છે. અમુક મના કરે છે, અને દલીલ કરે છે કે એકત્ર થઈ આવાઝથી પઢવામાં એક બીજાનું સાંભળતા નથી હાલાંકે સાંભળવું ઝરૂરી છે.

કુર્આન શરીફમાં છે :- " વ ઈઝા કુરિઅલ કુર્આનુ ફસ્તમિઉ લહુ વઅન્સિતુ લઅલ્લકુમ તુર્હમૂન"

અર્થાત :- અને જયારે કુર્આન પઢવામાં આવે તો તેને કાન લગાડી સાંભળો, અને ચુપ રહો, તમારા ઉપર રહમ કરવામાં આવશે. (સૂરએ અઅરાફ)

અને એક હદીસ પણ પેશ કરવામાં આવે છે. 'નિસાબુલ એહતિસાબ'માં છે :- વ મન કાલ મિનલ મશાઈખિ અન્ન ખત્મલ કુર્આનિ જહરન બિલ જમાઅતિ યુસમ્મા બિલ ફારસિય્યતિ સિપારા ખ્વાનદન આશકારા મકરૂહુન વ યતમસ્સકુ બિમા રૂવિય અંન્નહુ અલચ્હિ-સ્સલામ કાન યુકરહુ રફઅ-સ્સવ્તિ ઈન્દ કિર્અતિલ કુર્આનિ.

અર્થાત :-જે મશાઈખોએ મજમઅમાં બુલંદ આવાઝે કુર્આન શરીફ પઢવાને જેને સિપારા ખ્વાની કહેવાય છે મકરૂહ કહયું છે તેઓ દલીલ પકડે છે કે આપ (સલ) કુર્આન ઝોરથી પઢવાને મકરૂહ જાણતા હતા. (નિસાબુલ એહતિસાબ કલમી બાબ ૧૯ પાનું ૩૭)

મવ્લાના અહમદ રઝાખાન બરેલ્વી સાહેબે તો સાફ શબ્દોમાં મજમઅમાં આવાઝથી કુર્આન ખ્વાનીને નાજાઈઝ અને હરામ હોવાનો ફત્વો આપ્યો છે. લખે છે કે "કુર્આન મજીદમેં મુનાઝઅતકે સાથ સબ અપની-અપની આવાઝમેં પઢેં ઔર એક દુસરેકી ન સુનેં નાજાઈઝ વ હરામ હે' એટલે અમુક લોકોના સાથે પઢવામાં એક બીજાનુ સાંભળતા નથી માટે નાજાઈઝ અને હરામ છે(ફતાવા અફ્રિકિય્યહ, મુસન્નિફ મવ. અહમદ રઝાખાન સાહબ બરેલ્વી પાનું ૨૯)

જયારે કેટલાક ઉલમાએ મુહકકિકીન (રહ.) અમુક શર્તો સાથે જાઈઝ માને છે. એ જ કૌલ વધુ રાજેહ અને સહીહ છે. એમાં બન્ને પક્ષોની દલીલો અને રિવાયતોમાં તત્બીક થઈ જાય છે.

અજમઅલ ઉલમાઉ સલફન વ ખલફન અલા ઈસ્તિહબાબિ ઝિક્રિલ્લાહિ તઆલા જમાઅતન ફિલ મસાજિદિ વગૈરિહા મિન ગૈરિ નકીરિન ઈલ્લા અંય્યુશવ્વિશ જહરૂહુમ બિઝઝિક્રિ અલા નાઈમિન અવ મુસલ્લિન અવ કારિઈન.

અર્થાત :-ઉલમાએ મુતકદ્દમીન અને ઉલમાએ મુતઅખ્ખિરીને મસ્જિદો વિગેરેમાં એકત્ર થઈ અલ્લાહ તઆલાનો ઝિક્ર (તિલાવતે કુર્આન વિગરે) મુસ્તહબ હોવા ઉપર વિના વાંધે ઈજમાઅ કર્યો છે. આ શરતે કે કોઈ સુતેલાને અથવા કોઈ નમાઝ પઢનારાને અથવા કોઈ તિલાવત કરનારાને ઝોરથી પઢવાથી તશ્વીશ અને ખલલ થાય નહી.(શર્હે હમ્વી પાનું ૫૯૦)(શામી ભાગ-૧ પાનું ૬૧૮)

કુર્આન પઢાય ત્યારે ખામોશ થઈ સાંભળવાનો વુજૂબી હુકમ નમાઝમાં પઢાય તે વખતે છે અને નમાઝ બહાર જયારે તબ્લીગ માટે પઢવામાં આવે તો એ હુકમ છે પરંતુ અહીંયા તો ઈસાલે સવાબ માટે પઢાય છે. અને બીજા પણ એ જ હેતુમાં શરીક છે માટે તેમને ખામોશ રહી સાંભળવું ઝરૂરી નથી.

હદીસમાં ઝોરથી પઢવાની મનાઈના કારણો બીજા છે. રિયા-ઈઝા અને હદ ઉપરાંત ઝોરથી પઢવું વિગેરે, સાધારણ ઝોરથી પઢવામાં વાંધો નથી. જયારે કે સુતેલા અથવા નમાઝી અથવા તિલાવત કરનારને તશ્વીશ અને ઈઝા નહીં થાય, આ તો નફસે કુર્આન ખ્વાનીનો હુકમ છે. જેની સાથે ખિલાફે સુન્નત એહતિમામ અને દઅવતી ઈલ્તિઝામ, બિરાદરી રિવાજ રસમની પાબંદી અને બદનામીનો ડર વિગેરે ખરાબીઓ શામિલ ન હોય, નહીંતર સવાબના બદલે અઝાબનો સબબ બની શકે છે. જયારે લિલ્લાહિયત ન હોવાથી પોતે જ સવાબનો હકદાર બને નહીં તો મય્યિતને શું બખ્શી આપશે? મજાલિસુલ અબ્રારમાં છે કે દુન્યાદારોનું અનુકરણ અથવા મત્લબ પુરી કરવા અથવા લાન, તાનની બીકે અથવા આદત અને રિવાજની પૈરવી ખાતર કોઈ કામ કરવામાં આવે તો રિયા છે અને ઈબાદતમાં રિયા હરામ છે. (મજલિસ ૧૯ પાનું ૧૪૧ અરબી) શામીમાં રિવાજી કુર્આન ખ્વાની અને રસ્મી તકરીબાત (ક્રિયાઓ) બાબત મિઅરાજુ-દ્દિરાયહના કર્તા ફકીહ અલ્લામહ કિયામુદ્દીન (રહ.)

વફાત સને હિજરી ૭૪૯ નું કથન ટાંકવામાં આવ્યું છે કે **હાઝિહિલ અફઆલુ કુલ્લુહા લિસ્સુમ્અતિ વરિયાઈ ફયુહતરઝુ અન્હા લિઅન્નહુમ લા યુરીદુન બિહા વજહલ્લાહિ તઆલા.**

અર્થાત :-આ પ્રકારની બધી જ રસ્મો દેખાવ અને નામ નમૂદ માટે હોય છે. માટે એનાથી બચવું જોઈએ એવા રિવાજી કામોમાં લિલ્લાહિયત હોતી નથી. (ફતાવા શામી ભાગ ૧ પાનું ૮૪૨)

એટલા માટે હકીમુલ ઉમ્મત હઝરત મવ. થાનવી (રહ.)એ બીજાઓ પાસે કુર્આન ખ્વાની અને ઈસાલે સવાબનું કામ લેવાની શક-શુબહ વગરની ખરી અને અમલ પાત્ર રીત બતાવી છે. ફરમાવે છે. જે રીતે હાલમાં કુર્આન શરીફ પઢી ઈસાલે સવાબ કરવામાં આવે છે તે રિવાજી પદ્ધતિ ઠીક નથી. હા, ખાસ મિત્રોને કહી દેવામાં આવે કે પોતે પોતાની જગ્યાએ જેટલું પણ બની શકે પઢી સવાબ પહોંચાડી આપે, બાકી એકત્ર થવાની રીત એમાં પણ યોગ્ય નથી. ચાહે તો ત્રણ વાર ''કુલ હુવલ્લાહ'' પઢીને બખ્શી દે. જેથી એક કુર્આનનો સવાબ મળી જશે એ તેનાથી ઉત્તમ છે કે સૌના એકત્ર થવામાં ૧૦ કુર્આન ખત્મ કરવામાં આવે. એમાં મોટા ભાગે મય્યતવાળાઓને જણાવ્વાનો હેતુ હોય છે. ખુદાપાકને ત્યાં થોડું કે ઘણું જોવામાં આવતું નથી. નિખાલસતા અને નિય્યત જોવામાં આવે છે. આપ (સલ.) ફરમાવે છે કે મારો એક સહાબી એક મુદ ખજુર ખેરાત કરે અને ગૈર સહાબી ઉહદ પહાડ બરાબર સોનું ખૈરાત કરે તો ગૈર સહાબી તે દરજ્જે પહોંચી શકતો નથી. આ ફર્ક માત્ર ખુલૂસ અને તેના અભાવનો જ છે. (અન્ફાસે ઈસા ભાગ. ૨ પાનું. ૨૧૫)

રહયો સજદએ તિલાવતનો સવાલ, તો એકલા પઢે કે ભેગા તે તો કરવાનો જ છે. તુરત નહી બની શકે તો યાદ રાખી વહેલી તકે અદા કરી લે, બેદરકારી કરશે તો ગુનેહગાર થશે. ફક્ત ખુદાપાક વધુ જાણનાર છે.

**ઈસાલે સવાબનો આ તરીકો ખરો છે? ફતાવા અઝ્ઝજંદીના નામથી ગલત પ્રોપેગંડો અને તેનો જવાબ**

(૨૧૨) સવાલ :- ''આબે હયાત'' અહમદાબાદ, અંક ૨૪ ના પાના ૧૯ ઉપર ''ઝયારત''ના હેડીગ સાથે લખ્યું છે કે :- મુલ્લા અલી કારી એ ફતાવએ અઝ્ઝજંદીમાં આ રિવાયત રજુ કરી છે કે હુઝુર (સલ.)ના સાહિબઝાદહ હઝરત ઈબ્રાહીમની વફાતના ત્રીજા દિવસે એક બદવી થોડીક ખજુરો, જવની રોટલી અને ઊંટણીનું દુધ લઈને હાઝિર થયો અને હુઝુર (સલ.) સમક્ષ અદબથી તે વસ્તુઓ તેણે મુકી દીધી. હુઝુર (સલ.) એ સુરએ બકરહની પ્રથમ પાંચ આયતો (અલિફ લામ મીમથી મુફલિહુન સુધી) અને ત્રણ વાર સુરએ ઈખ્લાસ અને સુરએ ફાતિહા પઢીને પોતાના બન્નેવ હાથ ઊંચા કરી દુઆ માંગી અને ફાતિહા તેમજ ખાણાંનો સવાબ પોતાના પુત્ર હઝરત ઈબ્રાહીમની રૂહને બક્ષી દીધો અને પછી હઝરત અબુઝર ગિફારી (રદિ.) ને કહ્યું કે આ ચીઝો સૌમા વહેંચી દો અને તેમણે તે વસ્તુઓ વહેંચી દીધી. (મુલ્લા અલી કારી) શું આ બાબત ખરી છે?

જવાબ :-''ફતાવએ અઝ્ઝજંદી'' નામની કોઈ તસ્નીફ કે તાલીફ હઝરત મુલ્લા અલી કારી (રહ.)ની નથી. તેમજ મઝકુર કિતાબના હવાલે જે હદીસ નકલ કરવામાં આવી છે તે પણ પાયા વગરની, મનઘડત, મવઝુઅલ અને બનાવટી છે. અફસોસ! અહલે બિદઅત અને સુન્નતે રસુલ(સલ.) અને ઉસ્વએ સહાબા (રદિ.)ના વિરોધીઓ બીજા ગુમ્રાહ ફિર્કાઓની જેમ પોતાની પોઝીશન મઝબુત બનાવવા અહલે હકને ફિત્નામાં નાંખવા અને અવામ નાવાકિફોના દિલો-દિમાગમાં મનઘડત અને રિવાજી ફાતિહાની અહમિયત ઠસાવી પેટ ભરવા ખાતર સાદિકો-મસ્દૂક (સલ.)ની મુકદસ ઝાત સાથે ખોટી બાબતની નિસ્બત કરવા અને ગલત હદીસો ઘડવા તથા તેનો સહારો લેવા જેવી નાપાક હરકતોથી પણ ચુકયા કે શરમાયા નથી. (ઈન્ના લિલ્લાહિ-વઈન્ના ઈલયહી રાજિઉન) કબુરત કલિમતન

તખ્રૂજુ મિન અફવાહિહિમ, ઈંય્યકૂલુન ઈલ્લા કઝિબા, અર્થાત :-બહુ સંગીન વાત છે જે તેમના મોઢેથી નિકળી છે, એઓ તદ્દન ખોટુ બોલે છે. (સુરએ કહફ)

'વતહસબૂનહુ હય્યિનંવ વહુવ ઈન્દલ્લાહિ અઝીમ' (અર્થાત) તમે એને હલ્કી અને મામુલી વાત સમજી રહયા છો હાલાકે અલ્લાહના નઝદીક તે બહુ સંગીન છે (સુરએ નુર)

આપ (સલ.)નું ફરમાન છે :-મન કઝિબ અલય્ય મુતઅમ્મિદન ફલ્યતબવ્વઅ મકઅદહુ મિનન્નાર. (સહીહ બુખારી ભાગ. ૧ પારો ૧ પાનું ૨૧)

અર્થાત :-જેણે જાણી જોઈ મારા ઉપર જાુઠી વાત થોપી(એટલે જુઠી હદીસ બનાવી કહયું કે આ હદીસ આપ (સલ.)ની છે.) તો તેને જોઈએ કે પોતાનું ઠેકાણું જહન્નમમાં બનાવી લે."

આપ (સલ.)એ ભવિષ્યવાણી ઉચ્ચારી છે :-યકુન ફી આખિરિઝ-ઝમાનિ દજ્જાલૂન કઝઝાબૂન યઅતૂનકુમ મિનલ અહાદિસિ બિમા લમ તસ્મઉ અન્તુમ વલા આબાઉકુમ ફઈય્યાકુમ વઈય્યાહુમલા યુઝિલ્લૂનકુમ વલા યુફતિનૂનકુમ. (સહીહ મુસ્લિમ ભાગ ૧ પાનું ૧૦)

અર્થાત :-આખિર ઝમાનામાં બહુ ધોકો દેનારા, બહુ જુઠું બોલનારા લોકો પૈદા થશે. તેઓ તમારી પાસે એવી હદીસો(મનઘડત) લાવશે, જેને ન તો તમે અને ન તો તમારા બાપ-દાદાઓએ કદી સાંભળી હશે, એવા લોકોથી ઘણા બચીને રહેશો અને તમને પોતાનાથી દૂર રાખશો. એવું ન થાય કે તમને ગુમરાહ કરી દે અને ફિત્નામાં નાંખી દે. (સહીહ મુસ્લિમ ભાગ.૧ પાનું. ૧૦)

સવાલમાં ટાંકેલી રિવાયત આજથી ૧૦૦ વર્ષ ઉપર ૧૮૫૭ પછી ઘડવામાં આવી હતી. (જેને લોકો તહકીક વગર છાપતા અને લોકો સમક્ષ પેશ કરતા રહે છે, એ તેમની મોટી ભુલ છે.) તે ઝમાનામાં દિલ્હીના મુફતિયે અઅઝમ અલ્લામહ સદરૂદદીન ખાન સાહબ (રહ.) વિગેરે મુહકકિકીન ઉલમાએ મઝકુર રિવાયત બાબત બનાવટી હોવાનો ફત્વો આપ્યો હતો અને ફર્માવ્યુ હતું કે મુલ્લા અલી કારી (રહ.)ની "ફતાવા અવઝજંદી" નામની કોઈ કિતાબ નથી. સન ૧૩૩૮ હિજરીમાં મઝકુર કિતાબ અને રિવાયતનો મામલો મકકએ મુઅઝઝમહ અને મદીનએ મુનવ્વરહના ઉલમાની ખિદમતમાં પેશ થયો તો હઝરત અબ્દુલ્લાહ મુફતીએ હન્ફી (રહ.) અને શૈખ મુહમ્મદ ઉમર મુફતીએ શવાફિઅ (રહ.) અને અલ્લામહ મુહમ્મદ ઈબ્રાહીમ મુફતીએ મદીનહ મુનવ્વરહ અને અલ્લામહ નુર મુહમ્મદ (રહ.) મુફતીએ તાઈફ વિગેરેએ મુત્તફિકહ ફત્વો આપ્યો કે મઝકૂર ઈબારતની નિસ્બત આપ (સલ.)ની તરફ કરવું સખ્ત ગુનાહ અને આપ (સલ.) ઉપર બુહતાન છે. અને અવ્ઝજંદી નામની કોઈ કિતાબ હઝરત મુલ્લા અલી કારી (રહ.) ની નથી.

ખાતિમુ પુહકકિકીન અલ્લામહ અબ્દુલ હય લખ્નવી ફિરંગી મહલ્લી (રહ.)ને વર્ષો પહેલાં મઝકુર રિવાયત અને કિતાબના બારામાં પુછવામાં આવ્યું હતું તેનો જે જવાબ આપે આપ્યો હતો તે નીચે ટાંકવામાં આવ્યો છે.

ન કિતાબ અવ્ઝજંદી અઝ તસાનીફે મુલ્લા અલી કારી સ્ત ન રિવાયતે મઝકુર સહીહ વ મુઅતબર-સ્ત બલ્કે મવઝુઅ-સ્ત વ બાતિલ, બરાં એઅતેમાદ નુ શાયદ દર કુતુબે હદીસ નિશાને અઝ હમચું રિવાયત યાફતહ નમી શવદ

અથાંત :- ન તો કિતાબ અવ્લજંદા મુલ્લા અલી કારી (રહ.)ની તસ્નીફોમાંથી છે, ન તો મઝકુર રિવાયત સહીહ અને વિશ્વાસ પાત્ર છે. બલ્કે મવઝુઅ અને બાતિલ છે. એના ઉપર વિશ્વાસ નહી કરવો જોઈએ. હદીસની કિતાબોમાં આવી રિવાયતનું નામ નિશાન મળતું નથી.

(મજમૂઅએ ફતાવા (કદીમ) ભાગ. ૨ પાનું ૧૭૪-૧૭૫)

**આખિરમાં હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.)નો ફત્વો રજુ કરૂં છું.**

સવાલ :- રબીઉલ અવ્વલના દિવસોમાં ખુદાપાક માટે ખાણું પકાવવું અને તેનો સવાબ આપ (સલ.)ની રૂહે પુર નૂરને પહોંચાડવું યા મુહરમના દિવસોમાં હઝરત ઈમામ હુસૈન (રદિ.) અને આપ (સલ.)ની બીજી આલે અત્હારને સવાબ પહોંચાડવું જાઈઝ છે કે નહી?

(ફારસી ઉપરથી)

**હઝરત શાહ અબ્દુલ અઝીઝ (રહ.)નો જવાબ**

ઈન્સાન દર કારે ખુદ મુખ્તાર સ્ત મી રસંદ કે સવાબે અમલે ખુદ બરાએ બુઝુર્ગાને બાઈમાન ગરદાનદ લેકિન બરાએ ઈ કાર વકત વ રોઝ તઅય્યુન નમૂદન વ માહે મુકર્રર કરદન બિદઅતસ્ત આરે અગર વકતે બ અમલ આરંદ કે દરાં સવાબ ઝિયાદહ શવદ મિસ્લે માહે રમઝાન કે અમલે બન્દએ મુઅમિન દરાં બહફતાદ દરજહ સવાબ ઝિયાદહ દારદ મુઝાઈકહ નેસ્ત ઝીરાકે પયગમ્બરે ખુદા (સલ.) બરાં તરગીબ ફરમૂદહ અંદ બકવ્લે હઝરત અમીરૂલ મુઅમિનીન અલી મુર્તઝા (રદી.) વ હર ચીઝ કે બર આં તરગીબે સાહિબે શર્અ વ તઅય્યુને વકત ન બાશદ આં ફેઅલ અબસ વ મુખાલિફે સુન્નતે સિય્યિદુલ અનામ, વ મુખાલફતે સુન્નત હરામ સ્ત પસ હરગિઝ રવા ન બાશદ, વ અગર દિલશ ખ્વાહદ મખ્ફી ખયરાત કુનદ દર હર રોઝે કે બાશદ તા નમુદ ન શવદ. (ફતાવા અઝીઝી ભાગ ૧ પાનું ૯૮-૯૯)

અર્થાત :-માણસ પોતાના અમલમાં મુખ્તાર છે. તેને હક છે કે ચાહે તો પોતાના અમલનો સવાબ ઈમાનદાર બુઝુર્ગોની રૂહે મુબારકને પહોંચાડે. પરંતુ એ કામ (ઈસાલે સવાલ) માટે કોઈ દિવસ અને કોઈ ટાઈમ અને કોઈ મહીનો મુકર્રર કરવું બિદઅત છે. અલ્બત્ત એ કામ કોઈ એવા મુબારક સમયમાં કરવામાં આવે જેની અંદર અમલનો સવાબ વધુ મળે છે. જેમ કે રમઝાન મુબારકના મહીનો કે એ મહીનામાં બંદએ મુઅમિનને એક અમલનો ૭૦ દરજહ વધુ સવાબ મળે છે, તો કાંઈ વાંધો નથી કારણ કે આપ (સલ.)એ એના માટે ઘણી તરગીબ આપી છે, જેમકે હઝરત અલી (રદિ.)થી મરવી છે, અને જે કામ કે તેના વિષે સાહિબે શરીઅતની તરગીબ અને ટાઈમ મુકરર કરવું સાબિત ન હોય તે કામ નકામું છે. અને સુનતે સય્યિદુલ અનામની વિરૂદ્ધ છે. અને સુન્નતનો વિરોધ હરામ છે માટે આમ કરવું હરગિઝ જાઈઝ નથી. અને દિલ ચાહે તો ખાન્ગી રીતે જે દિવસે ચાહે ખેરાત કરે કે રિયા અને દેખાવનો દખલ ન હોય (ફતાવા અઝીઝી ભાગ ૧. પાનું ૯૮-૯૯)

ગરઝ કે ત્રીજુ, દસમું, બારમું, વીસમું ચાલીસમું અને વર્ષી એ ઈસ્લામી તકરીબાત (ક્રિયાઓ) નથી. પરકૌમની હમસાયગી અને તકલીદનો નતીજો છે. ફકત ખુદાપાક વધુ જાણકાર છે.

**સય્યિદુ-શ્શુહદા (રદી.) માટે હુઝુર (સલ.) એ ત્રીજું, દસમું-ચહલ્લુમ વિગેરે કર્યું હતું શું આ રિવાયત ખરી છે?**

(૨૧૩) સવાલ :- એક રિવાયત એ લખી છે કે ખુદ હુઝુર (સલ.)એ પોતાના કાકા સય્યિદુ-શ્શુહદા હઝરત હમ્ઝહ (રદિ.)ની રૂહને સવાબ પહોંચાડવા તેમની શહાદતના ત્રીજા દિવસે, પછી ૧૦ માં દિવસે, પછી ૪૦ માં દિવસે અને પછી છ મહીના પછી અને વરસ પછી આવી ક્રિયાઓ કરી હતી અને સહાબા પણ તે પ્રમાણે ઈસાલે સવાબ કરતા હતા. (મજમુઉ-રિવાયાત)

શું મઝકુર બાબતો સહીહ હદીસથી સાબિત છે. ?

જવાબ :- મઝકૂર રિવાયત પણ સહીહ નથી. મનઘડત અને પાયા વગરની છે. આપ (સલ.) અને સહાબહ (રદિ.) ઉપર ખુલ્લું બુહતાન છે.

અગર મઝકૂર રિવાયત સહીહ હોત તો ઈસાલે સવાબ માટે મઝકૂર તારીખો અને દિવસો

મુકર્રર કરી દેવું સુન્નત ઠરી જાત, અને એ દિવસોને એ માટે ફઝીલત મળત, હાલાંકે ફતાવા બઝ્ઝાઝિયહમાં છે કે, **વયુકરહુ ઈત્તિખાઝુ-ત્તઆમિ ફિલ્યમિલ અવ્વલિ વસ્સલાસિ વબઅદલ ઉસ્બુઈ.**

અર્થાત :- અને મય્યિત વાળા ઘેર ખાસ પહેલા દિવસે અને ત્રીજા દિવસે અને હફતા પછી ખાણું તૈયાર કરવાની રસમ મકરૂહ છે. (ભાગ ૧ પાનું ૮૧) અને ઈમામ નવવી (રહ.)ની શર્હે મિન્હાજમાં છે; **વ ઈત્આમુત્તઆમિ ફિલ અય્યામિલ મખ્સુસાતિ કસ્સાલિસિ વલ્ખામિસિ વત્તાસિઈ વલ્આશિરિ વલ્ઈશ્રીન વલ્અરબઈન વશ્શહરિ-સ્સાદિસિ વસ્સનતિ બિદઅતુન,**

અર્થાત :- ખાસ-ખાસ દિવસોમાં ખાણું ખવ્વડાવવાનો રિવાજ જેમકે ત્રીજા દિવસે અને પાંચમા દિવસે અને દસમા દિવસે અને વિસમા દિવસે અને ચાલીસમા દિવસે અને છ મહીને અને વર્ષી પર એ બધું બિદઅત છે.''

અને શૈખ અબ્દુલ હક મુહદ્દિસે દહેલ્વી (રહ.) ( શર્હે સિફરૂ-સ્સઆદત અને મદારિજુ-ન્નુબુવ્વતમાં લખે છે કે :- અમ્મા ઈ ઈજતિમાએ મખ્સૂસ રોઝે સોમ વ ઈરતિકાબે તકલ્લુફાતે દીગર વ સરફે અમ્વાલ બે વસિય્યત અઝ હકકે યતામા બિદઅત-સ્ત વ હરામ (પાનું ૨૭૩) (મદારિજુ-ન્નુબુવ્વત ભાગ ૧ પાનું ૪૨૧)

અર્થાત :- પરંતુ ત્રીજા દિવસે આ (ઝિયારતના તોર પર ) ખાસ ઈજિતમાઅ કરવું અને બીજા તકલ્લુફાત કરવા અને યતીમોના હકમાંથી મય્યિતની વસિય્યત વિના ખર્ચ કરવું બિદઅત અને હરામ છે. (દિવસોની તખ્સીસ અને તકલ્લુફાતને બિદઅત ફરમાવ્યું છે અને યતીમોનું હક મારવાને હરામ ઠેરવ્યું.)

અને કાઝી સનાઉલ્લાહ પાનીપતી (રહ.) વસિય્યત નામામાં લખે છે કે, વ બઅદ મુર્દને મન રૂસૂમે દુન્યવી મિસ્લે દહુમ વ બિસ્તુમ વ ચહલુમ વ શશ્માહી વ બરસી હેચ ન કુનન્દ.

અર્થાત :-અને મારા મરવા પછી દુન્યવી રસ્મો જેમકે દસમું, વીસમું, ચાલીસમું, છમાહી તથા વર્ષી કાંઈ કરવામાં આવે નહી. (માલા બુદ્દ મિન્હુ પાનું ૧૬૦)

હા, તારીખ અને દિવસની તખ્સીસ અને ત્રીજા-દસમા ચાલીસમા, વીસમાની પાબંદી વગર કોઈ પણ તારીખે અને દિવસે ઈસાલે સવાબ કરી શકાય છે, મના નથી. મૌતના પહેલા દિવસથી જ ઈસાલે સવાબના કામો શરૂ કરી દેવામાં આવે, ખાસ કરી મય્યિતના નમાઝ, રોઝા કઝા થયા હોય તો તેનો ફિદયો અદા કરવાની વિલંબ વિના કોશિશ કરે.

હદીસ શરીફમાં છે કે કબરમાં મય્યિતની હાલત એવી હોય છે જેવી કે પાણીમાં ડુબનાર મદદ માંગનારની, સવાબની રાહ જુએ છે કે બાપ-માં-ભાઈ અથવા મિત્રના તરફથી તેને પહોંચે, જ્યારે સવાબ પહોંચે છે તો તે તેના નઝદીક દુન્યા અને દુન્યાની બધી વસ્તુઓ કરતાં ઘણો વહાલો હોય છે. (મિશ્કાત પાનું ૨૦૬)

માટે જેમ બને તેમ તાકીદે લિવજહિલ્લાહ અને સુન્નત તરીકા મુજબ ઈબાદતે માલી તથા બદનીનો સવાબ મય્યિતને પહોંચાડે, ત્રીજા, દસમા, વીસમા, ચાલીસમા, છમાહી અને વર્ષીની રાહ જુએ નહી, એમાં મય્યિતનું દેખીતું નુકસાન છે, અને સુન્નતની વિરૂધ્ધતા છે. ખિલાફે સુન્નત કામોમાં કાંઈ ભલાઈ હોતી નથી. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**નીચેની દુઆ લખી મય્યિતની છાતી પર રાખવા વિષે શું હુકમ છે ?**

(૨૧૪) સવાલ :- અહમદાબાદથી માસિક આબે હયાત નિકળે છે. જેના ચાલુ માસના અંકમાં ઈસાલે સવાબ સંબંધી કાર્યાલય તરફથી લેખ લખાયો છે. અને તેમાં મરનાર માટે એક

ખાસ દુઆ માટે નીચે મુજબ લખ્યું છે.

કબીરીમાં લખ્યું છે કે મરનાર સ્ત્રી કે પુરૂષને કફન પહેરાવતી વખતે એક કાગળ ઉપર નીચે મુજબની દુઆ લખી તેની છાતી ઉપર મુકી તેને દફન કરવામાં આવે તો અલ્લાહ તઆલા તે મય્યિત ઉપર પોતાની અપાર દયા અને રહમ વરસાવે છે તે દુઆ આ મુજબની છે.

બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ.

રબ્બના અત્મિમ લના નૂરના વગ્ફિર લના ઈન્નક અલા કુલ્લિ શય્ઈન કદીર, અશહદુ અન લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુવઅશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસુલુહ, અકિમિસ્સલાત તરફયિ-ન્નહારિ વ ઝુલફમ મિન-લ્લયિલ ઈન્નલ હસનાતિ યુઝહિબ્ન-સ્સયિઆત, ઝાલિક ઝિકરા લિઝ્ઝાકિરીન, અફમન શરહ-લ્લાહુ સદરહુ લિલ ઈસ્લામિ ફહુવ અલા નુરિમ મિર્રબ્બિહી ફસ્બિર ફઈન્નલ્લાહ લા યુઝીઉ અજરલ મુહસિનીન, અકિમિસ્સલાત લિદુલુકિ-શ્શમ્સિ ઈલા ગસકિ-લ્લયિલ વકુર્આનલ ફજરિ ઈન્ન કુર્આનલ ફજરિ કાન મશહૂદા, ફકુલ હસ્બિયલ્લાહુ લા ઈલાહ ઈલ્લા હુવ અલયિહિ તવક્કલતુ વહુવ રબ્બુલ અર્શિલ અઝીમ

આટલું લખી અંતમાં બિસ્મિલ્લાહ સહિત અલમ નશ્રહની આખી સુરત લખી તે કાગળ મય્યિતના સીના ઉપર મુકી દેવો. (કબીરી શર્હે મુન્યહ પેજ ૬૫૯) (મિફતાહુલ જિનાન બાબ ૨૦ મો પ્રકરણ ૬)

મય્યિત માટે ઉપર મુજબ કરવું જાઈઝ છે કે નાજાઈઝ ? તેની તફસીલ જણાવશો.

જવાબ :-'કબીરી શર્હે મુન્યહ'માં મઝકુર દુઆ કાગળ ઉપર લખી મય્યિતની છાતી ઉપર મુક્વાની તશ્રીહ નથી. માત્ર એ નકલ કરવામાં આવ્યું છે કે :-

"અગર મય્યિતની પેશાની અથવા પાઘડી અથવા કફન પર અહદનામુ લખવામાં આવે તો તેની મગફિરતની આશા છે. આગલા ઝમાનામાં કોઈએ વસિય્યત કરી હતી કે મારી પેશાની અને છાતી ઉપર બિસ્મિલ્લાહિ-ર્રહમાનિ-ર્રહીમ લખી દેશો. મરવા પછી ખ્વાબમાં હાલ પુછતાં તેણે કહ્યું કે "અઝાબંના ફરિશ્તાએ મારી પેશાની અને છાતી ઉપર બિસ્મિલ્લાહ લખેલી જોઈ કહ્યું કે તુ અઝાબથી મામુન છે. "

આઈબારતની મતલબ એ હોય કે સિયાહી (રોશ્નાઈ) વગર આમ જ આંગળીના ઈશારેથી કફન વિગેરે ઉપર અહદનામું વિગેરે દુઆ લખવામાં આવે તો એ બરાબર છે એમાં વાંધો નથી. ફતાવા શામીમાં છે કે અમુક ફુકહા (રહ.)એ રોશ્નાઈ વગર માત્ર કલિમએ શહાદતની આંગળીથી મય્યિતની પેશાની ઉપર બિસ્મિલ્લાહ અને છાતી પર કલિમએ તય્યિબ ગુસલ પછી કફનમાં લેવા પહેલાં લખવાની હિદાયત કરી છે. (શામી ભાગ-૧ પાનું ૮૪૮)

અને દુર્રેમુલ કીસમાં છે કે "બેનવેસન્દ બર પેશાનીએ મય્યિત બિગય્રિ મિદાદ બઅંગુશ્ત."

અર્થાત :-મય્યિતની પેશાની પર રોશ્નાઈ વગર આગળીથી લખી દે અને જો કબીરીની ઈબારતની એ મતલબ લેવાય કે સિયાહી વિગેરેથી લખવામાં આવે તો એ કૌલ મોઅતબર અને સહીહ નથી, અલ્લામહ શામી વિગેરે મુહક્કિકીન ફુકહા એના સખ્ત વિરૂધ્ધ છે. શામીમાં છે :-

**વકદ અફતા ઈબ્નુ-સ્સલાહિ બિઅન્નહુ લા યજુઝુ.........**

અર્થાત :- ઈમામ ઈબ્ને સલાહ (રહ.)એ ફત્વો આપ્યો છે કે સૂરએ યાસીન અને સૂરએ કહફ વિગેરે મુતબર્રક કલિમાત કફન ઉપર લખવું જાઈઝ નથી. કારણ કે જાણી જોઈ વાજિબુલ એહતેરામ કલિમાત કફન ઉપર લખવું મુર્દાના લોહી વિગેરે નાપાકીમાં એને આલુદહ કરવું છે.

વળી ફત્હુલ કદીરથી હમો આગળ બયાન કરી આવ્યા છીએ કે કુર્આની આયતો અને ખુદાના પાક નામો રૂપીઆ અને મિહરાબો તથા દીવારો (ભીત) ઉપર લખવું મકરૂહ છે અથવા બેઅદબી થવાનો ભય છે. તો મુર્દાના શરીર અથવા કફન ઉપર લખવું ઝરૂર મના થશે. જ્યાં લગી મુજતહિદથી સાબિત ન હોય અથવા કોઈ સહીહ હદીસમાં એની સરાહત (ચોખવટ)આવી ન હોય એ પ્રમાણે જાઈઝ નથી. (શામી ભાગ ૧ પાનું ૮૪૭)

મનાઈનું મુખ્ય કારણ કલિમાત અને મુબારક નામોની બેઅદબી અને બેહુરમતી છે.

હઝરત શાહ અબ્દુલ અઝીઝ મુહદ્દિસે દહેલ્વી (રહ.)કબરમાં શજરો મુકવા બાબત લખે છે કે "શજરહ દર કબર નિહાદન મઅમુલે બુઝુર્ગાનસ્ત લેકિન ઈરાદો તરીકસ્ત, અવ્વલ ઈંકે બર સીનએ મુર્દહ દરૂને કફન યા બાલાએ કફન ગુઝારન્દ. ઈ તરીક રા ફૂકહા મનઅ મીકુનન્દ. વ મીગોયન્દ કે અઝ બદને મુર્દહ ખુન વ પીપ સય્લાન મી કુનદ વ મુજિબે સૂએ અદબ બ અસ્માએ બુઝુર્ગાં મી શવદ.

અર્થાત :-કબરમાં શજરો (અમુક) બુઝુર્ગોનો મઅમુલ છે,. પરંતુ એના બે તરીકા છે. એક એ કે મુર્દાની છાતી ઉપર કફનની અંદર અથવા કફન ઉપર મુકાય, આ તરીકાને ફુકહા (અમુક) મના કરે છે અને કહે છે કે મુર્દાના શરીરમાંથી લોહી અને પરૂ જારી થશે અને બુઝુર્ગોના નામોની બેહુરમતી થશે. (ફત્ઝે આમ)

અને ફવાઈદુલ ફુવાદમાં છે 'કુર્આન વ દુઆ બર તુરબતહા નમી બાયદ નવિશ્ત વ બર જામએ કફન નીઝ.'

અર્થાત :- કુર્આન અને દુઆ કબરો ઉપર નહી લખવી જોઈએ અને કફન ઉપર પણ નહી લખવી જાઈએ.

અને લુત્ફની વાત એ છે કે રઝાખાની ફિર્કાની મશહુર અને નામચીન કિતાબ બહારે શરીઅતમાં મઝકુર બયાનના અંતમાં ફેસ્લા રૂપ મનાઈના હુકમની તાઈદ કરી છે કે :-મગર નહલાનેકે બાદ કફન પહેનાનેસે પેશ્તર કલિમહકી ઉંગલીસે લિખે, રોશ્નાઈસે ન લિખે, (બહારે શરીઅત ભાગ-૪ પાનું ૧૬૪)

સારાંશ કે અહદનામું વિગેરે દુઆ મય્યિતના શરીર અથવા કફન ઉપર રોશ્નાઈ વિગેરેથી લખવું લખાણની બેઅદબી અને બેહુરમતીના કારણે મના છે હા, બરકત હાસિલ કરવા અહદનામું વિગેરે કોઈ દુઆ કફન ઉપર અથવા બિસ્મિલ્લાહ પેશની ઉપર અને કલિમો છાતી ઉપર રોશ્નાઈ વગર માત્ર કલિમાની આંગળીના ઈશારે એવી રીતે લખવામાં આવે કે અક્ષરોના નિશાન પડે નહી તો જાઈઝ છે, મના નથી. પરંતુ એને ઝરૂરી અને મસ્નુન સમજી લેવાય નહીં, તેમજ અકીદો પણ એ ન હોય કે એનાથી નકકી મગ્ફિરત થઈ જાય છે કારણકે મગ્ફિરતના સાધનો સિમાઈ છે. કિયાસી નથી. માટે સહીહ હદીસો વિગેરે મઝબુત દલીલ વગર માત્ર કિયાસ અને ખ્વાબના આધારે અકીદો કે શરઈ હુકમ બની શકતો નથી હા, નુઝૂલે રહમત અને હુસૂલે મગ્ફિરતની ઉમ્મીદ રાખવી બેહતર છે. ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

### ઈસાલે સવાબ માટે કુર્બાની કરવી બહેતર છે કે ખૈરાત?

(૨૧૫) સવાલ :-મય્યિતને સવાબ પહોંચાડવા માટે પૈસા ખૈરાત કરવું બહેતર છે કે તે પૈસાથી જાનવર ખરીદી કુર્બાની કરી ઈસાલે સવાબ કરવું અફઝલ છે?

જવાબ :- કુર્બાનીના દિવસોમાં ઈસાલે સવાબ માટે પૈસા અથવા જાનવર વિગેરે સદકો કરવા કરતાં કુર્બાની કરી તેનો સવાબ મય્યિતને પહોંચાડવામાં વધુ લાભ અને સવાબ છે. સદકા

અને ખૈરાતમાં ફકત માલનું અદા કરવું છે. અને કુર્બાની કરવામાં માલનું અદા કરવું અને માલનું ફિદા કરવું બન્નેવ છે.

ખુલાસતુલ ફતાવામાં છે કે ૧૦ દિરહમનું જાનવર કુર્બાની માટે ઝબહ કરવું હઝાર દિરહમ ખૈરાત કરવાથી બેહતર છે. (ભાગ ૪ પાનું-૩૨૦) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.

**વાલિદના ઈસાલે સવાબ માટે કુર્બાનીમાં હિસ્સો રાખી શકાય?**

(૨૧૬) સવાલ :- કુર્બાનીના જાનવરમાં મર્હુમ વાલિદ સાહબના ઈસાલે સવાબ માટે એક હિસ્સો રાખવા ચાહું છું તો રાખી શકું કે નહી? એનું ગોશ્ત ગરીબોને વહેંચવુ ઝરૂરી છે કે ઘરમાં પણ વાપરી શકાય?

જવાબ :-વાલિદ સાહબના ઈસાલે સવાબ માટે કુર્બાનીના જાનવરમાં તમો હિસ્સો રાખી શકો છો, ખુદાપાક કબુલ ફર્માવે. એને પુરે-પુરૂં ગરીબો પર તકસીમ કરવું ઝરૂરી નથી. તમો તેમજ ઘરવાળાઓ એને ખાય શંકો છો. (શામી ભાગ-૫ પાનું-૨૯૨) ફકત ખુદાપાક વધુ જાણનાર છે.